# એમ. એ. બનાકે ક્યોં મેરી મિટ્ટી ખરાબકી!



લખનાર

અમૃત કેશવ નાયક.



"તાલીમ યુનિવર્સિટી ખાના ખરાબકી,"
"એમ એ. બનાકે ક્યું મેરી મિટ્ટી ખરાબકી!"





પ્રકાશક

"ગુજરાતી" પ્રેસના માલિક.

વિ૦ સ. ૧૯૬૫. ઈ. સ. ૧૯૦૮.

# ઉપોદ્‌ઘાત.



"જો સુખ઼નવર હયૅ વોહી લુત્ફે સુખન રખતે હયૅ;
વર્ના કહને કો તો ગૂંગેલી દહન રખતે હયૅ"

એક ઉર્દુ કવિ.

આજથી લગભગ બે અઢી વર્ષ પૂર્વે "ગુજરાતી" નામક સુપ્રસિદ્ધ માં સમાપ્ત થયેલી અને ગુર્જરીય પ્રજામાં પ્રશંસાને પાત્ર થયેલી એમ. એ. બનાકે ક્યોં મેરી મિટ્ટી ખ઼રાબકી?" નામક નવલ , આજે ગ્રંથના આકારમાં વાંચકો સમક્ષ રજુ થાય છે. જેવી રીતે જરાતી" પત્ર પોતાનાં ભેટનાં પુસ્તકોદ્વારા ઐતિહાસિક જ્ઞાનામૃતનું કોને પાન કરાવે છે, તેવી જ રીતે સામાજિક અને વર્ત્તમાન રાજ- । વિષયને ચર્ચતી નવલ કથાઓ પ્રકટ કરી, ગુર્જરીય પ્રજાને એ યોનો પણ ભાસ કરાવવો જોઇએ, એવા ઉદ્દેશથી જ પ્રથમવાર ઉપ- ત નવલકથા એ પત્રમાં પ્રકટ કરવામાં આવી હતી.

આ વાર્તાનું પુસ્તક વાંચકો સમક્ષ રજુ કરતાં જેટલો આનંદ ય છે, તેટલો જ ખેદ એટલા માટે થાય છે કે, એ નવલકથાના મક અમૃત કેશવ નાયક, પોતાની કૃતિને પુસ્તકના આકારમાં પ્રકટ લી જોવા માટે જીવતા નથી: બે વર્ષથી તેમનો સ્વર્ગવાસ થયો છે. થી, અર્થાત્ પુસ્તકની ઉપયોગિતાનું વર્ણન કરવા પૂર્વે, સ્વ. અમૃત વ નાયક–પ્રસ્તુત ગ્રંથના કર્ત્તાનું–જીવન સંક્ષેપમાં અહી આપવું, એવી મના ઘણા મિત્રોની ઇચ્છાને વશવર્તી, આ સક્ષિપ્ત જીવન આપવાનો ાાસ કીધો છે, જે અસ્થાને તો નહિ જ ગણાય. અમૃતના જીવનમાં લી બધી અનુકરણીય ગુણાવલિ સમાયલી હતી કે, તેના સ્ફોટ ટે બીજો આટલો જ ગ્રંથ લખવો જોઇએ, પરંતુ સ્થાન અને સમ- અભાવ હોવાથી, સંક્ષિપ્ત જીવનથી અત્યારે તો એમના મિત્રોએ ોટ થવું પડશે.

અમૃતનો જન્મ અમદાવાદની ત્રાગાળા જ્ઞાતિના કેશવલાલ નામક ગૃહસ્થ પિતાના ગૃહમાં થયો હતો. એમનાં માતુશ્રીનું નામ સંતો- ાાઇ–જે આજે હયાત છે. પનાભાઈ અને વલ્લભદાસ નામના બે ઇઓ તેમને હતા. એમાંના પનાભાઈ આજથી લગભગ છ વર્ષ ેલાં જ સ્વર્ગવાસી થયા છે અને સર્વથી ન્હાના વલ્લભદાસ મુંબઇની રસી નાટક મંડળીના ડાયરેકટર છે.

અમૃતનો જન્મ વિક્રમાર્ક ૧૯૩૩ ના વૈશાખ માસની શુક્લ પ્રતિપદાને દિવસે અમદાવાદમાં થયો હતો અને વિક્રમાર્ક ૧૯૬૩ ના આષાઢ માસની શુક્લાષ્ટમીને દિવસે મુંબઇમાં પરલોકવાસ થયો હતો. મૃત્યુસમયે એનું વય માત્ર ૩૧ વર્ષનું જ હતું. અમૃતના જન્મ સમયે તેના પિતાની આર્થિક અવસ્થા સારી ન હોવા છતાં પણ સાધારણતઃ વિદ્યામાં અભિરુચિ ધરાવનારા હોવાથી, પોતાના પુત્રને તેમણે પાંચેક વર્ષની વયે અમદાવાદમાં સ્વામીનારાયણના મંદિર પાસે આવેલી કેશવલાલ નામના મહેતાજીની નિશાળમાં ભણવા બેસાડ્યો. ત્યાં તેમણે ગુજરાતી (હોપ-સીરીઝ) બે ચોપડીઓનો અભ્યાસ કર્યો! એ પછી સાત વર્ષની અવસ્થા થતાં તેઓ દરિયાપુરમાંની મ્યુનિસિપલશાળામાં ભણવા બેઠા અને ત્યાં પાચ ચોપડી સૂધી અભ્યાસ કરીને ગુજરાતી ભાષાના અભ્યાસનો તેમણે ત્યાગ કર્યો. પોતાને બાલ્યાવસ્થામાં જ સ્વાભાવિક રીતે ઉર્દુ ભાષા તરફ વધારે અભિરુચિ હોવાથી, અમદાવાદ કાળપુરની ઉર્દુ નિશાળમાં ઉર્દુ બે ચોપડીઓની પરીક્ષા આપી અને એ પરીક્ષાઓ આપવા સાથે જ તેમનાં શાળાશિક્ષણની ઇતિશ્રી થઈ!

અમૃતના પિતાની સાંસારિક સ્થિતિ સારી ન હોતી, એટલે એટલો અભ્યાસ કરાવ્યા પછી પોતાના પુત્રને તેમણે ધંધે વળગાડવાનો પ્રયત્ન કરવા માંડ્યો. અચાનક યોગ આવી મળવાથી અમૃતનો મુંબઇની એક નાટક મંડળી સાથે સંબંધ થયો. એ નાટક મંડળી તે અત્યારે સમસ્ત ભારતવર્ષમાં એકે અવાજે વખણાતા નામાંકિત ઍક્ટર અને બાહોશ માલિક કાવસજી પાલનજી ખટાઉની 'ઓરીજીનલ આલફ્રેડ નાટક મંડળી' જ છે. એ નાટક મંડળી તે સમયમાં કોટમાં ટિવોલી અને ગેઇટી થીએટરમાં પોતાના ખેલો ભજવતી હતી. અમૃત શરુઆતમાં જ ચાળીસ રૂપિયાના પગારથી નાટક તખતાપર આવ્યો હતો. પોતાના પુત્રની દેખરેખ માટે તેમના પિતા કેશવલાલ પણ મુંબઇમાં તેની સાથે જ રહેતા હતા. નાટકના વ્યવસાયના મંગલાચરણમાં જ 'ગામરેની ગોરી' નામના નાટકમાં ઇરાનીની અને 'બીમારે બુલબુલ' નામના નાટકમાં પુંબાની ભૂમિકા ભજવીને કાવસજીની, તેમ જ પ્રેક્ષકોની એટલી બધી પ્રશંસા મેળવી હતી કે, ભાગ્યે જ કોઈ અલ્પવયી બાળક પાત્રને એવો પ્રસંગ પ્રાપ્ત થયો હશે અથવા થશે. કેટલાક કાળ પછી એ કંપનીના મહમ્મદઅલી નામના ભાગીદાર કાવસજીથી છૂટા પડ્યા અને તેમણે 'નવી આલ્ફ્રેડ નાટક મંડળી' નામની નાટક કંપની સ્થાપી. અમૃત પણ એ કંપનીમાં આવ્યા અને ત્યાં કંપનીના અનુભવી ડાયરેક્ટર સોરાબજી ઓગરાના હાથ તળે ઍસિસ્ટંટ ડાયરેક્ટરનું કામ કરવા લાગ્યા. ઍક્ટીંગ (અભિનય)

અને ઉર્દુ ભાષાપરના તેમના સારા કાબૂને લીધે જ, એ જવાબદારીનું કામ તેમને સોંપવામાં આવ્યું અને તેમાં અંતપર્યંત તેઓ ફ્તેહમંદ નીવડ્યા છે કે કેમ, તે નાટયકળાના શોખીનો સારી રીતે જાણે છે. ઍસિસ્ટંટ ડાયરેકટરનું કામ સંભાળવા ઉપરાંત તે 'અલાઉદીન' નાટકમાં અલાઉદીન અને 'લયલા ઉર્ફે સિતાર–ચે મિગરેલીયા' આદિ નાટકોમાં પણ મુખ્ય નાયકની ભૂમિકા ભજવતો, તેમ જ સાથે પોતાના ઉર્દુ અભ્યાસમાં પણ વધારો કરતો. જો મારી સ્મરણશક્તિ મને દગો ન દેતી હોય તો ઈ. સ. ૧૮૯૭ કે ૯૮ સુધી અમૃત એ કંપનીમાં હતો અને રૂ. ૭૦ ના પગાર સુધી આવી પહોંચ્યો હતો. નવી આલ્ફ્રેડ નાટક મંડળીનો 'લયલા' નામનો નવો ખેલ ઈ. સ. ૧૮૯૫ માં બહાર પડયો, તે વેળાએ જ મારો અમૃત સાથે મિલાપ થયો અને અંતપર્યંત તે સંબંધ અખંડ અને અવિ-ચળ હતો–કારણ કે મિત્રના સંબંધને જાળવી રાખવાની અમૃતના અંગમાં કાંઈક આશ્ચર્યકારક યોગ્યતા હતી.

ઈ. સ. ૧૮૯૭ કે ૯૮ માં 'નવી આલ્ફ્રેડ નાટક મંડળી'ની નોકરી છોડવાનો યોગ તેમને કેવી રીતે પ્રાપ્ત થયો, એ જાણવા માટે કાવ-સજી ખટાઉનો થોડોક ઇતિહાસ અહીં આપવો આવશ્યકીય છે. કાવ-સજી ખટાઉ અને મહમ્મદઅલી પોતાના ભાગીદાર તરીકેના સંબધને તોડીને જૂદા પડ્યા અને મહમ્મદઅલીએ નવી નાટક કંપની કરી, તે દરમ્યાન કાવસજી ખટાઉએ પોતાની જૂની કંપની કેટલાક વખત સુધી ચલાવી અને ત્યાર પછી તેઓ બાલીવાલાની વિક્ટોરિયા નાટક મંડળીમાં ભાગીદાર તરીકે જોડાયા. મીસ મેરી ફ્રેન્ટન નામની જાણીતી અંગ્રેજ ઍક્ટ્રેસ (નર્તકી) પણ તેમની સાથે જ હતી. એક વર્ષ પછી કેટલાંક કારણોને લીધે ખટાઉએ વિક્ટોરિયા કંપની સાથેનો પોતાનો સંબધ પૂરો કર્યો અને કેટલાક દિવસ છૂટા છવાયા પારસી સસારી ખેલો ભજવ્યા પછી, પાછી એક નવી નાટક મંડળી ઉભી કરવાનો તેમણે પ્રયત્ન કરવા માંડ્યો. રેનાલ્ડના 'લયલા ઑર ધિ સ્ટાર ઑફ મિગ-રેલીયા' નામક નૉવેલના આધારે તેમણે 'લયલા ઉર્ફે સિતાર–ચે મિગરે-લીયા' નામનું ઉર્દુ નાટક લખાવ્યું. રિહર્સલ ચલાવીને નાટક તૈયાર કર્યું અને તે ગ્રાન્ટરોડપરના રીપન થીએટરમાં થોડા દિવસમાં જ પ્રેક્ષકો સમક્ષ રજુ થવાનું હતું, એટલામાં એકાએક મિસ મેરી ફ્રેન્ટન સાથે કાંઈ વૈમનસ્ય થતાં તે સિંગાપોર ચાલી ગઈ અને બીજાં પણ કેટલાંક એવાં કારણો બની ગયાં કે, જેને લીધે ખટાઉને કંપની બંધ જ કરવી પડી. પોતાનો તૈયાર ખેલ અને ડ્રેસ સીન સીનેરી વગેરે તૈયાર સામાન તેમણે નવી આલ્ફ્રેડ કંપનીના માલેક અને પોતાના જૂના ભાગીદાર મહમ્મદ-

અમૃતનો જન્મ વિક્રમાર્ક ૧૯૩૩ ના વૈશાખ માસની શુકલ પ્રતિપદાને દિવસે અમદાવાદમાં થયો હતો અને વિક્રમાર્ક ૧૯૬૩ ના આષાઢ માસની શુકલાષ્ટમીને દિવસે મુંબઇમાં પરલોકવાસ થયો હતો. મૃત્યુસમયે એનું વય માત્ર ૩૧ વર્ષનું જ હતું. અમૃતના જન્મ સમયે તેના પિતાની આર્થિક અવસ્થા સારી ન હોવા છતાં પણ સાધારણતઃ વિદ્યામાં અભિરુચિ ધરાવનારા હોવાથી, પોતાના પુત્રને તેમણે પાંચેક વર્ષની વયે અમદાવાદમાં સ્વામીનારાયણના મંદિર પાસે આવેલી કેશવલાલ નામના મહેતાજીની નિશાળમાં ભણવા બેસાડ્યો. ત્યાં તેમણે ગુજરાતી (હોપસીરીઝ) બે ચોપડીઓનો અભ્યાસ કર્યો! એ પછી સાત વર્ષની અવસ્થા થતાં તેઓ દરિયાપુરમાંની મ્યુનિસિપલશાળામાં ભણવા બેઠા અને ત્યાં પાંચ ચોપડી સૂધી અભ્યાસ કરીને ગુજરાતી ભાષાના અભ્યાસનો તેમણે ત્યાગ કર્યો. પોતાને બાલ્યાવસ્થામાં જ સ્વાભાવિક રીતે ઉર્દુ ભાષા તરફ વધારે અભિરુચિ હોવાથી, અમદાવાદ કાળપુરની ઉર્દુ નિશાળમાં ઉર્દુ બે ચોપડીઓની પરીક્ષા આપી અને એ પરીક્ષાઓ આપવા સાથે જ તેમનાં શાળાશિક્ષણની ઇતિશ્રી થઈ!

અમૃતના પિતાની સાંસારિક સ્થિતિ સારી ન હોતી, એટલે એટલો
સબંધે અભ્યાસ કરાવ્યા પછી પોતાના પુત્રને તેમણે ધંધે વળગાડવાનો પ્રયત્ન
અમૃત ડાયરેકટરના ... આવી સળવાથી અમૃતનો મુંબઇની એક
મંડળી'એ નવા રૂપમાં દેખાવ આ... નાટક મંડળી તે અત્યારે સમસ્ત
પ્રથમ પ્રયત્ન તરીકે 'ખૂને નાહક' (શેક્સ્પીઅર... શોકપર્યવસાયી (ટ્રેજેડી) માલિક
ખેલ રજુ કર્યો. ઉર્દુ રંગ ભૂમિપર પૂર્ણ શોકપર્યવસાયી ... ખટાઉ જ છે. અમૃત
ભજવવાની પહેલ કરનાર જો કોઈ પણ હોય તો તે ખટાઉ જ છે. અમૃત
અને ખટાઉના નાટકની કળાને વધારવાના સંબંધમાં એક જ પ્રકારના
વિચારો હોવાથી, પોતાની નવી પદ્ધતિને અનુસરીને તેમણે 'ખૂનેનાહક',
'મુરીદેશક', 'બ્રૂજમેફ્રાની', 'અસીરેહિર્સ' અને 'શહીદેનાજ' આદિ
શેકસપીયર અને શેરીડન જેવા અંગ્રેજ નાટકકારોનાં નાટકોને ઉર્દુ પોશાક
પહેરાવી, એવી તો દક્ષતાથી હિન્દુસ્તાનની પ્રજા સમક્ષ રજુ કર્યાં કે,
સમસ્ત આર્યાવર્ત્તમાં એ નાટક મંડળી ધન્યવાદ મેળવવાને ભાગ્યશાળી
થઈ, અને કેટલાક રસજ્ઞોએ, પત્રોમાં ભાવ અભાવ દર્શાવનારી છૂટથી
ટીકાઓ પણ કીધી. આજે બધી ઉર્દુ નાટક મંડળીઓએ ખટાઉ અને
અમૃતની એ પદ્ધતિનું એક સરખી રીતે ડગલે ને પગલે અનુકરણ કરવા
માંડ્યું છે, એ કાંઈ જેવા તેવા માનનો વિષય નથી.

અમૃતને બાલ્યાવસ્થાથી જ વિદ્યાની વિશેષ અભિરુચિ હતી, પરંતુ
નવી આલ્ફ્રેડ નાટક મંડળીમાં પરતંત્રતા વિશેષ હોવાથી એ વિદ્યાનો વિકાશ

અને ઉર્દુ ભાષાપરના તેમના સારા કાબૂને લીધે જ, એ જવાબદારીનું કામ તેમને સોંપવામાં આવ્યું અને તેમાં અંતપર્યંત તેઓ ફતેહમંદ નીવડ્યા છે કે કેમ, તે નાટ્યકળાના શોખીનો સારી રીતે જાણે છે. ઍસિસ્ટંટ ડાયરેકટરનું કામ સંભાળવા ઉપરાંત તે 'અલાઉદ્દીન' નાટકમાં અલાઉદ્દીન અને 'લયલા ઉર્ફે સિતાર–યે મિંગરેલીયા' આદિ નાટકોમાં પણ મુખ્ય નાયકની ભૂમિકા ભજવતો, તેમ જ સાથે પોતાના ઉર્દુ અભ્યાસમાં પણ વધારો કરતો. જો મારી સ્મરણશક્તિ મને દગો ન દેતી હોય તો ઈ. સ. ૧૮૯૭ કે ૯૮ સૂધી અમૃત એ કંપનીમાં હતો અને રૂ. ૭૦ ના પગાર સૂધી આવી પહોંચ્યો હતો. નવી આલ્ફ્રેડ નાટક મંડળીનો 'લયલા' નામનો નવો ખેલ ઈ. સ. ૧૮૯૫ માં બહાર પડયો, તે વેળાએ જ મારો અમૃત સાથે મિલાપ થયો અને અંતપર્યંત તે સંબંધ અખંડ અને અવિચળ હતો–કારણ કે મિત્રના સંબંધને જાળવી રાખવાની અમૃતના અંગમાં કાંઇક આશ્ચર્યકારક યોગ્યતા હતી.

ઈ. સ. ૧૮૯૭ કે ૯૮ માં 'નવી આલ્ફ્રેડ નાટક મંડળી'ની નોકરી છોડવાનો યોગ તેમને કેવી રીતે પ્રાપ્ત થયો, એ જાણવા માટે કાવસજી ખટાઉનો થોડોક ઇતિહાસ અહીં આપવો આવશ્યકીય છે, [illegible] સજી ખટાઉ અને મહમ્મદઅલી પોતાના [illegible] નામક સંબંધને તોડીને જૂદા પડ્યા અને [illegible] મા વારંવાર તેઓ બીજા કરી, તે દરમ્યાન કાવસજી [illegible] ઈ. સ. ૧૯૦૪ માં મારો અને અમૃતનો વખત સૂધી [illegible] સાથ પરિચય થયો. 'ભારતદુર્દશા નાટક', 'મુસાફર' માસિક પત્રમાં છપાઈ ગયા પછી ઈ. સ. ૧૯૦૪ના અંતમાં ખટાઉની કંપની કલકત્તે ઉપડવાની તૈયારીમાં હતી, એવામાં એક નજીવી બાબત માટે ખટાઉ અને અમૃત વચ્ચે કાંઇક મીનાકેસો થયો અને અમૃતે રાજી ખુશીથી પોતાની નોકરી છોડી દીધી. એ સમયે તેમને ૧૬૫ રૂપિયા પગાર મળતો, પરંતુ હૃદયના તેઓ એટલા બધા ઉદાર હતા કે, પોતે કંપની છોડવા છતાં, પોતાના ભાઇ વલ્લભદાસને ખટાઉનું કામ ન બગડે માટે, કલકત્તે સાથે જ જવા દીધો. જે દિવસે ખટાઉની કંપની છોડી તેને બીજે જ દિવસે પારસી નાટક મંડળીના માલેકો ફ્રામજી દાદાભાઈ અપ્પૂ અને રતનજી દાદાભાઇ અપ્પૂના અત્યંત આગ્રહને વશ થઈ, તેઓ પારસી નાટક મંડળીના ડાયરેકટરના હોદ્દાપર આવ્યા (રૂ. ૧૭૦ ના પગારે). ખટાઉની કંપની છોડવાથી અને ત્યાંના વર્ષોના પરિચિત મિત્રોનો વિયોગ થવાથી, કેટલાક દિવસ સૂધી તેમના મનમાં અત્યંત ઉદાસીનતા રહેતી અને તે ઉદાસીનતાને ભૂલી જવા માટે તેમણે 'મરીયમ' નામક મુસલમાન સંસારનું ચિત્ર રજુ કરનારી વાર્તાનું પુસ્તક લખવા માંડયું. એ પુસ્તક પણ

છપાઇને વાંચકોના હાથમાં આવી ચૂક્યું છે અને તે જોઇએ તેવું વખણાયલું પણ છે. એ પછી કેટલાક દિવસ નાટકના કામમાં જવાથી તેમનાથી કાંઈ લખી શકાયું નહોતું. પારસી નાટક મંડળીમાં એમની દેખરેખ તળે પ્રથમ 'મીઠાજહર' (શેકસપિયર કૃત 'સિમ્બેલાઇન'નું ઉર્દુ રૂપાંતર) નામક નાટક પ્રજા સમક્ષ રજુ કરવામાં આવ્યું અને એ નાટક આગળ 'જુલ્મે નારવા' તથા 'બાગે બિહિસ્ત'ના નામથી ઉર્દુ તથા ગુજરાતી ભાષામાં ભજવાઇને ન વખણાયલું હોવા છતાં પણ, અમૃતની કુશળતાથી 'મીઠાજહર' નામનો તેનો એ નવો અવતાર સારો વખણાયો. એ વખતે જ પારસી નાટક મંડળીની કાર્ય પદ્ધતિમાં લોકોને અતિશય પરિવર્ત્તન દેખાયું. પછી 'જહરીસાંપ' નામનું નાટક લખાવવાનું કામ સ્વર્ગવાસીએ હાથમાં લીધું; અને એ જ સમયમાં 'ગુજરાતી'ના માલેક સાથે પરિચય થતાં "ભારતમિત્ર"માંથી રૂપાંતર રૂપ 'શિવશંભૂ શર્માના ચિઠ્ઠા'ઓએ ગુજરાતી'માં દેખાવ આપ્યો અને તે ચિઠ્ઠાઓ 'ગુજરાતી'માં વખણાયા. અને એમાં છેલ્લો ચિઠ્ઠો, લોર્ડ કર્ઝનના કાર્યભારપર ટીકા રૂપ હોવાથી, એંગ્લો-ઇંડિયનોને ભારે ચણચણાટનું કારણરૂપ થઈ પડ્યો હતો. 'એમ. એ. બનાકે કયો મેરી મિટ્ટી ખરાબકી?' એ નવલકથા લખવાનો તેમણે આરંભ કર્યો અને 'ગુજરાતી'માં તે જેમ જેમ પ્રકટ થતી ગઈ, તેમ તેમ કેટલી સ્તુતિને પાત્ર થતી ગઈ, તે કહેવાને ખાસ આ સ્થાન નથી. 'ગુજરાતી'માં એ વાર્ત્તા ચાલતી હતી અને બીજી તરફ 'જહરી સાંપ' નાટકનું રીહર્સલ પણ નિયમિત રીતે ચાલતું હતું, એટલે કર્તાને બે માનસિક-કાર્યો એક સાથે કરવાં પડતાં હતાં. મૂળ પ્રકૃતિ કોમળ હોવાથી અને તેમાં આવાં કામનાં દબાણો થવાથી, એ સમયથી જ તેમની તન્દુરુસ્તિમાં બગાડો થવા માંડ્યો અને તેથી 'એમ. એ. બનાકે કયો મેરી મિટ્ટી ખરાબકી?' એ વાર્ત્તાનો છેલ્લો-લગભગ ચોથો ભાગ-કર્તા પાસે બેસી ડિકટેશન તરીકે મારે જ લખવો પડ્યો હતો, પરંતુ એટલાં પણ સદ્ભાગ્ય કે, પોતાની વાર્ત્તાની 'ગુજરાતી'માં પૂર્ણાહુતિ થતાં સુધી અને લોકોની પ્રશંસા સાંભળવા માટે તેઓ જીવતા હતા. 'જહરી સાંપ'નો ખેલ બહાર પડ્યા પછી અને તેમાં જાલિમ નવ્વાબનો ખૂની પાર્ટ ભજવ્યા પછી, તેમની પ્રકૃતિમાં ચાલૂ બગાડો થતો જ ગયો અને પરિણામે લગભગ એક વર્ષમાં જ તેમનો દેહાંત થઈ ગયો. 'અમૃત' નાટક પણ તેમણે જ વસ્તુ પસંદ કરીને પોતાની દેખરેખ તળે જ લખાવ્યું છે, પણ અફસોસ કે, તેને રંગભૂમિ પર રજુ કરવા પહેલાં જ નિર્દય કાળે તેમના દેહનો અંત લાવી નાંખ્યો છે. મરણ સમયે અમૃતનો પગાર રૂ. ૨૨૫ નો હતો, એ જ તેમની યોગ્યતાને દર્શાવી આપનારું એક પ્રબળ પ્રમાણ છે.

સ્વ. અમૃતલાલ સુપુત્ર હતો, ઉદાર હતો, વિનોદી અને દુઃખહારક મિત્ર હતો, રસીક ને રસજ્ઞ હતો, તેમ જ નાટ્યકળાનો સારો જ્ઞાતા હતો. અને પ્રસંગે પ્રસંગે કહેતો કે 'નાટકે જ મારી આ દુર્દશા કીધી છે!'

માતાપિતા પ્રતિ સ્વર્ગવાસીનો પૂજ્ય ભાવ હતો. કોઈ દિવસે પણ માતા પિતાની અવજ્ઞા તેણે કરી નથી અને પિતા જીવિત હતા ત્યાં સૂધી પિતાની આજ્ઞા પ્રમાણે જ તે વર્ત્તતો અને મરણ પર્યન્ત માતાની મર્યાદા પણ તેણે એવી જ જાળવી છે. ત્રાગાળા જ્ઞાતિ ગુજરાતમાં હલકી ગણાય છે—જો કે વાસ્તવિક તો તે જ્ઞાતિ ઉચ્ચ છે—બ્રાહ્મણ જ્ઞાતિ છે, પણ આચાર ભ્રષ્ટતાથી જ, ને ભવાઈ આદિ પેશાથી તેના વિશે લોકોનો એવો અભિપ્રાય બંધાઈ ગયો છે અને લોભિષ્ઠ મનાય છે; પરંતુ અમૃત એ જ્ઞાતિમાં અમૃતરૂપ હતો. પોતાના જ્ઞાતિ બન્ધુઓને, મિત્રોને અને અન્ય અર્થાર્થી જનોને બનતી સહાયતા આપવા માટે એનો હાથ સદા મોકળો હતો. કૉંગ્રેસ આદિ સાર્વજનિક મંડળોમાં પણ વારંવાર તે નાણાંની રકમો ભરી આપતો અને અતિથિઓનો આદર સત્કાર કરવામાં પણ લગભગ આવકનો ચોથો ભાગ—ચાલીશ પચાસ રૂપિયાનો ખર્ચ કરતો હતો. પોતાની જ્ઞાતિને સુધારવાની તેની ઘણી જ ઇચ્છા હતી અને તેટલા માટે આજથી સાત વર્ષ પહેલાં તેણે અમદાવાદમાં "ત્રાગાળા ભોજક હિતવર્ધક શાળા અને સમાજ"ની સ્થાપના કરી હતી, અને તેનું પોતાના જીવનનો અંત થતાં સૂધી દ્રવ્યદ્વારા પોષણ કર્યું હતું અને પોતાના મિત્રોમાંથી પણ એ શાળાને પુસ્તકો ને નાણાંની સારી સહાયતા મેળવી આપી હતી. એ શાળા અદ્યાપિ ચાલુ છે. અમૃતને પોતાના જીવનમાં પગાર અને રાજા મહારાજાઓ તથા નવાબો પાસેથી મળેલાં ઇનામો વગેરેથી લગભગ સાઠથી સિત્તેર હજારની કમાણી થઈ હશે ને જો તે સંગ્રહ કરવા ઇચ્છત તો સારો જીવ કરી શકત.

મિત્રો સાથે કોઈ પણ પ્રકારનું અભિમાન રાખ્યાવિના વિનોદમાં જ અમૃત પોતાનો કાળ વીતાડતો અને શોકાતુરને આનંદ આપવાની આશ્ચર્યકારક કળા તેનામાં સમાયલી હતી. એ ગુણો ઉપરાંત વિદ્વત્તાનો પણ અપૂર્વ ગુણ તેમનામાં સમાયલો હતો કે, જે તેમનાં લખેલાં પુસ્તકોથી સર્વ જ્ઞાત છે. કેળવણીના ઘાટા સંસ્કાર વગર, એક સારા અને કુદરતી લેખક તરીકે થોડા કાળમાં અમૃતે જે નામના અને કીર્તિ મેળવી છે, તે બીજા લેખકોએ વર્ષોનાં વર્ષો પ્રયાસ કરવા છતાં પણ ભાગ્યે જ મેળવી હશે. હિન્દી, ઉર્દુ અને ગુજરાતી ભાષાનું સારું જ્ઞાન ધરાવતો એ અંગ્રેજી અને સંસ્કૃત સાધારણ સમજી શકતો, જે તેમના ખાનગી અભ્યાસ અને દેશાટનનું જ પરિણામ હતું સ્વ૦

નાયકમાં વકતૃત્ત્વશક્તિ પણ સારી હતી. જો કે, વક્તા તરીકે પ્રકાશમાં આવવાનો એને વધારે પ્રસંગ મળ્યો નહોતો, તોપણ સાધારણ સભાઓમાં અને અન્ય પ્રસંગે જ્યારે પણ એ બોલવાને ઉભો રહેતો ત્યારે શ્રોતાઓને બહુધા તે મુગ્ધ જ બનાવી દેતો. નાટ્યકળાનું એને એટલું બધું ઉચ્ચ પ્રકારનું જ્ઞાન હતું કે, 'ખૂનેનાહક'ના નાટકમાં મલકાની ભૂમિકા જે અભિનયયુક્ત સ્વર્ગવાસી ભજવી ગયો છે, તેની જગ્યા આલ્ફ્રેડ નાટક મંડળીમાં અદ્યાપિ ખાલી જ છે. બીજા પણ ઘણાંક નાટકોમાંની એની ભૂમિકાઓ અત્યંત વખણાયલી હતી અને જે વેળાએ તે ભૂમિકા બીજું કોઈ પાત્ર ભજવે છે, ત્યારે પ્રેક્ષકોને તત્કાલ સ્વર્ગવાસીનું સ્મરણ થઈ આવ્યા વિના રહેતું નથી. એથી પણ વિશેષ કળા તેમનામાં એ હતી કે, કોઈ ગમે તેવો નિર્બળ અને નમાલો એકટર હોય તો તેને પણ થોડા વખતમાં કેળવીને એવો હુશિયાર બનાવી દેતો કે, તેની સારા એકટરમાં ગણના થતી. અત્યારે પણ એની પાસે પંદર ને સત્તર રૂપિયાના પગારથી આવેલા એકટરો, શીખીને સો સવાસોના પગારપર કાર્ય કરે છે અને સ્વર્ગવાસીના નામનું નિરતર સ્મરણ કરે છે. સ્વર્ગવાસી પોતે 'ઑલરાઉન્ડ્' એકટર હતો, એમ કહીએ તો ચાલે. સ્ત્રી તેમ જ પુરુષની ભૂમિકા એકસરખી રીતે અને ઉત્તમતાથી તે ભજવી શકતો, તેમ જ ટ્રૅજિક અને કૉમિક બન્ને રસની કુશળતા બતાવી શકતો હતો. એની નાટકકાર તરીકેની કુશળતાને જોઇને એક અંગ્રેજ નાટકકાર પણ એટલો બધો પ્રસન્ન થયો હતો કે, ખટાઉ અને અમૃતનાં ચિત્રો ઈંગ્લૅંડના 'ટેટલર' નામક બહુ ફેલાવો પામેલા પત્રમાં, તેમના ટૂક વિવેચન સાથે પ્રકટ કર્યાં હતાં. ખટાઉ જેવા માલેકને અમૃત જેવા બાહોશ ડાયરેકટર મળવાથી, બમણી શોભા મળી હતી, એમાં તો જરા પણ શંકા નથી જ.

અમૃતના 'પ્રાણપરિવર્ત્તન' (હિંદી), 'મરીયમ' (નવલકથા) અને આ 'એમ. એ. બનાકે ક્યોં મેરી મિટ્ટી ખરાબ કી?' મળીને ત્રણ ગ્રંથો બહાર પડી ચૂકયા છે અને 'ભારત દુર્દશા નાટક' તથા પ્રસંગે પ્રસગે લખેલા તેમના બીજા કેટલાક પ્રકીર્ણ લેખોનો સંગ્રહ છપાઈ રહેવા આવ્યો છે જે, થોડા વખતમાં બહાર પડશે. સ્વર્ગવાસીએ 'સંસ્કૃત અને ફારસી ભાષાનો પરસ્પર સબંધ' અને 'નાદિરશાહ' એ બે પુસ્તકો લખવા માંડ્યાં હતાં, પણ દુર્ભાગ્યે તે અધૂરાં જ રહી ગયાં છે અને તેથી પ્રસિદ્ધ પણ થયાં નથી.

સ્વ. અમૃતના મરણથી એના જ્ઞાતિ બંધુઓએ પોતાનો એક ઉદાર અને હિતૈષી અગ્રેસર ખોયો છે, પણ ગુજરાતી ભાષાએ પોતાના એક સારા

ઉગતા સંતાનનો અંતકાળ જોયો છે. જો અમૃત વધુ જીવ્યો હત, તો ગુર્જર ભાષાની સારી સેવા કરી શકત અને જ્ઞાતિના હિતમાં પણ વધારો કરી શકત. પણ જીંદગીએ યારી ન આપી, તેથી સર્વની એ આશાઓ મનમાંની મનમાં જ રહી ગઈ. અસ્તુ! નામ તેનો નાશ તો છે જ, પણ અમૃત કીર્તિરૂપે અમર છે, એ એક રીતે આનંદ માનવા જેવું જ છે.

"નામ રહે છે વિશ્વમાં, અવિચલ રૂહે ન શરીર;
માટે કીર્તિ મેળવો, પરિશ્રમ કરીને વીર!"

સ્વર્ગવાસીના જીવન વિશે હવે માત્ર એક જ વાત કહેવાની બાકી રહે છે અને તે એ છે કે, કોઈ કદાચિત્ એવી શંકા કરશે કે, "તમે સ્વર્ગવાસીના બધા ગુણોનું વર્ણન તો કર્યું, પણ તેમના કોઈ અવગુણ વિશે કેમ કાંઈ બોલ્યા નહિ? શું તેઓ સર્વથા અવગુણથી મુક્ત દેવ તુલ્ય જ હતા કે?" એના પ્રત્યુત્તરમાં હું કહીશ કે, ના; દોષના સાગર હશે, પણ 'ચંડકૌશિક' નાટિકામાં એક સ્થળે કહેલું છે કેઃ—

"दृष्टं किमपि लोकेऽस्मिन्न निर्दोषं न निर्गुणम् ।
आवृणुध्वमतोदोषान् विवृणुध्वं गुणान् बुधाः ॥"

'આ જગતમાં કોઈ સર્વથા નિર્દોષ પણ નથી, તેમ જ ગુણરહિત પણ નથી, એટલા માટે હે સુજ્ઞ જનો! દોષોને ઢાંકીને માત્ર ગુણોનો જ પ્રકાશ કરો—એટલે કોઈ સદોષ દેખાશે જ નહિ,' એ ન્યાયને અનુસરીને જ, જીવનચરિત્રના લેખકો મહાનુભાવોના અવગુણોનો ઉલ્લેખ કરતા નથી. અમુક વ્યક્તિમાં જે દોષ હોય છે, તે તેના જડ દેહ સાથે જ નષ્ટ થાય છે અને તેથી તે અન્ય જનને અપાય કરી શકતા નથી. માત્ર ગુણો જ સંગ્રહણીય હોય છે, એટલે તેનો ઉલ્લેખ કરવો, એ જ લેખકનું મુખ્ય કર્તવ્ય છે. સ્વ. અમૃત મનુષ્ય હતો અને તેથી તેનામાં અવશ્ય દોષ તો હોવો જ જોઈએ, પરંતુ તેના સદ્ગુણો એટલા બધા હતા કે, તેથી દોષો ઢંકાઈ ગયા હતા અને તેથી તે ઉલ્લેખને પાત્ર પણ નથી જ.

---

"એમ. એ. બનાકે ક્યોં મેરી મિટ્ટી ખરાબ કી?" એ વાર્તા આજકાલના વિદ્યાભ્યાસની પદ્ધતિઓમાં કેટલી બધી ખામીઓ સમાયલી છે અને એથી કેટલીકવાર વિદ્યાર્થીઓને કેવી કેવી પ્રાણહારક હાનિઓ સહન કરવી પડે છે, ઈત્યાદિ વિષયોનું સ્પષ્ટીકરણ કરવાના મુખ્ય ઉદ્દેશથી જ લખાઈ હતી અને મૂળ લેખકે પોતાના તે ઉદ્દેશને સારી રીતે સિદ્ધ કરી

બતાવ્યો છે, એમ વાર્તાના વાંચન પછી સમસ્ત વાંચકોનો નિશ્ચય થઈ ચૂક્યો હશે. પરંતુ લેખકની ખૂબી તો એ હતી કે, આવા એક શુષ્ક વિષયને પણ પોતાની કલ્પનાશક્તિ અને ઉત્તમ વર્ણનશૈલીથી એટલો બધો રસિક બનાવી દીધો છે કે, લોકો 'ગુજરાતી' પત્રની કાગને ડોળે વાટ જોયા કરતા હતા. એ વાર્તાને ભિન્ન પુસ્તકરૂપે છપાવવાનો વાંચકોનો આગ્રહ થવાથી જ આજે આ ગ્રંથ "ગુજરાતી" પ્રેસના માલિક છપાવીને બહાર પાડે છે.

આ પ્રસંગે એક વાત ખાસ કહેવી જોઇએ. પ્રસ્તુત ગ્રંથમાં 'ગુજરાતી'ના તંત્રીએ કેટલેક સ્થળે યોગ્ય સુધારા વધારા અને પ્રસંગ તથા કાળને અનુસરતા પારિભાષિક (ટેકનીકલ) શબ્દોની યોજના કરવાનો પરિશ્રમ ન લીધો હોત, તો ગ્રંથ જેવા સ્વરૂપમાં વાંચકો સમક્ષ રજૂ થયો છે, તેવા સ્વરૂપમાં રજૂ થઈ શક્યો હોત કે નહિ, એની શંકા જ છે.

**ઠક્કુર નારાયણદાસ વિસનજી.**

(વડોદરા.)

---

'ગુજરાતી' પત્રમાં આ વાર્તા ઠક્કુર નારાયણ દ્વારા જ પ્રાપ્ત થઇને પ્રકટ થવા માંડી હતી અને સ્વ. અમૃતલાલની રફ કોપીપરથી ભાષાવિષયક શુદ્ધિ કરીને અને બીજા પણ કેટલાક સંશોધન કરીને ફેઅર કોપી ઠક્કુર નારાયણે જ કરી આપી હતી. ઠક્કુર નારાયણે આ વાર્ત્તા પૂરી થતાં સુધીમાં અત્યંત પરિશ્રમો વેઠ્યા છે, કે જેના વિવેચનની અત્યારે આવશ્યકતા નથી. જો અત્યારે અમૃતલાલ હયાત હત, તો ઠક્કુર નારાયણનો અંતઃકરણપૂર્વક અને મુક્તકંઠે કૃતજ્ઞતાથી આભાર માન્યો હોત; પરંતુ તેમનો સ્વર્ગવાસ થએલો હોવાથી, પોતાના મિત્રના કાર્યને પોતાના કાર્ય કરતાં પણ અધિક ગણીને, મિત્ર ધર્મ પૂર્ણ કરવામાં મી૦ ઠક્કુરે જેવી ખંત દર્શાવી છે તે ખંત અને મિત્ર તરફની અદ્વિતીય લાગણી માટે ઠક્કુર નારાયણ ધન્યવાદને પાત્ર જ છે.

પ્રકાશક.

# અનુક્રમણિકા.



# એમ. એ. બનાકે
# ક્યોં મેરી મિટ્ટી ખરાબ કી?

## પ્રકરણ ૧ લું.

### અરજીઓના ઉત્તરો.

લાહોર ગવર્નમેન્ટ કૉલેજના બોર્ડિંગ હાઉસ તરફથી મળેલા એક ઓરડામાં એક જણ પાંચ સાત પત્રોનાં પૅકેટો લઇ, એક જુની ખખ ટેબલ આગળ, તેવી જ ખુરશીપર બેઠો. એક પછી એક એમ છ પૅકેટો તેણે ઉખેળ્યાં, જેમાં નીચે પ્રમાણે તેણે મોકલેલા પત્રોના પ્રત્યુત્તરો હતા.

૧–(મોકલેલી અરજીઓની પુંઠે જ લખી મોકલેલુ) "તમારી અરજ મંજુર નથી"

૨–"આખા ડિપાર્ટમેન્ટમાં કોઈ જગ્યા ખાલી નથી."

૩–"એક વર્ષ સુધી ઉમેદવાર તરીકે રહી અમારી ઓફીસનાં કામકાજથી ભોમિયા થાવ, તો પછી કંઇક આશા આપી શકીએ."

૪–"ઉમેદવારોની ટીપમાં નામ અને એડ્રેસ લખી લેવામાં આવ્યુ છે"

૫–"હિન્દુઓ અમારા ખાતામાં બહુ જ છે, માટે પ્રથમ બીજી ન્યાતવાળાને ચાન્સ આપવાની અગત્ય છે"

૬–"અરજદારે રૂબરૂમાં મળી જવુ."

છ છ ખાતાંઓ તથા ઓફિસોના નિરાશા ભર્યા ઉત્તરોમાં, છેવટનો જવાબ જરા આંસુ લ્હોનાર હતો. અરજદાર **માણેકચંદ** એમ. એ, એ છેલ્લા જવાબવાળો પત્ર ગજવામાં મૂક્યો. બીજે દહાડે આશા ભર્યો હાજર થયો પોલીસ સુપરિન્ટેન્ડન્ટ સાહેબે મોઢું જોતાં જ કહ્યુ—

"તમને કિયા મૂર્ખ ગધેડાએ સલાહ આપી કે પોલીસની નોકરીનુ સાહસ કરો? જાવ બાપુ જાવ, કોઇ નિશાળમાં છોકરાં ભણાવો!"

વ્હીલે મોઢે માણેકચંદ બાપડો પાછો પોતાને સ્થાને આવ્યો. પણ ત્યાં તેને લેશ પણ ચેન પડ્યુ નહિ. પોતાના પ્રારબ્ધને રડતો, આટલી બધી વિદ્યા સૂંપાદન કરી, ડિગ્રીઓ મેળવી, પણ કંઇ ન વળ્યું, એ વાતપર શોક કરતો, માબાપની

નિર્ધનાવસ્થાનું સ્મરણ કરતો, કૉલેજથી બ્હાર નિકળ્યો—એવા વિચારથી કે ફરીહરી જીવને શાન્ત કરુ ફરતો ફરતો "પબ્લિક લાઇબ્રેરી ઑફ લાહોર"માં તે જઇ પહોંચ્યો પાટિયાપર લગાડેલા એક અંગ્રેજી સમાચાર પત્રમાં નીચે પ્રમાણે જાહેર ખબર વાચી—

**જોઇએ છે.**

"મ્હારી વેપારી પેઢીપર એક ક્લાર્કની અગત્ય છે. ઉમેદવાર સારી કેળવણી પામેલો હોવો જોઇએ અરજ નીચલે સરનામે કરવી.'

**"એદલજી જનરલ મર્ચન્ટ,—લાહોર."**

માણેકચંદે તરત ઘેર આવી અરજી લખી મોકલી. ત્રીજે દહાડે સવારની પોસ્ટમા ઉત્તર આવ્યો "રૂબરૂ મળી જાવ." માણેકચંદ ત્રીજે પહોરે સારાં કપડાં પહેરી એદલજીની પેઢીપર ગયો.

પારસીઓ વ્યાપારમા કેટલી ઉન્નતિ કરી શક્યા છે, એ વાત તો જગતપ્રસિદ્ધ છે. એદલજી એક મોટો વેપારી હતો તેની દુકાન જોતાં જ મનુષ્ય દંગ થઇ જાય દુકાન જાણે એક નાનકડુ વન ઘેરી લીધુ હોય તેવી હતી તે અનેકાનેક પ્રકારની વસ્તુઓથી એવી તો શણગારી હતી કે, જોનાર તે જોઇને મોહિત જ થઇ જાય એકેક વસ્તુ એવી ઉચી અને એવા ટેસ્ટથી ગોઠવેલી કે સહેજ જોવા ગયલો માણસ પણ આ લઉ કે પેલું લઉં, એવા વિચારમાં પડે, અને પાંચનો માલ લેવા ગયેલો પચ્ચીસનો સોદો વ્હોરી લાવે એના ધીકતા ખાતામાં ચિઠ્ઠી પત્રીઓના ઢગલા થતા એદલજી અધેડ વયનો, મધ્યમ બાંધાનો ને ઘઉ વરણો હતો આંખપર સો-નાની ફ્રેમના ચશ્માં લગાડેલાં હતાં. લાલ પાજની ઇજાર અને હાથના ખુબસુરત કામથી ભરેલો નીચો સદરો પહેરેલો હતો માથે ખાડણીયા જેવી ટોપી પહેરેલી—એમ બધી રીતે જુની ઢબછબથી સુસજ્જિત થઇ, એક આરામ ખુરસીપર વરંડામાં બેઠો હતો આગળ એક કાચ જેવી ચકચકતી પોલિશ ટ્રીપાઇ હતી, જેનાપર બે-એક લેમનેડની બાટલીઓ અને ગ્લાસો પડ્યાં હતાં પાસે એક મખમલની ગાદી-વાળી ખુરસીપર તેની લાડકી પુત્રી જરબાનુ બેઠી હતી સામે બેન્ટવુડની ડઝનેક ખુરસીઓ પડી હતી એદલજીને દીકરો દીકરી જે ગણો તે કેવળ જરબાનુ જ હતી તેણીનાં રૂપ અને ગુણ સંબંધી વર્ણન અગત્ય પડયે આગળ થઇ રહેશે હાલ તો એટલું જ કહેવું બસ થશે કે, જર એક બહુ જ ભલી, નિર્માની, માયાળુ અને દાની બાળા હતી વળી તેણીએ મુંબઇથી જ સારો વિદ્યાભ્યાસ કરેલો હતો. તે ઉપરાંત ચિત્રકળામા અતિ નિપુણ હતી પોતાનો ઘણો ખરો સમય તેણી એ જ કાર્યમા ગાળતી હતી આપણી વાર્તાના આરંભ સમયે તેણી કોઇ ગુપ્ત વેદનાથી પીડાતી હતી તેનો પિતા કે જે પ્રતિપળ પોતાની પુત્રીના સુખની ચિન્તા રાખતો હતો, તેને એ વિષયની લેશે જાણ ન હતી, એ આશ્ચર્યજનક હતુ

થોડીવાર પિતાપુત્રીમાં ગામગપાટા ચાલ્યા, તેવામા એકે એક ઉમેદવારો આવી ખુરસીઓપર ગોઠવાયા. એ ઉમેદવારો નીચે પ્રમાણે હતા

૧–**અલીગઢ** કોલેજનો બી. એ ફેલ. મુસલમાન. પોતાની અટક **ખાન** બતાવતો હતો, એટલે પઠાણ હોવો જોઇએ ખરો શરીર ભરેલું, કસરતી, હાથ પગ લઠ્ઠ જેવા, મોંઢાપર યુવાવસ્થાનું તેજ, કોલર નેકટાઇ ધારણ કરેલાં, નાકપર રેશમી બારીક દોરાથી બાંધેલા ચશ્મા, માથે કાળા ફુમતાવાળી તુર્કી ટોપી, કોઇ મોટી શોપના કારીગર દરજીના હાથનું સીવેલુ પાટલુન, એક બારીક કાશ્મીરીની અચક પહેરેલી, ગજવામાંથી અડધો બ્હાર નિકળી પડેલો સેન્ટથીતર રૂમાલ, ચાંદીની સાંકળી સાથે જકડેલું ઘડિયાળ, ફડાફડ ને તડાતડ અંગ્રેજી ફેંકતો, એટીકેટથી ભરેલો, જણાતો હતો ક્રીકેટ, ટેનિસ, ફુટબોલ અને ઘોડાની સ્વારીમાં એવો નિપુણ જણાતો કે, જાણે **અલીગઢ** કોલેજવાળાઓને તે ગળસુદીમાં જ પાય છે! રીતભાત વાતચિતમાં સ્પષ્ટ, ચાલાક અને સ્ફૂર્તી આગળ પડતી હતી

૨–**એંગ્લો** વૈદિક કોલેજનો બી એ પાસ. જાતનો વાણીઓ, ગણીતના કામમાં વિજળીની ઝડપ ધરાવનાર, પગમાં હલકા દામના પંજાબી જોડા, મોજા હરામ, પટ્ટનો રૂંછારૂછાવાળો કોટ કે જેને અંગ્રેજી કોટની નકલ બલ્કે ફજેતી કહીએ તો ચાલે, મેલુડાટ સુથણ–એવા દરજીનુ સીવેલું કે જેણે આખા જન્મમાં તબ્રાના ગલેફ વિના બીજું લુગડુ સ્વપ્ને પણ ન સીવેલું, ગજવામાં રૂમાલને સ્થાને ગળામાં એક ટુવાલ બાંધેલો, મ્હોપર હવઇઓ ઉડતી, આંખોમાં કુવા પડી ગયેલા, રગ રગમાં ફીકોફ્ચ, અંગ્રેજી રીતભાત, પહેરવેશ, વસ્તુભાવ, સમસ્ત પ્રત્યે ધિક્કાર, **મિલ્ટન અને શેક્સપીયર** કઠાગ્ર, વાત કરે તો એમ લાગે કે જાણે કોઇ પુસ્તક વાંચી રહ્યુ છે, એટિકેટથી સર્વથા અજાણ્યો, સર્વ વિચારો ધર્મના ઝનુનથી ભરેલા, હિન્દુ ધર્મપર મરી ફીટેલો, હજારો શ્લોકોથી માથાનો ભંડાર છલાછલ ભરેલો અને હિન્દુઓ વિના અખિલ જગતના લોકોને મૂર્ખ ગણનાર ને માથા ફરેલ હતો

૩–એક **ઇસાઇ** કોલેજનો કેળવાયલો એની માતા કોઇ નીચવર્ણની હિન્દવાણી હતી, પિતા મુસલમાનમાંથી **ઈસાઇ** થઇ ગયેલો, જેણે તેણીને મુક્તિફોજનો માર્ગ બતાવી પોતાની ધણિયાણી કરેલી; બે છીપનું મોતી; અંગ્રેજી એટલું સારુ બોલતો કે જાણે માતૃભાષા જ તેની અંગ્રેજી હોય, રીતભાત, વર્તાવ, એટિકેટમાં **અલીગઢવાળાને** ટક્કર મારે તેવો; વસ્ત્રો સાદાં અને સસ્તાં છતાં એવાં સફાઇથી પહેરેલાં કે જોવાં ગમે, માબાપની ધન સબંધી સ્થિતિ હીન હોવાને લીધે ફર્સ્ટ આર્ટ્સ સુધી શીખી માંડી વાળેલુ

૪–એક નવયુવક **કાશ્મીરી** બ્રાહ્મણનો પુત્ર, એન્ટ્રન્સ સુધી ભણેલો; બાપની એટલી શક્તિ નહોતી કે તેને ઘરમાં ખવરાવી પીવરાવી કૉલેજમાં કેળવણી અપાવે–કૉલેજના બોર્ડિંગ હાઉસમા મૂકવાનુ સાહસ નહોતો કરી શકતો, કારણ કે તેના ન્યાતીલા કે જેઓને તે **નાગને** નામે ઓળખાવતો હતો તે લોકો તેને **ન્યાત બહાર** કહાડે, દેખાવ ચકડોળ–મીણના પુતળા જેવો ઉજળો ફટક, અણિયાળું નાક, લીબુફાડ આંખો, ભવ્ય લલાટ, ચચળતા ચેહરાપર ચુઇ પાડતી, પાશ્ચાત્ય એટિકેટથી પૂર્ણ પરિચિત, અભ્યાસ તરફ જોતાં ઘણું સારું અંગ્રેજી બોલતો હતો

પણ ગણિતમાં લોય, જો તેણે પોતાને પ્રથમ જ બ્રાહ્મણ ન કહ્યો હત તો એદલજી, તેને એક જરથોસ્તી માની ગુજરાતીમાં જ વાતચિત કરવા મડી પડત

૫–એક બંગાળી. જાણે કોયલનું બચુડિયું–શીશમ કે અબનુસનું પુતળું કલકત્તા યુનિવરસિટીનો એમ એ. પાસ. ગણિત શાસ્ત્ર, અંગ્રેજી અને સાયન્સ ત્રણેમાં એમ એ સારાં સારાં સર્ટિફીકેટ ધરાવનાર, ઘરનો સુખી પણ માબાપ સાથે વઢી ઝગડી ચાલી આવેલો. ઉચ્ચારણની અશુદ્ધ બાદ કરતા ઘોડાપાટ અંગ્રેજી બોલનાર, ગણિતશાસ્ત્રનો એવો પૂર્ણ અભ્યાસી કે આંકડાઓ એની સમીપ હાથ જોડી હાજર રહેતા, એકે એક શબ્દે સ્વદેશભક્તિનો ભાસ ઉભરાઈ પડતો. શરીર બેડોળ, આંખ્યોપર ચરબી ચઢેલી, માથું ઉઘાડુ, કાળા ભમર જેવા ઘુઘરીયાળા વાળોમાથી ખોપરેલની વાસ આવતી, દેશી બુટ ને દેશી ધોતિયુ (ઢાકાનુ) એટલું ઝીણું કે જો ઉપર કોટ ન પેહેર્યો હોય તો ધોતિયું પહેરવું ન પહેરવું સરખું જ ગણાય! વળી કાછડી એવી ઉત્તમ રીતે વાળેલી કે પગની પિંડલીઓ બધી ઉઘાડી દેખાય ઘેરથી નિકળતી વેળા જે કંઇ ગરથ ગાંઠે હતું તે ખાઈ પી ખાખાવાખાના થયા ત્યારે કોઇ પ્રાઇવેટ સર્વિસ કરવા નિકળી પડ્યા છે.

૬–માણેકચંદ એમ એ લાહોર ગવર્નમેન્ટ કોલેજનો વિદ્યાર્થી બાપડો જ્યાં અરજી મોકલે ત્યાંથી નિરાશાના ઉત્તરો, જ્યાં ઉમેદવારી કરે ત્યાંનું ખાતુ બરખાસ્ત–એટલો બધો ભાગ્યહીન કે દૂધ લેવા જાય તેની ભેસ મરી જાય, અને દેવતા લેવા જાય તેનું ઘર બળી જાય–

"જો દાના માંગે તો ખેત આગ સારે હો જાયે,
જો પાની ચાહે તો દરિયા કનારે હો જાયે"

જાતિનો રજપૂત બી એમાં ગણિતનો ખાસ વિષય લીધેલો એમ એમાં તત્ત્વજ્ઞાન લીધેલું. ગરીબડા બાપે વડીલોપાર્જિત ખેતરો અને ઘરો ઘરાણે (ગિરવી) મુકીને દેવાદાર થઇ જઇ, પેટે પાટા બાંધી, પરાણે આટલી કેળવણી આપી હતી. માણેકચદનું શરીર ચોખ્ખું હાડપિંજર હતુ ખાલ ઉતારવા વિના શરીરના એકેએક હાડકાં ગણવાં હોય તો વિના અડચણે ગણી શકાય આંખ્યોમાં કુવા પડી ગયેલા, નેત્રો તળે કાળા કાળા ડામ પડી ગયેલાં કુંડાળા, હાથ પગ દોરડીઓ જેવા ગળી ગયેલા, ડાચાંઓ બતરીસી સાથે પ્રેમથી બાઝી પડેલાં, ઘટમ રૂપાળો, રગ ઘઉ વર્ણો, મોટાં મોટાં નેત્રો, ભ્રુકુટી વાળોથી ગીચ ભરેલી અને સાથે મળી એવી ખેચાયેલી કે જાણે કોઇ સૂરમા સિપાહીની ખેચેલી કમાન! અંગ્રેજી પણ સારુ બોલતો હતો ધર્મનો બોધક હતો જેટલો શરીર સપત્તિથી કમનસીબ હતો, તેટલો જ મસ્તિષ્ક શક્તિ માટે ભાગ્યશાળી હતો સરકારી નોકરી માટે એને સર્ટિફિકેટ મળવું અસંભવિત હતુ હસવાની રીત કંઇ ખાસ પ્રકારની હતી, કે જેમાં બન્ને હોઠો એવા નમી પડતા હતા, કે બે ઘડી જોવા ગમે.

ઠાવકા એદલજીએ છએ જણની બારીકીથી પરીક્ષા લીધી જર પણ વચ્ચે વચ્ચે એકાદ પ્રશ્ન કરતી રહેતી હતી સૌથી પહેલા કાશ્મીરી પડિતજીને પેન્ડો

મળ્યો તેમનો અભ્યાસ ઓછો હતો અક્ષરો તો મોતીના દાણા જેવા હતા, પણ એટલા ગુણપર આવા મોટા ખાતામાં કામ ચાલે તેમ નહોતુ.

પંડિતજીના પધારવા પછી બાપ દીકરી વરંડામાંથી ઉઠીને કંઇ સલાહ કરવા ઘરમાં ગયાં. બગાળી મોશા માટે તો બન્નેનો એક જ અભિપ્રાય હતો, કે તે અસભ્ય અને હઠીલા જેવો છે એક પારસીને ઘેર ચાકરીની આશાએ આવ્યો છે અને અડધો ઉઘાડો છે, તો એ નોકરીપર રહેવા પછી શરીરપર વસ્ત્ર પણ રાખશે કે નહિ, એ સવાલપર બન્ને જણાં પેટ પકડીને હસ્યાં. વાણિયાને બન્ને જણે એકમતે ચોપડીનો કીડો, ધર્માંધ અને એટિકેટથી નાવાકિફ કરી કહાડચો–વર્ણસંકર હોવાથી ઇસાઇને જુના વિચારના એદલજીએ નાપસંદ કર્યો જરે બાપની હામાં હા મેળવી. હવે રહ્યા માણેકચંદજી અને અલીગઢિયા ખાં સાહેબ બાપનું કહેવું એમ હતું કે, અલીગઢવાળો હૃષ્ટપુષ્ટ અને ચાલાક છે, વૈતરું પણ કરશે અને આપણી વેપારની કોટી પણ ઝટ સમઝી જશે બીઝનેસ માટે એવો જ માણસ જોઇએ. વળી મુસલમાન છે, એટલે ખાવાપીવામાં વટલવાના અને અભડાઇ જવાના વાંધા પણ નહિ કહાડે આપણુને જોઇએ તેવો એ જ માણસ છે જરની પ્રસન્નતા માણેકચંદપર ઉતરી હતી તેણી પેલા કરતાં બધી વાતે માણેકને સારો બતાવવાની કોશીશ કરતી હતી

"તારી મરજી હોય તો હું તેને રાખું, મારાં ફરજન્દ!" એદલજીએ જરપર પ્રેમથી હાથ ફેરવતાં કહ્યું "પન બીઝનેસ સામુ જોતા આય મોહમેદન ઘનો સારો છે. જો દીકરી જરાં, એ બિચારો લેલે મજનુને ઘરે આવી રચોચ, એ શુ કરી સકસે? જોજે હું તુને કેહેઉચ કે મહીનામાં પંદર રજાઓ અને તેબી ડાકતરી સર્ટિફિકેટ સહીત એને નામે લખવી પરસે વરી ખાવા પીવાના હજારો નખરાં કરસે આય તો અભરાયુ ને આય તો વટલાયું, એમ તરેહવાર વાંધા સાધા લાવસે પૂજા ને સેવા કરવામા જ છ કલાક પાસ કરસે વરી ધાર કે મુને બીઝનેસ વાસ્તે તેને કેથે જેપાન કે ચીન જ મોકલવો પરે તો દરિયામાં ન બેસવાનો વાંધો, ધરમને બ્હાને લાવી મૂકસે"

પારસી બચ્ચાઓ વેપાર માટે જ સરજેલા હોય તેમ પ્રથમથી લાંબા વિચારો કરી લે છે ખરું જોતાં માણેકમાં અલીગઢવાળા કરતાં વિદ્યાનું બળ વિશેષ હતુ. પણ એદલજીની દુકાન માટે તો જેટલી આવશ્યકતા અલીગઢવાળાની હતી, તેટલી માણેકચંદની નહોતી મૂઠી હાડકાં, શરીરમાં વિત્ત નહિ, લેવાયલો લુંટાયેલો જેવો. જેનાં માર્યાં ન મરે તેનાં દીઠાં શું મરે? જ્યારે અલીગઢવાળો દેખાવમાં જ આંજી નાંખે તેવો, બોલચાલમાં પણ અગ્રેજી જ્ઞાન દુકાનદારી જેટલું બહુ ઠીક હતું

"બાવાજી! તમારો અનુભવ ઘનો મોટો," જરે અચકાતાં અચકાતાં નીચે દૃષ્ટિ રાખી કહ્યુ "પન મને તો મુસલમાનના મિજાજથી ઘની બીક લાગેચ મરે જરા ગુસ્સાથી બોલિયે તો તડઇને સામ્બો જવાબ દે આપરો નોકર થઇને ઉલ્ટો આપુને જ ડબરાવા આવે વરી જેમ પેલો પૂજાપાટ કરવામાં ટાઇમ ગારસે તેમે

આય સ્હેથા પાટલી પારવાને એસ્કી ફાંકરો થવામાં વખત ગારસે પેલો સિકલી હોસે ત્યારે રજા માગસે ને આય ક્રીકેટ, પોલો, ધૂરધમાસાની મેચો રમવા ને જોવાની લાલચમાં બનાવટી કાગજ લખી સિક પરસે વરી આય હિન્દુ, રજપૂત છે, ગોસ દઇડાં તો ખાતો જ હોસે, એમેવેર સીખેલો ભનેલો છે, એટલે કઇ અભરે અડકે જવાનાં ઘનાં વેઝાંઓ તો માનતો બી નહિ હોસે ને તેમ હોસે તોબી પરોસ પરતાં પરતાં ઠેકાને આવી જસે

"જરાં બેટા!" એદલજીએ પોતાની પુત્રીનું માથું પસવારતા પોતાના વિચારો દર્શાવ્યા "એટલુ તો ખરું કે, એ લોક જરા ભેજાના કડક હોયચ, જ્યારે આય બિચારા પોતિયાદારો સભાવે ગરીબ ખરા"

"હા મરુ બાવાજી!" જર બાપને પોતાની પક્ષમાં ઢળતો જોઇ બોલી ઉઠી. "વરી જો કે આપરા વિચારો એવા નીચ નથી કે સેકડો વરસની અદાવતો યાદ કરી કીનો લેવો. છતાં એક સાધારન ધ્યાન આપતાં એમબી લાગેચ કે એ લોકો આપુને આપરાં પ્યારાં વતનથી બેવતન કરનાર અને આય રજપૂતો ખાસ આસરો આપનાર છે"

"ઘેલીરે, ઘેલી દીકરી!" એદલજીએ પોતાની લાડકી છોડીને હેતથી પાસામાં ચાપી કહ્યુ "તૂંબી શું જાતવારાની વાત કહાડી, તેની જાતવારાને ચાકરી અપાવા નિકરી પરીચજો એમ તો હિન્દુઓનો આખ્ખો દેસ પચાવી પારી મુસલમાનો તે લોકોને આપરેથીબી વધૂ હેરાન કરી ચુકાચ, એટલે હવે કોઇ મુસલમાનને હિન્દુઓ નોકરી રાખતા જ નથી કે? આપરે હિસાબે તો હિન્દુસ્તાનમા હિન્દુ મુસલમાન બન્ને સરખા જ છે. એ હજારેક વરસનાં મુવાં મુર્દાં આપુને સાનાં ઉખારવાનાં હોય?"

"તેમ હું નથી કેહતીની બાવાજી!" ચતુર જર એક ઉપાયમાં નિષ્ફળ થતાં, બીજી તરકીબ રમવા લાગી "આય બિચારાએ જે આપુને ચિઠ્ઠીમા પોતાની હાલત શારીધની લખી મોકલીતી તેબી રેહેમને પાત્ર છે. બિચારાના બાપ માયે ઘેરબારને ખેતર પાદર વટિક ગિરવી મૂકી, પોરિયાને ભનાવિયો અને તે અભાગિયો બધેથી જ નોકરી ચાકરી લેવા જતાં ઘોરે મ્હોંએ પાછો ફરેચ! તે જો આપરે ત્યાંથીબી નિરાસ થસે તો ઓઝિયો જીવબીવપર કરસે. મને તો એની ઘની જ દયા આવેચ, બાવાજી." આટલુ બોલી જર આશાભરે વદને પિતા સામું જોવા લાગી. સમઝણ નથી પડતી કે જર, માણેકચંદની ચાકરી માટે આટલી બધી અધીરી કેમ થઇ ગઇ!

અંતે એદલજીએ કાંતો પોતાની પુત્રીના કહેવાથી કે કાંતો માણેકચંદની દીન દશાપર દયા કરીને, અથવા તો તેના સારા વિદ્યાભ્યાસપર રીઝીને, કે કોઇ અન્ય કારણથી, પણ તેને જ નોકરીપર કાયમ કરવાનો નિશ્ચય કર્યો અને જરબાનુ તરફ ફરી બોલ્યો, "ભલે ત્હારે જરાં! આપરે હાલ તો એ હિન્દુ પોરિયાને જ આપરાં છાપરાનો આશરો આપિયે" જરે એક દીર્ઘ શ્વાસ એવી રીતે લીધો કે, જાણે એની આન્તરિક ઈચ્છા પૂર્ણ થઇ "મ્હોનાપરથીબી કઈ ભલો અને મક્કમ વિચારવારો જનાયચ ચાલો, તારે આપરે બ્હાર જઇ એ લોકોને કહી દઇયે"

વરંડામાં જઇ પોતપોતાને સ્થાને બન્ને જણુ બેઠાં અને પછી ભલા **એદલ**જીએ કોઇને ખોટું ન લાગે તેમ ધીરેથી કહ્યુ કે, "ભાઇઓ, તમારાં બધાંના એડ્રેસ મારી પાસે છે, વિચાર કરીને કાલે જેની નોકરી મન્જુર હોસે તેને જનાવી દેવસ" બધા સલામ કરી પોતપોતાના ઘરભણી ચાલતા થયા **એદલજી**એ પોતાનો નોકર દોડાવી **માણેક**ચંદને પાછો તેડાવ્યો. પેલાઓ સાઝાતાજા હતા, ઝડપટ ચાલતા થયા હતા, પણુ માણેકચંદ પગ ઘસડતો ઘસડતો બંગલાના કમ્પાઉન્ડ બ્હાર પહોંચ્યો હતો નોકરે સાદ દીધો તેવો આશાથી પાછો ફર્યો અને જતી વખતની ચાલ કરતાં બમણી ઝડપે એદલજીની પાસે આવી ઊભો વાહરે આશા, તારી બલિહારી છે! તુ ચાહે તો મરેલાને પણુ બે ચાર પગલાં ચલાવી શકે છે! **માણેક**ને દૂરથી આવતો, જર એકી ટગરે જોઇ રહી હતી અને મુખ્ય કરીને તેની મુખમુદ્રાપરથી તેતું ધ્યાન અને આંખ ખસતા જ નહોતાં આ પહેલીવારના મિલાપે, આવી ભણેલીગણેલી સુધરેલી અપ્સરા જેવી બાલિકાના હૃદયમા શું પ્રભાવ નાંખી દીધો કે, તેણી એક પરજાતના યુવક ઉપર આટલો બધો ભાવ દેખાડવા મડી ગઇ!?!

"ભાઇ!" **માણેક**ચંદને પોતા સામે ખુરસીપર બેસવા નિશાની કરી, દયાળુ **એદલજી**એ બોલવા માંડ્યું "કાલથી તમારી જગા મહારે ત્યાં હું કાયમ કરુચ હાલ તરત તમુને વીસ રૂપીયા પગાર આપસ જો કે તમારા નોલેજ તરફ જોતાં એ પગાર બોલતાંબી મને શરમ લાગેચ, પન મ્હારાં ખાતાને જે કામની અગત છે, તેટલી વાત હું કરુચ વરી તમે ધ્યાન રાખી કામ કરશો અને વફાદારીથી રહેસો તો હું આગર જતાં તમુને ચાન્સ આપસ બોલો તમારી મરજી છે?"

"હુ એ વીસ રૂપીઆને વીસ પાઉન્ડ ગણી મ્હારે માથે ચઢાવું છુ;" **માણે**કચંદે ગદ્‌ગદ્ કંઠે કહ્યુ "પરમેશ્વર તમારી વેલ વધારે અને મારા જેવા વખાના મારેલાઓની સહાયતા કરતા રાખે" આટલું કહી **માણેક**ચંદે હાથ જોડ્યા અને સભ્ય ગૃહસ્થ **એદલજી**એ તેને તેમ કરતો ના કહી અટકાવ્યો

પોતાને સ્થાને આવી **માણેકે** માતપિતાને પોતાને મળેલી નોકરી વિષે પત્ર લખ્યો તેના માબાપ પંજાબમાં **હોશિયારપુર** જીલ્લે **અમોટા** નામના ગામમાં રહેતા હતાં માબાપ આટલા ખરચ પછી વીસ રૂપરડીની નોકરીનુ નામ વાંચી આનદ તો શુ પામે, પણુ એમ ધારી સતોષ માની લીધો કે, અસ્તુ, છોકરો ઠેકાણે તો પડ્યો! પોતાનું ખાધાખરચ કુટી કહાડશે અને ઘેરથી જે પગાર દર મહીને મોકલવો પડતો હતો તે આપદા ટળી

હિન્દુ પ્રથા પ્રમાણે **માણેક**નાં લગ્ન બચપણમા જ કરેલા હતાં તેની પત્નીતું વય અઢાર વર્ષનુ હતુ. **માણેક** બાવીસ વર્ષનો હતો તેની સ્ત્રી પગાર ઓછો છે કે વધારે તે કંઇ સમઝી નહીં કાગલ જેવો વચાયો કે તેણીએ તો મનથી નિશ્ચય કરી લીધો કે, હવે તેણીને બહાર જવું પડશે; જુદુ ઘર વસાવવું પડશે અને સાસુ નણદનાં મેણાં ટુંણાથી હવે તેણીનો પિંડ છુટશે **માણેક**નાં સગાં વ્હાલાંઓનાં છોકરાંઓ, જેઓ પરીક્ષાઓમાં નાપાસ થઇ બળદનાં પૂછડાં આંબળવા અને હળ ખેડવામાં પડ્યા હતા તેઓ મનમાં તો બળી ગયા, પણુ ઉપર ઉપરથી તેના પિતા **ગોવિન્દરામ**ને વધામણી આપવા આવ્યા



પહેલે ! કાંચ અને જાુઓ સોગાત એવી લટકથી ખાતા કે. જાણે દુધપાક પૂરી કે ખરરી સુરકું જમી રહ્યા હોય ! પાંચ સાત ગતો સીતારની પણ બજાવી નાખતા હતા. સાંજના ચાર વાગે એક લોટો વિજયા (ભાંગ)નો ગટગટાવી, ઉપરથી એકદમ ચિરસની ચિલમનો દમ ખેંચી, ચોતરાપર સિતાર લઈ, બેસતા. ગામના છકેલા છોકરાઓ. પચ્ચ-પચ્ચીસીના તરંગમાં વહી ગયેલા તરુણો અને ભંગેરી. ચિરસિયા તથા ગાંજાપી-ણીઆરોનું સાંજના સાત વાગ્યા સુધી. ઝુંડ જામ્યું રહેતું. રાતના આઠથી અગિયાર પર્યંત શાક્તોનું મંડળ મળતું તે વેળા કોઈ પશુ પણ પ્રવેશ કરી શકતું નહોતું. બસ. તે સમયે તો માત્ર અધિકારી મંડળ જ મળતું અને किञ्चित् पानम्. किञ्चित् ध्यानम्, किञ्चित् किञ्चित् चर्वणम् નો વ્યાપાર ચાલતો ઈશ્વરે હિન્દુ ધર્મને બહુ બ્હોળો કર્યો છે. ભાંગ પીવી હોય તો શિવજીની બૂટી ! એટલે તેના પીવામાં પાપ ન કહેવું!

"મહાદેવ કહે સુન પારવતી, બિજ્યા મત દેવ ગંવારન કો."

શંકરે ચરસ પણ ભોળા શંભુ અને ભૈરવનાથ હુક્કાનો સ્વીકારેલો છે. તેના દમ મારવામાં પણ દોષ નહિ મદિરાપાન કરવું હોય ત્યારે મહાકાલીની દીક્ષા લીધી. એટલે દેવીનો પ્યાલો થઈ રહ્યો ! પછી કોની તાકાત છે કે દોષિત ઠરાવે ? તેમ જ માંસનો પણ શાક્તોને નિષેધ શાનો ? આપણા તુલારામજી પટવારી પણ પ્રત્યેક કામો શાસ્ત્રાધારે જ કરતા હતા પરસ્ત્રીગમનથી પણ પોતે ખંચાતા નહોતા અને તેના રદિયા પણ તેઓ પાસે હાજર હજુર હતા. વિદ્યાજ્ઞાન કંઈ જાણવા જેવું નહતું. પણ સંગીતનાં સારાં ફળ મેળવ્યાં હતાં. સ્વભાવ લેશ હસમુખો હતો. એક-ચરણી કવિતા પણ ઘડી લેતા હતા પણ બીજું ચરણ જડતાં કે વડતાં તો …ના પિતાશ્રી સ્વધામ પહોંચતા હતા. કદી કદી ઊંચ સ્વરે કોઈ રાગડો પણ …ા હતા પણ તે મધુપાન પછી જ અને વહો ખરો કવિતામાં જ !

' સુતારિષે સુરાનન્દા બુગો—તાન: ખતાન: નવ અનવ."

વળી પોતે સ્વયંપાકી પણ હતા હાથે જ રાંધતા સીધતા હતા. કોઈનું અડકેલું ખાવામાં પાપ માનતા શાક્તની અધિકારીઓની મંડળીમાં ગમે તો ઘેડ કાં ન હોય. ત્યાં અટકાવ કે અભડછેટ નહીં. વળી પ્યાલો પીતી વેળા ભૂમિપર છાંટા નાંખતા. શ્લોકો ભણતા એક કવિએ ઠીક લખ્યું છે.

"પીતા નહીં શરાબ કભી બે વઝૂ કિયે,
કાલિબમેં મેરે રૂહકિસી પારકી હય."

ગામના પરવારતા જવાનિયાઓ એને ત્યાં નિત્ય આવતા અને એ બ્રાહ્મણનો દીકરો થઈને એવાં કર્મ કરતો. એટલે રાજપૂતો અને બીજાઓ તેનું અનુસરણ કરે તેમાં નવાઇ જ શી ? **માણેક** કદી ભૂલે ચૂકે પણ તેના રહેઠાણ ભણી ફરકતો નહોતો અને તેથી તે પાપી. **માણેકના** કુટુમ્બનો શત્રુ હતો ગોવિન્દને ડરાવવા, અવારનવાર તેના નામના ખોટા રિપોર્ટ પણ સરકારમાં કરતો. અને બાપડા ગોવિન્દને બીકને માટે તેને … ગોમ્સી, કરી મનાવવાની અગત્ય પડતી ગામને પાદરે …

વહે છે, જ્યાં **પટવારીજી**ની સવારી નિત્ય એક આંટો મારતી સધ્યાને વિષે બૈરાઓને ખૂબ ધારી ધારીને જોતા હતા નીચી શ્રેણિના કાશ્મીરી પડિતોનાં આચરણો પોતે બધા અંગીકાર કર્યા હતાં, ધર્મ ધર્મ એ શબ્દનું નિરતર બોલવું તેનું જ નામ પોતે ધર્મ સમજતા હતા



**ગો**વિંદસિહની ઘરખાનગી સ્થિતિ સર્વથા કઢંગી હતી. એની સ્ત્રી પ્રેમદેવી એટલી હદ બહાર તુમાખી અને શુન્દ સ્વભાવની હતી કે, **મા**ણેકચદની સ્ત્રી રૂક્મિણીને જપીને બેસવા પણ દેતી નહોતી. નિત્યના કકાસ અને રોજના ભવાડા ચાલુ હતા. **મા**ણેકચદની બ્હેન પણ પોતાને પીયરે જ રહેતી હતી, કારણ કે તેણીનો ધણી અભણ, મૂર્ખ અને લપટ હતો તેણે એક છટેલી તબોલણ રાખી હતી અને પોતાની સ્ત્રીથી ઘર માંડતો નહોતો મા, પોતાની દીકરીથી વધારે ડાહી અને સમજુ જગતમાં કોઇને જોતી નહોતી દીકરી વળી તેમાંની હતી કે, જેણીને સાક્ષાત્ **ચં**ડિકા કહેવી જોઇયે ! નણંદ ભોજાઇને એક ઘડી બનતુ નહોતું દહાડાની દોઢસો વઢવાડો થતી અને **પ્રે**મદેવી પોતાની પુત્રીનું ઉપરાણુ લઇ, રાંકડી રૂક્મિણીના ભાઇ બાપને મનમાં આવે તેમ ભાંડતી હતી.

**વિ**લ્હર નામનો ઇતિહાસવેત્તા લખે છે કે–“હિન્દુઓને સંસારનું સાચુ સુખ સ્વપ્નમાં પણ મળતુ નથી સવારથી સાંઝ અને સાંઝથી સવાર, ધર્મના ખટરાગોમાથી માથુ ઉચુ કરવાનો અવકાશ પણ તેમને ન મળે ચોખ્ખાઇ, મર્જાદ, પવિત્રતા, સેવા, પૂજા, પાઠ, અબોટ, ચોકા આદિ નિત્ય નિયમમાથી તેઓ ઉચા જ આવતા નથી મરણ અને લગન વખતે તેઓ એટલો બધો અપરિમિત નકામો ખર્ચ કરે છે કે, દેવાળુ જ નિકળી જાય ! એટલુ કરતાંએ કોઇપર ઉપકાર જેવું કઇ ન મળે ખાઇ પી જનારાઓ ત્યાને ત્યાં જ લાખો ખોડખાપણ બતાવવા તથા નિન્દા કરવા ઉભા રહે છે પૂર્વજોએ જ એવા વ્યવહારની સાકળથી જકડી લીધા છે કે, એવા મિથ્યા ખરચ કરવા વિના ચાલે જ નહી. ઘરમાથી સ્ત્રીઓનો કંકાસ તો કદી ખુટતો જ નથી ક્યાં યુરોપિયન જાતિ કે જેનું સુખી ઘર (happy home)! ઘરને જ સ્વર્ગ બનાવી મૂકે છે જ્યારે એશિયાઇ લોકો ઘરને સાક્ષાત્ નરક કરી નાખે છે એ લોકોમાં ઘર સસાર સુખી કરવાની કળા જ નથી !” **વિ**લ્હર બહાદુરનો આ મત, બીજે સ્થળે તો ખરો પડે કે ન પડે, પણ **ગો**વિંદને ત્યાં આબાદ ! **ગો**વિંદને એક કલાક પણ ઘરમાં બેસવું મુશ્કેલ હતુ નહાયો ધોયો, એટલે જે કંઈ દાળ રોટલી તૈયાર હોય તેના બે કોળિયા ખાધા ન ખાધા કે તરત હાથમાં હુક્કો લઇ, ગામને ચોરે કે ઉઘરાતદારને ઉતારે જઈ બેસતો, અને ત્યા જ દહાડો ગાળતો. જેવો ઘરમા આવ્યો કે બૈરાઓના ઝઘડાનાં દફ્તરો ઉઘડતાં. દીકરી એક ખૂણે તોબરો ચઢાવી બેઠી હોય, તો સ્ત્રી બીજે ખૂણે તોબરો ચઢાવી બડબડાટ મચાવી રહી હોય, બાપડી વહુ ત્રીજે ખૂણે પોતાના ભાગ્યપર આંસુની ધારો વ્હેવરાવતી ઓશિયાળે મ્હોડે ઉભી હોય કોઇએ સવારનો નાસ્તો ન કર્યો હોય તો કોઇએ બપોરનુ ખાવાનુ ન ખાધુ હોય ને કોઇને બબ્બે કડાકા થયા હોય એ તે કોને વારે? જેને

કહે તેને ખોટું લાગે અને એક બીજાનો વાંક એકેકપર ઢોળવા મંડી પડે. આવા નિત્યના કલેશ કજીયાથી કંટાળી ગોવિંદરામે તે લોકો સાથે વાતચીત કરવી કે તળી-ચત પૂછવીએ મૂકી દીધી હતી બસ, ઘર ખરચ આપવું અને ત્રણવાર ખાઇ, બ્હાર વખત ગાળી, રાત્રે ઘરમાં સુઇ રહેવું—એવો નિયમ તેણે રાખ્યો હતો.

ગોવિંદસિંહે, માણેકના અભ્યાસપર બહુ બહુ આશાઓના કોટ ચણ્યા હતા. છોકરો કોઇ મોટે હોદ્દે ચઢશે, સારો પગાર પામશે, ગિરવી મૂકેલી મિલકતો છોડવશે, મોટું ઘર ચણાવીશું, ન્યાતવાળાઓ આપોઆપ ઓશિયાળા થતા આવશે, વિગેરે એવા એવા સ્વપ્ન નિત્ય જોતો હતો માણેકના કાગળે તેના નેત્રો ઉઘાડી નાખ્યા. તેણે જોયું કે, દીકરો વીસ રૂપરડીએ વેપારીની પેઢીપર મ્હેતાગરીપર નોકરી રહ્યો ! માણેકે પોતાના પત્રમાં સરકારી નોકરીઓની નિરાશા વિષે ઇસારો કર્યો હતો. ગરીબ ગોવિંદને દુ ખ તો ઘણુંએ લાગ્યું પણ શું કરે? એટલાપર જ મન વાળ્યું કે છોકરો કોઇ ધંધે વળગ્યો છે, તો હવે તેની સ્ત્રીને પણ તેની પાસે મોકલવી જ પડશે. એટલે બીજું કંઇ નહી તો ઘરનો નિત્યનો કકાસ અને હાયપીટ તો ઓછાં થશે. બીજી બાજુ મા, એ ચિન્તામાં હતી કે છોકરો જુદો રહેશે, વહુ તેના કાન ભરશે, અમારી ઘરની લોંડી થઈ, અમારી પરવાહ નહી કરે, છોકરો સ્ત્રીનો પક્ષ કરશે, છોકરાનું ઘર મંડાય ને દીકરી પીયરમાં પડી ખાય એ કેમ જોઇ શકાશે? પ્રેમદેવીએ મનમાં ગાંઠ વાળી કે આકાશ પાતાળ એક થાય, પણ રૂકિમણીથી ધણીનું મોં ન જોવાય !

માણેકચંદ પણ પોતાની મા બ્હેનના સ્વભાવથી પરિચિત હતો ભણેલો ગણેલો માણસ, મનમાં સારી રીતે સમજી શકતો હતો, કે પોતાની પરણેતરની શી દશા હશે એ તો અગ્રેજી રીત પ્રમાણે ઘરને 'હેપી હોમ' બનાવવાનાં હવાઇ કિલ્લાઓ બાધતો હતો. તે પોતે તો એમ લખી ન્હોતો શકતો, કે મ્હારી સ્ત્રીને લાહોર મોકલો; કારણ કે એ તો હિંદુ ધર્મશાસ્ત્રથી વિરુદ્ધ વાત હતી. જેની સાથે આખો જન્મારો ગાળવો છે તેની સાથે વાતચીત કરે કે તેનાં સુખ દુ'ખની ચિંતા કરે, તો વહી ગયેલો, ફાટેલો, વઠેલો, ઉખેડેલો, નિર્લજ્જ, માબાપનું નાક કપાવનાર ઠરે! ગોવિંદ ચાહતો કે બનતી ત્વરાએ પુત્રવધૂને તેના પતિ પાસે મોકલવી. પણ જ્યારે તે પ્રેમદેવી આગળ એ વાત છેડતો, ત્યારે મહૂર્ત, જોગણી, સામો કાળ, સગાંને ત્યાં લગ્ન કે એવાં જ કઇ ભળતાં બહાના કહાડી, વાત ઉડાવી દેતી બ્હેન ચાહતી કે ભાઇ ભાભીને ન બોલાવે તો સારુ, કારણ કે જે પાચ રૂપિયા બચાવીને મોકલતો હશે તે બંધ કરશે. પ્રેમદેવીને માતા તરીકે ઘણીકવાર એમ વિચારો અવશ્ય આવતા, કે છોકરો શીખવા ભણવાની જંજાળોથી અડણો થઇ રહ્યો છે, અન્ન પચતું નથી, આંખ્યો વાંચી વાંચી અશક્ત થઇ ગઇ છે, તેથી ભરજવાનીમાં ચશ્મો લેવો પડયો છે, હાથે બાસુરી બજાવશે તો આંખ્યો સમૂળી બગાડી નાખશે, કોઇ છકેલાઓની સગતે ચઢશે તો ભોગ મળશે, માદે સાજે ચાકરી કોણ કરશે? આવા વિચારોથી એક માતા તરીકે તેણીને ઘણીવાર મન થતું કે, પોતે જ લાહોર જાય અને દીકરાપર પોતાનો દાબ બેસાડી, રૂકિમણીને મન માન્યો નાચ નચાવે પણ એમ કરવા જતાં ભર્યુંભાદર્યું

ઘર, વહુને સોંપી તેણીને ત્યાની રાણી થઇ બેસવાનો, ભય લાગતો હતો. જ્યારે ઘરનો કામ ધંધો બહુ કરે ત્યારે સસરો પણ તેને આધીન થઇ જાય–એ વાત પ્રેમદેવી જેવી ખારીલી સ્રીને કેમ પાલવે ? આવી ઘડભાંજમાં પ્રેમદેવીએ કેવું સત્યાનાશ વાળ્યુ, એ આગળ જણાશે. હિંદુ સસારમાં સ્વેચ્છાચારી સ્રીઓનું મોટે ભાગે ચલણ હોય છે અને તેણીઓ પોતાની નજીવી બુદ્ધિથી, પુરુષોને મુર્ખ સમજી, અનેક ઘોંટાળા કરી, સુખી ઘરને, અભણપણે, અસ્તવ્યસ્ત કરી નાખે છે કવીશ્વર દલપતરામે સર્વથા સત્ય લખ્યુ છે કે–

"સમજે ન પોતે અણસમજુ પતિને કહે,
ક્ષુધવતા બોલે બોલ ધમકી ધિક્કારી તે"



## પ્રકરણ ૩ જું.

## ભણ્યાની સ્થિતિ.

**મેટ્રિક માંદા ના મટે, બિ. એ. થયા બેહાલ;**
**એમ. એ. મરણ પથારિએ, એ વિદ્યાના હાલ.**

ચાકરી મળ્યા પછી **માણેકે** બોર્ડિંગહાઉસનો નિવાસ જલદીથી છોડયો. **અ**નારકલી નામના બજારમાં એક સાધારણ કાતરીયુ ભાડે લઇને, પોતાનો અટારો ખટારો ત્યાં લાવી નાંખ્યો. કાતરિયામા શું શું સરસામાન ગોઠવેલો છે તેપર આપણે થોડીક દૃષ્ટિ નાંખી જઇએ એક નેતરની ગૂથેલી પેટી, પૃથક્ પૃથક્ ધર્મો સંબંધી ભિન્ન ભિન્ન વિદ્વાનોને હાથે લખાયલી ચોપડીઓથી ભરેલી બીજી તેવી જ પેટી–જેમાં તત્ત્વજ્ઞાન, સાયન્સ ને કૉલેજમા ચાલતી ચોપડીઓ ઉપરાત **માણેકે** પોતાના શોખથી વાંચવા ખરીદેલી ચોપડીઓ હતી. તેવા જ એક નેતરના બાક્ષમા પહેરવાનાં વસ્રો હતા ત્રીજી એક લાકડાની મોટી પેટી હતી, જેમાં વૈદિક, યુનાની અને અગ્રેજી ભિન્નભિન્ન પ્રકારની ઔષધિઓ હતી. કોઇપર અંગ્રેજીમાં ટિંક્ચર સ્ટીલ, તો કોઇપર બાલબોધમા નમક સુલયમાની, તો કોઇપર ઉર્દુમા અર્ક કાફુર, ખાકી ઓઇલ. ઈ ઇ. નામો વાંચવામા આવતાં હતા. એક તરફ આરસી મુકી હતી. એક નહાની હવલાઇપર બ્રશ, કાસકી અને સેન્ડોના શીપ ડમ્બેલ્સ પડયાં હતાં. આરસી ઉપર એક લાંબુ પાટિયું જડેલું હતું, જેનાપર થોડીક દવાની શીશીઓ, નહાના મોટા ડાબડી ડાબડાઓ અને કરિયાતાની નાનકડી ભારી પડી હતી.

**માણેકે** એક નોકર પણ રાખ્યો હતો. તે **નૈ**નીતાલ તરફનો **લાં**ગરી જાતિનો બ્રાહ્મણ હતો **માણેક** પોતાના ગજવામા ત્રણ ચસમા રાખતો હતો. એક ઉડતી ધૂળથી આંખનું રક્ષણ કરવા, એક દૂરનું જોવા માટે અને એક વાંચવા લખવા વાસ્તે. ત્રણમાંથી એક ચસમા તેની આખપર નિરંતર જોવામાં આવતા હતાં. એ ચશમાનાં એક બે ભાગેલાં જુનાં ઘરો પણ હવલાઇપર પડેલાં હતાં. એક જુની ટિપાઇ, એક તેવી જ પુરાણી ખુરસી અને એક કંતાનની ઈઝીચેર, કોઇ કબાડીની દુકાનપરથી ઉપાડી લાવ્યો હતો રાંધવા સીધવા માટે **માણેકે** કંઈ ખાસ વાસણ

વસાવ્યા ન હોતાં થોડુ ઘણું રાધીસીધી લેવાતુ શાક ભાજી બજારથી તૈયાર આવતુ અને એમ ગાડુ ગબડી જતું

**માણેક**ને **એદલજી**ને ત્યાંની નોકરી બહુ ભારી પડી ગઇ હતી. બરાબર આઠ કલાક ટેબલપર બેસીને લખવું, **માણેક** જેવા નબળા માણસને કેમ પરવડે? વળી વેપારીઓના કાગળ પત્રોમાં અમુક અમુક શબ્દો એવા વિચિત્ર આવી પડતા કે જેથી આખુ વાક્ય જ ગુચવાઈ જાય–માથુ ફોડીને મરી જતાં અર્થ ન નિકળે; દહાડામા દશવીશ વાર ખુરસીપરથી ઉઠીને **એદલજી** પાસે અર્થ પૂછવા જવુ પડતુ **એદલજી** બહુ આશ્ચર્યમા પડતો કે, આ એમ એ થયેલો માણસ, દુકાનદારીના વ્યવહારિક કાગળ પત્રોમા આટલો બધો ગુંચવાઈ જાય છે, ત્યારે એની સ્કુલ અને કૉલેજમાં કેવા પ્રકારની કેળવણી અપાતી હશે! **એદલજી** વધારે અચરત એ પામતો હતો કે, **માણેક** પ્રતિ કલાકે એકેક ભાગ દવાનો પીયે છે, આખો દહાડો . કરે જાય છે, દર અરધે અરધે કલાકે માથું પકડી પાચ પાંચ દશ દશ મીનીટ ટેબલપર કોણી ટેકવી બેસી રહે છે, કોઈ અંગ્રેજ ગ્રાહક જો કઈ ખરીદવા આવે છે તો થરથર કપે છે અને તોતડો બોબડો થઇ જાય છે, સારી રીતે ફેરવી હેરવીને આખી દૂકાન દેખાડવાને સ્થાને બનતા સુધી જલદી પતાવી દેવાની વેતરણ કરે છે **એદલજી** ઘણીવાર તેને નોટીસ આપવાનો વિચાર કરતો, પણ વળી દયાની લાગણીઓ ઉભરાઈ આવી તેને તેમ કરતો અટકાવી નાખતી કોઈ કોઈ સમયે ગૃહસ્થ **એદલજી** એમ પણ વિચાર કરતો હતો કે, આવા અશકત હાડપિંજર પાસે વીશ રૂપરડીમાં આઠ કલાક કાગળપર ઘટી દળાવવી, એ એક પ્રકારનુ ઘાતકીપણું છે! કોઈવાર ખાવાની ટેબલપર, જો **એદલજી** **માણેક**ને રજા આપવાની વાત કહાડતો તો **જરબાનુ**ના મ્હોમાંથી ઝટ નીચલા શબ્દો વિચિત્ર લાગણીથી નિકળતા–"પપ્પા! આવા, લાચાર, મુફલિસ, ગરીબ ગ્રેજ્યુએટના પેટપર લાત મારવી, એ તો એકચ્યુઅલી ઘાતકીપનુ જ ગનાસે ખુદાએ આપુને સુ ઓછુ એનાયત કીધુચ. કોઈ જોય કે એકવાર આવા માનસને આસરો આપી પછી આપરે કહારી મૂકિયોચ તો બરિયુ ઘનું જ નરસ લાગે"

કેટલીકવાર એવી વાતચીનો થવાથી, **જરબાનુ**ને ભય ઉત્પન્ન થયો કે, તેણીનો પિતા **માણેક**ને અવશ્ય કહાડી મૂકશે. છેવટ તે સહૃદય સુદરી **માણેક**નો ભાર ઓછો કરવા માટે તેને સહાયતા આપવા મડી પડી **એદલજી** એ વાતથી સર્વથા પ્રતિકૂળ હતો કે પોતાના દીકરાથી વિશેષ લાડવાઈ દીકરી, એક સાધારણ કલાર્કનુ કામ કરે પણ જ્યારે **જરે** તે વિષયમા પોતાને આનદ આવતો પ્રકટ કર્યો ત્યારે, સીધા સરલ **એદલજી**એ, કઈ વાંધો ન લીધો આપણા એમ એ. ચંદ કરતા તો **જરબાનુ** પત્રવ્યવહારમાં વિશેષ કુશળ નિકળી તેણી ઉલટી **માણેકચદ**ને સમજાવતી હતી **માણેક**નો બધો સમય દુકાનના કામમાં પૂર્ણ થઇ જતો, બાપડાને નવનવા ગ્રથો નિહાળવા કે ઉત્તમોત્તમ વિષયોનુ અવલોકન કરવાની વેળા તો વહી જતી. તે **જરબાનુ**ની સહાયતાને, એક દૈવી સહાયતા માની, તેના આભાર તળે

પ્રતિદિન દબાતો જતો હતો ઘણીકવાર તે પોતાના મનથી વિચાર કરતો કે, આ દયાની દેવી મ્હારા જેવા એક ગરીબડાને આટલી બધી મદદ શા માટે કરે છે? મુજ અભાગિયાને માટે પોતાના નાજુકડા શરીરને આટલો બધો પરિશ્રમ શા માટે આપતી હશે? પણ આ પ્રશ્ન મનમા જ સમાઈ જતો હતો થોડાક દહાડા સુધી તો ચુપચાપ અને મર્યાદાથી કામ ચાલ્યું પછી ધીરે ધીરે થોડુ ઘણું કામ કરી આગળીઓના ટચાકડા ફોડતા અમથી કઇને કંઈ વાત કરવાનો આરંભ થયો એમ ઘણે દહાડે સકોચ દૂર થયો, એટલે એક દહાડો થોડુ કામ હતુ તે આટોપાઇ ગયુ પછી અવકાશ મલતાં **માણેકે** ધીરે રહી પૂછ્યુ –

"જરબાઇ! હું આશ્ચર્ય પામું છુ કે, આપે આટલું બધુ અંગ્રેજી જ્ઞાન કયા સપાદન કર્યું? કેટલું સ્પષ્ટ અને વિના અટકવે આપ બોલો છો કે હુ ડાચુ વિકાસી આપનુ મુખ જ નિહાળી જતો છુ! વળી વધુ તો અચરત એ પામુ છુ કે, આપ ઘરગતુ ભાષા અને વ્યાપાર સબધી ચાલુ શબ્દોનો એક ભડાર ધરાવો છો! હું જો કે એમ એ ની ડિગ્રી મેળવી ચુકયો છુ, પણ **મોલવી સખા** સાહેબના વચન પેઠે–

"સખા હમને બહોત કુછ કોશિશે કી તાકે કુછ સમઝે,
મગર સમઝે તોયે સમઝે કે અબતક કુછ નહી સમઝે."

"તમે ધારોચ તેટલું બધુ કંઈ મ્હારૂ નાલેજ નથી મી૦ **માણેકચદ**!" **જરે** **માણેકના** પ્રશ્નથી મલકાતાં, પણ સાચો સ્વીકાર કરતાં કહ્યુ "હું ન્હાલ્લી હુતી ત્યારે **બેહરામજી** **જીજીભાઈ** ગર્લસ્કૂલમા ભનવા જતીતી, પછી થોડો ટાઈમ **દીનશા પિટીટ** ગર્લસ્કૂલમાં શીખી. અવાર નવાર **ફરામજી કાવજી** ઇન્સટીટ્યુટમાં જૂની જૂની ચોપરીઓ બી વાંચવા જવા લાગી વધૂ છૂટથી બોલવા ચાલવાની આદત તો અમારા સગાંવહાલાઓને લીધે પડી મ્હારાં બધાં બેસીઓ ઘનાં જ સીખેલા ભનેલાં ગ્રેજ્યુએટ છે. ખુદાયની મેહેરથી અમારા પારસીઓમા અંગ્રેજી બોલવાની સ્ટાઇલ નેચરલ જ સારી હોયચ ને અમારા મુસ્બાઈગરાઓતું સિખવારવાનું બી ઘનુ જ સરસ તમારા પન્જબીઓના તો પ્રોનનસિયેશન જ કંઈ નેચરલી ખરાબ હોયચ–જતને લેંગ્વેજને બિચારીને બેરેહેમપને ભચરી કચરીને બધી સુવરાવીચ દે સ્ટેશનને અસટેશન, અને સ્પેશિયલને અસપેશીઅલ ને એવું જ બરિયું તરેહવાર રીતે બોલેચ **ઑબ્બે** તે **ઑબ્બે** જ છે. હજારો જાતની શીખવા ભનવાની સગવરો, જોઇયે તેવા ટીચરો તમારો **પંજબ** દેસ તો; માફ કરજો, હ મિસ્તર **માનેકજી**–તોબા આઇ મિન ટુ સે"–**માણેકજી** શબ્દ બોલતા **જર** કંઈ ગભરાયા જેવી થઈ ગઈ એક દીર્ઘ નિશ્વાસ ખેચવા પછી વળી તેણીએ પોતાના કોકિલ સ્વરને છેડયો "હું તમારુ દિલ દુખાવવા કે ફિસીયારી કરવા ન્હૈ બોલતી, પન તમારો દેસ મને તો કંઈ જગલી જેવો લાગેચ હું તો ધારૂચ કે અંગરેજોના રાજ પેહલ્લે અહી કોઇ દરજીબી નહીં હોસે આખુ મલમલનું થાન માંથાપર લપેટેચ ને તેબી આટો એક ઉત્તર તો એક દખ્ખન, ઇજાર કે લેઘાને ઠેકાને પેલી સુજો બરી, આપરે લુંગી–હા લુંગી–લપેટીને સાઈ કવડાની કાની ફરેચ બૈરાઓબી મુવા ગલીચ જેવા અરધાં નાગાં ફરેચ,

ન લાજ ન મલાઝો એક લામ્બું ચાદરૂં ઓઢિયું કે પરદાબીબી થઇને ચાલિયાં. પગમાં બૂટ તો હજારમાં એકાદ બૈરી પેહેરતી હોસે, ને તેમાં નદી તલાવ પર તો મુવો અજબ પાક બેહયાસીન થાયચ. મરદો ને બૈરાઓ એકી આરે મુંવાં નફ્ટ પને ન્હાય! અમે તો તે દેખાવ જોવા કરતાં ગારત થઇ જવું બેહતર સમઝિયે!"

જરબાનુની છટાદાર વાતો અને સ્પષ્ટપણે દરસાવેલા મતથી **મા**ણેકચંદ હિંગ્મુઢ જેવો બની ગયો એ તો વિચારમાં જ પડયો કે આ તે સ્ત્રી કે પુરુષ? ક્યાં સોવાર બોલાવતાં પણ, મોઢેથી "જી" કે "હાં" જેટલો બોલ કાઢતાં અઢારસો ખોટાં નખરા કરનારી ગામડિયણ સ્ત્રીઓ અને ક્યાં આ પુરુષોને કોરણે બેસાડે તેવી સતેજ, બાહોશ બાળી?

"ભલે કાજે અંગ્રેજી રાજ થયું—" જરબાનુ સહજવાર થોભી શ્વાસ લઇ પાછી બોલી "બિચારાઓ કોટ પાટલૂન તો પહેરવા લાગા નહી તો પેલી લુંગી કે પાચ મન દાના સમાય તેવો બે તાકાનો લ્હેંગો, જેને હું ભૂલતી ન હોઉ તો શલવાર કેહેચ તે, અને ચાર માનસ સમાય જાય તેવુ કુરતુ, કે જેની અગલી હેલ જેવી બ્હોંયમાં આઠ હાથ સાથે રહી શકે કાલે બાવાજીને કઈ વાવટા અને લેમ્પો ને એવીજ કઇ પરચુટન ચીજો માટે કોઇ કોલેજના પ્રૉફેસરે તેરાવિયાતા તે પ્રૉફેસરના મ્હોને ના બોલતા, તેવન જીભરૂ કહેતાતા કે, હિન્દુઓના પોરિયાઓ રાતના બાર બાર વાગાવેર છાપરાંના મોભ સાથ દોરી લટકાવી તેવરે પોતાની ચોટલીઓ બાંધી 'સ્ટડી' કરેચ ને સવારે ચાર વાગેથી પાછા ભડવા મડી પરેચ. ખાવામાં દાર ને ચાવલ ને ઘઉની જારી ભેસારસૂર જેવી રોટલી, બસ એમ એ ને બી. એ થવાપરજ મચિયાચ એક એકને મ્હોને ઇમ્તેનહાન (પરીક્ષા), ઇમ્તેહાન ને ઇમ્તેહાન જ, બસ, પનબીઓ કેથા એમજ શમઝી બેઠાચ કે ભનવું ગનવું ફકત સરકારી નોકરીને જ ખાતર છે બસ ડિગ્રી ને ચાકરી બેથી જ આ ઇંડિયામાં મેડ થઇ ગિયાચ"

"તમારાં એકેએક વચનો ખરાં છે, બાઇ સાહેબ!" **મા**ણેક કે જે પોતે પણ તેવી જ રીતે પરિશ્રમથી શીખેલો તે બોલી ઉઠયો "અહીના લોકોમાં કઇ દમ નથી પ્રથમ કદાચ કઈ હશે, પણ હમણાં તો તેનાં ચિહ્નો સુદ્ધાં દૃષ્ટિએ પડતાં નથી! બસ યુનિવર્સિટીની પરીક્ષાઓ પાછળ હાથ ધોઇને પડ્યા છે! મને જ જુવો, કોઈવાર અવકાશ મલવે મ્હારી ભણવાની મોંકાણ વર્ણવીશ તો આપ દાંતમાં આગળી ઘાલશો'

"જરા! દીકરી જર!" અંદરથી **એ**દલજીનો સાદ સંભળાયો.

"જી આવીજી બાવાજી;" જર દોડતી કે પોતાના ઓરડા ભણી ગઈ **મા**ણેક હાવરો બાવરો ટેબલ આગળ જઈ પોતાની ખુરસીપર બેઠો તે મનથી એ જ બબડતો હતો કે. આ લોકોના સંસારસુખનો પાર જ ક્યાં હશે? આવી સ્ત્રીને એવો જ સાક્ષર પતિ મળે એટલે પછી સ્વર્ગમાં અને સંસારમાં અંતર શો? વળી પારસીઓમા ડગલે ને પગલે ભણેલા પડ્યા છે હુ એમ. એ! કિમત શી?

પીસ રૂપરડી ! એદલજી શેઠનું અગ્રેજી, વાઉ, ઠીક છે, લાખોનો ધણી ! ફૅ! મે એમ એ થઈ નાહક ક્યા જીદગી બરબાદ કીધી ”

આમ વિચાર કરતાં કરતા તેની દૃષ્ટિ જાપાનના માલના લીસ્ટપર પડી કે જે ત્યાથી આવ્યુ હતુ અને તેણે તથા જરબાનુએ સાથે બેસી જેનો ઉતારો કર્યો હતો. લીસ્ટને સહેજ સાજ વાચી માણેક બોલ્યો—“અહાહા ! દેશ તે આનુ નામ, કેવી અને કેટલી શીઘ્રતાથી એણે પોતાની ઉન્નતિ કરી ! વાહરે સંપ ! ઐક્યતું પ્રાબલ્ય જ જુદુ છે અરેરે ! આપણા જેવા દીન દરિદ્રને આવા દેશમા કોણ લઈ જાય ? અને કોઈ લઈ જાય તો અણઘડ ન્યાતીલાઓ આપણા શરીરપર ખાલે શાની રહેવા દે.”

“તુમકો સાબ બુલાઈત હૈ, બાબુજી !” એક પૂરબિયા નોકરે આવી માણેકને કહ્યુ - માણેક, જાપાનનું લીસ્ટ લઈ પોતાના શેઠના ઓરડામાં ગયો એદલજીએ લીસ્ટ જોઈને કહ્યુ—“ઉવેલ બાબૂ ! સુ આર એ લકી મેન તમારા કરતા તો મારી પનોતી દીકરીએ ચાર લાઈન વધારે લખીચ”

“જી હાં, ગરીબનવાજ !” માણેકે લજ્જાથી નીચી ડોક કરી ઉત્તર આપ્યો. “જરમાઈના મારાપર લાખો ઉપકાર છે આપ મ્હારા અન્નદાતા છો, અને આપની પુત્રી મારી સાથે લખવા બેસે છે, એ દેખાવ મને લજ્જીત કરે છે પણ શુ કરુ ? શરીરથી લાચાર છુ, નહીં તો હું મરતાએ એ બાઇને તકલીફ ન આપુ વધારે તો શુ કહું ? કિરતાર પાસે એટલું જ માગુ છુ કે, દયાળુ દેવ ! મ્હારા આટલા દુ ખી શરીરપર એકાદ દુ ખ એ બાઇનું નાખી દે અને તેના ભોગે એઓને આરોગ્ય રાખે ભગવાન મ્હારા વયમાથી પાચ વર્ષ એ દયામયીને અર્પણ કરે” આ શબ્દો બોલતા માણેકનાં નયનોમા ઝળઝળીયા આવી ગયાં

“પન બાવાજી ! હુ કહાં એ કામથી ટ્રબલ માનુચ જે !” માણેકને આહું જોઈ આંસુ લ્હેતો દેખી, દયાળુ જરે, દિલથી દુ.ખી થઈ કહ્યુ “હું તો ફક્ત મ્હારી પ્રેક્ટીસને ખાતર જાની બૂઝીને લખવા બેસુચ મીસ્તર માણેકચદ ! તમે એમ ઓસિ-ચાળા સુ કામ થઇ જાવચ ? ઈન્સાનને ઈન્સાન કઈ મદદ કરે તો તેમાં તેણે સુ એક મોટો વાઘ મારિયો ? તે તો તેની ફરજ છે”

“એ તમારુ કુળવાનપણુ અને સાચા જરતુશ્તીની બાલિકા તરિકેનું પવિત્ર રક્ત બોલે છે, બાઈશ્રી !” માણેકચંદે ખરા હૃદયથી એક દીર્ઘનિશ્વાસ, પોતાની શરીર સ્થિતિપર નાખતાં નમીને કહ્યુ. “આપ પોતાના પિતા જેવાજ પવિત્ર અને દયાળુ છો. બીજા કોઈની આટલી લાડકી દીકરી જો તેના કલાર્કને આટલી બધી સહાયતા કરે તો તે ઘડીવાર પણ તેને નોકરીમા ન રાખે ! મ્હારી સ્થિતિ હું સારી રીતે સમઝી શકુ છુ આપ લોકોનું ઈશ્વર કલ્યાણ કરો કે આપે એક માથે પડેલા દીન દુ.ખીને પોતાનો આશ્રય આપ્યો છે અને તેને નિભાવો છો.”

“કંઈ નહી દિકરા માણેક !” સરલચિત્ત માયાળુ એદલજીએ પોતાના નોક-રને દુ:ખે દુ ખી થઈ તેને ધીરજ દેતા કહ્યુ “જા, આજે કઇ કામ નથી, જરા

ન લાજ ન મલાઝો એક લામ્બુ ચાદરૂં ઓઢિયું કે પરદાબીબી થઇને ચાલિયાં. પગમાં બૂટ તો હજારમાં એકાદ બૈરી પેહેરતી હોસે, ને તેમાં નદી તલાવ પર તો મુવો અજબ પાક બેહયાસીન થાયચ મરદો ને બૈરાઓ એકી આરે મુંવાં નફ્ટ પને ન્હાય! અમે તો તે દેખાવ જોવા કરતાં ગારત થઇ જવું બેહતર સમઝિયે!"

જરબાનુની છટાદાર વાતો અને સ્પષ્ટપણે દરસાવેલા મતથી માણેકચંદ દિગ્મુઢ જેવો બની ગયો એ તો વિચારમાં જ પડયો કે આ તે સ્ત્રી કે પુરુષ? ક્યાં સોવાર બોલાવતાં પણ, મોઢેથી "જી" કે "હાં" જેટલો બોલ કાઢતાં અઢારસો ખોટાં નખરા કરનારી ગામડિયણ સ્ત્રીઓ અને ક્યાં આ પુરુષોને કોરણે બેસાડે તેવી સતેજ, બાહોશ બાળી?

"ભલે કાજે અગ્રેજી રાજ થયું—" જરબાનુ સહજવાર થોભી શ્વાસ લઇ પાછી બોલી "બિચારાઓ કોટ પાટલૂન તો પહેરવા લાગા. નહીં તો પેલી લુંગી કે પાંચ મન દાના સમાય તેવો બે તાકાનો લ્હેગો, જેને હું ભૂલતી ન હોઉ તો શલવાર કેહેચ તે, અને ચાર માનસ સમાય જાય તેવું કુરતુ, કે જેની અગલી હેલ જેવી બ્હોંયમાં આઠ હાથ સાથે રહી શકે કાલે બાવાજીને કઈ વાવટા અને લેમ્પો ને એવીજ કઇ પરચુટન ચીજો માટે કોઇ કોલેજના પ્રૉફેસરે તેરાવિયાતા તે પ્રૉફેસરના મ્હોને ના બોલતા, તેવન જીભરૂ કહેતાતા કે, હિન્દુઓના પોરિયાઓ રાતના બાર બાર વાગાવેર છાપરાંના મોભ સાથ દોરી લટકાવી તેવરે પોતાની ચોટલીઓ બાંધી 'સ્ટડી' કરેચ ને સવારે ચાર વાગેથી પાછા ભડવા મડી પરેચ ખાવામાં દાર ને ચાવલ ને ઘઉની જારી ભેસારસૂર જેવી રોટલી, બસ એમ એ ને બી. એ થવાપરજ મચિયાચ એક એકને મ્હોને ઇમ્તેનહાન (પરીક્ષા), ઇમ્તેહાન ને ઈમ્તેહાન જ, બસ, પન્તબીઓ કેથા એમજ શમઝી બેઠાચ કે ભનવું ગનવું ફક્ત સરકારી નોકરીને જ ખાતર છે બસ ડિગ્રી ને ચાકરી બેથી જ આ ઈંડિયામાં મેડ થઇ ગિયાચ"

"તમારાં એકેએક વચનો ખરા છે, બાઇ સાહેબ!" માણેક કે જે પોતે પણ તેવી જ રીતે પરિશ્રમથી શીખેલો તે બોલી ઉઠયો "અહીંના લોકોમાં કઇ દમ નથી પ્રથમ કદાચ કઈ હશે, પણ હમણાં તો તેના ચિહ્નો સુદ્ધાં દૃષ્ટિએ પડતા નથી! બસ યુનિવર્સિટીની પરીક્ષાઓ પાછળ હાથ ધોઇને પડ્યા છે! મને જ જુવો, કોઈવાર અવકાશ મલવે મ્હારી ભણવાની મોકાણ વર્ણવીશ તો આપ દાંતમાં આગળી ઘાલશો."

"જરા! દીકરી જર!" અંદરથી એદલજીનો સાદ સભળાયો.

"જી આવીજી બાવાજી," જર દોડતી કે પોતાના ઓરડા ભણી ગઈ માણેક હાવરો બાવરો ટેબલ આગળ જઈ પોતાની ખુરસીપર બેઠો તે મનથી એ જ બબડતો હતો કે, આ લોકોના સંસારસુખનો પાર જ ક્યાં હશે? આવી સ્ત્રીને એવો જ સાક્ષર પતિ મળે એટલે પછી સ્વર્ગમા અને સસારમા અંતર શો? વળી પારસીઓમા ડગલે ને પગલે ભણેલા પડ્યા છે હું એમ એ! કિંમત શી?

વીસ રૂપરડી ! એદલજી શેઠનું અગ્રેજી, વારૂ, ઠીક છે, લાખોનો ધણી ! રે ! મે એમ એ થઈ નાહક કયા જીંદગી બરબાદ કીધી"

આમ વિચાર કરતાં કરતા તેની દૃષ્ટિ જાપાનના માલના લીસ્ટપર પડી કે જે ત્યાથી આવ્યું હતુ અને તેણે તથા જરબાનુએ સાથે બેસી જેનો ઉતારો કર્યો હતો. લીસ્ટને સહેજ સાજ વાચી માણેક બોલ્યો–"અહાહા ! દેશ તે આનુ નામ, કેવી અને કેટલી શીઘ્રતાથી એણે પોતાની ઉન્નતિ કરી ! વાહરે સંપ ! ઐક્યતનુ પ્રાબલ્ય જ જુદુ છે અરેરે ! આપણા જેવા દીન દરિદ્રને આવા દેશમા કોણ લઈ જાય ? અને કોઈ લઈ જાય તો અણઘડ ન્યાતીલાઓ આપણા શરીરપર ખાલે શાની રહેવા દે"

"તુમકો સાબ બુલાઈત હૈ, બાબુજી !" એક પૂરબિયા નોકરે આવી માણેકને કહ્યુ માણેક, જાપાનનુ લીસ્ટ લઈ પોતાના શેઠના ઓરડામાં ગયો એદલજીએ લીસ્ટ જોઈને કહ્યુ–"ઉવેલ બાબૂ ! યુ આર એ લકી મેન તમારા કરતા તો મારી પનોતી દીકરીએ ચાર લાઈન વધારે લખીચ"

"જી હાં, ગરીબનવાજ !" માણેકે લજ્જાથી નીચી ડોક કરી ઉત્તર આપ્યો. "જરગાઈના મારાપર લાખો ઉપકાર છે. આપ મ્હારા અન્નદાતા છો, અને આપની પુત્રી મારી સાથે લખવા બેસે છે, એ દેખાવ મને લજ્જીત કરે છે. પણ શુ કરુ ? શરીરથી લાચાર છુ, નહી તો હું મરતાએ એ બાઇને તકલીફ ન આપુ વધારે તો શું કહું ? કિરતાર પાસે એટલું જ માગુ છુ કે, દયાળુ દેવ ! મ્હારા આટલા દુ:ખી શરીરપર એકાદ દુ:ખ એ બાઇનું નાંખી દે અને તેના ભોગે એઓને આરોગ્ય રાખે ભગવાન મ્હારા વયમાથી પાચ વર્ષ એ દયામયીને અર્પણ કરે" આ શબ્દો બોલતા માણેકના નયનોમા ઝળઝળીયા આવી ગયાં

"પન બાવાજી ! હુ કહા એ કામથી ટ્રબલ માનુંચ જે !" માણેકને આહું જોઈ આંસુ લ્હોતો દેખી, દયાળુ જરે, દિલથી દુ:ખી થઈ કહ્યુ "હું તો ફકત મ્હારી પ્રેકટીસને ખાતર જાની બૂઝીને લખવા બેસુચ. મીસતર માણેકચદ ! તમે એમ ઓસિ-ચારા સુ કામ થઇ જાવચ ? ઈન્સાનને ઈન્સાન કઈ મદદ કરે તો તેમા તેણે સુ એક મોટો વાઘ મારિયો ? તે તો તેની ફરજ છે"

"એ તમારુ કુળવાનપણુ અને સાચા જરતુશ્તીની બાલિકા તરિકેનુ પવિત્ર રક્ત બોલે છે, બાઈશ્રી !" માણેકચંદે ખરા હૃદયથી એક દીર્ઘનિશ્વાસ, પોતાની શરીર સ્થિતિપર નાખતાં નમીને કહ્યુ "આપ પોતાના પિતા જેવાજ પવિત્ર અને દયાળુ છો બીજા કોઈની આટલી લાડકી દીકરી જો તેના ક્લાર્કને આટલી બધી સહાયતા કરે તો તે ઘડીવાર પણ તેને નોકરીમાં ન રાખે ! મ્હારી સ્થિતિ હું સારી રીતે સમજી શકુ છુ આપ લોકોનુ ઈશ્વર કલ્યાણ કરો કે આપે એક માથે પડેલા દીન દુ:ખીને પોતાનો આશ્રય આપ્યો છે અને તેને નિભાવો છો."

"કંઈ નહી દિકરા માણેક !" સરલચિત્ત માયાળુ એદલજીએ પોતાના નોક-રને દુ:ખે દુ:ખી થઈ તેને ધીરજ દેતા કહ્યુ "જા, આજે કઇ કામ નથી, જરા

ન લાજ ન મલાઝો એક લામ્બું ચાદરૂં ઓઢિયું કે પરદાબીબી થઇને ચાલિયાં. પગમાં બૂટ તો હજારમાં એકાદ બૈરી પેહેરતી હોસે, ને તેમાં નદી તલાવ પર તો મુવો અજબ પાક બેહયાસીન થાયચ. મરદો ને બૈરાઓ એકી આરે મુવાં નફટ પને ન્હાય! અમે તો તે દેખાવ જોવા કરતાં ગારત થઇ જવું બેહતર સમઝિયે!"

જરખાનુની છટાદાર વાતો અને સ્પષ્ટપણે દરસાવેલા મતથી **મા**ણેકચંદ દિગ્મુઢ જેવો બની ગયો એ તો વિચારમાં જ પડયો કે આ તે સ્ત્રી કે પુરુષ? ક્યા સોવાર બોલાવતા પણ, મોઢેથી "જી" કે "હાં" જેટલો બોલ કાઢતાં અઢારસો ખોટાં નખરા કરનારી ગામડિયણ સ્ત્રીઓ અને ક્યાં આ પુરૂષોને કોરણે બેસાડે તેવી સતેજ, બાહોશ બાળી?

"ભલે કાજે અગ્રેજી રાજ થયું—" જરખાનુ સહજવાર થોભી શ્વાસ લઇ પાછી બોલી "બિચારાઓ કોટ પાટલૂન તો પહેરવા લાગા નહીં તો પેલી લુંગી કે પાચ મન દાના સમાય તેવો બે તાકાનો લ્હેગો, જેને હુ ભૂલતી ન હોઉ તો શલવાર કેહેચ તે, અને ચાર માનસ સમાય જાય તેવું કુરતુ, કે જેની અગલી હેલ જેવી બ્હોંયમાં આઠ હાથ સાથે રહી શકે કાલે બાવાજીને કંઈ વાવટા અને લેમ્પો ને એવીજ કઇ પરચુટન ચીજો માટે કોઇ કોલેજના પ્રૉફેસરે તેરાવિયાતા તે પ્રૉફેસ રના મ્હોને ના બોલતા, તેવન જીભરૂ કહેતાતા કે, હિન્દુઓના પોરિયાઓ રાતના બાર બાર વાગાવેર છાપરાંના મોભ સાથ દોરી લટકાવી તેવરે પોતાની ચોટલીએ બાંધી 'સ્ટડી' કરેચ ને સવારે ચાર વાગેથી પાછા ભડવા મડી પરેચ ખાવામ દાર ને ચાવલ ને ઘઉની જારી ભેસારસૂર જેવી રોટલી, બસ એમ એ ને બી એ થવાપરજ મચિયાચ એક એકને મ્હોને ઇમ્તેનહાન (પરીક્ષા), ઇમ્તેહાન ને ઈમ્તેહાન જ, બસ, પન્તબીઓ કેથા એમજ શમઝી બેઠાચ કે ભનવું ગનવું ફકત સરકારી નોકરીને જ ખાતર છે બસ ડિગ્રી ને ચાકરી બેથી જ આ ઈંડિયામાં મેડ થઇ ગિયાચ'

"તમારા એકેએક વચનો ખરા છે, બાઇ સાહેબ!" **મા**ણેક કે જે પોતે પા તેવી જ રીતે પરિશ્રમથી શીખેલો તે બોલી ઉઠયો "અહીના લોકોમાં કંઇ દર નથી પ્રથમ કદાચ કંઈ હશે, પણ હમણાં તો તેના ચિહ્નો સુદ્ધાં દૃષ્ટિએ પડત નથી! બસ યુનિવર્સિટીની પરીક્ષાઓ પાછળ હાથ ધોઇને પડ્યા છે! મને જ જુવો કોઈવાર અવકાશ મલવે મ્હારી ભણવાની મોકાણ વર્ણવીશ તો આપ દાંતમ આગળી ઘાલશો"

"જરા! દીકરી જર!" અંદરથી એદલજીનો સાદ સભળાયો

"જી આવીજી બાવાજી," જર દોડતી કે પોતાના ઓરડા ભણી ગઈ **મા**ણે હાવરો બાવરો ટેબલ આગળ જઈ પોતાની ખુરસીપર બેઠો તે મનથી એ બડબડતો હતો કે, આ લોકોના સંસારસુખનો પાર જ ક્યાં હશે? આવી સ્ત્રીને એવો જ સાક્ષર પતિ મળે એટલે પછી સ્વર્ગમાં અને સંસારમા અંતર શો? વળી પારસીઓમાં ટગલે ને પગલે ભણેલા પડ્યા છે હું એમ. એ! કિંમત શી?

વીસ રૂપરડી ! એદલજી શેઠનું અંગ્રેજી, વાહ, ઠીક છે, લાખોનો ધણી ! હૈં! મે એમ એ થઈ નાહક ક્યા જીંદગી ખરબાદ કીધી"

આમ વિચાર કરતાં કરતાં તેની દૃષ્ટિ જાપાનના માલના લીસ્ટપર પડી કે જે ત્યાંથી આવ્યુ હતુ અને તેણે તથા જરબાનુએ સાથે બેસી જેનો ઉતારો કર્યો હતો. લીસ્ટને સહેજ સાજ વાંચી માણેક બોલ્યો—"અહાહા ! દેશ તે આનુ નામ, કેવી અને કેટલી શીઘ્રતાથી એણે પોતાની ઉન્નતિ કરી ! વાહરે સંપ! ઐક્યતુ પ્રાબલ્ય જ જુદું છે અરેરે ! આપણા જેવા દીન દરિદ્રને આવા દેશમાં કોણ લઈ જાય? અને કોઈ લઈ જાય તો અણઘડ ન્યાતીલાઓ આપણા શરીરપર ખાલે શાની રહેવા દે."

"તુમકો સાબ બુલાઈત હૈ, બાબુજી !" એક પૂરબિયા નોકરે આવી માણેકને કહ્યુ માણેક, જાપાનનુ લીસ્ટ લઈ પોતાનાં શેઠના ઓરડામા ગયો. એદલજીએ લીસ્ટ જોઈને કહ્યુ—"ઉવેલ બાબૂ ! યુ આર એ લકી મેન તમારા કરતાં તો મારી પનોતી દીકરીએ ચાર લાઈન વધારે લખીચ"

"જી હા, ગરીબનવાજ !" માણેકે લજ્જાથી નીચી ડોક કરી ઉત્તર આપ્યો. "જરમાઈના મારાપર લાખો ઉપકાર છે આપ મ્હારા અન્નદાતા છો, અને આપની પુત્રી મારી સાથે લખવા બેસે છે, એ દેખાવ મને લજ્જીત કરે છે. પણ શુ કરું? શરીરથી લાચાર છુ, નહીં તો હું મરતાંએ એ બાઇને તકલીફ ન આપું વધારે તો શુ કહું? કિરતાર પાસે એટલુ જ માગુ છુ કે, દયાળુ દેવ ! મ્હારા આટલા દુખી શરીરપર એકાદ દુઃખ એ બાઇનું નાખી દે અને તેના ભોગે એઓને આરોગ્ય રાખે ભગવાન મ્હારા વયમાથી પાચ વર્ષ એ દયામયીને અર્પણ કરે" આ શબ્દો બોલતા માણેકના નયનોમા ઝળઝળીયા આવી ગયાં

"પન બાવાજી ! હુ કહા એ કામથી ટ્રબલ માનુંચ જે !" માણેકને આહુ જોઈ આંસુ લ્હોતો દેખી, દયાળુ જરે, દિલથી દુખી થઈ કહ્યુ "હું તો ફકત મ્હારી પ્રેકટીસને ખાતર જાની બૂઝીને લખવા બેસુચ મીસ્તર માણેકચદ ! તમે એમ ઓસિ-યારા સું કામ થઇ જાવચ? ઈન્સાનને ઈન્સાન કઈ મદદ કરે તો તેમાં તેણે સુ એક મોટો વાઘ મારિયો? તે તો તેની ફરજ છે"

"એ તમારુ કુળવાનપણુ અને સાચા જરતુશ્તીની બાલિકા તરિકેનુ પવિત્ર રક્ત બોલે છે, બાઈશ્રી !" માણેકચંદે ખરા હૃદયથી એક દીર્ઘનિશ્વાસ, પોતાની શરીર સ્થિતિપર નાખતાં નમીને કહ્યુ "આપ પોતાના પિતા જેવાજ પવિત્ર અને દયાળુ છો બીજા કોઈની આટલી લાડકી દીકરી જો તેના ક્લાર્કને આટલી બધી સહાયતા કરે તો તે ઘડીવાર પણ તેને નોકરીમાં ન રાખે ! મ્હારી સ્થિતિ હું સારી રીતે સમઝી શકુ છુ આપ લોકોનુ ઈશ્વર કલ્યાણ કરો કે આપે એક માથે પડેલા દીન દુખીને પોતાનો આશ્રય આપ્યો છે અને તેને નિભાવો છો."

"કંઈ નહી દિકરા માણેક !" સરલચિત્ત માયાળુ એદલજીએ પોતાના નોક-રને દુખે દુખી થઈ તેને ધીરજ દેતા કહ્યુ "જા, આજે કઇ કામ નથી, જરા

ચુનાની પાચક દવાઓથી શ્રીગણેશાયનમ આરભાયા. પ્રથમ એક ગ્લા[illegible]નું ધ્રૂપ-
પછી અડધો કલાક વૈદકના પુસ્તકોમાથી શક્તિની દવાઓ વાચી, છેવટ એક [illegible]ાન્ત
ફાકી, સુખાળવો થયો લોકો તો કહે છે જે જવાનીમા ઊંઘતુ ઘેન વિશેષ હોય છે
એક કવિયે પણ કહ્યુ છે કે,

"લડક પન ખેલ મે ખોયા,
જવાની નીદ ભર સોયા,
બુઢાપા દેખ કર રોયા"

પણ યુનિવર્સિટીના કોર્સો ભરડી ભરડી ભેજું સુકવી ચૂકેલા, હીણભાગી **માણેક**ને, જેમ ક્ષુધાદેવી સાથે વૈર હતુ, તેમ જ નિદ્રાદેવી સાથે પણ, બિછાનાપર નિત્યનુ યુદ્ધ ચાલતુ પહાડી **મિશ્ર**જી મહારાજના નસકોરાંમાથી તો વરસાદના દેડકાં પુકાર કરી રહ્યાં હતા શુ ધાર્યું? કોણ સરસ, કલમવાળો કે કડછીવાળો? એક દિશાયે ડિગ્રી મેળવી વિદ્વાન કહેવડાવનાર, અભ્યાસ પાછળ પોતાના અમૂલ્ય શરીરનુ સત્યાનાશ વાળનાર **માણેક**ચદને નિદ્રા અને ક્ષુધા માટે, જળ વિનાની માછલી પેઠે તરફડતો જોઇ, દયાની લાગણી ઉશકેરાઈ આવે છે, ત્યારે બીજી પાસે તેના રસોઇઆ બ્રાહ્મણને લાગી ભૂખે જમી લઈ, આવી ઊંઘે ઊંઘતો જોઈ, એક કવિકુલ કઠાભરણના દોહરાનું સ્મરણ થાય છે

"સુખે સુવે સસારમા, ભાગ્યવત કુભાર,
ચિન્તા બાંધી ચાકડે, ધન્ય ધન્ય અવતાર"

મારફ્રૂટે ઘડીવાર આંખ મીચાઈ તો તેમા અગણિત સ્વપ્નો અને તે પણ એવા આવે કે જેનું ફળ જો "સ્વપ્નાધ્યાય"ની સો ચોપડીઓ જુવો તોપણ ન જડે! ઘડીમાં સાપે કરડયો, તો ઘડીમાં વાઘે ભરખ્યો, પળમાં પહાડપર ચઢયો તો ક્ષણમાં ખાઇમા પડયો, ઘડીમા માથામા ફટકો વાગ્યો, તો પલકમાં બૂમ પાડી એકાએક જાગ્યો આખી રાત બડબડાટ ચાલુ! "આભારી છુ, બાપ દેવાદાર છે, સ્ત્રી નદીએ ન જાય, તુલારામ લુચ્ચો, **જા**પાન જવું છે, ન્યાતવાળા દુષ્ટો છે, કપડુ સારુ છે, વાપરીને યાદ કરશો ઇ૦ ઇ" બાપડો કઈ ભયકર સ્વપ્નમાથી, "ઓ બાપરે" કરીને જાગી ઉઠયો, તો સવારના સવા છ વાગેલા. સાત વાગે તો ચાકરીપર હાજર થવુ જોઇયે. વાડામાં ગયો તો ખળખળીને ઝાડો ન થયો દાતણ પાણી કરી બે લોટા અગપર ઢોળી કપડાં બદલ્યાં અને ચાહ સાથે એક ગોળી કિવનાઇનની લીધી, ટિક્ચરની બાટલી ગજવામાં મૂકી અને બૂટ પહેરી દૂકાનનો માર્ગ લીધો સૂઈ ઉઠયાને કલાક વીત્યો, છતા મોઢાપર થોથર, નેત્રોના પોપચા સૂઝેલા, હોઠપર સોઝા જેવું.

વાંચનાર! ભણ્યા ગણ્યા ને સરસ્વતી મન્દીરના ભરતરાજની એક રાતનો નમુનો આપ આગળ દર્શાવ્યો છે, તેવી એક જ રાત નહિ, પણ ત્રણસેને પાસેઠ રાતો એવીને એવી જ આપણા ગ્રાડયુએટોના મોટા ભાગની છે **માણેક**ની તો નિત્ય એવીને એવી દશા ચાલુ રહેતી અરેરે! બાપડાના ઉત્તમોત્તમ વિચારો, સ્વદેશભક્તિ,

સફારી ઘેર શોધની અને રિવાજો સુધારવાની ઉત્કંઠા, રાજકીય વિષયોની બારીકીઓ, પોએમનો ઉત્સાહ, સાયન્સ ને તત્વજ્ઞાનના ભેદો, કવિયોના ઉત્તમોત્તમ પદ્યો અને લખકોના નવનવા અભિપ્રાયો—જે તેણે દીર્ઘકાળના અભ્યાસથી પોતાના મગજના ભંડારમા મહા મહા મેહનતે ભર્યા હતા, તે બધુ પૈસા પ્રાપ્ત કરવાની ચિન્તા અને દવાઓની દુર્ગંધામા ભુસાઈ ગયું. ભણવા ગણવાનુ તાત્પર્ય હાલનો આખો દહાડો પારસી દુકાનના કાગળો ચીતરવા અને દવાઓથી ગ્રાસ પચાવવુ એટલુંજ હતુ જેનુ નામ આનંદ કે શાંતિ છે, તેનું સ્વપ્ન સુદ્ધાં. દીન માણેકને આવતુ ન હોતુ આખા દિવસના કંટાળા પછી, બે ઘડી જો જર સાથે વાર્તાલાપ કરવાનો સંજોગ આવતો, તો તેટલી ઘડીઓ માણેકને માટે સાહજ મન વાળનારી લાગની હતી

—:—

## પ્રકરણ ૪ થું.

### જરનું ઘર

એદલજીની દુકાન એક મોટા મહેલ જેવી, બહુ વિશાળ જગામા હતી તેના એક ભાગને ગોડાઉન તરીકે રાખ્યો હતો, જેમાં જુદા જુદા માલોની સેકડો પેટીઓ ભરી મુકી હતી વચલો હોલ, જે લગભગ સો ફુટ લાંબો અને પચાસેક ફુટ પહોળો હતો તેમાં, વેચવાનો સામાન ખુલ્લો મુક્યો હતો જાત જાતના કાચના કેસોમાં ભાતભાતની વસ્તુઓ સુઘટતાથી ગોઠવી હતી નાકાપર બે ઓરડા હતા એકમાં અંગ્રેજી ઓફીસ અને બીજામાં એક પારસી, ગુજરાતીમા બધા હિસાબ કિતાબ લખતો હતો આ પારસી મહેતો એદલજીનો આપેનો સગો હતો એનાપર એદલજીનો સંપૂર્ણ વિશ્વાસ હતો બે બીજા પણ તરણ પારસીઓ દુકાનમાં નોકર હતા જે બંને એદલજીની મરનાર બહેનના પુત્રો હતા. એદલજીની પત્ની તો ઘણાં વર્ષથી ગુજરી ગઈ હતી, પણ તે સરલ હૃદયના ગૃહસ્થે બીજીવાર લગ્ન કરવાનો સ્વપ્ને પણ વિચાર કર્યો ન હતો જર પોતાના બાપની કેટલી લાડકી હતી, એ તો વિચક્ષણ વાચકોએ જોઈજ લીધુ છે, એટલે તે માટે લંબાણ વિવેચન કરવાની અગત્ય નથી એદલજી પોતાના ધન, સંપત્તિ, આબરૂ, જીવન, બધુંજ જરને ગણતો હતો જર જો આકાશના તારા માગે તો એદલજી આભ ફાડી લાવી આપવામાં આનંદ માનતો હતો તેમ જર પણ એક દેવીનો અવતાર હતી, તેનું શરીર ઈશ્વરે દયાની માટીથી ઘડેલુ હતુ પરમાર્થ માટે વેચાવામાં પણ ખડેપગે તત્પર હતી દુકાનના પાછલા ભાગમા એક વિશાળ મજલાનો બીજો બંગલો હતો તેના આગલા ભાગમાં એદલજી રહેતો અને પાછલા ભાગમાં પોતાની એકની એક પુત્રી માટે વિવિધ પ્રકારનાં રાચરચીલાંથી શણગારેલા ત્રણ ઓરડા હતા. આગલો મોટો ઓરડો જરનો ડ્રોઇંગરૂમ હતો. બારણાપર "પુછ્યા વિના આવવું નહી" એવું પાટીયું માર્યું હતું. જાતે એદલજી પણ જો કોઈવાર તેણીના ઓરડામા જતો તો પ્રથમ બહારથી પૂછી લેતો. ડ્રોઇંગરૂમમા પેસતાંજ સામી ભીંતપર ચાંદીના સુશોભિત ચોકડામાં મઢેલી શપેતમાન જરતુસ્ત સાહેબની, ફુલ સાઈઝની છબી, પ્રથમ

ધ્યાન ખેંચતી હતી જેની નીચે એક શોભાયમાન ટેબલપર રૂપાનું ધૂપદાનીયું મુકેલું હતુ–તેમાથી ચંદનની સુગંધી નિરંતર નીકળી મસ્તિષ્કને શાન્ત કરી, ચિત્તમા શુદ્ધતા અને ભક્તિ ઉત્પન્ન કરતી હતી. હજરત જરતુસ્તના ચિત્રને એક પડખે જરની મૃતક માતા મેહરબાનુ, અને બીજે પડખે એદલજીનાં ચિત્રો સુન્દર ચોકઠામાં જડેલા લટકી રહ્યાં હતાં આ ત્રણ ચિત્રો મુંબઈની આર્ટ સ્કુલના પ્રોફેસર, જેણે જરબાનુને ચિત્રકળામા ચતુર બનાવી હતી, તેની ઉત્તમ પીછીના નમુના હતા તેમાં કેવળ પ્રાણ મુકવાની જ બાકી હતી. માતાપિતાનાં ચિત્રો તળે, જર એકેક અગરબત્તી નિરતર સળગતી રાખતી. બારણામાં જમણી અને ડાબી દિશાએ એકેક સગેમરમરના કાળા આરસની ટેબલ, જોનારને છક કરી નાખે તેવી હતી એ નાજુકડી પણ બહુ મૂલ્યવાન ટેબલો, એક જ અખંડ પથ્થરમાથી ઘડી કાઢેલી હતી બન્નેપર ફુલના ગુચ્છાઓ મુકવાનાં એક એક મનોહર ફુલપાત્રો, તાજા ફુલોથી ભરેલાં, દૃષ્ટિગોચર થતાં હતાં બીજે બે ખૂણે તે ટેબલોના જેવી જ સાહજ મોટી બે ટેબલો–હોશિયાપુરના કારીગરોના હાથની, સુખડના લાકડાની બનાવેલી હતી–જેમાં બહુ બારીક હાથીદાંતના પાડેલા, સુન્દર વેલ બુટ્ટા, હિંદના કારીગરોનુ ગૌરવ બતાવતા હતા એ ટેબલોપર નાની નાની ફ્રેમોમાં જુદા જુદા ફોટોગ્રાફો મુકેલા હતા મખમલની કોચ ખુરશીઓપર રેશમી ગલેફો ચઢાવેલા હતા વચ્ચોવચ એક બિલોરી ટ્રીપાઈ અને તેની આગળ ફરતી ચાર બિલોરી ખુરશીઓ, ચીનના કારીગરોની ઉચી કારીગરી પુકારી રહી હતી અને તેની બરાબર વચ્ચે, ઉપલી છતમાં એક બસો કેન્ડલ સ્ટીકનુ ઝુમ્મર લટકતુ હતુ–જેનુ પ્રતિબિમ્બ ટેબલ અને ખુરશીઓમા પડી, ઓરડાની શોભામાં ચોગણો વધારો કરતુ હતુ ભીતપર વિવિધ પ્રકારનાં સુન્દર ચિત્રો જડ્યાં હતા, જે પ્રત્યેકની સાથે કાશ્મીરી ઝીણા ભરતકામના દુશાલાઓની ઝાલરો લટકતી હતી. બે સુન્દર કબાટોમાં ચીનની બનાવટનાં હાથીદાતનાં, દિલ્લીની કારીગરીનાં ચાદીનાં અને પુના તથા લખનોરના કારીગરોની કુશળતા બતાવતા માટીનાં રમકડાં ગોઠવ્યાં હતાં એક દાંતની ટેબલ, શેતરંજના ખાના કોતરેલી, દાતના મોહરાં સહિત, મુકી હતી દરેક ટેબલની આજુબાજુ બબે 'સ્ટેચ્યુઓ' આરસનાં ગોઠવેલા હતાં ટુંકમાં એક રાજવંશીના ઓરડા જેવો રૌનકદાર જરનો ડ્રોઇંગરૂમ હતો.

બીજા ઓરડામાં ચિત્રકળાને લગતાં અનેક સાધનો પડ્યાં હતા તે ઓરડો સદા પીતળના તાળાની પાકી પહેરાચોકી તળે રહેતો, કારણ કે તેમા કોઇની છબી જરને હાથે ચિતરાઈ રહી હતી હજુ તેમાં બહુ કામ બાકી હતુ અને જર રાત્રિએ જ–એક કલાક–તે ઓરડો અંદરથી બંધ કરી, બે મોટાં લેમ્પો સળગાવી, બહુ ધ્યાન અને પ્રેમથી તે ચિત્ર આલેખતી હતી. ત્રીજો ઓરડો તેનું શયનગૃહ હતું અને તેમાં બે મોટી કબાટો ભાતભાતનાં અમૂલ્ય વસ્ત્રોથી ખીચોખીચ ભરેલી હતી. બે કબાટોની વચ્ચે એક બારણુ હતુ તેમાં વળી એક નાનકડો ઓરડો, જરને અલંકાર પહેરવા માટેનો હતો તેમા બે મોટી આરસીઓ અને બ્રશ, કાંશકી, તેલ, ફુલેલ, સેન્ટ આદિનાં બાકસો ગોઠવેલાં હતાં.

## પ્રકરણ ૫ મું.

### જરબાનુની સ્થિતિ.

**માણેક**ની એક રાત જોઈ હવે એક રાત **જર**ની જોઇયે. આઠ વાગે ખાવાની ટેબલપર આઠ માણસ જમે છે. સાડા નવ વાગે સૌ પોતપોતાને સ્થાનકે જાય છે જરબાનુ બધાને સાહેબજી અને બાપને કોટ્ટી કરી પોતાના ઓરડામા ગઈ. ડ્રોઇંગરૂમનું બારણું અંદરથી બંધ કરી, પ્રથમ ટેબલપરથી આલબમની કળ ઉઘાડી, એક ફોટો, જેની નીચે "ફક્ત તારો **માણેક**" એમ લખેલું હતુ તેને પાંચ મિનીટ જોતી ઉભી રહી પછી આલબમ બંધ કરી કળ વાસી પોતાના ચિત્રકળાના ઓરડામાં ગઈ ત્યાં જઈ પોતાને હાથે બે લેમ્પો સળગાવી, રંગ અને પીછીઓથી એક ઓઇલપેન્ટ બસ્ટ ઉપર થોડીકવાર મેહનત લીધી બસ્ટ ચીતરવા કરતાં અસલ ફોટો જોવામાં તેના સમયનો ચાર ગણો વિશેષ વ્યય થતો હતો. પાંચ મિનીટ એકી-ટસે ફોટો જોતી અંને એક દીર્ઘ નિશ્વાસ નાંખી, એકાદ મિનીટ કામ કરતી કે વળી પાચ સાત મિનીટ ફોટો જોવામાં લીન થઇ જતી હતી. સાડાદશ ને પાચ મિનીટે તે ઉઠી લેમ્પ બુઝવ્યા અને ઓરડાને તાળું માર્યું કપડાં બદલવાના ઓરડામાં ગઈ, દીવો ઝઘઝઘતો કીધો, એક બાકસ ઉઘાડી તેમાથી સુખડનો ચીનાઇ સુશોભિત ચોખડો બાકસ કહાડયો. તેનું ઢાંકણુ ઉઘાડયુ, ઢાંકણા સાથે દિલ્લીના સુપ્રસિદ્ધ ચિત્રકાર **નજીર** હુસનના હાથની, હાથીદાંતપર આલેખેલી તે જ ધણીની છબી જડેલી હતી કે જે **જર** બે જગાપર જોયા પછી અહી આવી હતી વસ્ત્રો કહાડી સુવાનાં કપડાં પહેરતી ગઇ અને પેલી છબી જોતી ગઇ કપડાંલત્તાં બદલી સંભાળથી બોકસ બંધ કરી એક ઠડી હાય મારી તેને મોટા બોકસમાં મુકી શયનાલયમાં આવી, પલગપર બેઠી તકિયાના કવરમાથી એક **જા**પાની બનાવટનુ રેશમી પરબી-ડિયુ કહાડી, પેલીજ છબી પાસામાં દાબતી, કદી તેને ચુમતી, કદી હાય મારતી, કદી **માણેક**, કદી પ્યારા, કદી જીગર, એવા શબ્દો બોલતી, બાર સવાબાર વાગે નિદ્રા-વશ થઇ ગઇ

સવારમાં ઉઠી છબી જોઇ, ચુમી કરી, તકિયાના ગલેફમાં સભાળથી મુકી, ન્હાઇ ધોઈ ફુરતી પાદિયાબ કરી, સ્વચ્છ વસ્ત્રાલંકાર ધરી, હજરત જરતુસ્તની છબી પાસે જઇ ઉભી ધુપદાનીયામાં સુખડ લોબાન મુકી, પાક મનસ્ની ગવસ્ની કુનસ્નીથી દાદાર અહુર્મજદનુ સ્મરણ કરી, પવિત્ર જંદ અવસ્થાનો પાઠ લગભગ એક કલાક સુધી વાચ્યો ફરી ફરી નાક ઘસી તોબા કરી, ત્યાર પછી જળના મોઅક્કલ ફિરિશ્તાનું સ્મરણ કર્યું કે કોણ જાણે આવાંઇજદ ફિરિશ્તાનું સ્મરણ કરી, **જરે** શુ દુઆ ચાહી કે તેની હરણીને લજવનારી કાળી આંખોમાંથી મોતીની સેર જેવાં અશ્રુની ધારા વહી! આલબમ ઉઘાડી છબી જોઇ બંધ કરી, સાડા આઠ વાગે, તેણીએ ઓરડો ઉઘાડી, વોર્નિંગ બેલપર બે ટકોરા માર્યા કે બે મિનિટમાં ચાહ નાસ્તો હાજર થયો નાસ્તો કરી મુબઇથી આવેલી ટપાલ-જે ચાકર લાવ્યો હતો તે-હાથમા લીધી પોસ્ટમાં કોઇ કાગળ ન્હોતો માત્ર ત્રણ સમાચાર પત્રોજ હતા **જરે** પ્રથમ અંગ્રેજી છાપો

ઉઘાડી તેમાથી દરિયાઇ ખાતા વિષેના જેટલા લેખ હતા તેટલા બારીકીથી વાંચ્યા, પછી ગુજરાતી છાપાની વારી આવી તેમાથી પણ પ્રથમ તે જ સમાચાર જોયા એકવાર ઉઠી, પાછી છબી જોઇ, અને પછી આરામ ખુરશીપર પડી, પેપર વાચવામા રોકાઇ દસવાગે પિતાની પાસે ગઇ, પા કલાક ત્યા વાતચીત કરી પાછી ઓરડામાં ગઇ વળી છબી જોઇ, 'પ્રાઇડ ને પ્રેજ્યુડીસ' વાચી, અગિયારને ટકોરે ઉઠી છબી જોઈ આલબમ બંધ કરી માણેકચંદ પાસે ગઇ અને એક કલાક તેને તેના કામમાં સહાયતા કરી બાર વાગે ખાવાની ટેબલપર બેઠી એક વાગે રૂમ અંદરથી બંધ કરી એક કાગળ લખ્યો, કવરમા બીડયો, ઉઠી નિશ્વાસ નાંખતી, ડ્રેસીંગ રૂમમાં ગઇ, એક પેટી ઉઘાડી તેમાં નાખ્યો એ પેટીમાં એવાં જ કાગળોનો મોટો ઢગલો પડેલો હતો ત્રણથી સાડાચાર સુધી, વળી પાછી **મા**ણેક પાસે જઇ બેઠી કામકાજથી પરવારી **જરે** **મા**ણેકચંદને પૂછયું–

"મિસ્તર **મા**ણેકચંદ ! એપોલો સ્ટીમરનો પત્તો લાગ્યો હોય એવું કાઇ પેપ-રમા વાંચવામાં આવ્યુ ?"

"બાઇ સાહેબ ! આપના આ નિત્યના સવાલ માટે મ્હારે પ્રતિદિન લાઇબ્રે-રીમા જઇ દશવીશ પત્રો જોવાં પડે છે, પણ હજુ કઇ સમાચાર મ્હારા તો વાંચવામાં આવ્યા નથી"

"ઓલરાઇટ, સાહેબજી" **જર** એક દીર્ઘ નિશ્વાસ નાખી ચાલતી થઇ તે પોતાના પિતા પાસે નિત્યના નિયમ પ્રમાણે વરડામાં જઇ બેઠી

એક દહાડો **જર** પોતાના નિયમિત સમયપર અગિયાર વાગે જેવી **મા**ણેકને મદદ કરવા ગઈ કે તરત તેણે ગજવામાંથી એક અંગ્રેજી સમાચાર પત્રના એક્ષ્ટ્રા તારની પ્રત આપી **જરે** ઝટપટ તેમાથી દરિયાઇ ખબરો વાચી હર્ષથી ઉછળતી એ **મા**ણેક તરફ ફરીને બોલી, "થેંક યુ, મિસ્ટર **મા**ણેકચંદ ! મચ ઓબ્લાઇજડ તમારા આભાર અને લાવેલા મુબારક સમાચારના બદલામા હું આય અદના ભેટ આપુચ તે કબુલ કરો" હર્ષિત **જરે** એક ગીની, પરાણે **મા**ણેકના હાથમા મૂકી **મા**ણેકને તો લગભગ એક મહીનાનો પગાર મળી ગયો હજારો હજાર આશીશ મનથી દેતો તે પોતાના કામે લાગ્યો. નિત્ય કરતાં આજે તેના હાથપગમાં કઇ વિશેષ બળ જણાવા માંડયું, આજે તેને ભૂખ પણ ન લાગે તેમા શું આશ્ચર્ય છે ! પેલા અગ્રેજી સમાચાર પત્રમાં લખ્યું હતુ કે, "**એ**પોલોની શોધમાં ગયેલી એક **જા**પાની સ્ટીમરે તેને બહુ દૂરથી જોઈ હતી આશા છે કે બહુ શીઘ્ર તેનો પત્તો લાગશે" આટલી લીટી **જરે** ઓછામા ઓછી પચ્ચીસ વાર વાચી અને કોમળ હરણીની ઢબથી કુદતી કુદતી પોતાના ઓરડામાં ચાલી ગઇ

બીજે દહાડે જ્યારે પાછી **જર** ઓફીસમાં આવી ત્યારે તેણીએ અસેમસે **મા**ણેક આગળ વાત છેડી. "**મા**ણેકચદજી, **એ**પોલો કેટલું પ્યારું નામ છે, હે ? તમુ-નેબી એ નામ ગમેચ કે ? અમારા બોરુપમા એજ નામનુ એક બદર છે. ત્હાં સાંઝનાં

તો બિહિશ્તનો દેખાવ થાયચ વરી બીજું તમે જાનોચ કે **રોમન** અને **ગ્રીક**નો ગાયન, તેમજ વૈદ્યક વિદ્યાનો **એપોલો** દેવતા હુતો આહહા! હું એપોલો સ્ટીમર જોવા ગઇતી, કેવી મજેની, નવી, કલીન, જાને એક્ચ્યુઅલી પિકચર! અંદર ઇલેક્ટ્રીક લાઇટ હતી. ડુટકપર રોજ બેન્ડ વાગતુ હતુ લોકો કહેતા કે ચાલવામાં બી એટલી લાઇટ અને જરાબી રોલ નહોતી કરતી વરી તેમાં યુરોપથી ઇંડીયા જોવા આવેલો એક શાહજાદોબી બેઠેલો હતો. મારાં કેટલાંક સગાંઓબી તેમાં ઉતાં, પરવરદિગાર તે સ્ટીમરને સહીસલામત કિનારે લાવે તેમાં એક લેફ્ટેનંટ—લેફ્ટેનંટ...હા, બરાબર અરેજો પારસીઓ ઘણા જન હુતા યા પરવર દીગાર, યા દાદાર અહુર્મજદ—કોઇના ભાઈઓ, કોઇના દીકરાઓ અને કોઇના...હાય—સૌપર ખુદાય રેહેમ કરે, સૌની મુરાદ બર લાવે અરેરે દુનિયાં! દુનિયાં!"

**મા**ણેક આજે પ્રથમજ **જર**ને આવી રીતે ચિંતિત અને શોકિત જોવા પામ્યો હતો તે એમ જ સમજ્યો કે જે પારસીઓ તેમાં સવાર થયા હતા તેઓમાં કોઇ તેના શેઠના ઘરનાં સગાએ હશે, તેથી **જર** આટલી દુખી છે તેણે બાપડાએ પોતાની કૃપાળુ બાઈને ધીરજ આપવાના હેતુથી કહ્યુ, "બાઈ શ્રી! ઇશ્વરે પોતાની લીલાથી કોઇને જાણીતો કર્યો જ નથી છતાં આપણે સારું ઇચ્છવું, એ આપણો ધર્મ છે પછી તો જે ધણીને ગમે તે ખરું એમ તો તેમાં લાઇફ બોટો વગેરે મનુષ્યોના બચાવનાં સાધનો તો અનેક હોય છે હા, સરસામાનની મોટી હાનિ—"

"હા, હા, **મા**નેકચંદ! ખરું છે," **જર** લાઇફ બોટનુ નામ સાંભળી આશાથી બોલી ઉઠી "હા, લાઈફ બોટ—અને વરી મદદે ગિયેલી સ્ટીમરો—બરાબર છે આવા-ઈજદ દયા કરશે, જરૂર દયા કરશે—હું દરિયે જઇ શાકર ચહરાવસ હા, લાઈફ-બોટ—જીદગીનો સહારો—કેટલુ સ્વીટન નામ! લાઇફ બોટ—ઓ લાઇફ બોટ!" એક અધીરા માણસ પેઠે **જર** પોતાના ઓરડા ભણી ચાલી ગઇ અને **મા**ણેકચંદ મોઢું વકાસી જોતો જ રહ્યો કે આજે બાઇને શુ થયુ છે પાચ વાગે જ્યારે શેઠને સલામ કરવા ગયો ત્યારે શેઠે બીજે દહાડે રજા છે એમ કહ્યુ; કારણ કે બીજે દહાડે જમશેદજી નવરોજ હતો



## પ્રકરણ ૬ હું.

### લાહોર-મ્યુઝીયમ.

આજે નવરોજ છે **લા**હોરમા રહેતા પારસીઓ ખુશીખુશાલીમા મસ્ત થઇ ગયા છે બપોરના ખાઇપી પરવારી **લા**હોરનુ મ્યુઝીયમ જોવાને ગયા છે મ્યુઝીય-મમા એક પાસે પ્રદર્શન જોવામા પારસીઓનું નાનું મોટું મલી ચાલીસેક માણસ રોકાયુ છે, બીજી પાસે તે લોકોને જોવા માટે નાગરિક જનોનુ સો સવાસો માણસનું ટોળુ ઉભુ છે કેટલાંક ભોળી પ્રકૃતિનાં મનુષ્યો, બાળકોને જોતાંજ ઉભાં છે, તો કેટ-લાક સ્રીઓના ઠઠ્ઠા મશ્કરીથી પેટ ભરવા ખોટી થઇ રહ્યાં છે. પોલીસ સ્ટેશનપર

જેવા સમાચાર પહોંચ્યા કે પાંચ સિપાઇઓ બંદોબસ્ત માટે આવ્યા. ઇશ્વરની લીલા જુવો કે સજ્જન પુરુષોથી પરમેશ્વરના પિત્રાઈ પોલીસવાળાઓ પણ ભય પામે છે જોતજોતાં ટોળામાંથી છૂટા ભાગલા પડી ગયા. સ્ત્રીઓ ભાતભાતનાં વાસણો, લુગડાંઓ અને ભરતકામો જોવામાં રોકાઇ; પુરુષો સિક્કા, ખનિજ પદાર્થો અને શિલ્પકારીગરી નિહાળવામાં રોકાયા બાળકો સ્ટફ્ કરેલાં સાપ, વીંછી, અજગર, નોળીયા તથા પખીઓ જોવામાં આનંદ લેવા લાગ્યાં; જરબાનુને કોણ જાણે વળી શુ ભૂત ભરાઇ આવ્યું કે બધાંથી જુદી પડી, જ્યાં સ્ટીમરો અને વહાણોનાં લાકડાંના નમુનાઓ તથા ચિત્રો ગોઠવેલાં હતાં ત્યાંજ ફરવા મંડી.

ભોગયોઘડિયે આપણા **મા**ણેકચદજીને આજે વિશેષ અપચો જણાવાથી તેઓ ડાકટરને ત્યાં ગયા વીશ રૂપરડીમાં **મા**ણેક નિત્ય ઉઠી ડાકટરની ફી કયાથી આપતો હશે? ડાકટર **વા**ચ્છા, જે **જ**રના સગા મામા છે, તેઓપર **એ**દલજીએ **જ**રની ભલામણથી એક ચિઠ્ઠી આપી હતી તેમાં લખ્યું હતુ કે, **મા**ણેકચંદની દવા-દારુનું બિલ દુકાન ખાતે લખી રૂપિયા મગાવી લેવા. **મા**ણેક **વા**ચ્છાને ઘેર ગયો—ત્યાંથી કેહવામાં આવ્યું કે **એ**દલજીને ત્યાં છે. જઇ પૂછતાં મ્યુઝીયમનું ઠેકાણું મલ્યું ગરજનો માર્યો **મા**ણેક ત્યાં ગયો ત્યાં જુવે છે તો આખા **લા**હોરના પારસીઓ સહકુટુમ્બ સહપરિવાર ત્યાં મૌજ મારી રહ્યા છે! **મા**ણેકે શેઠને નમીને સલામ કરી. **એ**દલજીએ પોતાના કામદારને જોઇ એમ માની લીધું ભલે આવ્યો! કદાચ કંઇ કામ-કાજ પડશે તો અડચણ નહીં પડે. **જ**રનું મન કોણ વાંચી શકે? તેણી કઇ **મા**ણે-કને જોઇ હસી, કંઇ આનંદ પામી અને પાછી પોતાના વિચારોમાં લીન થઇ ગઈ

**મા**ણેક સલામ સાહેબજી કરી ડાકટર પાસે ગયો ડાકટરે હસી એટલું જ ઉત્તર આપ્યું કે, 'આજે દવાની જરૂર નથી, ફક્ત આય દુનિયાની અજાયબીઓ જુઓ અને જરા વૉક કરો, તમુને આપો આપજ ભૂખ લાગશે."

**જ**ર ફરતી ફરતા જ્યાં પ્રાચીન મૂર્તિઓનું સગ્રહસ્થાન હતુ ત્યાં જઇ ચઢી. ધરતી ખોદતાં કયાંઇથી નિકળી આવેલી મૂર્તિઓ અને તેમનાં વૃત્તાન્તો તથા તે કયાંથી મળી, કેમ મળી આદિ એક પાટીપર લખીને મૂક્લું હતું લખેલી પાટીઓ ઘણુ કરી જનરલ કનિંઘહામના નામવાળી હતી. એક મનુષ્યાકાર પ્રતિમા બહુ ઉત્તમ શિલ્પકારીગરીથી બનાવી હતી—જે નીચેના ભાગથી કઇ ખડિત હતી, પણ ઉપ-રનો બધો ભાગ અખડ હતો એ મૂર્તિના ગળામાં એક પિછોડી નાંખેલી હતી અને માથે મુગટ હતો, એક રાજ્યદડ હતો અને બીજો હાથ ખભા આગળથી ભાગી ગયો હતો બચ્ચાંઓ બીકથી, સ્ત્રીઓ અણગમાથી અને પુરુષો બેપરવા-ઇથી ત્યાં ન ઉભાં રહેતાં આગળ ચાલ્યાં ગયાં પાટિયું વાચતાં જણાતુ હતું કે, તે પ્રતિમા **પે**શાવર જીલ્લામાં યુસુફજઇ નામના સ્થાનથી મળી આવી હતી તેની પાસેજ એક બીજી પ્રતિમા, પેલીને મળતા મ્હોડાની મૂકી હતી. બે મૂર્તિઓ તેની આસપાસ પલાંઠીવાળી, હાથ જોડી બેઠેલી હતી. ત્રીજી મૂર્તિ એક કમળના પુષ્પમાં બેઠેલી હતી, હાથો બને ભાગી ગયેલા—બાકીનો બધો આકાર આખો હતો. ચતુર

શિલ્પીએ તે મૂર્તિનો ચહેરો એવો કોતર્યો હતો કે, કોઇ પણ સમજી શકે, કે તે કોઇથી બીહે છે માણેક બાચ્છા પાસેથી ફરતો ફરતો જ્યાં જર ઉભી તે પ્રાચીન મૂર્તિઓ નિહાળતી હતી ત્યાં આવી લાગ્યો. જરે માણેકચદને જોતા વાર પાસે આવી પૂછ્યું

"મિસ્તર માણેકચંદ! આય કોન્તું સ્ટેચ્યુ છે?"

"જી! એ ગૌતમ બુદ્ધનું પૂતળુ છે!" માણેકે મમતાથી પોતાના શેઠની પુત્રીને સમજાવ્યું "એ પેશાવર જીલ્લામાથી નિકળ્યું છે જુઓને આ જનરલ કનિંઘહામની નોટસ"

"બુધ! એ સુ આપરે જેને બુધવાર કહિયેચ તેનું પુતલું કે?" ભોળી જરે પૂછ્યું.

"જી નહીં બાનુ!" માણેકે મ્હોં મલકાવી કહ્યુ (માણેકે તો અમથુ મ્હો મલકાવ્યુ હતું, પણ જરના હૃદયપર તેના બન્ને હોઠો જે સ્મિતહાસ્યમાં વિલક્ષણ રીતે નમી પડતા હતા તેણે કંઇ કઇ અસર કરી દીધી). "બુદ્ધ એક મહાત્મા ઋષિનું નામ છે. આ મૂર્તિ તે કપિલવસ્તુના રાજકુમાર, જેનું નામ ગૌતમઋષિ-જે ન્યાયશાસ્ત્રનો કર્તા છે, તેના નામપરથી રાખવામાં આવ્યુ છે. એ પુરુષને જે દહાડાથી અતર્યામીત્વ પ્રાપ્ત થયું, તે દહાડાથી લોકો તેને બુદ્ધ કહેવા લાગ્યા એણે મનુષ્યોના ભલા માટે સંસારનો ત્યાગ કર્યો અને મુક્તિના દ્વારની ખરી શોધ કરી. એ ગૌતમ બુદ્ધના કરોડો શિષ્યો છે. ચીન, જાપાન અને બરમામાં તેનો જ ધર્મ લોકો માને છે"

"ત્યારે તો હોંગકોંગમાંબી એ જ ધર્મ ચાલતો હોસે?" જરે આતુરતાથી પ્રશ્ન કર્યો "જો એપોલો સ્ટીમર બચસે તો આપુને વધુ જાનવાનું મલસે, કેમ?"

"કદાચ!" માણેકે જરના ભોળા પ્રશ્નથી મદહાસ્યપૂર્વક કહ્યુ "એમ તો અનેક સ્ટીમરો ત્યાં જાય છે, પણ ધર્મ સંબધી શોધ તો જે થઇ ચુકી છે તેની તે જ વાંચવામાં આવે છે આપે બૌદ્ધ મતનું કઇ વાચ્યું હોય એમ લાગતું નથી, તેથીજ એમ કહોછો હા, ઠીક ધ્યાન આવ્યું આજના તારો એવા હતા કે એપોલો બહુ ભયાનક સ્થિતિમાં છે ચાર પાચ સ્ટીમરો તેની સહાયતા માટે ઉપડી ચુકી છે, બનતાં સુધી માણસોને બચાવવાની યુક્તિ કરશે" આટલું કહી માણેકે ગજવામાંથી એક અગ્રેજી પત્ર આપ્યુ આજ તો જરબાનુનો તેહવાર હતો, બાપે રૂપિયાથી ગજવાં ભરી દીધાં હતાં વધામણીનું સમાચાર પત્ર વાચીને પોલકાના ગજવામાંથી બે ગીનીઓ કહાડી જરે માણેકના હાથમાં મૂકી માણેક ઘડી ઘડી આમ થવાથી લજ્જીત થઇ બોલ્યો-

"જરબાનુ! હવે હું ફરીથી કોઇ દહાડો આપને પેપરના સમાચાર લાવી આપવાનું કામ નહિ કરુ, કારણ કે આપ મને સહજમાં બક્ષીસ આપી શરમાવો છો એનો અર્થ તો એ થાય છે કે, હું સોના મ્હોરો લેવા, આપને પેપરોમાંથી ખબરો ખોળીને લાવી આપુ છુ નાના, હુ એટલો બધો લાલચુ કે નીચ નથી, હું તો મારા શેઠની પુત્રીની આજ્ઞા-"

"લેઓ, ચાલો આ, હવે પછી નહિ આપશુ," **જરે** વાત અટકાવી કહ્યુ. "વારૂ હું એમ પૂછું મિસ્ટર **મા**નેકચંદ, **પે**શાવરમાં તો બધી મોહમેડનોની વસ્તી છે, ત્યાંથી જે આય પુતલાંઓ નિકલિયાં તે શુ એ લોકો પુતલાંની પૂજા કરતા હુતા કે શું ?"

"જી તેમ નથી !" **મા**ણેકે ભુલ ભાગી, "મુસલમાનો પ્રથમ મૂર્તિ પૂજા કરનારા હતા. એ લોકનાં પૂન્ય સ્થળ મક્કામાં હજારો મૂર્તિઓ હતી પણ જ્યારે હજરત **મ**હમ્મદ સાહેબ પેગમ્બર થયા, ત્યારે તેઓએ એ ચાલ બધ કર્યો અને બધી મૂર્તિઓના કટકા કરાવી નાંખ્યા **પે**શાવર જીલ્લામાં **બુ**દ્ધની મૂર્તિઓ નિકળી, એપરથી એમ જણાય છે કે, ત્યાં પણ કંઇ **બૌ**ધમતનો પ્રચાર થયો હશે."

"ખરું, કોઇ દહાડો ઓફીસમાં ફુરસદે એ બાબદને પૂરેપૂરી તમારી પાસે સમઝશ;" **જ**રે કહ્યુ.

**મા**ણેકે વિચાર કર્યો કે પોતાના શેઠનો મોટા તેહવારનો દિવસ છે, પાસે પૈસા પણ આવી ગયા છે તો કંઇ સભ્યતાની રીત પ્રમાણે શેઠને ત્યાં મેવો મિઠાઇ ભેટ મોકલવી જોઇએ. તે ધીમેથી બહાર ચાલી ગયો પાસેના ચૌટામાંથી બે રૂપિયાની મિઠાઇ અને ત્રણ રૂપિયાનો સુકો મેવો લઇ આવ્યો. શેઠ સામે હાથ જોડી નમ્રપણે ભેટ મૂકી શેઠે હસ્તે મ્હોડે તેના માથાપર હાથ ફેરવી સ્વીકાર કર્યો **જ**રને આજ્ઞા કરી કે બધાં બાળકોને વહેચી દે **જ**રે કોચમેનોને બોલાવી બધું ગાડીમાં મુકાવી દીધુ કે ઘેર જઇ વહેચી અપાશે. મ્યુઝીયમમાં ફરી રહ્યા પછી બધાઓની ઇચ્છા **શા**લીમાર બાગ જોવાની થઇ. ગાડીઓ ભરાઇ, ત્યાં ચાલી, બાળકો વાંદરાં જોઇ કુદકા મારવા માંડ્યાં, સ્ત્રીઓ મોરના રંગોપર મોહી પડી અને પુરૂષો વાઘ, ચિત્તા, સિંહની છેડછાડ કરવામા રોકાયા. **જ**ર તલાવને કીનારે જઈ ઉભી તલાવને જોઇ તેના મનમાં સમુદ્રનાં મોજાની પેઠ તરગ ઉઠવા લાગ્યા. એક વૃક્ષને વેલીપેઠે વળગી ઉભી અને પેલું અગ્રેજી પેપર કહાડી તાર વાંચવામાં ને તેના મન ગમતા અર્થ ઉઠાવવામાં લીન થઇ ગઇ. **મા**ણેક, તલાવને કીનારે ઉભો રહી, બગલાં બતકો નિહાળવા મંડયો તલાવની વચ્ચે તારોની જાળનો એક ગોળ ઘુમટ કરી લીધેલો હતો–તેમાં રગબેરંગી પાણીમાં રહેનારાં પંખીઓ ઉડતાં ફરતાં તરતાં હતાં **મા**ણેકને એ દેખાવ જોઇ હિન્દુ સંસારનું સ્મરણ થયુ. તે મનથી બડબડવા લાગ્યો; 'આહાહા! હિંદુઓનો ઘર સંસાર અને ધર્મ, આ જાળના ઘુમટ જેવો છે હિંદુઓ આ પંખીઓ જેવા છે. ઉડે ફરે રમે જમે ને ગમે તે કરે, પણ આટલી બાવલી જગામાં જ! ઉન્નતિની પરવા ન કરનારાઓ તો પેલાં પાંખો ખરી ગયેલાં બગલાં જેવો છે! તેમને તો ઉડવું જ નથી અને ઉડી શકાતુએ નથી. પણ ઉન્નતિના વિચાર રાખનારાઓપર આ ધર્મની જાળ ફરી વળી છે, તેનું કેમ? જ્યાં સુધી એ જાળ કાપી એક માર્ગ આવવા જવાનો કરવામાં ન આવે ત્યાં સુધી એક બદીવાનની ગતિમાં કોઇનો આપ્યો ટુકડો ખાય અને પડી રહે એ જ એમની ગતિ! અહો ઋષિઓ! અહો મુનિઓ! તમારો ઉદ્દેશેલે સનાતન

ધર્મ સંભળાવો! જર અને માણેક બન્નેમાં થોડીવાર પછી બુદ્ધદેવની મૂર્તિ સંબંધી પાછી વાત નિકળી

"માણેકચંદ! તે કેવો હિમ્મતવાળો અને વિચારોપર કાબુ ધરાવનારો માનસ હોસે કે તે રાજપાટ, ધનદોલત, એસઆરામ, હુકુમત મૂકી, સગાંવાલાં છોડી, ફકીર કે સાધુ થઇ ગયો! પારસીમાં એને 'તારેકુદુનિયા' કહે છે તમારા સંસ્કૃતમાં હું ધારૂચ તહાંવેર ત્યાગી કહેચની?"

"હા બાઇ સાહેબ!" માણેકે જરનું બોલવું કંઇ આશ્ચર્યયુક્ત મુદ્રાથી સાંભળી ઉત્તર દીધો આજે એની બદહજમી (અપચો) દૂર થઇ ગઇ હતી. એટલામાં બધાં ફરતાં ફરતાં તલાવપર આવ્યાં અને સાંજ પડી હોવાથી ઉપડવાની તૈયારી થઈ અંધારુ થવા પૂર્વે સૌ એદલજીને ઘેર આવ્યાં માણેક આજ્ઞા માગી ઘેર ગયો જમ્યો, વાંચ્યુ, પણ એના મનમાં આખો વખત જરના જ વિચારો ઘુમ્યા કરતા હતા એ શુ કામ આખો દહાડો એપોલોની ચિન્તામાં રહેતી હશે? તેના પત્તાના સમાચાર આપનારપર તે અશરફિયો કેમ લુટાવતી હશે? સ્ટીમરમાં એનું કોણ માણસ ગયુ હશે કે તે આટલી બધી આતુર રહેતી હશે? શું એના હૃદયની કોઈ સાથે ગાંઠ પડી હશે? શું એ કોઇના પ્રેમમાં પડી હશે? આમ અનેકાનેક સંકલ્પવિકલ્પ તેના મનમાં થતા રહ્યા, પણ બાપડો કોઈ નિર્ણયપર આવી શકયો નહિ

અહી માણેક પોતાની ઘડભાંજમાં હતો ને ત્યાં એદલજીને ત્યાં મેહમાન પરોણાઓ જમીખાઇ પોતપોતાને ઘેર ગયા અને બાપ દીકરીમાં વાતો થવા માંડી. "પપ્પા! આજના તારો વાંચિયા કે? એપોલોની મદદે ચારેક સ્ટીમરો જુદાં જુદાં બંદરોથી ઉપડી ગેઇચ ધનાકો એમ ગેસ કરેચ કે પરવરદિગાર કોઈના જીવને નુકસાન નહિ પોહોંચારે"

"હા દિકરી જર!" એદલજીએ ઝુલા ખુરસીપર હીચકા ખાતાં કહ્યું. "મ્હેબી વાંચિયુ ખરુ એ પત્રવાલો લખેચ કે માલ અસબાબ સાથ સ્ટીમરબી દરિયાને તલિયે બેઠી, પણ ઇન્સાનોના બચવાની સોયે સો ટકા ઉમેદ છે. લાઈફ બોટોપર લોકોને ઉતારી દીધાચ કેહેચ કે અદર એક યુરોપનો શાહજાદોબી છે"

"હું ધારુચ બાવાજી! હોરમજીના ખાનદાનવારાઓ અરદ્વિશુરનું જશન નહિ કરતાં હોસે," જરે પોતાનો અભિપ્રાય આપ્યો "એ લોકોની બે તન સ્ટીમરો છે તે એ લોકોએ તો જરૂર આવાંઈજદપર ફેથ રાખવું જોઇયે."

આવી વાતો લગભગ દસ વાગ્યા સુધી થઇ એ પછી જર પોતાના બાપને કોટી કરી સુવાના ઓરડામાં ગઇ આજે તેણીએ પેન્ટિગરુમમાં જઇ ઉજાગરો કરવો ઠીક ન ધાર્યો. માત્ર પોતાના પ્રેમપાત્રની છબી જોઇને જંદઅવસ્થા હાથમાં લઇ બેઠી અરેરે! આશા અને પ્રેમ માણસ પાસે શું નથી કરાવતા? જે મુસલમાની ધર્મમાં મૂર્તિઓ પૂજવાનો સર્વથા નિષેધ છે, જે પારસીઓના પેગમ્બરે બુતો ન પૂજવા એવી આજ્ઞા લખી છે, તે જ લોકોનાં બાળકોને જ્યારે બળિયા નિકળે છે

ત્યારે તેમની સ્ત્રીઓ સીતલાદેવીની પ્રતિમાની પૂજા કરવા જાય છે ! પુરુષો જાણે-છે છતાં બચ્ચાંનો પ્રેમ, સ્ત્રીની આશાયુક્ત ઈચ્છા અને જીવતર સારું એટલી આ-કાંક્ષાને આધીન થઇ, ના નથી કહેતા, જવા જ દે છે સુધરેલા ગોરાઓની મેમ સાહેબાઓ ઘણીકવાર પોતાનાં બચ્ચાંઓને પગે પડાવવા લાવેલી જોવામાં આવી છે પ્રેમને વશ પડી ગયેલાં સ્ત્રી, પુરુષો, મૂર્તિઓ અથવા કબરોની અનેક માનતાઓ રાખે છે આર્યસમાજીઓ મૂર્તિને અછાડે છે, પછાડે, પણ ગુરુદેવ દયાના આનંદને હાર પુષ્પ ચઢાવી, સવારના તેનાં જ દર્શન કરે છે એકેશ્વરવાદી પ્રાર્થના સમાજીયો કેશવ, રામમોહન ને દેવેન્દ્રના દર્શનના ઉત્સુક રહે છે, કર્મવાદીઓ પાર્શ્વનાથની મૂર્તિની પૂજામાં કલ્લોલ કરે છે-પોતાના પ્રેમપાત્રના ટપકા, જ્યોતિષ, રમલ, નજુમ આદિ દેખાડે છે એ બધું મિથ્યા જાણવા છતાં કોઇના પણ પ્રેમની જાળમાં પડેલી વ્યક્તિઓ જ તે કરે છે માતાપિતા પુત્ર માટે, પુત્ર માતાપિતા બ્હેન ભ્રાત કે પત્ની માટે, સગું સગાં માટે, મિત્ર મિત્ર માટે, આશક માશુક માટે, કંજુસ પૈસા માટે, પતગ દીપક માટે, બુલબુલ કે ભ્રમર પુષ્પ માટે, ચકોર ચંદ્ર માટે, સ્ત્રી પુરુષ માટે અને પુરુષ સ્ત્રી માટે જે કંઇ કરે છે તે કેવળ પ્રેમના પ્રભાવમાં અંજાઇ જવાથી જ સત્ય છે—

ભૂત લગે મદિરા પિયે, સબકાહુ સુધિ હોય
(પરંતુ) પ્રેમ સુધારસ જીન પિયો, તિન ન રહે સુધિ કોય.

આપણી વાર્તાની નાયિકા જરબાનુ જોકે એક સુધરેલી, શીખેલી, ભણેલી અને નવિન વિચારવાળી હોવા છતાં, અત્યારે પ્રેમપાશમાં બધાયેલી હોવાથી, ભવિષ્ય જોવાની ચટપટમાં પડી. ટીપણું પચાંગ કે બીજું કોઇ સાધન તો હતુ નહિ; એટલે અતે જંદઅવસ્થામાંથી જ જે કંઈ નિકળે તે જ ભવિષ્ય, એમ વિચાર કરી, તેણે અવસ્થાપોથી હાથમાં લઈ મનને સ્થિર અને શાન્ત કરી બોલી, "ઓ પાક દાદાર ! ઓ સચ્ચાઇના પરખનાર, ઓ મારા દીનમજહબના પેશવા જરથુસ્ત, જો મારો પ્યાર સાચ્ચો અને પાક હોય તો આય પવિત્તર કિતાબમાંથી મને રસ્તો સુઝાડનારા ફકરાઓ દેખાડ" આટલું બોલી ચોપડી ઉઘાડી અને તેમાં નીચલા શબ્દો નિકળ્યા —

"પ્રત્યેક વિપત્તિઓ ટળી જાય છે સસાર સંકટોનુ દ્વાર છે. કોઈ એવું નથી કે જેનાપર કષ્ટ ન પડયું હોય સારી તે જ વાત કે જેનુ છેવટ સારું. મનને વ્યાકુળ ન કરવું. ઈશ્વરની ઈચ્છા હશે તે અવશ્ય થશેજ. માણસના ઉદ્યોગોનું ગજું શું છે? ધન દોલતથી સુખશાન્તિ નથી મળતાં, બલ્કે બુદ્ધની પેઠે નિશ્ચય અને શ્રદ્ધાથી, શાન્તિ અને મુક્તિની પ્રાપ્તિ થાય છે."

આટલું વાંચી રહી જર વિચારના વમળોમાં ઘેરાઇ ગઇ. બહુવારે તેણીને ભાન આવ્યુ ત્યારે બડબડી; "ફલ તો ઘનું સારું નિકળ્યુ" વળી બુદ્ધનુ નામ વાચી તેણી બહુ અચરજ થઇ કે જરતુસ્તી ધર્મના પુસ્તકમાથી તે મહાત્માનું નામ નિકળ્યું, જેની પ્રતિમા આજેજ જોઈ હતી. હવે તો તેણીને વધુ ચટપટ થઇ કે ક્યારે સવાર પડે અને ક્યારે બુદ્ધ વિષે માણેકચંદને પૂછું.

## પ્રકરણ ૭ મું.

### પરીક્ષા! બસ!! પરીક્ષા પરીક્ષા !!!

આ દેશની યુનિવર્સીટીઓ કેળવણી અને શીક્ષણ આપનારી નથી. તેનું કામ તો કેવળ પરીક્ષા લેવાનું જ છે। ઈન્ગ્લીશમા વાક્ય છે કે "પ્રભુ કોઈને પરીક્ષામાં ન નાખે." બ્રિટિશ રાજ્યના આરભમાં સરકારી કાર્યાધ્યક્ષોનાં બે ટોળા થઈ ગયાં હતાં, અને તે લોકોમાં મતફેર પડયો હતો. એક સ્વાર્થાન્ધ એકલપેટું ટોળુ એમ કહેતું હતુ કે, "ભારતવાસીઓને ઊંચી કેળવણી આપી સુધારવા એ બ્રિટિશ સરકાર માટે બહુ ભયભરેલું અને હાનિકારક છે!" એથી પ્રતિકૂલ બીજું ન્યાયી અને શુદ્ધ મનનુ મડળ એમ કહેતુ હતુ કે, "ભારતવાસીઓને ઉચ્ચ પ્રકારની કળવણી આપી સુધારવાથી સરકારને લાભ થશે. અભણ અને જગલી રાખવાથી તે લોકો બડખોર થઈ જશે જ્યાં સુધી કેળવાશે નહિ, ત્યાં સુધી તેઓ પોતાના રાજ્યકર્તાના ગુણોની કદર નહિ કરી શકે" લાર્ડ મેકોલેએ આ વાતનો બહુ પક્ષ કર્યો હતો તેણે મોટી મોટી આર્ટિકલો એ વિષયપર સ્વતત્રપણે લખી હતી તેતું કથન એમ હતુ કે, "ભારતવાસીઓને સારું શિક્ષણ આપી કેળવવા અને સુધારવા એજ અગ્રેજ સરકારનું મુખ્ય કર્તવ્ય છે ઈશ્વરે જે લોકોને અગ્રેજી રાજ્યકર્તાઓના આશ્રય તળે નાંખ્યા છે તે લોકોનુ ભલુ કરવાથી તે કિરતાર પ્રસન્ન થશે" અને એ પ્રધાન પુરુષની શુભ લાગણીઓએ પ્રતિપક્ષિઓનો પરાજય કર્યો અને સરકારી સ્કુલો તથા કોલેજો ઉઘડી ઉંચી કેળવણીનો આરભ થયો તે કેળવણીએ વધતાં વધતાં એવું ભયાનકરૂપ ધારણ કર્યું કે ભારતવાસીઓની શારીરિક સંપત્તિનું સત્યાનાશ વાળી નાખ્યું

માણેકચદનું નાજુક કાઠુ મ્યુઝીયમની સેલઘાહનો પરિશ્રમ સહન કરી શક્યું નહિ ઘેર આવતાંજ તેના શરીરમાં તોડ થવા લાગી. હાથ, પગ અને બરડો ફાટવા માડયો, શરીરમાં સહેજ તાવ ભરાઈ આવ્યો-જે આજકાલના વિદ્યાર્થીઓનો વારસોજ છે, અનાજ છાતીપર રહ્યુ આખી રાત છારા ઓટકાર આવ્યા, સ્વપ્નાં તો જન્મ કુડળીમાંજ લખેલાં હતાં સવારના પહોરમા ઉઠીને ડાકટર વાચ્છાને ઘેર ગયો.

હજુ સવાર હતું લોકોની ભીડ થઈ ન હોતી, ડાકટર વાચ્છાએ માણેકની નાડી જોઈ હસ્તાં હસ્તાં કહ્યુ, "મિસ્ટર એમ. એ દાસ। તમારે વરે કિયા આસ્માનપરથી દવા લાવું? તમારા આગમાના એકેએક ભાગ ખવાઈ ગિયાચ, ટેને ટાકતની દવાઓ શુ અસર કરે? બધુ બદન કમજોર પરી ગિયુંચ અંદરનું મશીન વર્ક કરેવુજ નથી, બધુ સાંચાકામ બરમ્હાલ થઈ ગિયુચ, હાં ડાકટર સું કરે ને સાથે દવાબી બિચારી સાની સાનીપર અસર કરે? ફેફસુ, હાર્ટ, ભેજું, આંટરડા, સ્ટમક, કલેજું, બધાંજ આવી રહ્યાંચ જરા વેધર કોલ્ડ થાય તો તમુને કોડલીવર ઓઈલ ચાલુ કરાવસ. પન વારૂ હું એમ પુછુ, મી० ઇમ્તેહામચંદ?" ડાકટર વાચ્છાએ હસ્તાં હસ્તાં પૂછવા માંડયું, "તમો સાહેબે કેટલાં ઈમ્તેહામ આપ્યાં?"

"આપે મ્હારું નામ ઠીક ખોળી કહાડયું ડાકટર સાહેબ!" માણેકે મ્હોં મલકાવી કહ્યુ. "ખરેખર અમારા લોકોને ઈમ્તેહામચંદ કે પરીક્ષાદાસનું નામ જ યોગ્ય

છે કેમકે અમે ભણ્યા, પણ ગણ્યા નહિ–વેદીયા ઢોર જ! મોટા મોટા હિસાબ કરીએ, પણ દોઢીયાનું દોઢ શેર તો ત્રણદમડીનું કેટલું પૂછે તો મોં વકાશી ઉભા જ રહીએ, એવા અમે ઇસ્તેહામચંદ્ર છીએ વ્યવહારમાં તો અમે ભણ્યા ગણ્યા ભેંસના ભાઈ ને ગાયના જમાઈજ જાણવા ભૂગોળ ને ખગોળ, ભૂમધ્ય સમુદ્ર ને ડોવરની સામુદ્રધુની ક્યાં છે તે જાણીએ, પણ ગંડકી ને ગોગરૂ ને સતલજ ને પ્રતાપનું નામ નિશાન નહિ; ટાપૂની વ્યાખ્યાત કરીએ પણ ટાપૂ ને અખાતને પીછાનીએજ નહી. ફક્ત ઇસ્તેહામ તે ઇસ્તેહામ જ! અલેફ્ બે–પે–ટે જીમ ને એબી સીદી ને તુમબી સીદીમાં જ મુંઢી! લ્યો સાંભળો મ્હારી પરીક્ષાની કર્મકથા તમને માંડીને સંભળાવું એક રીતે કહું તો સમસ્ત જીવનજ ઇસ્તેહામમાં ગાળ્યું અને જો કઈ થોડુ ઘણુ જીવવું બાકી હશે તો તે પરીક્ષાઓનો ડંડ ભરવામાં ગાળીશ લ્યો ત્યારે ગણવા માંડો

(૧) પહેલી પરીક્ષા, પહેલી ચોપડીની થઈ–અલેફ્–બે–પે–ટે, જેને તમે કક્કો કેવેલો કહો છે તેમાં થઈ જ્યારે લંગોટી પહેરવાની પણ અમને શુદ્ધિ નહોતી મને હજુ સુધી ધ્યાન છે કે એક ધીના કુલ્લા જેવો અંગ્રેજ પરીક્ષક થઈ મને પ્રશ્નો પુછતો હતો અને મારૂં ધ્યાન ઘરમાં આવેલી શક્કરટેટીઓ (ખડબુજ)માં ભટકાં મારતુ હતુ ગાયને બે દહાડાથી વાછરું થયું હતુ તેને રમાડવાના તરંગો મનમાં જુદા જુદા ઉછાળા મારી રહ્યા હતા બલા જાણે તેણે શુ પૂછ્યું અને હું શુ બકી ગયો પાછળથી જાણ્યું કે પાસ થયા છૈયે. મનને કંઇક આનંદ થયો

(૨) હવે કક્કો કેવેલો મુકી વાક્ય ને કવિતા શીખવા માંડી–હસ્તા રમતા બાળકને સાડા પાંચ કલાકનું કેદખાનું શરૂ થયું. ઉમર તો પાંચની હતી, પણ દીકરો વહેલો ભણે ને બાપનું દલદર ફેડે તેમ ધારી છ ઠોકી મારેલા, પણ જીવડો તો પાંચનો–તે ચહેન ન પડે નિશાળમાં–ચિત્ત રમવા દોડે, પણ એક બજરબટ્ટુ જેવા કાંણા મેહેતાને ધાકે પઢમપઢા ચાલી રહે વરસ વળ્યું ને ગણીત ને બીજા વિષયોની પરીક્ષા જ્યારે થઇ ત્યારે અમે ભુખ્યા તરસ્યા છ છ કલાક તરફડ્યા ઘેર આવ્યા તેટલામાં ભૂખ મરી ગઇ. ન રમવું ગમ્યું, ન જમવું હવે પરિશ્રમ વધી પડયો. માસ્તર ઘેરથી પાનાંને પાનાં ચીતરી લાવવા આપતા ન લખી જઇયે તો નેતરના ઝપાટા ખાવા પડે જીવ સીકે રહેતાં હતાં તેમાંજ સુકામણાની શરૂઆત થઈ.

(૩) જેમ તેમ કરતાં ત્રીજીની ત્રીજી પરીક્ષા આવી આ વેળા એક ગાટ-પીટસાટપીટ ઇન્સ્પેક્ટર અમારુ લોહી પીવા પરીક્ષક તરીકે આવ્યા હતા જ્યાં સુધી ઇન્સ્પેક્ટર સાહેબ પાસ ન કરે ત્યાં સુધી ત્રીજીના કેદખાનામાંથી અમારી મુક્તિ થાય તેમ નહોતુ અને ઇન્સ્પેક્ટર સાહેબને પુછે તેને પરમેશ્વર પુછે! તેઓને સેંકડે વીસ છોકરા પાસ કરતાં ટાઢિઓ તાવ આવતો હતો જે દહાડે તે સાહેબ અમારી સ્કુલમાં આવ્યા તે દહાડે છોકરાઓની વિચિત્ર સ્થિતિ હતી. જાણે ભૂખ્યા વાઘ આગળ બકરાંનુ ટોળું ઉભું રહ્યુ હોય! અસ્તુ, તમારો સેવક તો રામરામ કરતો પાસ થયો. એક હફ્તેખાન અથવા અભિમન્યુનો કોઠો પસાર કર્યો

(૪) ચોથે વર્ષે ચોથીમાં ગયો. વાર્ષિક પરીક્ષા માસ્તરોએ લીધી; પાસ, ડાકટર પાસ પણ ચોપડાનો ચોડો બારા શેર! કંઈક કોપી, કંઈક વ્યાકરણ ભૂગોળ ને અર્થના ચોપડા!

(૫) પાંચમે વર્ષે અંગ્રેજી સાથે દેશી ગણીત, વ્યાકરણ, ભુગોળ, કવિતા, લેખા, ને આંક ને બાક–સૌની છેલ્લી પરીક્ષા ઇન્સપેકટર સાહેબે લીધી તે વેળા પ્રથમ જેટલો ભય તો નહતો લાગતો, પણ પરીક્ષા બહુજ કઠણ, એટલું ધ્યાનમાં છે આ વર્ષે પેલા ઇન્સ્પેકટર મીયાં નહોતા, તેઓ રત્નપર હતા તેમના આસિસ્ટટ પરીક્ષક બન્યા હતા “બડે વો બડે, છોટે સુબહાન અલ્લા !” ભલો માણસ આખો જન્મ છોકરાં ભણાવી ભણાવી એવો ખીજવાઉ અને બળિયલ થઈ ગયો હતો કે ઈશ્વરનું ઉપરાણુ–જાણે કોઇને ભખી ખાશે કે પોતે જ આપઘાત કરશે તે પોતાની મેહેતાગરી વેળા બાપડાં છોકરાંઓના બરડા ફાડી નાંખવામાંજ મોટાઇ ગણતા હતા. હવે જેટલા છોકરા ફેલ થાય તેટલો પરીક્ષક ચતુર અને કસાયલો ગણાય એમ માનતા હતા, તેમાં મારી ભગવાનેજ રક્ષા કરી, નહિ તો પડ્યાતા ત્રણસો સાઠ હાથના ઉંડા કુવામાં. એકાદ માર્કે લાજ રાખી. એક માર્ક જો ઓછી મળી હોત તો ભોગજ મળ્યા હોત. પાસ થયેલાઓ ઉપહાસ કરી બાળત તે જુદા, માબાપ કાચો ને કાચો જ ખાઇ જવા ઉભાં થાત, આખું વર્ષ નકામું પિષ્ટપેશણ કરતાં કંટાળો આવત પણ પ્રભુએ પડતો પડતો બચાવ્યો. અમારા કલાસમાં ⅔ નાપાસ થયા માબાપે હેતથી હૈયે ચાપ્યો અને નોકરીના કિલ્લા બાંધવા મડી પડ્યાં.

(૬) છઠ્ઠાની શરૂઆતમાં દેશી ભણતર ભણી પરવાર્યા. હવે અંગ્રેજીમાં પહોચ્યા. આપે સાંભળ્યુ તો હશે કે અંગ્રેજીમાં દાખલ થવાની આ પરીક્ષા વિચિત્ર છે દેશી ભાષામાં પાચ ધોરણ પસાર કર્યાં હોય, ઇન્સ્પેકટરે સરટીફીકેટ આપી હોય, તોપણ અંગ્રેજી એન્ટ્રન્સની પરીક્ષા આપવાની કમેં ચોંટેલીજ રહે છે જાણે કઇક કેવા કચકડા જેવા સ્કુલ માસ્તર પાવરધા હોય, તેમ વાંકીટીકી ડોક કરી સવાલ પૂછે ને લખાવે ને ઉપરાઉપરી પલાખા પૂછતા હોય તેમ પૂછયા જ જાય. એમાં વખતે શેરીયા ને અધમણીયાના પણ હીસાબ પૂછે, જે કાણા મેહેતાએ શિખવેલાજ નહિ હોય

દેશી ભાષાની પરીક્ષાનો એક ખાડો છે હજારો વિદ્યાર્થીઓ પ્રતિવર્ષ એમાં બેસે છે. જો પાસ થયો તો આગળનાં જગલોમાં ઝિપલાવે અને નપાસ થયો તો ભાગ્યને રડતો બેસી રહે.

(૭) પાંચ વર્ષ દેશી ભાષામાં માથા માર્યા. છઠ્ઠે પહોંચ્યા અંગ્રેજીમાં. પહેલી બીજી અને ત્રીજી એમ ત્રણ વાર્ષિક પરીક્ષાઓ અને માસિક પરીક્ષાઓ માસ્તરો લેતા તે મળી ઓગણચાલીસ પરીક્ષાઓ થઈ. એમાં દેશી ભાષાની છ મેળવો એટલે પિસ્તાલીસ પરીક્ષાઓ! છેલ્લી પરીક્ષામા સારા ભાગ્યે હું સારો નબર મેળવી શકયો. હાય! હું નહોતો જાણતો તો કે, એ નંબરો મને મારી વયની એકેક ઘડીના બદલામાં મળે છે! અરેરે! શા માટે મે એટલો બધો પરિશ્રમ કર્યો–

હવે તે દહાડાઓપર મને શોક થાય છે માબાપ, સગાં સંબધી અને ઇષ્ટમિત્રો તરફથી અનેક ધન્યવાદ અને મુબારકબાદીના પત્રો મળ્યા!! બસ એ પરીક્ષાએ મને ગાંડો ઘેલો બનાવી દીધો. એ પછી મને નાદ લાગ્યો કે હવે એન્ટ્રન્સમાં એટલે હાઇમાં કયારે પાસ થાઉં લાલચે મનમાં ઘર કર્યું કે મને સ્કોલરશીપ મળે શેઠ સાહેબ! પીસ્તાલીસ પરીક્ષાઓ પાછળ મૂકી આગળ હવે પાછી માસિક પરીક્ષાઓ ચાલવા માંડી ચાર વર્ષમાં ૪૮ ઇમ્તેહામ આપી અને છેલ્લું ઇમ્તેહામ એન્ટ્રન્સનું આપ્યું એ તમારી તરફની મેટ્રીક! અહિં સુધીમાં બધી મલી ચોરાણું પરીક્ષાઓ થઇ સ્કોલરશીપ મેળવવાની લાલચમાં ને લોભમાં મ્હે જે અસીમ પરિશ્રમ કર્યો હતો તેના પરિણામમાં હું પહેલે નબરે પાસ થયો, એ મ્હારી સત્યાનાશીનું મૂળ નંબર બીજું થયું શું શું કઠણમાં કઠણ વિષયો ચાલતા હતા અને વિદ્યાર્થીઓની શક્તિ ઉપરાંતનાં કેટલાં કામો લેવાતાં હતા તેનાં રોદણાં વળી કોઇ બીજે સમયે રડીશ, આજ તો કેવળ ઇમ્તેહામ (પરીક્ષાઓ)ની જ ગણત્રી ગણો અંતે મોટામાં મોટી આશા જે સ્કોલરશીપ મેળવવાની હતી તે મળી અને ફર્સ્ટ આર્ટસમાં પેઠો કૉલેજમાં ક્વાટરલી એગઝામિનેશન એક વર્ષમાં ત્રણ વાર આપી જેને, અમારા પંજાબમાં હાઉસ એગઝામિનેશન કહે છે છેલ્લી પરીક્ષા ગ્રાડયુએટ થવાની આપી ચાર વરસની બાર કૉલેજની ને બે યુનિવર્સીટીની મળી ૧૪ પરીક્ષા થઇ બધા મલીને માળાના મણકા ૧૦૮ થયા પછી એમ એ માં પોહોંચ્યા. ત્યાં માળાનો મેર–મેરૂ પર્વત, એમ એ ની, ડાકટર સાહેબ કાંણ બેઠી! શું કહું ને શું ન કહું? મ્હેં કેમ કેમ દુઃખો વેઠયાં, શું શું ખાધું, કેવી કેવી મહેનતો કરી અને પદર વર્ષના પરીશ્રમ પછી એમ એ ની ડીગ્રી મેળવી તે બધું કહું કે લખું તો એક કથાનું પુસ્તક ભરાય હુ તો મ્હારા મિત્રોને મરતાં મરતાં ભલામણ કરીશ કે મને બાળે નહિ, પણ દાટે અને મારી કબરપર આટલો લેખ કોતરાવે–

દેશને આબાદ કરનારી વેપાર ધધાની ને હુન્નર
કળાની કેળવણી મુકી સામાન્ય મનુષ્યે એમ એ થવું
ને ભુખે રખડવું તે કરતાં મરવું હજારવાર બેહતર!"

"અલો મિસ્તર ઇમ્તેહામચંદ!" ડાકટરે **માણેક**ની વાતોથી દયા ખાઈ કહ્યું "તમારી કથા ઘણીજ દિલ ઉસ્કેરનારી છે તમારાં ભેજાંપર આફરીન છે કે તમે કેથેબી ફેલ નહિ થયા. જો એકાદ બે જગામા ફેલ થતે તો સવાસો એગઝામિનેશનનો આંકડો પૂરો થતે. તમારી હાલતનો નમુનો બતાવી એક આર્ટીકલ મેડીકલ ગેઝેટમાં આપી, પંજાબ યુનિવર્સીટી, સ્ટુડન્ટસોની હેલ્થનો સું ધાનવારી મુકેચ તે હું પબ્લિકને દેખારસ તોબા ખુદા! એવા ભણવા કરતાં તો અભન રહી પોતાની હેલ્થ સભારવી હું વધારે લાયક ગનુંચ"

"આપ ખરું કહો છો ડોકટર સાહેબ!" **માણેક** ગદગદ થઈ બોલ્યો "પણ ડાકટર! પંજાબને કયાં રડો છો? મેં વાંચ્યું છે કે, આજકાલ તો સઘળા ઇલાકામાં એવું જ ભણતર છે. વળી ભણતર મોંઘું પણ કેટલું કે ગરીબ તો અડધે રસ્તેજ

રવડી મરે, ને મરે નહિ તો મારી પેઠે માંદો પડી, ખાટલો સેવે જ! દરેક ક્લાસની ફી એવી ભારે ને ચોપડા એટલા જોઇએ કે, જે બાપને બેચાર ભુંજડવાલ હોય તેના માથાની ટાલકી જ તુટી જાય આ ચોપડી લાઓ ને તે કોપી લો, આ કીતો લો ને તે અર્થ ખરીદો, લાઇબ્રીલાડીને ભેટ, ક્રીકેટને ભેટ, પ્રીન્સીપાલ ને પ્રોફેસર પધારે તેને લીલું નાલિયર ને ફુલનું ફંડ—એમ નવા નવા ઢોગસોંગમાં બાવાનું તેલ નિકળે દર વરસે નવી નવી કીતાબ બદલાય ને વિલાતના નવા સાહેબો આવી કેળવણીના બડા સાહેબની બુટ પાલીસ કરે, ક્રીસ્તમસ પરજોટ મોકલે કે બુક બદલાઈ, ને વાંચન ને ઇતિહાસ ને ભૂગોળ ને ગણિતના નવા પોથાં લેવાં પડે, તેથી એકની ઉતરેલી બીજાને ચાલે પણ નહિ, એ પીડા કંઈ ઓછી છે? હિંદમાં કેટલાના પોથાં—મેકમીલન, લોંગમેન, કેસલ, દત્ત, ફ્રેઝર, વગેરે બે એક ડઝન કંપનીના પોથાંપર મારો ચાલુ છે ને નવા ફૂલ હાર ચહડાવે તો તેની પણ જે—ને નિશાળિયા એ પૈસા દે! તમે જુવો કે આટલી મહેનતનું પરિણામ શુ? વીશ ડ્પરડીની નોકરી! યુનિવર્સીટીમાથી દર વરસે હજારો બકરા રહેસાઈ સોષાઈ તવાઈ નિકળે છે, જેમાંથી ભાગ્યે બે પાચને ધધાની ગમ પડે છે—ઘણા તો રખડી રવડી, કંઇ ક્લાર્ક, કે માસ્તર, કે પોલીસમેન, કે પોસ્ટનો પટાવાળો જ થાય છે. દેશમાં સાહિત્ય શિક્ષણુ જરૂર હશે, પણ પેટના ખાડાનું કઇ સાહિત્ય કામ કરે છે? જર્મની, જાપાન, ફ્રાંસ, અમેરિકામાંની યુનિવર્સીટીની શિક્ષણુ પદ્ધતિ જ જુદી છે. ત્યાં હુન્નર—કળા—ધધો—વ્યાપાર—સાહિત્ય—ફીલસુફી એ સઘળાંની શિક્ષણ રીતિ જ નિરાળી છે કેળવણી એટલે શું ડાક્ટર સાહેબ? તે થોડા જ સમજે છે ને મારા પ્રોફેસરોએ, કદી પણ સમજાવ્યુ નથી. આજની કેળવણી તો 'પઢોરે પોપટ રાજારામના' તેમ પોપટ પડિત જેવી છે—તેથી દેશનું દલદર કેમ જાય? આજકાલની યુનિવર્સીટીમાંથી ટકેશેર ભાજી ને ટકેશેર ખાજાં તેમ સભી ઘોડે બારે ટકે નીકળે છે, ત્યાં દેશની દુર્દશાનુ પુછવુ જ શું? ખરે, આ દેશના વિદ્યાર્થીઓની બહુ દુર્દશા છે પંદર પદર વરસ સુધી શ્રમ વેઠી બે પાંચ હજાર માબાપના બગાડ્યા પછી, મોટી મોટી ડિગ્રીઓ મેળવનારને પણ અગ્રેજી રાજ્યમાં નોકરી ચાકરીના વાખા! ધંધા ધાપાની તો કેળવણી જ નથી કોળી, નાળી તાઈ તંબોળી દરજી હજામ સૌ ગ્રાડ્યુયેટ ને સૌને જોઇએ સરકારી નોકરી! કરમની કઠણાઇ કાઇ થોડી છે? નોકરી મળી કે મીયાંભાઇ રોજના માંદા! જુવો ગોરાઓનાં બાળકોને, તે કેવા લાલબૂત જેવા રહે છે! થોડુ શીખવું, થોડુ જ વઇતરું કરવું અને નોકરીઓના લાભ મોટા! ઘણાક હિંદી વિદ્યાર્થીઓ એવા છે કે, જે બાપડા સો સો પરીક્ષાઓ આપી પાસ થાય છે અને મારી પેઠે શરીરસંપત્તિનો નાશ કરી, પરિણામમાં નોકરી ચાકરી વિના રવડતા ફરે છે વાસ્તવમાં ઇશ્વરી લીલા વિચિત્ર છે કેવત છે કે,

પઢે ફારસી બેચે તેલ, યે દેખો કુદરત કા ખેલ!"

"મિસ્ટર ઇમ્તેહામચન્દ! તમે કહોછો તે સઘળું દરોબસ્ટ છે આજ કાલના ભનતરને પરીણામે ભનેલા ગનેલાની એવી જ અવસ્તા છે," ડાકતર વાચ્છાએ કહ્યુ.

"આ દેશની કોલીજો અને ઇસ્કોલોમાં જેમને ભનાવવામાં આવે છે તેનાથી તદ્દન જુદી જ રીતે જેપાનમાં શીખવવામાં આવે છે, એ જ્યારે હું જેપાન ગયો હતો ત્યારે મે જોયું હતું અહીંના માસ્તરો શિક્ષક નહિ, પણ પરીક્ષકની માફક શીખવે છે ઇતિહાસ કરી લાવજો-પાના ૧૨ થી ૧૭-વ્યાકરણની કલમ ૯ થી ૧૮, ભૂગોળમાં પંજાબના પહાડો અને નદીઓ, કવિતામાં ૧૫ થી ૨૫ લીટી અને અરથ પરથ તો ચોપડીમાં જોઇ લેવાના માસ્તર શીખવવાની તસ્દી લે તો તેનો બાપ મરે બસ ફક્ત એન્ટ્રન્સમાં પોતાનું પાની બતાવવા મહેનત કરે તેટલી જ બસ! વિધાર્થી ભણે તો તેનું નસીબ કૉલેજોમાં પણ છોકરો પાસ થાય તો તેને નસીબને જોગે જ પાસ થાય. પ્રૉફેસર કેવું ભનાવી પટપટારો કરે છે તે જોવા જોગજ! નવા નવા ને વિલાતના ભુસાઓને અતરેની કોલેજમાં જગા આપે તે શુ ઉકાળે? માસ્તર ઇસ્તેહામ! જો હુ એન્ટ્રન્સ બેન્ટ્રન્સને મેડીકલ કોલેજ ફાલેજ કરવા રીયો હોત તો સત્તર વર્ષે પણ મારે પત્તો લાગતે નહિ; અને દાકતરો શું કમાય છે તે તો મને બધી ખબર જ છે મે દેશી વૈદું અને વિલાયતી વૈદાનો અભ્યાસ કીધો છે, તેને પુને આજે જરા તરા સુખી છુ"

"ડાકતર સાહેબ! હું શું કહું? આપે કહી તે પીડા એ કંઈ પીડા નથી" મી૦ માણેકચંદે આગળ ચલાવ્યું "આખો યુનિવર્સીટીનો કોર્સ અને એક પણ પરીક્ષા ન ચુકતા એક સો નવ પરીક્ષા આપવી પડે, એ કંઈ જુવાન કુમળા મગજના વિધાર્થીના માથાપર થોડો બોજો છે? ભણવાની અને ભણાવવાની પદ્ધતિ જ ખામી ભરેલી છે, કંઈ કેળવણી ખામી ભરેલી નથી. કેળવણીનો મુખ્ય ઉદ્દેશ એટલો જ છે કે Memory, Power of Imagination and Power of Judging બહુ સારી ખીલવાવી જોઈએ આજની કેળવણીને પ્રતાપે છેલ્લાં બેને નામે તો મીંડાં જ મુકવા ને સ્મરણશક્તિની તો તોબા! પરીક્ષા પસાર ને માસ્તરનું માસ્તરને ત્યાં પોપટ પંડિતની માફક અચરે અચરે રામ પઢે, સમજ્યા? એમ પઢી જવામાં જ આજની કેળવણીનું સાર્થક છે જે ભૂગોળ અને ખગોળ મને શીખવવામા આવી છે તે મને વ્યવહારમાં શું ઉપયોગી છે? આજે મને તેનો એક અક્ષર પણ યાદ નથી છ છ કલાક સુધી બાળક વિધાર્થીને નિશાળમાં ગોંધી રાખવાથી અને તે પણ નિશાળના કંગાળ મકાનમાં ચોંટહુક માફક ચોંટાડી મુકવાથી, તેમના શરીર તમે જોશો તો કંતાયલા સોરાયલા સુકાયલા જણાશે આગલા વખતમા પચાસ અને સાઠ વરસ વગર બહુ જ થોડાઓને ચસમાં લગાડવાં પડતાં હતા, અને આજે તો બાર બાર વર્ષના કિલ્લાઓ ચસમેઢબ થયલા જોવામાં આવે છે-એ હાલની કેળવણીના પ્રતાપ જ કેની? પરીક્ષાઓની ફીકરમાં ને ફીકરમાં વિધાર્થીઓનુ શરીર એવું ખવઈ જાય છે કે, કેટલાક તો પરીક્ષાના મડપમાં બેહોશ થઇને પડે છે, અને કોઈ કોઈ તો પરીક્ષા પાસ કરી તેને બીજે જ દહાડે મસાણમાં જઈને પોઢે છે. અને જેઓ આયુષ્ય ગાળે છે, તેઓનો ઉત્સાહ અને ઉમગ તો રામશરણ થઇ ગયલો હોય છે. જ્યારે ભણેલા યુરોપિયનો ભરપેટ પેન્સન ખાય છે-ત્રીસને

પાત્રીસ વરસ સુધી હિંદી સરકારને ચૂસે છે, ત્યારે ભણેલો દેશી, કાતો નોકરીમાં જ રામબોલો ભાઈરામ કરે છે કે બે ચાર વરસ પેન્સન ખાધા ન ખાધા કે સાફ! આવા આદમ પાસે ગયો! આ આપણા ભણતરની ખૂબી! પેટને ખાતર વેઠ કરવાને માટે જે કઇ કરે છે તે કરે છે, દિલમાં જ કંઈ નહિ, તે દેશને માટે શું દલદર ફેડવાનુ કામ કરે? જ્યારે ઈંગ્લંડ, જર્મની, જાપાન, અમેરીકા અનેક ચુન્દા માણસો ઉત્પન્ન કરે છે ત્યારે ડાકતર સાહેબ, તમે તપાસ કરશો તો જણાશે કે મુંબઇ, કલકત્તા, મદ્રાસ, અલાહાબાદ, લાહોર આદિ દેશોની અમારી યુનિવર્સિટીમાંથી, ભાગ્યે જ પાંચ પદર એવા ચુન્દા ગ્રેડયુએટો નિકલ્યા હશે કે, જેને માટે લોકોને માન હશે અને લોકો માનતા હશે કે, તેઓએ દેશનું કઇ કલ્યાણ કીધુ છે. હાલના ભણતરમાં નિર્વાહનાં સાધનો મળે એવું ભણતર તો થોડુ જ છે. એ પદ્ધતિ સુધરે નહિ અને દેશની પ્રજાને દેશના વિષયમાં સારા જ્ઞાતા કરવામાં આવે નહિ, ત્યાં સુધી દેશનો ઉદય પણ થવાનો નથી અને વિધ્યાર્થીની હાલત પણ સુધરવાની નથી."

'મીસ્તર ઇત્તેહામ!' ડાકટર વાચ્છાએ કહ્યું, "વાટ તો ખરી. મારી પાસે જે વિધ્યાર્થીઓ દવા લેવા આવે છે તેમાંના મોટા ભાગની માંદગીનું કારણ આજ કાલનુ ભણતર જ છે."

"અરે ડાકતર સાહેબ! ભણતરની પીડા જેટલી જ પરીક્ષાની પણ પીડા છે પરીક્ષકો જાણે સતનો કાંટો લઈને બેઠા હોય તેમ અર્ધા અને એક એક માર્કને માટે બાપડા વિધ્યાર્થીના બાર વગાડી દે છે ગણિતના પત્રો તપાસશે, પણ રીત જોશે નહિ, વિધ્યાર્થીએ શું ઉકાલ્યું છે તે પણ જોશે નહિ, પણ માત્ર જવાબ—અને તેમાં જ વિધ્યાર્થીનુ નસીબ ફુટયું કે ઉગ્યું તેનો નિકાલ થઈ જાય છે. કહે છે કે કેટલાક પરીક્ષક સાહેબો તો છાપ કે કાંટાની રમતની પેઠે પરીક્ષાના પત્રો આકાશમાં ઉરાડી ઉંધા પડ્યા તે ઉંધા પડ્યા અને ચત્તા તે પાર પડ્યા—એમ રીજલ્ટ જણાવે છે કોઇ કોઇ પરીક્ષક, એક ત્રણ પાચ સાત પાસ, બે ચાર છ આઠ નાપાસ—એ જ ધોરણે પસાર કરે છે. કોઈ બાયડીને પત્રકો તપાસવા આપે છે, કોઈ દોસ્તદાર ભાઇબધને શોધી કહાડે છે; અને કોઇ ઉંઘમાં જ ઉંઘતા ઉંઘતા પત્રકો તપાસી વિધ્યાર્થીના નસીબની કસોટી કરે છે આવી પરીક્ષામાંથી પસાર થવું અને તે પણ વેઠીયાઢોર જેવા ભણતરથી પસાર થવું, કેટલું મુશ્કેલ છે તેનો અનુભવ તો જેને હોય તેજ જાણે

"પ્રસુતાની પીડા તે વંઝયા તે શું જાણે; જાણ્યું કેમ આવેરે માન્યાને પ્રમાણે."

"ખરેખર, જો આ જ રીતની પરીક્ષા અને આ જ રીતનું ભણતર ચાલુ રહેશે તો વિલાયતવાળાઓને હિન્દુસ્તાનના વિધ્યાર્થીઓ માટે નવા અવયવો બનાવી મોકલવા પડશે; તેમ નહિ થાય તો સેકડો બાળકો ખોટા અક્ષરો પેઠે ચહેરાઇ જશે અને તેમનાં વહાલાઓ આખો જન્મ યુનિવર્સિટીને નામે પોક મૂકતાં રહેશે! મારાં

માતાપિતાએ મને વંશપરમ્પરાનો મર્દાની ધંધો છોડાવી, હીમતમાં પાછળ ને રડ-વામા આગળ એવી કેળવણીના ઝઘડામાં ન નાખ્યો હોત તો બહુ સારૂ થાત હું રજપૂતનો દીકરો છુ **ટાડ**ના લેખો વાચી મારા હૃદયમાં અનેકવાર ઉભરા આવ્યા છે કે હું કોઈ વીર જાતિનું બીજ છુ પણ કેવા પ્રકારે પોતાનું ગુજરાન ચલાવું છુ? **વાચ્છા** શેઠ! હું કોઈ પલ્ટનમાં સાત રૂપરડીની સિપાઈગીરીમાં રહ્યો હોત તો ઘણું સારૂ લાગી ભુખે ખાત, આવી ઉંઘે ઊંઘત, મારામાં બાપદાદાના રક્તનો પ્રભાવ હોત તો તલવારથી મારી ઉન્નતિ કરત પણ અફસોસ–

**ઐસાકે રાજપૂતી તો મુઝમેંભી થે કભી,**
**એમ. એ. બનાકે કયોં મેરી મિટ્ટી ખરાબ કી."**

"તમારી હાલત ઘણીજ જાનવા અને બોધ લેવા લાયક છે મિસ્ટર **માણેક**જી!" ડોકટર **વાચ્છા**એ સાચા મનથી **માણેક**ની દયા ખાતાં કહ્યુ "તમારો યુનીવરસીટીની કેળવણીનો હેવાલ ખરેખર ઘણો ખરાબ છે બેહતર થતે કે તમે ડિગ્રી મેળવવાની ટ્રાઈ નહી કીધી હોતે મને લાગે છે કે, મિડલે તમારૂ ખાધુ પચાવવાની તાકાત લુટી લીધી, એન્ટ્રન્સે તમારૂ હાર્ટ ખરાબ કીધુ, ફર્સ્ટ આર્ટસે સ્ટમક ને આંતરડાનો ઘાંન વારી નાંખીયો અને બી એ એ તમુને ચસ્મો લેવડાવ્યો છેવટ રહ્યાં ફેફસાં ને ભેજું–તે એમ. એ ને પ્રેજન્ટ કીધા! હવે તમારા આંગમા શું રહ્યુ? તેમાં તો ધૂરપર લીપન તમે કલાકની નોકરી કીધી! બેણે બેસતા બેસતાં તમારા આખા આગના વર્ક કરતાં લોહીને ચાલતુ અટકાવી દીધું હું ધારૂંચ કે તમારે વરે મેહેનટ કરતા હાલ રેસ્ટની ઘનીજ અગત છે જો બને તો તમે ઓછામાં ઓછુ એક વરસ કામકાજ છોરી એકાંતમાં રેહવાની ટ્રાઈ કરો. દવા ખાવા કરતાં તમુને હવા ખાવાની બહુ જરૂર છે"

"એ શું કહો છો ડાકટર સાહેબ!" **માણેકે** લગભગ રડી પડવા જેવા થઈ કહ્યુ "શુ તમે કંઇ મને લખપતિનો દીકરો બીકરો ધારી લીધો છે કે, સાહેબ? હુ કંઈ પારસીનો દીકરો નથી કે ન્યાતનાં ફંડથી ઉભાં કરેલાં સેનીટેરીયમમા, કોઈ લાગતા વળગતાની ભરભલામણ કે વગથી જઈ પડુ હુ તો એક દીન સ્થિતિના દેવાદાર માતાપિતાનો પરાણે પેટે પાટા બાધી ભણેલો પુત્ર છું જો આજે નોકરી છોડુ તો કાલે મા, બાપ, બાઇડી અને બેહેનની શી ગતિ થાય?

રહિ મન નિજ મનકી વ્યથા, મનહી રાખો ગોય,
સુનિ અઠલૈહે લોગ સબ, બાંધ ન લૈહે કોય.

"વળી ભાગ્યદેવીનો એટલો માનીતો સેવક છું કે, જ્યાં જ્યાં નોકરીની અરજીઓ મોકલી ત્યાં ત્યાંથી જે ઉત્તરો આવ્યા છે તે જ જો સભળાવું તો માણસ દાંતમાં આંગળાં કરડે **એદલજી** શેઠ અને તેમની પુત્રીને પરમાત્મા ચિરંજીવ રાખે કે મારા જેવા એક નકામા–કેવળ માથે પડી ગયલા નોકરને નિભાવે છે." આ શબ્દો બોલતાં બોલતાં દીન **માણેક** ધીરજ છોડી ખુરશીપર પડયો.

દયાળુ ડાકટર વાચ્છાએ તેને બહુ ધીરજ આપી. તેના જેવા એક સાક્ષરને બનતી સહાયતા આપવાના વચન સાથે સારામા સારી દવા આપી લગભગ કલાક દોઢ કલાકની વાતો અને તે પણ ખરી લાગણીના જોશની વાતોથી થાકી લોથપોથ થયેલો માણેક, પોતાને ઘેર ગયો. એક ભાગ દવાનો પીધો, પણ થાકને લીધે નોકરી પર જવાતુ ન બની શકયુ નિરાશ થઈ માદગીની ચિઠ્ઠી લખી. એદલજીએ જરને ચિઠ્ઠી બતાવી જરે બચાવ કર્યો કે,–"માણસ છે, હોય, માદાોબી પરે" એદલજીએ કઈ ન કહ્યુ, પણ જરે મનમાં ગાઠ વાળી રાખી કે, જો એને તેણીનો પિતા કહાડી મુકે તો પોતાની ગાઠથી વીસ રૂપિયા આપી તેનું પોષણ કરવું, પણ રખડી મરવા ન દેવો આણી પાસ, માણેકે વાચ્છાની વાતોથી ભય ખાઈ, રેલવેમાં એક સેકન્ડ ગાર્ડની નોકરીની અરજી આપી રાખી. એમ જ દહાડાઓ વહેતા ચાલ્યા. માણેકની અરજી મજુર થવી તો વાઝણીને પુત્ર થવા જોગીજ હતી, કેમકે તે જગાઓ તો ગોરા બાપના ગોરા દીકરાઓ માટે અનામત છે।



## પ્રકરણ ૮ મું.

### શેઠ વાણોતરના ગપાટા.

માણેકચદનો પિતા ગોવિન્દ એમ ચાહતો હતો કે, જો તેની પુત્રવધૂ રુકિમણી લાહોર જાય, તો દીકરો સુખી થાય ગોવિન્દની સ્ત્રી અને માણેકચંદની માતા પ્રેમદેવી એમ ઇચ્છતી હતી કે, ગમે તે પ્રકારે રુકિમણીને પોતાની પાસેજ રાખવી અને ધણી ભેગી ન થવા દેતાં લોડીની માફક તેની પાસે કામ કરાવવું! ગોવિન્દ જ્યારે પોતાની ઇચ્છા દર્શાવતો, ત્યારે પ્રેમદેવી છણકો કરીને કહેતી કે, "બેસી રહો, બેસી રહો છાનામાના, ઢીચણ જેટલી છોડીના હાથમાં છોકરાના ઘર કારભાર આપી લોક હસાવવા છે કે શું? દઇ જાણે, એ છટકી જાય કે છોકરો બ્હેકી જાય, તો નાત જાતમા મોઢા કાળા મેસ થઈ જાય!" બીજી તરફ રુકિમણી જે દિવસથી તેનો પતિ ચાકરીએ લાગ્યો હતો, તે દિવસથી એમ જ ધારી બેઠી હતી કે, 'હવે સાસુ નણદના ત્રાસમાથી છૂટવાનો વખત આવશે' એ બિચારી પરણી તો હતી, પણ ધણી સાથે કોઈ દિવસે સામે મોઢે વાત કરવાને ભાગ્યશાળી થઇ નહોતી. માણેક તો પોતાના અભ્યાસમાં ગુથાયલો હતો, એટલે તેના મગજમાં તો સંસારિક સુખોની જોઇએ તેવી કલ્પના જ હતી નહિ

નિત્યના મેણાં ટોણાંના બળાપાથી અને રુકિમણીની શારીરિક સ્થિતિ લથડવા માંડી. સાસુનુ મોઢુ આખો દિવસ ચઢેલું ને નણદનાં નસકોરાં નિરતર ફુલેલાં રહેતા છીકતા દડે ને ચાલતાં ગાળ દે. ન બોલે તો મુમડી ને બોલે તો ચીબાવલી કહે ટુકામાં, વાતે વાતે તેને પજવવામાં આવતી હતી માણસ તે કેટલુંક ખમે? અને બાપડીનું શરીર બગડવા માંડયુ જ્યા ખાવું પીવું જ ન ભાવે અને સુખે ઉઘ પણ ન આવે, ત્યાં શરીર તે શી રીતે સારૂ રહી શકે? બિચારીએ એક બે વાર

પિયરિયાને કહેવડાવ્યું કે, "થોડા દિવસ ત્યાં બોલાવી લ્યો" પણ ત્યાંવાળાં એવાં રીઢાં કે એક કાને સાંભળીને બીજે કાને કાઢી નાખે છતાં પણ તેઓ એટલું તો સારી રીતે સમજતાં હતાં કે, સાસુ અને નણંદ, છોડીપર દુ:ખનાં વાદળ વર્ષાવતાં હશે !" પણ સર્વ સ્થાને એવું જ જોતાં એટલે ચૂપ થઇ બેસી રહેતાં મનમાં ધારતાં કે, "કોઈ રીતે તેનો વર જો જુદુ ઘર માંડશે, તો બધી વિપત્તિઓ દૂર થશે."

પોતાથી બનતા સઘળા પ્રયત્નો કર્યા, પણ હઠીલી પ્રેમદેવી એકની બે ન થઇ તેથી છેવટ **ગોવિન્દે** પોતાના પુત્રપર આઠ દિવસની રજા લઇ ઘેર આવવાને એક પત્ર લખ્યુ એમ કરવામા તેનો અ ત સ્થ હેતુ એવો હતો કે, "કદાચિત્ પુત્રને જોઇ તેની માતા કાંઇક પોતાનો વિચાર ફેરવશે અને છોકરાનું ઘર મડાશે !" **પ્રેમ**-દેવી પણ કાઇક એમ તો નહોતી જ ઇચ્છતી કે, "છોકરાનું ઘર ભાગે !" પણ તેને એવી હોંશ હતી કે વહુને પગતળે દબાવી રાખી, દાસીની પેઠે તેની પાસે કામ કરાવ્યા કરવું અને ઘરમા તેનું ચલણ જરાય થવા ન દેવું વહુ છોકરાની માનીતી થાય ને સુખ ભોગવે તે તેનાથી ખમાતુ ન હોતુ તેના વિચારો જ એવા દૃઢ થઈ ગયા હતા; કારણુ કે, તેણે પોતે પણ પોતાના વહુઆરૂપણામાં તેવું જ સકટ ભોગવ્યું હતુ, અને ખરૂં જોતાં એને ત્યાં એ સાત પેઢીથી ઉતરી આવેલો એવો જ રિવાજ હતો. હિંદુ સસારમા એ વાતની કંઈ નવાઇ નથી એમા કંઇ કલકે ગણાતું નથી **ગોવિન્દે** આ સઘળુ જોઇને જ **માણેકચદપર** ઉપર કહેલું પત્ર લખ્યું અને તેને માત્ર આઠ દિવસ (વધારે ન બને તો) ઘેર આવી જવાની આજ્ઞા લખી

કાગળ વાંચતાં જ **માણેકના** પેટમાં ફાળ પડી હજી હમણાં જ બે ત્રણ રજાઓ ભોગવી છે–તેવામા સામટી આઠ દિવસની રજા તે શેઠ શી રીતે મજુર કરશે? એવો પ્રશ્ન–પત્ર વાચતાં જ તેના મનમાં ઉત્પન્ન થયો આખો દિવસ લખવાનું એટલું બધુ કામ પહોચતુ કે, દયાળુ **જર** તેમાં મદદ આપીને તે પૂરૂં કરાવતી ત્યારે જ મરી મરીને તેનો અત આવતો. બીજો કોઇ કલાર્ક પણ નથી, કોઇ બદ-લીમા મુકી જવા જેવો બીજો કોઈ માણસ નથી ! એવા એવા અનેક વિચાર કરી અને પોતાની એકજ મદદગાર સલાહકાર અને નિભાવનાર **જર** પાસે તેણે ઘરનું દુ:ખ ગાયું. સમય જોઇ તેના આગળ કાગળ મુકીને **માણેકચદે** આઠ દિવસની રજા માટે વિનતિ કરી

"ઓહોહો ! **માણેકચદ** ! ત્યારે તમારા લગન થઇ ગિયાંચ કે ?" **જરબાનુએ** સવાલ કર્યો અને તેના જવાબમાં **માણેકે** નીચી નજરે લખતાં લખતાં "હાજી"નું માથુ હલાવ્યું. **જરે** એક દીર્ઘનિ શ્વાસ નાંખ્યો. "તમે લોક ખરેખરાં સુખી છો ! માય બાપે ચાર ચોખા છાંટી ગાંઠ જોડિયો તેને નિભાવવા સાથે પાક દિલથી પોતાના સુખ દુ ખના સાથીથી વફાદાર રહેવું, એ હિન્દુઓનાં જ જિગરમાં લખેલું છે નઈ પહેલ્લાં વસીને કસી જોવું, ન મહબ્બતના જગલોમાં ભટકવું અને ન અજ-માવવું કે ન વમાસવું તેમ તમારી બૈરીયોબી ખુદાયના હુકમથી મહબ્બતની મૂર્તિઓજ હોય, જેનો પલ્લો પકરી બેઠી તે જ વર–બલ્કે તેજ પરવરદેગાર ! કેટલી ધીરજ ! કેવો વિસવાસ !" **જરે** હિન્દુઓની તારીફ કરતાં કહ્યુ

"હા-બાઇ!" **માણે**કે કલમદાનમાં લેખણ મુકી જવાબ આપ્યો "અમારા પુરુષો કરતાં અમારી અભણ સ્ત્રિયો વધારે પવિત્ર, સુશીલા અને પતિપરાયણા હોય છે ગરીબમાં ગરીબ સંસારને પણ વેતરું કરીને નિભાવવો અને પતિ સાથેના પ્રેમને સાચવી રાખવો, એ વાતમાં સમસ્ત સંસારની સ્ત્રિયોપર સરસાઇ ભોગવનારી આર્ય અબળાઓજ કહેવાય છે. પાણી ભરવું, વાસણ ઉટકવાં, રાંધવું સીધવું દળવું ખાંડવું વાળવું ઝાડવું, ઢોર ઢાંખરને પાળવા, છૈયાં છોકરાં ઉછેરવાં, ખેતર પાદરના કામમાં પણ પતિને સહાયતા કરવી, પતિના ઉઠવા પૂર્વે ઉઠવું, જમવા પછી જમવું, ઉઘાડી ઉઘવું અને અંતે મૃત પતિ પાછળ જીવતાં બળવું, એવા અલૌકિક ગુણો ધરાવતાં અગણિત સ્ત્રીરત્નોને જન્મ આપનારી માત્ર હિંદુ કોમ જ છે"

"પન ત્હારે મરદો બી તમારે ત્યાં તેટલા જ વફાદાર થાયચ ખરા કે **મા**નેક-ચંદ ?" **જ**રે વાતમાં રસ લેતાં પ્રશ્ન કર્યો

"હા-બાઇજી !" **મા**ણેકે નમ્રતાથી કહ્યુ "જો રાજા **રા**મચંદ્રનો ઇતિહાસ તમે વાંચો, તો તમને આરસી પેઠે દેખાય કે, પુરુષોએ કેમ ચાલવું જોઇએ, અને તે મહાત્માએ એ નિયમ કેવી સરસ રીતે પાળી બતાવ્યો છે."

"પન ત્હારે હમારામાં તેવા મરદો હોસે કે જે પોતાની બૈરીને **રા**મચંદ્રની કાની જીવથી ચ્હાય ?" **જ**રે કાંઇક વિચિત્ર ઉત્કંઠા અને અધીરતાથી પુછ્યું, તેમ જ ઉત્તર માટે પણ એટલી બધી આતુર થઇ રહી કે જાણે **મા**ણેકના મનમાં પેસી જઇ જલદી ઉત્તર મેળવી લે

"હમારામાં, બાઇ ! હા, છે." **મા**ણેકે મગ્ન મને પ્રત્યુત્તર વાળ્યું "હમારામાં **રા**માવતાર થયો છે, અને તે અદ્યાપિ જીવિત છે. રાજા **રા**મચંદ્રે તો સીતા જેવી એક જ્ઞાની, વિલક્ષણ, બુદ્ધિમતી અને સુંદર સ્ત્રી સાથે એક પત્નીવ્રત જાળવ્યું હતું, પણ હિંદના દાદા, **દા**દાભાઈ **ન**વરોજજી, કે જેમને પાલવે એક ભોળી અને ઓલિયા જેવી સ્ત્રી પડેલી છે તેનેજ આખો ભવ નિભાવી જેવી રીતે **રા**મચંદ્ર **સી**તાની શોધ માટે સમુદ્રપાર ગયા હતા, તેવી રીતે **દા**દાભાઇ પોતાની પત્નીને સાથે લઇને સમુદ્રપાર ગયા હતા આ વાતથી તમે મારા કરતા વિશેષ જાણીતાં છો, હું તો કેવળ કાને સાંભળેલુ કહુ છુ, પણ આપે તો એ અલૌકિક પુરુષનાં પ્રત્યક્ષ દર્શન પણ કર્યાં હશે !"

"મીસ્તર **મા**ણેકચંદ !" **જ**રે એક છુટકારાનો શ્વાસ ખેંચીને કહ્યુ. "તમે બહુ ફી આઇડિયાના અને સાચ્ચા છેવ. ઠીક છે-હું તમારી રજાને વાસ્તે કોસીસ કરસ. હવે હુ એમ પુછુ કે તમોએ મને એક દારો એમ બી કહ્યુ તુની **મા**નેકશા ! અરે તોબા-મારુ ભેજું બરે-હું ત્હારે **મા**નેકચંદ ! તમે હમારા મજહબનુંબી કંઇ ગિયાન ધરાવોચની !"

"જી-હા-યથાશક્તિ;" **મા**ણેકે હાથમાં લેખણ લેતાં કહ્યુ "તેમ સંસ્કૃત તથા ફારસીની ફાયલોલોજી કે જે પ્રોફેસર **શ**મ્સુલ્ઉલ **મૌ**લવી **મ**હમ્મદ હુસયન **આ**જાદે હમણાં બહાર પાડી છે, તેના અવલોકનપરથી પણ હુ તો એમ જ સિદ્ધ કરી શકું

છુ કે,આપણે લોક એકજ માત પિતાની સંતતિ છીયે તેને કાળના પ્રભાવે એકદમ છુટાં પાડી, બીજા રૂપમાં પાછા મેળવ્યાં છે કે, જેથી પરસ્પર આપણે એક બીજાને ઓળખી શકતા નથી”

કામકાજથી પરવારી **મા**ણેક વરડામા નિત્યની બેઠક આગળ ગયો. પાચેક મીનીટ કામ કાજની વાતચીત પછી સાહેબજી કરીને ચાલ્યો ગયો **જ**રે તેના જવા પછી પોતાના પ્રિય પિતા પાસે ધીરેધીરે **મા**ણેક વીશે વાત કાઢી.

“બાવાજી ! કોઇએ સોલે સોલ આના ખરું કહ્યુચ કે માનસ જોઇએ વસી ને સોનું જોઇએ કસી આય **મા**નેકચદને આપરે જેટલો ધારતા હતા, તેટલો બીજા હિંદુઓ જેવો ધરીધરીમાં અભરૈ ને અરકૈ પરે તેવો સિપલાંખોર નથી. વરી આપરા પાક જરથોસ્થી ધરમને પન એ ઘનોજ માનેચ, ને તે સંબંધી ઘનું સ્ટડી કરી ચુકોચ એતો વાત પરથી વાત નીકરતા એમજ બોલી પરીયો કે હિંદુઓ અને પારસીઓ એકજ માય બાપની ઓલાદ છે બાવાજી ! મરું એક દહાડો એના મોનેથી એ બધુ સમજીએ તો કેવું મજેનું ! ટાઇમ બી સારો પાસ થશે ને વરી ચનીયની બાબતો મજહબી ને ફિલસુફી સાંભરવા મલસે”

“જેમ તારી મરજી, મારાં ફરજંદ !” **એ**દલજીએ તરત હા પાડી.

બીજે દિવસે **એ**દલજીએ **જા**પાન મોકલેલા માલના વેચાણના તારો આવ્યા, તેમાં તેને ચૌદ હજારનો નફો થવાના સમાચાર મળ્યા. **એ**દલજી એક અનુભવી અને મોટો વ્યાપારી હતો, એટલે એ લાભ તેને કાંઇ મહાભારત તો નજ ગણાય. એ માલ મોકલતી વેળાએ **મા**ણેકે પોતાના શેઠને પાંચથી છ હજારના લાભની અટકળ કરી બતાવી હતી, અને શેઠે આંગળીઓપર ગણી આઠથી દશ હજાર કહ્યા હતા; માટે **એ**દલજી આજે કાંઇક વધારે આનંદમા હતો ખરો. એ તકનો લાભ લઇ સમયસુચકતાવાળી **જ**રે **મા**ણેકના લાભની વાત છેડી. **એ**દલજીએ પોતાની નિત્યની બેઠક વરડામાં કરી આજે લાંબી ટેબલપર સોડા, બરફ, એક બોટલ બ્રાંડી અને કેક બિસ્કીટ સાથે થોડુક ફ્રુટ પણ મુકાવ્યુ હતુ ચાર વાગે જ્યારે દુકાનનું કામકાજ બંધ કરી લહેર કરવા બધાને બોલાવ્યાં, ત્યારે ત્યાં **મા**ણેકને પણ બોલાવવામા આવ્યો પોતાના શેઠ અને તેમના સગાઓ સાથે ભાગ લેવાનો **મા**ણેકને આજે પ્રથમ પ્રસગ મળ્યો હતો તે પોતે રાજપુતનો પુત્ર હતો, એટલે તેને દારૂનો ચાખો ન હતો, પણ શેઠ સાથે ખાતાં ખંચાતો હતો. પણ થોડોક ફુરૂટ ખાધો. પછી બીજા બધાં, ઇચ્છાનુસાર ખાઇપી ફરવા હરવા ગયાં, કેવળ **એ**દલજી, **જ**ર અને ઘરડો મ્હેતો ( **એ**દલજીનો વિશ્વાસપાત્ર દુરનો સગો ) ત્રણ જણ રહ્યાં, એટલે ફુટડી **જ**રે મધુર સ્વરે **મા**ણેકચદને કહ્યુ કે–

“મિસ્તર **મા**નેકચદ ! હમારા અને તમારા ધરમમાં એક મલતાપણું સું સું છે, તે જાનવાની બાવાજીની મરજી છે માટે ગોઓન, ચલાવો જોઇએ” એટલું કહી તેણે કાંઇ એવી સાન કરી કે, જેથી **મા**ણેક સમજી ગયો કે, આજે શેઠને રીઝવવાથી આઠ દિવસની રજા સહેલથી મળી શકશે સામી ખુશીપર અદબથી ગોઠવાઇ જરા ધુનમા આવેલા આપણા એમ.એ એ નીચે પ્રમાણે વાત ચલાવાનો આરભ કર્યો:–

"જ્યારે હું કોલેજમાં ભણતો હતો, ત્યારેજ તમારી ચપળ, સુઘડ અને ઉદ્યોગી ન્યાત માટે મારા હૃદયમા કેટલાક વિચારો ઉદ્ભવવા માંડ્યા હતા પારસીઓ કોણ, કયાથી આવ્યા? ઇત્યાદિ પ્રશ્નો મારા મગજમાં નિત્ય ઉત્પન્ન થતા હતા જે કોઇ પારસી સાથે મારો મેળાપ થતો હતો, તેને હું એ પ્રશ્નો પુછયા કરતો હતો, તે વેળાએ મને સ્વપ્ને પણ એવી કલ્પના થઇ નહોતી કે, મારા ભાગ્યમાં તેજ ન્યાતની નોકરી લખાયલી છે. અહોભાગ્ય તે અનુચરના કે જેને આપ જેવા પવિત્ર હૃદયના માલેકની ચરણ સેવા કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થાય! એવો તે કયો શેઠ હોઇ શકે કે જે પોતાના ચાકરને દીકરા દીકરી કહી બોલાવે? વળી તેની રત્ન જેવી પુત્રી ચાકરના કાર્યમાં સહાય કરે અને તેમાં પિતા જરાય વાંધો ન લેતા ભર્યો પુર્યો પગાર આપે જાય? એવા કોનાં નસિબ? આ ગંગા જેવી નિર્મળ દેવી, જે આપના હૃદયનો કટકો છે, એ જો કોઇ હિન્દુને ત્યાં જન્મી હોત, તો અમારા જેવા નોકરોને એનાં દર્શનનો લાભ કયાથી મળ્યો હોત? હિન્દુ હોત તો જનાનખાનામાંથી બહારજ શેની આવે? અને આટલું બહોળું વિદ્યાજ્ઞાન કયાથી ધરાવતી હોય? જે દિવસે જાદવરાણાએ પારસીઓને પોતાનો આશ્રય આપ્યો, તે દિવસ આ દીન દેશને માટે હું તો અતઃકરણથી મુબારક માનું છુ! સંજાણ ગામનુ મોટુ ભાગ્ય કે દીવ બંદરે થઇ પારસીઓની જાતિ ત્યા આવી વસી! આજ અમારા દેશનું તમારી જાતિથી ગૌરવ ગણાય છે"

"વળી વફાદારીમાં પણ તમારી જાતિ ઓછી નથી ઉતરી" થોડીક વિશ્રાંતિ લઇને માણેકે પોતાનું ભાષણ આગળ ચલાવ્યુ "જે જે શર્તો સંજાણના રાજા સાથે કરી હતી, તે અદ્યાપિ તમારામાં તેવીજ રીતે પળાય છે, અને હવે પછી પણ પળાતી રહેશે ગોવધ ન કરવાની તમારી ભલાઇ અમારા હૃદયમાંથી કદાપિ વિસરાય તેવી નથી ઇ૦ સ૦ ૬૫૧ માં શાહ યજ્દેજર્દની સાથે ઇરાનના સલ્તનત રૂપી સૂર્યનો અસ્ત થયો એ બાદશાહ કયમૂરિયા ખાન્દાનનો પિસ્તાળીસમો અધિકારી હતો. મુસલમાનોથી પરાજિત થઈ જે લોકો અહી આવી વસ્યા હતા, તેઓ હથિયાર છોડીને ખેતીવાડીનુ કામ કરવા લાગ્યા લગભગ ત્રણસો વર્ષ સુધી તેમને સર્વથી શાતિમા રહેવાનો સમય મળ્યો પણ ત્યાર પછી જાદવરાણાના પૌત્રપર અલીફખા એક મોટા સૈન્ય સહિત ચઢી આવ્યો પારસીઓનુ બલ્યુ લોહી હજી જેવું નુ તેવુંજ હતુ ખેતી કરવાથી કાંઈ તેઓ એટલા બધા નિર્બળ નહોતા બની ગયા કે, પોતાના આશ્રયદાતાપર પડતી વિપત્તિઓને બેઠા બેઠા જોયા કરે. એક અરદેશર નામના શૂરવીર પારસીએ પોતાની સરદારી તળે લગભગ પંદરસો માણસનું સૈન્ય એકઠુ કર્યું અને એકવાર દુશ્મનો સામે એવી તો બહાદુરીથી ટક્કર લીધી કે ઈસલામી લશ્કરને અતે પાછા પગ કરીને નહાસવાની ન ધારેલી ફરજ પડી. પારસીઓના લશ્કરમાં પુરુષ વેશે કેટલીક અબળાઓ પણ લડવાને આવેલી હતી. નહાસતા દુશ્મનો પાછળ પીછો કરતા જે પારસી સવારો દોડ્યા હતા, તેમનામા બે ચાર સ્ત્રિયો પણ હતી. અકસ્માત એકના માથેથી ફેંટો નીકળી પડયો અને તેનો લબ કેશ કલાપ તેના પૃષ્ઠ ભાગે છવાઈ ગયો. લાચારીએ તેણે પોતાનો ઘોડો પાછો વાળ્યો એ બનાવ લગભગ પચાસેક સવારોના જોવામા આવ્યો. વાત ઉડતી ઉડતી ઠેઠ અલિફખાં

સુધી પહોંચી. એટલે બીજી ચઢાઇ તેણે અસંખ્ય દળ સાથે કરી—એણે હિન્દુઓ તથા પારસીઓનો પરાજય કર્યો"

"હવે તે **અર**દેશરની ઓલાદમાં કોઇ બાકી છે કે?" **જરે** કાંઇક વિચિત્ર અધીરતાથી પુછ્યુ, અને ઉત્તરની વાટ જોતી બેઠી

"એની મને ક્યાંથી ખબર હોય, બાઇ સાહેબ?" **મા**ણેકે પોતાની અજ્ઞાનતાનું દર્શન કરાવનારુ પ્રત્યુત્તર આપતા કહ્યુ



## પ્રકરણ ૯ મું.

## શેઠની ફીદાગીરી.

"છે-છે!" **મા**ણેકની વાતોથી પ્રસન્ન થયેલા **એ**દલજીએ પોકાર કરીને કહ્યુ "મે એ પોરિયાને ઘનો ન્હાંહ્લો જોયોતો, નામ બી કંઈ મઝેનું ઉતુ રે મને અતારે યાદ નઈ આવતુ આસરે બે એક વરસપર ન્યુસમાં આયુંતું કે લેફ્ટનન્ટ જનરલ થઇને તે પોરિયો કેથે નોકરીપર ગિયોચ, ને જો હુ ભુલતો નઈ હોઉ તો ઇન્ડિયાથી કેથે બ્હાર"

**જર**ની સ્થિતિ એ વેળાએ વિચિત્ર થઈ ગઇ તે નિશ્વાસપર નિશ્વાસ નાખતી અને બલાત્કારે મનોભાવને દબાવતી, રખેને પોતાના મનનો ભાવ કોઈ સમજી જાય, તેથી બ્હીતી બ્હીતી, આડુ અવળુ જોઈ રહી હતી

"બીજા બધા વર્ણોની ઉદારતા પારસીઓની ઉદારતા આગળ રદ છે!" **મા**ણેકે વળી બોલવા માડ્યું "ન નાત જોવી, ન જાત જોવી, ન દ્વેષ, ન પક્ષપાત જે કામ તેમણે કર્યુ છે તે કામના રહિત કર્યુ છે જે ફરજ બજાવી છે, તે ગરજ વિના બજાવી છે સ્કુલો ઉઘાડી તો બધાના લાભ માટે અને હોસ્પિટલો ખોલી તો પ્રત્યેક જાતિના આરોગ્યના વિચારથી **દા**દાભાઈ **ન**વરોજજી જેવા અને સર જેવા પુરુષો મેળવવાતું માન તમારી ન્યાતને જ છે"

"પન મીસ્તર **મા**નેકચંદ!" **જર** તેને વચમાં અટકાવી બોલી "આ તો બધી તમે અમારી જાતની વખાન કીધી, પણ આપરા ધરમોનું મલતાપણુ અને પેલી ફાયલોલોજી તો વા ખાતીજ નાખી કે?"

"જી-તેબી કહું બાઈ!" **મા**ણેકે એક વિષય કહી બીજાપર ટુટી પડવાથી મનમા કાંઈક શરમાતાં શરમાતાં, **જર**ના સવાલનો નમ્રતાથી જવાબ આપ્યો; અને પોતાના મુળ વિષયની ચર્ચાને આરંભવા લાગ્યો "અમારા હિંદુ ધર્મમાં મુર્ત્તિ પૂજાનો પ્રચાર થયો તે પહેલાં વૈદિક ધર્મનાં તત્ત્વોને અનુસરીને અમારા પૂર્વજો સૂર્ય, અગ્નિ, વરુણ, ઇન્દ્ર આદિ નૈસર્ગિક વિભૂતિઓની જ પૂજા અને પ્રાર્થના કરતા હતા એનાં અનેક પ્રમાણો અમારાં ધર્મશાસ્ત્રોમાં મળી આવે છે. તમારા ધર્મમાં આજ સુધી એજ તત્ત્વો જળવાઈ રહ્યાં છે અને મુર્ત્તિ પૂજાનો પ્રવેશ થવા નથી પામ્યો જે વેળાએ પારસીઓને આશ્રય આપ્યો, તે વેળાએ, આશ્રયદાતા રાજાએ,

તેમને તેમના ધર્મ વિશે કેટલાક પ્રશ્નો કર્યા હતા અને તેના જવાબમાં ઈરાનથી આવેલા પારસીઓએ કહ્યુ હતુ કે–'હે દયાળુ રાજન ! અમે અમારા ધર્મનું વર્ણન કરિએ છિયે તે સાભળો. અમારા ધર્મની આપે જરા પણ ભીતિ રાખવાની નથી. અમારા અહીં આવવાથી આપને લેશમાત્ર પણ અડચણ પડશે નહિ. આર્યાવર્ત્તમાં અમે બધાંના મિત્ર થઈ રહીશું આપે અતકરણપૂર્વક માનવું કે, અમે માત્ર એક જ યજદાન–પરમેશ્વરની આરાધના કરીએ છિયે અમારા ધર્મનું રક્ષણ કરવા માટે જ અમે મુસલમાનોના પજામાથી છુટીને આટલે દૂર ન્હાસી આવ્યા છિયે. અમે અમારી સ્થાવર અને જગમ સપત્તિનો માત્ર ધર્મરક્ષણ માટે જ ત્યાગ કર્યો છે આટલો લાબો પ્રવાસ કરવામા અમને અનેક પ્રકારનાં સકટો અને દુ:ખો વેઠવાં પડ્યા છે તે ધર્મને માટે ગૃહ, ભૂમિ અને ધન ઈત્યાદિ સર્વ પદાર્થોનો અમે એકાએક ત્યાગ કર્યો છે તે ધર્મ રક્ષણાર્થે ! અમે પ્રખ્યાત જમશેદ બાદશાહના એક સમયે જાહોજલાલીવાળા, પણ અત્યારે કગાલ થયેલા વંશજો છિયે સૂર્ય અને ચદ્ર એ બે આકાશની વિભૂતિઓને અમે પૂજ્યભાવથી માનિયે છિયે એ ઉપરાંત બીજી ત્રણ નૈસર્ગિક વસ્તુઓને પણ અમે પવિત્ર માનિયે છિયે, અને તે ત્રણ વસ્તુઓ આ છે–ગૌ, જળ અને અગ્નિ અમે અગ્નિ અને જળની એક નિષ્ઠાથી પૂજા કરિયે છિયે અને ગૌ, સૂર્ય તથા ચંદ્રની પણ આરાધનામાં લીન રહિયે છિયે પરમાત્માની જે જે પ્રકાશરૂપ અને અલૌકિક વિભૂતિઓ છે, તે સર્વને અમે પૂજ્ય માનિયે છિયે' પારસીઓએ પોતાના ધર્મનાં બતાવેલાં એ તત્ત્વો અમારા પુરાતન વૈદિક આર્યધર્મ સાથે કેટલી બધી સમાનતા ધરાવે છે, તે હુ હવે તમને અમારા ધર્મના તત્ત્વોના વિવેચનથી સમજાવવાનો મારાથી બનતો ેા ઘણો યત્ન કરીશ અમારા આર્યધર્મમાં પણ અગ્નિ, જળ, સૂર્ય, ચદ્ર આદિ ૂતિઓને અતિ પવિત્ર માનવામાં આવેલી છે જળને માટે વેદમાં એક સ્થળે ાવો ઉલ્લેખ છે કે, "आपो नारा इति प्रोक्तः" आपः એ જળ શબ્દનુ બહુ વચન છે એટલે કે, જળનો સમુહ તેજ સાક્ષાત્ નારાયણ પરમેશ્વર છે. એવી રીતે અગ્નિ, સૂર્ય અને ચદ્રની પણ પ્રશસા કરેલી છે, પરંતુ તે સર્વ વાતો કહેવી ને સાભળવી એ કટાળાનુ કાર્ય છે યજ્ઞના અગ્નિને અમારામાં, તમારા આતશબહેરામ જેટલો જ પવિત્ર માનવામાં આવે છે. જેવી રીતે તમારામાં અગ્નિ, જળ કે સૂર્ય સન્મુખ ઊભા રહીને પ્રાર્થના કરવાનો નિયમ છે, તેવી જ રીતે અમારામાં પણ છે. ગાયને અમારો ધર્મ પણ પવિત્ર માને છે, તમારામાં પોતાના ધર્મદર્શક ચિહ્ન તરીકે જેવી રીતે કસ્તી ધારવાની આજ્ઞા કરવામાં આવેલી છે, તેવી રીતે અમારામાં યજ્ઞાપવીત ધારણ કરવાનો મહિમા કહેલો છે જેવી રીતે અમારા યજ્ઞમાં સોમરસનો ઉપયોગ કરવામાં આવે છે, તેવી રીતે તમારામાં હોમની ક્રિયા કહેલી છે. અહીંથી આપણે ધર્મના વિષયની સમાપ્તિ કરીને ફાયલોલોજીના વિષયને ચર્ચીશુ. સ ને ા હ થવો એ એક સાધારણ નિયમ છે અને તેથી સોમ અને હોમમાં કાંઈ પણ ભેદ હોય એમ જણાતુ નથી. અગ્નિને માટે ઝંદ ભાષામાં આતસ શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે અને સંસ્કૃત શબ્દ હુતાશન છે અશ્વ અને અસ્પ, મર્ત્ય

મને મદદ. સંસ્કૃતમાં જે વાહનને રથ નામથી ઓળખવામાં આવે છે, તેને જ જદ ભાષામાં રસ કહે છે, અને સ નો થ થવો, એ પણ ભાષા અપભ્રષ્ટ થવાનો એક પુરાતન નિયમ છે હસ્ત શબ્દનો અપભ્રષ્ટ શબ્દ હાથ થયો. સંસ્કૃતમાં દેવ શબ્દ દેવતાવાચક છે અને ફારસીવાળાઓ એ શબ્દનો દૈત્યના અર્થમાં પ્રયોગ કરે છે. પ્રાચીનકાળમાં ફારસી ભાષામાં પણ દેવ શબ્દનો પવિત્રાત્મા અથવા સુર એવો જ અર્થ થતો હતો પયગમ્બર જરથુસ્તે ધર્માન્તર કર્યો, ત્યાર પછી એ શબ્દ દાનવ-કોટિનો વાચક થયો. એવી રીતે ભાષા અને તેના શબ્દો વિષે જેમ જેમ આપણે વધારે અને વધારે વિચાર કરતા જઇએ છિયે; તેમ તેમ જણાય છે કે, પારસી અને આર્યોના મૂળ ધર્મ સંસ્થાપકો અને તેમની ભાષાઓ એક જ હોવી જોઇએ. એ સઘળા એક જ નવાણુના સમાન પ્રકાશવાળા હીરાઓ હોવા જોઇએ."

એદલજી, માણેકના આટલા બહોળા અનુભવથી ઘણો જ પ્રસન્ન થયો. તેણે મનથી નિશ્ચય કર્યો કે, "આજ પછી માણેકપર બધી રીતે લક્ષ રાખવું" પોતાની જાતિની સ્તુતિ કોને નથી ગમતી? એદલજી કરતાં જુના વિચારવાળો મહેતો તો માણેકપર એટલો બધો પ્રસન્ન થયો કે ઉઠીને તેને ગળે વળગી પડ્યો અને પારસીઓ તરફ હમેશ વફાદાર રહેવાની વારવાર શીખામણ આપવા લાગ્યો અહીં જણાવવું જોઈએ કે, માણેકે કાંઇ પણ સ્વાર્થ સાધવા કે શેઠનુ મન રીઝવવાના હેતુથી એ ખુશામત કરી નહોતી તેણે તો પોતાના ખરા વિચારો જ પ્રકટ કર્યા હતા પણ આજની એ પારસી પ્રશસા માણેકને માટે ઘણી જ લાભદાયક નીવડી. એદલજી માણેકપર એટલો બધો બલિહાર થઇ ગયો કે, તેને બનતા પ્રયત્ને ઉચી પાયરીએ ચઢાવવાનો મનમાં ને મનમાં નિશ્ચય કરી રાખ્યો

"તારાં લગન થયાંચ કે દીકરા માનેક?" એદલજીએ હેતથી પુછ્યું

"હા, બાવાજી!" માણેકે નમીને નીચી દૃષ્ટિથી કહ્યું

"ત્યારે તુ તારી બૈરીને અહિંયાં જ કાંય નઇ બોલાવી લેતો?" એદલજીએ મમતા અને ઉદારતાથી કહ્યુ "હુ તને નજીકમાં જ કેથે ઘર અપાવસ અને દાનોદુની ભરાવી આપસ તુને તક્લીફ નઈ થવા દેઉ બલ્કે જો તુ મને વફાદાર રહેસે, તો આખી લાઇફ વેર તુને મારાં બચ્ચાં તરીકે રાખસ"

"આપનો આખા જન્મસુધી વિશ્વાસપાત્ર અનુચર રહેવા હું ઇચ્છું છું મને આપથી વધારે સારી રીતે કોઇ પાળી શકે એવું મારું શરીર નથી. એક નિરાધાર અને અશક્ત થઇ પડેલા મનુષ્યને આપને આંગણે જે કાંઇ પણ સુકો ટુટો ટુકડો મળ્યો છે, તે અમૂલ્ય ભોજન સમાન છે આપ પાસે રજા લેવા માટે મારી જીભ ઉપડતી નહોતી મારા પિતાએ ત્રણ દિવસથી મને એક પત્ર મોકલ્યું છે અને તેમાં પણ એ જ ઇશારો કરેલો છે. પણ હુ આપના કામને રખડતું મુકી કેવી રીતે જઇ શકુ? મારાથી આપની સામે આવી ન શકાયું, પણ બ્હેન જરબાઈને મે તે પત્ર દેખાડ્યું હતુ."

"કાંયરે ઘેલી પોરી!" એદલજીએ લાડકી જરને પાસમાં દબાવી પુછ્યું; "તે મને કયુ કાંય નઇ?"

"જી–બાવા, તમે અખ્ખે રહ્યા કામમો ઉતા–મે આજે જમતી વખતે ટેબલ-પર માનેકની રેકમેન કરવાનો વિચાર રાખીયો તો!" જરે બાપના પાસામાં હેતથી ચપાઈ રહેતા જવાબ આપ્યો.

"વારુ–ચાલ, માનેક! એક કામ કરજે બચ્ચા! તારા કોઈ ફરેન્ડને આઠ દહાડા ઉપરટપકેનું કામકાજ કરવા રાખી, સમજાવીને તુ સખ્ખે સિધાવજે. બેરામજી!" એદલજીયે વૃદ્ધ સગા ભણી ફરી કહ્યુ "એને બે સૂટ જેટલું સારું જેવું ગરમ કપરું કાલે કહારી આપજો જો જો હાંવાન નાં કરતા સોજ્જુંજ આપજો અને ઉચ્ચુ આપજો."

"વારુ રે ભૈ!" બેરામજીએ સગાની ઉદારતાથી બાગ બાગ થઇ જતાં કહ્યું "વરી ધરમી ધરમ કરે, તેમા આરા હાથ કોન પાપી કરે? તમોને પાક પરવર-દેગારે હમા સુખોથી નવાજીયાચ તે તમે આવા ગરીબોને નઇ આપો, તો કોન આપસે? સખાવતમાં પાછી પાની કરે કે કરાવે તે જરથોસ્તી બચ્ચોજ નઇ!"

મહફિલ બરખાસ્ત થઇ; માણેક સીધો નીલગુમ્બદ નામના મોહલ્લામાં પહોચ્યો ત્યાં તેનો એક મેટ્રિક વેળાનો સહપાઠી રહેતો હતો, તેને જેમ તેમ પોતાની બદલીમાં આઠ દિવસ કામ કરવાની હા પડાવીને તે પોતાને ઘેર ગયો જે માણેક, બે ચાર પગલાં ચાલતાં થાકી જતો હતો અને છ સુધી બોલતાં હાંરી જતો હતો, તેને માતૃભૂમિમાં જવાના ઉત્સાહે આનંદપૂર્વક એક લાબુ લેકચર અને બે માઇલની મુસાફરી કરવાનું બળ આપ્યુ

બીજે દીવસે માણેક પોતાના મિત્ર સાથે નોકરીપર ગયો, અને તેને બધું કામકાજ સમજાવતો બેઠો દશ વાગે શીશી કાઢી, દવાનો ભાગ પીધો કે બેરામજીનું તેડુ આવ્યુ હરખાતો હરખાતો માણેક ત્યાં જવા માટે દોડયો તે ભલા વૃદ્ધે દરજીને પણ બોલાવીને હાજર રાખ્યો હતો ખતીલી જરબાનુ પણ પોતાના કાંઇ કારણથી રખાવેલા માણેકની મદદ માટે ત્યાંજ હાજર હતી બેરામજીએ દરજીના કહેવા પ્રમાણે કપડુ પસદ કરી કપાવ્યું, અને દરજીને તાકીદ આપતાં કહ્યુ કે, "દેખો મિયા સાબ! કાલ સાંઝકુ સીવકર બરાબર નઈ લાવિયા તો કપરેકા પેસા તમેરે માથે મારેગા!" જર અને માણેક એ ડોસાની ઉર્દુ ભાષા સાંભળીને હસી પડ્યા ભલા વૃદ્ધે સિલાઈના પૈસા પણ પેઢીમાથી જ આપ્યા

ત્રણ દહાડા વીતી ગયા બપોરના ભોજન પછી જર એક નાનકડુ પોટલું લઇ આડુ અવળું જોતી માણેક પાસે આવી. તેની પાસે નવો કલાર્ક બેઠેલો હતો, એટલે ચૂપચાપ પોટલુ અને એક પરબીડિયુ મુકી તે ચાલતી થઇ માણેકે ઝટ પરબીડિયુ ફોડી વાચ્યુ તેમાં નીચે પ્રમાણે લખેલું હતુ,–

"મિસ્તર માનેકચંદ, તમે જે લાઈકીથી અમારે ત્યાં રહોચ અને મને જે કુદરતી તમારી કદર લાગેચ તેનો બદલો આપુ તેટલી મારામા સકતી નથી બાવા-

જીએ તમોને જે આપચુચ તે સાથે મને કાઇ પણ કનેક્સન નથી હુ મારી તરફથી આય અદના ભેટ તમારી પરનેતર માટે આપુંચ, કે જેને ના પારવાનો પન તે બાઇ સિવાય કોઇને હક નથી, એટલે તમે તે લેસોજ. આય ભેટ બાવાજીથી પ્રાઇવેટ આપવાનો અજીમ ગુનાહ હુ કરુંચ તે મને ખોદાય માફ કરે બનતાં સુધી જલ્દી આવી તમારી સરવીસ તપાસી લેજો કારન કે, મારાથી આય નવા માનસ સાથ વાત નઇ થાય ખોદાય તમારી સફર સફલ કરે ૧

લી પાક દિલથી તમારું ભલું ચાહનાર

જર.

વાંચી લીધા પછી **માણેકે** ચીઠ્ઠી ફાડીને તેની ઝીણી ઝીણી કરચો કરીને નાખી દીધી પોટલું એકાંતમા જઇને છોડી જોયુ, તેમા એક જરીની ઝીણી કિનારીવાળી રેશમી સાડી, ચોળી માટે બે વાર મખમલ, ત્રણ રેશમી રૂમાલ, એક સેન્ટની શીશી, અને એક સુશોભિત દાબડીમાં નાનકડી સોનાની વીટી, એટલી વસ્તુઓ તેના જોવામાં આવી પોટલુ બાધતા **માણેકની** આંખોમાં ઝળઝળીઆં આવી ગયાં **જર** અને તેના પિતાને તેણે મનમાં લાખ લાખ આશીર્વાદ આપ્યા સાઝે **એરામજીએ** તેને બોલાવીને સૂટ પહેરાવ્યો અને એક સૂટ તથા જુનાં કપડાંનુ પોટલુ બધાવી હાથમા આપ્યુ **માણેકે** ઓફિસમા જઇ ટેબલના ખાનામાંથી **જરવાળુ** પોટલું કાઢીને તેની સાથે બાંધ્યુ ત્યાર પછી વરડામાં તે શેઠને છેલ્લી સલામ કરવાને ગયો. પાછળ **એરામજી** અને **જર** હસતા હસતાં જઇ ઉભાં **માણેકે** જઇને ખરા અત કરણથી શેઠના પગમાં માથુ મુક્યું શેઠે તેને પ્રેમથી ઉઠાડી માથે હાથ મુકીને ખુશીથી રજા આપી પછી **જર** અને **એરામજીને** નમી **માણેક** પોતાના કાતરિયાપર ગયો બીજે દિવસે **માણેક** પોતાની માતૃભૂમિમાં જવાને ઉપડ્યો અને જેને મઝિયારુ અથવા સૈયારુ ઘર કહેવામા આવે છે, તે અભાગિયા ઘરમાં તે જઈ પહોંચ્યો સૈયારા ઘરમાં એક કમાય ને દશ ખાય તોય રતિ ભાર આભાર ન મનાય, એવો જ હિસાબ ચાલતો હોય છે, એ કોણ નથી જાણતું?



## પ્રકરણ ૧૦ મું.

## પતિપત્નીનો મેળાપ.

આજે વિદ્વાન પુત્ર આવશે અને લોકો મળવા ભેગાં થશે, તેથી **ગોવિંદ** હુક્કો લઇને ઓટલા ઉપર પુત્રની વાટ જોતો બેઠો હતો. આગળ પીતળની ગોળ દાબડીમા અફીણ પડયું હતુ તમાકુના લાડવા, સઘડી અને કોયલાનો ઢગલો બેઠકને દીપાવનારી મુખ્ય વસ્તુઓ હતી. ઝોરણો ઉઘાડીને મુકેલો હતો અને તેમાથી વારવાર કોપરાના કટકા, ખારેકની કરચો અને શાકરના ગાંગડાનું હુગણુ ચાલતુ હતુ જનાનખાનામા **પ્રેમદેવી** પણ મનમાં મગ્ન થતી વિચાર કરતી બેઠી હતી કે, "ભણ્યો ગણ્યો ને નોકરીએ લાગ્યો દીકરો આવશે અને રૂપિયા લાવશે માતાને મદિરે વધામણા લઇ જઇશુ અને બ્રાહ્મણને સીધાં અપાવીશું" બહેન વાટ જોઇને બારણા પાસેજ ડોક્યું

કરતી ઉભી હતી પવનથી દરવાજા ખખડ્યા કે, “ભાઇ આવ્યા” અને કાગડો બોલ્યો કે, “સમાચાર આવ્યા. માણેક ભાઇ આવે છે,” એવા તે ઘડીઘડી અને ક્ષણેક્ષણે પોકાર કર્યા કરતી હતી રુકિમણી કે જેને સાસુ નણદ પાસે બેસવાનું માન મળતુ જ નહતું–તે એક ખુણે મનમાં આશા નિરાશાના અનેક વિચારો કરતી બેસી રહી હતી “કયારે ધણી આવે, કયારે એકાંત મળે, કયારે સાસુ નણદના વર્તાવેલા કહેરની કર્મ કથા કહી પોતાનું જુનારૂ (ઘર) જુદુ મડાય?” એવા એવા વિચારમાં તે ગરકાવ થયેલી હતી મઝિયારામાં તો બધાંની બાયડી થઈ રહેવું પડે છે, અને જુવારામાં તો ઘરનો ધણી ભલો ને પોતે ભલી; આવા સુખને તે ચહાતી હતી

એવી રીતે ગોવિંદના ઘરને ચાર ખુણે ચાર પ્રકારના જુદા જુદા તરંગ ચાલતા હતા થોડીકવાર જોવડાવી માણેકચંદ પધાર્યા. આવતાજ બાપે ઉભો થઇ તેને છાતીએ લગાડયો. માણેકે પિતાના પગે હાથ અડાડીને તેના પગની ધૂળ આંખે તથા માથે ચઢાવી અંગ્રેજી ભણેલા પુત્રના આવા નિયમપૂર્વક વર્તનથી પિતાના નેત્રોમાં હર્ષનાં અશ્રુ આવ્યાં ત્યાંથી જઇ માતાના પગમા પડી, માણેકે એક સુપુત્રનુ કર્તવ્ય બજાવ્યું માતાએ ઓવારણા લીધાં અને હાથની આગળીઓના પંદરવીસ ટચાકા ફોડ્યા કેમ ન ફોડે? અતે જનની જ હતી પુત્રનો હાથ લઇ તેણે પોતાની આંખોમાં દાબ્યો બ્હેને ગળે બાઝીને ભાઇને ઢઢોળી નાંખ્યો બ્હેનની બાથમાં માણેક એવો દેખાતો હતો કે, જાણે હેડબાની બાથમાં અભિમન્યુ! રુકિમણી બિચારી છાણાં ભરવાની ઓરડીમાં સંતાઇ બેઠી હતી, તે છેક સાંજ સુધી બહાર નીકળી જ નહિ એનું જ નામ ગુજરાતમાં લાજ અથવા મલાઝો છે અને ઉત્તર હિંદુસ્તાનમાં હયા અથવા મરજા છે.

માણેક આવ્યા પછી માતાના મદિરમાં વધામણા લઇ ઘરની સ્ત્રીઓ અને પાડપાડોશણો ગાતી અને મલકાતી છલકાતી ચાલી માણેક, બાપ પાસે જઇ બેઠકમા બેઠો. આડોસીપાડોસી–સગાં સબધી જે કોઇ મળવા આવ્યાં, તે સર્વ છુટથી એ સવાલ કરવા લાગ્યાં કે, “કેમ ભાઇ! મદવાડમાંથી ઉઠયા છો કે શુ?” માણેક તો હાનુ ડોકું ધુણાવતોએ થાકી ગયો બાપ મનમાં વિચારો કરતો, બળાપાના મહાસાગરમાં ગોથાં ખાતો હતો કે, “દીકરાની આ કેવી દુર્દશા થઇ ગઈ? મુખમાં તેજનું નામ નથી, ડાચા બળી ગયાં છે, આંખો ઉંડી ઉતરી ગઇ છે અને ચામડી હાડકાં સાથે ચોંટી જવાથી તેમાં કરચલી પડી ગઇ છે” પિતાએ પતાસાં પલાળી શરબત બનાવીને તે માણેકને પાયુ, તેથી તો માણેકની રહી સહી ભુખ સમૂળગી મરી ગઇ. ભોજન વેળા થઈ–બારનાં ચોઘડીયાં વાગ્યાં અને મળવા આવેલાં સૌ પોત પોતાને ઘેર ચાલ્યાં ગયાં. એકાત જોઇને માણેકે સાથે લાવેલી ચાલીસ રૂપિયાની રકમ પિતાના હાથમાં મુકી. પિતાએ “તારી માંને સોંપી દે, બેટા!” એમ પુત્રના શરીર વિષેની ચિંતામાથી જાગીને પુત્રને આજ્ઞા કરતાં કહ્યુ માણેકે ઘરમાં જઇ માતાને રૂપિયા આપ્યા મા હરખાઇ ગઈ! અહા! રૂપા દેવ! મહાલક્ષ્મી, રૂપલાંબાઇ, ઉજળાં ફટક રાણી સાહેબની તસવીરવાળા અને તનનન તનનન અવાજવાળા

રૂપિયા તે કોને ન ગમે વારૂ? "કમાઉ દીકરો માને વ્હાલો" એ કહેવતને કોણ ખોટી કહી શકે એમ છે? 'છોકરો કમાતો થયો' એ વાક્યે માતાના માથામાં સુઇ રહેલું અભિમાન પાછુ જાગૃત થયુ. આજે આટલા લાવ્યો, તો કાલે હજારો લાવશે એવી આશા બધાઇ અને રાત પડી. સાસુએ આટલે વર્ષે પહેલીવાર વહુને માથે હાથ ફેરવીને "સુઇ રહો દીકરી!" એવા રુડા શબ્દોનો ઉચ્ચાર કર્યો વહુ સમજી કે "ધણીના આવવાથી આમ થયું"

હવે આપણે **મા**ણેકચદ્રના શયનગૃહ તરફ નજર કરીએ વાત જરા બેઅદબીની છે, પણ વિવેકને ન મુકીશ પ્રથમ તો દંપતીની બેઠક જોવા જેવી હતી. **મા**ણેક, પ્રિયાને હર્ષિત કરવાના હેતુથી જરે આપેલુ પોટલુ ઓશીકે લઇને બેઠો હતો; પણ બાઇ સાહેબ તો ખાટલાની પાંગતે, પતિ સામી પુઠ કરીને, લાબો ઘુમટો તાણી–ભુંડાને નામે મ્હોં વાળતાં હોય તેમ–કોણી ઘુટણપર રાખી અને હાથનો પહોચો લમણે દઇને, બેઠા હતાં–જાણે એકમેકને ઓળખતાં જ નહોય, એવી રીતનો પતિ અને પત્નીનો આદર્શ તે વખતે જોવામા આવતો હતો

"કેમ વારુ? કંઇ શરીર અસુખી છે કે શુ?" **મા**ણેકે થોડીવાર તેના બોલવાની વાટ જોઇને પોતે અધીરતાથી સવાલ કર્યો

વહુ રાણી લજવાઇને સકોચાતાં ઠેઠ ખાટલાના પાયાપર જઈને બેઠા, અને ઘુમટાને એક વેત લાબો ખેચીને મુખ મડળને કાળા વસ્ત્રરૂપી વાદળાંમા છુપાવી દીધુ.

"કેમ કાંઇ ઉત્તર નથી મળતુ?" **મા**ણેકે મિઠાશથી લગાર આગળ વધીને પાછો સવાલ કર્યો

વહુ રડી પડ્યાં અને આસુ તથા લીટ, તે જ ઘુમટાથી, અદરને અદર લુછી નાખ્યા ક્યાં એમ એ સાહેબે પુસ્તકોમા વાચેલી **ઓ**ફિલિયા, **જુ**લિયટ, ક્લીયોપેટ્રા, કયા **લ**યલા, **શીરીં**, **અં**જુમનઆરા તથા **જ**લીખા; ક્યા **દ**મયતી, **સુ**લોચના, **સં**યુક્તા અને **રા**ધા, અને ક્યાં તેમની સરખામણીમા આ ગામડાની અભણ, શરમાળ, ઝાડની જોડી! સાસુ નણંદના ત્રાસથી આગનો ભભુકો થઇ રહેલી બિચારી **રુ**ક્મિણી રજપુતાણી! **મા**ણેક જરાક આગળ જઇ વ્હાલ દેખાડી પીઠપર હાથ ફેરવવા ગયો કે, "આઘા ખસો!" ના શબ્દે તેને ભોઠો પાડી પાછો ઓસીકે બેસાડી દીધો.

"પણ કાંઇ મારો અપરાધ છે?" **મા**ણેકે પત્નીના અવિવેકી વર્તનને ન ગણકારતાં, ત્રીજીવાર પૂછવાનું સાહસ કર્યું

"જાવ–જાવ–" ડુચકાં ખાતી અને સાડીથી આખ્ખે મોઢે આસુ ચોપડતી, ભોળી પણ છેડાયલી **રુ**ક્મિણી બોલી "તમે ઉપર ઉપરથી એટલુએ પૂછ્યુ કે, બાયડીએ મુઇએ આખા દહાડામાં કાંઇ ગળ્યુ છે કે નહિ?"

"માબાપ આખો દિવસ પાસે હતાં, એટલે વિવેક મુકીને કેવી રીતે પૂછી શકાય વારુ? બે ત્રણ વાર એ વાત મારા ધ્યાનમાં આવી હતી ખરી, પણ માતા-

પિતાની મર્યાદાનો ત્યાગ કરીને મારાથી કાંઈ પણ બોલી ન શકાયું!" નિર્દોષ માણેકે ખરેખરો ખુલાસો કરી નાખ્યો

"બાપ તો બાપડો બ્રહ્મા જેવો છે! સો વરશ જીવતા રહે!" સામું મોઢું તો થયુ, પરન્તુ ઘુંમટો તો જેમનો તેમ જ રાખી, રૂકિમણી બોલી "પણ તમારી મા તો, ખરેખરી રાખસણી જ છે!–" એ ન ઘટતા શબ્દો સાંભળવાથી માણેકના મનમા જો કે ખેદ તો થયો, પણ શુ બોલે? બોલે તો બમણું સાંભળવાની તેની ખાતરી હતી. "મારા લોહીની તરસી થઇને પાછળ પડી છે. બે વરસમાં હાસ કરીને બેસવા દહાડો નથી આવવા દીધો!" પત્નીએ પાછો બળાપો કર્યો

"મા એટલું બધું તે તને શું વીતાડે છે?" માણેકે પૂછ્યુ

"શું વીતાડે છે?" રૂકિમણીએ એ પ્રશ્નથી વધારે છેડાઇને સામો પ્રશ્ન કર્યો અને પ્રત્યુતરમાં કહેવા લાગી કે, "હાય! હાય! જો ચીરીને બતાવાતુ હોત, તો દેખાડત કે મ્હાંય હૈયુ આખુ છે કે ચારણી? ઉઠતા ને બેસતાં–મેણે ને ટુણે–મને ચુંટી ખાધી છે! મને કોઇ દહાડો લોંડી–ગુલામડી–બેમરજાદ–છીનકી–વના બોલાવી નથી. આઠે પહોર ને બતરીસે ઘડી ગામની મા–ગામની ભોજાઈ–કભારજા–વેશ્યા એવી ને એવી ગાળો ભાંડ્યા કરી છે! વળી મારા ભાઇ બાપને તો એવું એવું કહે છે કે, મારી છાતીમાં ભભુકા વાગે!!"

"તમારી કઇ ભૂલ જોતાં હશે આપણાં વડિલ છે, એમની ગાળો કંઈ દ્વેષની નથી હોતી!" માણેક જો કે સારી પેઠે સમજતો હતો કે, સાસુ વહુમાં પાડાખાર વારસામાં ઉતરેલો જ હોય છે, છતાં પણ ઘેરેઘેર એવા બનાવો જોતાં જોતા આખો જુની થઇ ગયેલી હોવાથી, જેમતેમ વાત ઉડાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો પણ રૂકિમણીનો તો બે વરસનો દબાયલો ઉભરો અત્યારે ઉભરાઈ રહ્યો હતો, તે શી રીને રોકી શકાય? તે તો દફ્તરોનાં દફ્તરો જ ઉઘાડતી ચાલી

"તમને નોકરી મળી તેમાં મ્હે શાં પાપ કર્યાં? તે દહાડાથી તો ખાઇપીને મારી પુંઠે જ પડ્યા છે ભોગ ચોઘડિએ તમારા બાપે મને લાહોર મોકલવાની વાત કહાડી, એટલે તો મારા પૂરા ભોગ મળ્યા 'છોકરાને કોડીનો કરી નાંખશે, છોકરાને ભરખી લેશે, ચૂશી લેશે,' એમ ને એમ કહેવા માડયુ જાણે હુ કોઈ જીવતી ડાકણ નહોઉ ! તમે મને વ્હાલા ન હો!' એમ મારા પીખડા પીખવાને કંઈ બાકી નથી રાખી વળી એક દહાડો મારે માથે એવું આળ મૂકયુ કે તે તો તારા સસરાને કાંક ખવરાવીને વશ કર્યો છે, તે તારી જ આંખે જુએ છે!" પત્નીએ ઈતિહાસનું 'શ્રી ગણેશાયનમ' કીધુ

"અરે ભોળી! તને હજી નાની જાણીને નહિ મોકલવાનો વિચાર કર્યો હશે, તેમાં શુ?" માણેકે હસ્તે મુખે વાતને ટુંકી કરવાનો યત્ન કર્યો "વળી એમ તે સંસારમાં અવેર હોય કે છોકરાનું ઘર મટાય અને માને ન ગમે? આપણા દેશનો રિવાજ જ એવો છે, તેમાં એમનો શો વાંક? થોડા દિવસ દુખે સુખે ચલાવી લ્યો, એટલે આગળ ચાલતાં જુદુ ઘર માંડીશુ એ એમને રસ્તે અને આપણે—"

"ના, તે મારાથી તો હવે નહિ ખમાય!" રુકિમણી માણેકની વાતને અટકાવી પાસે આવી વચમાંજ બોલી ઉઠી "તમે મને તમારી સાથે લઈ જાવ"

"એમ ઈચ્છા હશે, તો એમ કરી લઇશું;" માણેકે હામાં હા મેળવી પોટલામાથી રેશમી રુમાલ કાઢી, ઉપર સેન્ટ છાંટી હાથમાં આપ્યો અને કહ્યુ કે; "જુઓ, આ મારા શેઠની દીકરીએ તમારે માટે ભેટ મોકલી છે અને બીજી આ વી-"

"બળ્યું દારૂ દારૂ જેવું શું હોશે જે?" રુકિમણીએ હાથમાથી રુમાલ નાખી દઇને છણકો કરી કહ્યુ "વાતો ઉડાવતાં કેવી આવડે છે! હુ બધુંય સમજું છું. એ તો જેનુ તે તેને! મારી વાતનો જવાબ દેવાય છે?" રુકિમણીએ વચમાંજ છબરડો વાળ્યો

"અરે પણ કાંઈ ઘરડાં માબાપને કાઢી મૂકુ?" માણેકે કાંઈક કટાળીને કહ્યુ "સવારે વાત પૂછી જોઈશ હા કહેશે તો સાથે લઈ જઇશ, નિકર થોડા દહાડા રહીને વાત. એમાં શું થયુ?"

"તે એટલા દહાડા જીવશે કોણ પેટબળી?" રુકિમણી રડી પડતાં છણકો કરી બોલી "તમારી બલારાત જાણે કે અહીં શી વિપત્યો પડતી હશે? એક દહાડો માંદી હતી, ખાવાનું નહોતુ ભાવતુ એટલે જમવા ન બેઠી, તે ઉપરથી તો 'માટી સાંભર્યો હશે, લાહોર મ્હાલવા જવું છે,' એવું એવું કહીને મને તો આંધળી કરી નાંખી. પછી વગર ભુખે ઝખ મારીને ખાવા બેઠી, ત્યારે પાછાં ફરી મેણાં મારવા માંડ્યાં-'ભુખ ન્હોતી ને? માંદી હતી તારે ગળચવા શે ગમ્યું?' ભાવ્યા વગર શી રીતે ખવાય? એમ કહેવા માંડ્યું. બીજે દહાડે હુ વધારે માંદી પડી, પણ એમની માને બલારાત. કહે કે એણે તો ઢોગ કરવા માડ્યા છે. તાવના ઘેનથી આંખો લાલ થઈ ત્યારે કહેવા લાગ્યાં કે માટીનું સ્મરણ કરતાં આખી રાત ઊંઘ નહિ આવી હોય, તે આંખો લાલચોળ થઇ રહી છે. ન તપાસ કરે કે ન શરીરને હાથ અડકાડી જુએ. હુ બાપડી કોના આગળ જઈને મારુ દુઃખ રડુ? એકલી ખુણામાં જઇને ભરાઇ બેસતી, રોતી અને પરમેશ્વર પાસે મોત માગતી!" એ વાક્યો રાંક રુકિમણીએ ખરેખરાં જ ઉચ્ચાર્યા હતાં વાક્ય પૂરું કરતાં તેનાં નેત્રોમાંથી અશ્રુની ધારાઓ વહેવા માંડી

માણેક પણ લાગણીઓવાળો માણસ હતો તેને પોતાની માતાના તીખા સ્વભાવનો પરિચય હતો, પણ લોકલાજે તેનાથી બોલાતુ નહોતું જો સ્ત્રીના કહેવાને ખરું માની, માતાને કાંઇ કહેવા જાય, તો આખા ગામમાં વરત્રોડો ફરવા નિકળે! નિરુપાય થઈને તેને ચૂપ જ રહેવું પડચું રુકિમણી બધો ઉભરો કાઢી નાંખે, ત્યાર પછી તેણે તેને સમજાવાનો નિશ્ચય કર્યો

"મા બોલે તો આપણે જાણિયે હશે, બળ્યું!" ઊકળેલી રુકિમણીએ પાછાં રોદડાં ચલાવ્યાં "પણ તમારાં ભૂતબઈએ એટલા બધાં હલાવડાંખોર ને એટલાં અદ્દક જીભાં છે કે તે કહેવાની વાતજ નથી ન હોય ત્યાંથી મારી ખોદણી તમારી મા આગળ કર કર કરે તમારો કાગળ આવ્યો ને તમારા બાપે ઘરમાં વાંચવા માંડચો હુ લાજ કાઢીને

ઓરડામા આવી બેઠી. વચાઇ રહ્યો એટલે તમારી બૂને લાવીને મારા ખોળામાં પછાડયો! મે લઇને ઓશરીને ટોલ્લે મૂક્યો તેમાં પણ પાર પાડોશણ કને જૈ જૈ ને કહી વળ્યાં કે, 'આજ કાલની નખ જેટલી છોડિયો ધણીના કાગળ સઘરી મૂકે છે"

"વારુ-હુ એમ પૂછુ," માણેકે જરાક આગળ વધી તેના ખભે હાથ મૂક્યો અને અહોભાગ્ય કે, રુકિમણીએ તેને ખસેડી ન નાખતાં, જેમનો તેમ રહેવા દીધો "તારા ભાઇ અને તારાં માતા પિતા સઘળાં આનંદમાં તો છે? એ લોકો કોઇવાર અહીં આવે જાય છે ખરાં કે?"

"એ બાપડાને શી ખબર કે તમારા પટલ કહેવાતા ઘરમાં છોડીને આટલું દુ:ખ હશે, નીકર ક્યારનાય આવીને મને લઇ ન ગયા હોત? ઘેસ રોટલા તો એમને મળે છે" રુકિમણીએ બળાપો ચાલુ રાખ્યો "બે વાર તમારા બાપ લીલામમાંથી લુગડુ લાવ્યા હતા, તે બનેવાર મે કાનોકાન સાંભલ્યુ કે, આમાંથી વહુને ઘાઘરો કાંચળી કરજો, પણ તમારી માએ ગણકાર્યું જ નહિ તમારી બહેન પોતાના બચકામાં તે બથાવી બેઠાં ને વળી કહે છે કે એનો ધણી પારસીને ઘેર નોકર છે તે એ તો રેશમી લુગડા પહેરશે, એને સુતરાઉ નહિ ગમે "

"તો તેમની જીભે સાકર! હું તને રેશમી-"

"હાસ્તો! પોતાની બેનને કોણ ખોટી કહે?" રુકિમણી તેના કહેવાનો ભાવાર્થ ન સમજવાથી, છણકો કરી કહેવા લાગી "આખો દહાડો મજુરી કરીને જીવ નીકળી જાય છે સવારના પ્હોરમાં ઘટી માડવી, પછી વાસણ અજવાળવાં, વલોણું વલોવવું, ગાય દોવી, છાણા થાપવા, પાણી ભરવું, રાંધવું ને એટલું કરીનેય મેણાં ખમવાં, ગાળો ખાવી, ને શરાપની શેડયો સાંભળવી! તમે તો શાસ્ત્ર વાંચી ભણીને બેઠા છો, કહો જોઇએ હેતું કયાં લખ્યુ છે તે? બે મહિનાથી રોજ સાંઝે તાવ આવે છે, અન્ન ભાવતું નથી, છાતીમા સૂળ મારે છે, દવાદારુ તો કોણ કરે, પણ કોઈ પૂછતુય નથી કે મરશે કે જીવશે? સુઈ મ્હોલાની કુતરીને ઉધરસ થઇ હતી તે લોકે ભેગાં થઈને તેની દવા કરી, ને હુ તો માનુસ છું, પણ મને કોઇ કુતરી જેટલીએ નથી ગણતુ! તારે લ્હાય તે શે ન ઉઠે?"

આ શબ્દો સુધરેલા માણેકને છાતીમાં તીર જેવા લાગ્યા તેણે પોતાની સ્ત્રીને છાતી સાથે ચાંપી ને રુમાલવડે તેનાં આંસુ લુછતાં કહ્યુ કે, "એ લોક તારી દવા શુ કરતા તા? હુ તારી દવા કરીશ. જેમ આટલા દિવસ કાઢ્યા તેમ એકાદ બે મહિના બીજા પણ બોલ્યા ચાલ્યા વિના ચલાવી લે! હુ તારે માટે બધો બંધોબસ્ત કરી, તને ત્યાં તેડાવી લઇશ. અને મોટા ડોકટર પાસે તારી દવા કરાવીશ"

રુકિમણી કાંઇ કપટી કે જુઠી નહોતી તેનો ઉભરો ખાલી થઇ ગયો એટલે હવે તે શાન્ત થઈ ગઇ જે જે દુ:ખનુ એણે કથન કર્યુ હતુ, તે અક્ષરે અક્ષર સત્ય હતું માણેકે તેને જરે આપેલી બધી વસ્તુઓ આપી અને તે લઇ બહુ જ આનંદિત થતી તે કહેવા લાગી કે. "ભગવાન્ એનુ પેટ ઠાર્યું રાખે! તે આપણા ગરીબ ઉપર વગર

ઓળખવે માયા રાખે છે! કેવાં ભલાં! ત્યાર પછી નવા ઘર સંસારની વાતોના હવાઇ કિલ્લા ચાલ્યા અને અંતે પતિપત્ની નિદ્રાદેવીને વશ થઇ ગયાં

રાતની વાતચીતમાં બે વાગી ગયા હતા **માણેક**નું ગળી ગયેલું શરીર ઉજાગરો સહન કરવાને શકિતમાન નહોતું તે બિછાનામાંથી સવારના સાડા આઠ વાગે ઉઠ્યો **માણેક**ની માએ જાણી જોઇને પોતાની દીકરીને રાતે બારણાં પાસે બેસાડી રાખી હતી કે શી વાતો થાય છે, તે સાંભળી શકાય ચીબાવલી છોકરીએ કાંઇ સાંભળ્યું હતુ ને કાંઇ નહોતુ સાંભળ્યુ, પણ સવારમાં મીઠુ મરચું ભભરાવી એવાં તમડા લડાવ્યાં કે, **પ્રેમ**દેવીએ ચંડિકાનુ રૂપ ધારણ કર્યુ "બસ, એ લુંડી ઘરમા ન જોઇએ," એ શબ્દો તે પચાસવાર બબડી **માણેક** ન્હાઇ ધોઈ એક જુની ખુરશીપર, એદલજી શેઠને પોતે સુખરૂપ પહોંચવાનુ, પત્ર લખવા બેઠો આજે છોકરાને દેખાડવા **પ્રેમ**દેવી ચુલામાં પેઠી હતી **ગોવિન્દ** હુકાની ચિલમમાં ચુલામાંથી દેવતા લેતો લેતો ધીમેથી **પ્રેમ**દેવીને કહેવા લાગ્યો કે, "કહું છુ, હવે છોકરાની સાથે વહુને મોકલવાનો વિચાર હોય તો–"

"એ રાંડ કાગડીનું નામ બાળી મૂકો!" રોટલો કલેડાપર પટકતા **પ્રેમ**દેવીએ બરાડ મારી "ગામની માએ આખી રાત ધણીના કાન ભર્યા છે એ છોકરો મારો નહિ–જો મારો હોત તો એ રાંડને અડધી રાતે ચોટલો ઝાલીને બહાર ન કહાડી હોત? એ વડેલી ફુલઇ ગઇ છે, રાંડ ફુલઈ ગઈ છે! ધણીની વીસ રૂપચડી ઉપર! ઉઠરે તારી વીસ રૂપચડી–હજારો રૂપિયા મે ખરચ્યા છે, ત્યારે એ છોકરો ભણ્યો છે લૈ જા છોકરા તારી લાડકી વહુને, મારે શું? બાર ભાગોળો મોકળી છે!" એમ કહીને **પ્રેમ**દેવીએ જોરથી છાતી કુટવા માંડી

**ગોવિન્દ** ગુપચુપ ચોરે ચાલ્યો ગયો **રુક્મિણી** એકાંતે ઓરડામાં આંસુ ઢાળવા લાગી **પ્રેમ**દેવી કલેડાપર ધબાધબ રોટલા પછાડવા અને બ્હેનજી તમડાં અથડાવી આઘાં ઉભાં ઉભાં તમાશો જોવા લાગ્યાં **માણેકે** રાતની વાતોનો નમૂનો પોતાની આંખે નિહાળ્યો તે મનમા એ જ વિષયનો વિચાર કરતો કાગળ પોસ્ટ કરવા બહાર નીકળ્યો તેના જવા પછી કોપાન્ધ કાળ છરી **પ્રેમ**દેવી બોલી કે, 'જવાદે એકવાર છોકરાને, એટલે પછી કુતરીની વાત છે!'



## પ્રકરણ ૧૧ મું.

## પટવારીનો અખાડો.

**માણેક** ચાર દિવસ અને ચાર રાત ઘેર રહેવાનો હતો, તેમાંની પ્રથમ રાત અને પ્રથમ દિવસ કેવી રીતે વીત્યાં તે તો આપણે જોયુ બીજો દિવસ પણ એવી જ રીતે–કકાસ અને કલેશમાં જ–વ્યતીત થયો એથી **માણેક**નું મન બહુ જ ઉદાસ થઈ ગયું ત્રીજે દિવસે ચાર વાગે હવા ખાવા માટે નવો સૂટ પહેરીને, **માણેક** નદી તીરે ગયો પાછા વળતી વેળાએ માર્ગમાં તુલારામ પટવારીની બેઠક આવી **માણેક**ને એના વિશે મનમાં બહુ જ ધિક્કાર હતો તોપણ એક ગામમાં રહેવું અને એવા દુષ્ટથી બનતી રાસ ન રાખવી, એ જાણી જોઇને દુશ્મનાઇ વ્હોરી લેવા જેવું હતું

માણેકે વિચાર કર્યો કે, "ચાલ જીવ ! ચાહી ચેતીને તો એને ત્યાં આવ્યા નથી: માર્ગમા ઘર આવી ગયુ તો રંગ તો જોઇએ કે કેટલા વર્ણસંકરો ભેગા મળ્યા છે અને શુ શું કાર્ય થાય છે !" એમ વિચારીને તે બારણાં ઉઘાડી અંદર ગયો. ત્યાં શું જુએ છે ? એક દિશામાં પાંચ ચરસિયા ચરસનો દમ ઉઠાવી રહ્યા હતા, તે જરાક તેમનો રંગ જોતો ઉભો એકે ચલમ હાથમાં પકડી અને "આવતો લગે દમ ઔર ટલે ગમ, કહીને દમ માર્યો. ઝાળ છ આંગળ ઉંચી ઉડી ચલમ બીજાએ લીધી અને "આવતો રંગ હય રંગીકો, જિસને એક રંગ પયદા કિયા, ઔર લાનત હય દોરંગીકો, જિસને દોસ્તી મે દગા કિયા," એમ કહીને વ્હેત ઉંચો ભડકો કર્યો ધૂમાડાના ગોટે ગોટ નીકળ્યા. ઉધરસ ને ગળફા જોઇ માણેકને કમકમી આવી તે બીજી દિશામાં ફર્યો ત્યા ભાગનુ ભરેલુ એક તપેલુ જોવામાં આવ્યુ તે તપેલા ઉપર એક ગળણું ઢાંકેલું હતું અને આસપાસ શિવતિલકવાળા કેટલાક ફક્કડ લોકો બેઠેલા હતા "જય શંકર દુલારી–જય વિજયા માતાકી !" ના પોકારો થયા જતા હતા એક જણ પટવારીને ભાગ પાઈને લોટો લઇ આવ્યો અને સર્ટીફિકેટ તરીકે કહ્યુ કે, "ગુરુજી કહેતે હયે અચ્છી ગહરીછની હય!" બધા ભગેરીઓ ખુશ ખુશ થઇ ગયા અને લોટે ને બોબે શંકરની બુદ્ધિનુ પાન કરવા એકસપથી મંડી પડ્યા

"આવતો, વિજયા માતા, ગુનકી દાતા, જયુ રખ્ખે પુત્તરકો માત, ચઢતે ધ્યાન, ઉતરતે ધ્યાન, આકલ વિકલ કરે તો ગુરુ ગોરખનાથકી આન !" એમ એક બમ મારી, એટલે બીજાએ પણ પોકાર કર્યો કે, "બમ ગિરનારી–સિખરપર બયઠ ક ફિકર કર હમારી !" ત્યાંથી આગળ ચાલતાં ગાંજાની ચલમો ફુંકાતી તેના જોવામ આવી. એ બધો તમાશો પટવારીના ઘરના વિશાળ ચોકમાં ચાલી રહ્યો હતો. અફીણ બુઢ્ઢાઓ પણ "અસલિયાં અમલિયા"ના ગુગણુ પોકાર કરતા, ટોળુ વળીને ત્યાં બેઠેલ હતા માણેક એ વિલક્ષણ પ્રદર્શનના દર્શનથી દંગ થઈ ગયો. એટલામાં સામેથ સિતારના સ્વરોનો ધ્વનિ કર્ણગોચર થયો. જુએ છે તો ભક્તરાજ વિપ્રકુલાવતંશ તુલારામજી, એક મોટા બાજઠપર, સિતાર લઈ તારના તરગમાં એકતાર બની ગએલ જોવામાં આવ્યા. જેટલી ચલમો બને, જેટલી ભાગ ઘુંટાય અને જેટલુ અફીણ ઘોળાય તે બધાનો પ્રથમ તે મુનિરાજને ભોગ ધરાતો હતો "અગ્રે અગ્રે વિપ્ર" એ કહેવત ક્યાં કોઇથી અજાણી છે ? પોતાને તો પૈસો ખરચી કેફ કરવાની પ્રતિજ્ઞા હતી બાકી આખો દિવસ ગામના લોકો લાવીને પાતા, એટલે કોઇની શરમ ન હોત છતાંતી માણેકના તો છક્કાજ છૂટી ગયા કે, આ તો કોઇ વિચિત્ર મૂર્ત્તિ છે "બાવે બેઠો જપે ને જે આવે તે ખપે," એમ મનમાં કહી, આગળ વધીને "પગે લાગુ મહારાજ '" કહી માણેક સામો ઉભો મહારાજે ઘેનમાથી લાલચોળ થયેલાં ને ઉઘાડ્યાં; "તુ કોણ બાપા !" ઓળખવા છતા પટવારીએ ધૂર્ત્તતાથી એ પ્રશ્ન પૂછ્યે

"જી, હુ ગોવિન્દસિંહનો પુત્ર માણેક," માણેક નમીને ઉત્તર આપ્યુ

"અરે ! ગોવિન્દાનો ચિરંજીવી ને માણક તારુ નામ ?" કવિતાનો આરંભ થયો

"જી, એ જ આપનો દાસાનુદાસ," માણેક બેસતા બેસતાં બોલ્યો

"આવો માણેકચન્દ, કહો શરીરે તો સુખી ?"

સોરઠાનું એક ચરણ પોતાના નિયમ પ્રમાણે બોલીને, પટવારીએ સિતાર નીચે મૂક્યો એકજણ આવીને ગાંજાની ચલમ, બન્ને હાથે આપી તેને નમ્યો "ૐ નમઃ શિવાય" કહી પટવારિયે કસીને દમ માર્યો અને ધૂમાડાના ગોટેગોટ કહાડ્યા લાવનાર ચલમ પાછી પોતાના મડળમા લઇ ગયો પાછુ પટવારિયે પેલું ચરણ ઉલટાવ્યુ "આવો માણેકચદ, કહો શરીરે તો સુખી ?"

"જી, આપની દયાથી ઠીક છુ આપ તો ચેનમા છો ?" માણેકે રગ જોઈ દગ થતાં પૂછ્યુ

"દીન વિપ્રને કાજ શુ લાવ્યા, ક્ષત્રિય, ભેટ ?" દોહરાનું એક ચરણ પટવારીજીએ પ્રશ્ન આગળ મૂક્યું

"હુ ગરીબ ભેટ સોગાદ ક્યાથી લાવું ? મારા પોતાના જ પેટ ભરવાના વાધા છે ને !" માણેકે પ્રથમથીજ બચાવ કરતા કન્ની કાપી

"એમ એ થઈને મિત્રવર, ખોટા બહાના ન લાવશો.
લાહોર લુંટી લાવિયા, ધન વિપ્ર આગળ વાવશો"

આ વેળાએ હરિગીતનાં આખાં અણી શુદ્ધ બે ચરણ મુખમાથી નીકળી પડવાથી, પટવારીના હ્રદયાનદનો પાર રહ્યો નહિ એટલામાં એક ઘરડો ધૂવડ કસુબાની પ્યાલી લાવ્યો અને "જય નીલકંઠ !" કરીને પટવારીજી તે આનદથી ગટગટાવી ગયા અને હુકકો ફુકવા લાગ્યા.

"બળ્યુ એમ એ થવુ !" પટવારીએ કહ્યુ "નકામા રૂપિયા ખોયા, શરીર ખોયુ અને આવરદા ખોયો ત્યારે આ વીસ રૂપિયાનો ફોરો મહિનો મેળવવાને લાયક થયા

"ગયુ વ્યર્થ યૌવન, ગયું વ્યર્થ જીવન,
ગઇ વ્યર્થ મ્હેનત, થયુ વ્યર્થમાં ધન–
હાહાહા.

"કેમ સત્ય છે માણેકચન્દ !" અટ્ટહાસ્ય કરતાં, ભુજગીમાથી ચોપાઇમાં ગુલાટ ખાતા મિશ્રજીએ પૂછ્યુ એટલામા ચરસ અને ગાજાની ચલમ આવી

"ગુરો! ગગા જમની રગત છે!" લાવનારે કહ્યુ

"ગંગા જમની પાસે તો, તમપર પ્રસન્ન સરસ્વતી થાશે, બચ્ચા મારા!" ઢેઢી રગતની લાવણીનુ એક ચરણ લલકારીને પટવારીએ દમ માર્યો આસપાસથી ચલમની વાટ જોતાં, સામુ જોતા ઉભેલા ચકમોએ બૂમ પાડી, "વાહ શીઘ્ર કવિરાજ ! જીયો પ્યારે ! ભોલાનાથ આનદ રખ્ખે !" ત્યારપછી ચલમ પધારી ભાગી મડળમાં

"હે માણકા બેટા ! ધન યૌવન ખોયુ, એ કવિતા કેવી કહી ?" પટવારીએ કટકે કટકે ધુમાડો કહાડતા અને ઉધરસ ખાતાં પૂછ્યું

"અક્ષરે અક્ષર ખરી મહારાજ! અતિશયોક્તિનુ તો નામ જ નહિ!" **માણેકે** હામાં હા મેળવી "જુઓને, આ મડળ કેવું વચન સાર્થક્ય કરે છે તે? મેં એમ એ થઇને શી ધાડ મારી? જેવોને તેવો જ રહ્યો હોત, તો વધારે સારું થાત"

"કર ચિંતાને દૂર, ભાંગનો ચડાવ લોટો;
"આજથી લેખણ ફેંક, અને ફર બાંધી સોટો.

કાવ્ય છદના બે ચરણ મેળવીને, બેને પટવારીએ મૂક્યાં તડફડતાં અને એક લોટામાં લગાર ભાંગ પડી હતી તે **માણેક** આગળ ધરી

"મને તો ક્ષમા કરો. મે દેહ ધારીને આજ સુધીમાં કદાપિ ભાંગ પીધી જ નથી, અને હવે પછી પીવાનો વિચાર પણ નથી રાખ્યો," **માણેકે** હાથ જોડીને કહ્યુ.

"લેશ સંશય ન કર, શભુની બૂટ્ટિ છે, સાંભળી શિવ મહા કોપ કરશે;" ઝુલણાના એક ચરણપર ઝુલતાં ભૂદેવે શિખામણ દીધી

"આપનું વચન સત્ય છે, પણ હું તો સદાશિવ મહાદેવને સુદ્ધાં પણ વિજયા પીવાની ના પાડનારાઓમાંનો એક છુ તેઓ પણ ભાંગ ન પીએ તો વધારે સારુ," **માણેકે** કટાળીને પોતાનો તિરસ્કાર બતાવ્યો

"અરે શુ વિચારી તુ હિંદુ થયો છે?
"ભણ્યો અગરેજી જ ફાટી ગયો છે."

પડિતજીએ લાલ ચણોઠી જેવી આખોને ચક્કર ચક્કર ફેરવીને ભુજગીમા કહ્યુ.

"ના પ્રભો! ના એમ નથી," **માણેકે** વાત ફેરવી નાંખી "મને છાતીનુ દરદ છે, તેથી ડોક્ટરે ના પાડી છે"

લોટામાની ભાંગ પોતે જ ઉઠાવીને, તુલારામે શ્રીશંકર ભોળાની સેવામાં લાવણીના ઢાળની બે લીટીઓ લલકારી,

"બહહ ગઇ નાસ્તિકતાઇ જગતમે ભારી,
"તૃતીય નયનથી પ્રલય કરો ત્રિપુરારી!"

એક ચરણ હિંદી અને બીજું ગુજરાતી સાભળી **માણેકે** હસતાં હસતા કહ્યુ; "વાહવા ભૂદેવ! આપ તો હિંદીપર પણ બહુ જ સારો કાબૂ ધરાવો છોને શુ?"

"અરે બાપુ! ગુરૂમહારાજ પાસે તો સાત કલમો હાથ જોડી ઉભી છે!" એક અજીર્ણી ડોસાએ આગળ આવી એક કાકરી અજીર્ણ ધરાવતા, **માણેકની** ભૂલ ભાગી. બે પળમાં કાકરીએ ગુરુજીના પેટમાં નિવાસ કર્યો એક ખુ ખારો મારી ટટાર થઇ **પટવારી** પોતે હવે **માણેકની** પરીક્ષા લેવા તત્પર થયો અડધો દોહરો પ્રશ્ન તરીકે આમ મૂક્યો;—

"પિંગળ પાઠ પઢ્યા હશો, કર્યું હશે કંઇ કાવ્ય?"

"જી હા, થોડીક આપ વીતી વાતો લખી તો છે, પણ તે આપ આગળ બોલવી એ લક્ષાધિપતિ સમક્ષ ચાર પૈસા રજૂ કરવા જેવું છે!" **માણેકે** **પટવારીને** ચઢાવ્યો ચણાના ઝાડપર

"**માણક** તવ કવિતા નકો, હમ હુ કરહિ રસપાન"
હિંદીનુ લાકડુ **પટવારીએ** પરાણે પરાણે અડાડ્યું

"જેવી ઇચ્છા" **માણેકે** છૂટકો નહિ થાય, એમ ધારીને કહ્યુ **પંજાબ**માં
જબાનમાં કાવ્ય લખવાનો રિવાજ વધારે હોવાથી એ કવિતા પણ ઉર્દુમાં જ છે,–

* "કોઈ નહી હય હદ સિતમે બેહિજાબકી;
"તાલીમ યુનિવર્સિટી ખાના ખરાબકી
"માના હુસૂલે ઇલ્મ પહય જિન્દગીકા હસ્ર;
"કિસ કામ જબ હો જીસ્ત મુશાબિહ હબાબકી
"મિહરે પિદરસે બિહતરી ઉસ્તાદકા હય જોર;
"લેકિન ન ઇત્ના જિસ્સે હો સૂરત અજાબકી
"તડકે પહડો સવેર પહડો રાતકો પહડો,
"હત્તા કે કભી આય ન નૌબત ભી ખાબકી
"ગુરબાલે મિડલસે બચે સૌ મુશ્કિલોસે હમ;
"પૂછો ન હમસે સૂરતેં ઇસ ઇજતે રાબકી.
"એન્ટ્રન્સ ફર્સ્ટ આર્ટસમે પીસી હયે ચક્કિયાં;
"નાગુફ્તા બેહ હય હાલત ઉસ પેચો તાબકી
"જુગરાફિયા રેયાજીઓ તારીખો ફલસુફા,
"માજૂન ફલસુફા હય હમારે શબાબકી
"સૌ પુશ્તસેથા પેશ એ આબા સિપાહગરી;
"એમ. એ બનાકે ક્યુ મેરી મિટ્ટી ખરાબકી?"

**માણેક**ની કવિતાથી ભૂદેવ પ્રસન્ન થયા અને તેને ધન્યવાદ દીધો
"આયુ કીર્ત્તિ ને યશબલ, વાહ **માણક** કવિરાજ!"

પણ બીજુ ચરણ ન સુજવાથી, દોહરો અધુરો જ રહી ગયો

* * * *

એ પછી **માણેકે** હાથ જોડીને આજ્ઞા માગી લીધી અને ઘેર આવ્યો. ઘરમા સાસુ વહુના ઝગડા ચાલુ જ હતા મનમાં બળીને તે ગુપચુપ પોતાના ઓરડામાં ચાલ્યો ગયો વાળુ વેળા થઇ, **માણેકના** પેટમાં ભુખ તો હતી જ નહિ, તોપણ ન ખાય તો મા કહે કે, "સ્ત્રીને બે બોલ દુભીને કહ્યા તે ધણીને અનાજ ન ભાવ્યુ તેરીભી ચૂપ ઔર મેરી ભી ચૂપ," કરી **માણેકે** બે કોળિયા અનાજ ખાધુ અને સુઇ ગયો બીજે દિવસે બધાને મળીભેટીને તે ગાડીમાં બેઠો. ઘરનો અધેર કારોબાર જોઇ તેનું હૃદય બળી જળીને ખાક થઇ ગયુ હતું દેશના કઢંગા રિવાજોપર તેને અત્યત કોપ આવ્યો અને તે કોપે તેના આરોગ્યને ઘણો જ ભારી ધક્કો લગાડયો ટ્રેનમાં જ તેના શરીરમાં જ્વરરૂપી ભૂત ભરાયું એટલે રગ ઓઢીને તે ડબ્બામા થરથર પડી રહ્યો. જ્યારે તે **લાહોર** જઇ પહોચ્યો, ત્યારે ટેમ્પરેચર એક સોને ચાર ડિગરીપર ચઢી ગયુ હતુ. નિરુપાયે તેણે એક ચિઠ્ઠી પોતાના શેઠપર અને એક મિત્રપર લખી

**જરબાનુ** આઠ દિવસથી જાણે કોઈ અમુલ્ય વસ્તુ ખોવાઈ ગઈ હોયની, તેમ વ્યાકુળ દેખાતી હતી પેપરોમાં **ઍપોલો** વિશે પણ કાંઈ સમાચારો આવતા નહોતા. અને આવતા હતા તો તે એટલા જ કે, "બીજી સ્ટીમરો મદદે ગઈ છે!" બસ પણ તેને સમયપર સહાયતા મળી કે તે સુશોભિત અગ્નિનૌકા જગના તળિયામાં જઈ બેઠુ, કોઇ બચ્યુ કે ન બચ્યુ, ઈત્યાદિ કાંઇ પણ સમાચાર જેવું હતુ નહિ **માણેકને** જોઇને કોણ જાણે તે શુ ધીરજ માની લેતી હતી કે, તેના જવા પછી એ નવયૌવનાની ગતિમાં એક પ્રકારનો અજાયબી ઉપજાવનારો ફેરફાર થઇ ગયો જો તેની પાસે **ખુરસેદજીનો** રમકડા જેવો બેટો **બમ્મન** ન હોત, તો તેના આરોગ્યમાં પણ ખલલ પડવાનો પૂરેપૂરો સભવ હતો થોડીવારે બાપ દીકરીનો મેલાપ થયો અને ચીઠ્ઠીની વાત જાણીને **જરનું** કમળ સમાન મુખ એકાએક લેવાઇ ગયું પરતુ પિતાના મનને ખેદિત ન કરવાના હેતુથી. મનના વિકારો તેણે મનમાં જ દાબી રાખ્યા **એદલજીએ** **માણેકપર** એક ચિઠ્ઠી મોકલી અને તેમા એક મહિનો આરામ લેવાની અને ચાપતી દવા કરવાની સુચના કરી તે સાથે **વાચ્છાને** ભલામણ કરી કે, "**માણેકની** સારી રીતે ટ્રીટમેટ કરવી" એક ગીની **માણેકને** વાપરવા માટે મોકલી આપી. **માણેકે** પોતાના આવા દાની અને ઉદાર શેઠને માટે શુ ધાર્યું હશે, તે લખવા કરતાં સમજવું વધારે ઉત્તમ છે

**માણેકના** વતન **અમોટામાથી**, તેના જવા પછી મા દીકરીનુ ખાઇ પીને રાંકડી **રુકિમણી** પાછળ લાગવુ આરંભાયુ ત્રાહિ ત્રાહિ પોકારતી બિચારી **રુકિમણી** અતે જ્વર અને ક્ષયથી પીડિત થવા લાગી ભુખ તો મહિના દિવસથી ઓછી થવા માંડી જ હતી, એટલે દહાડે દહાડે શરીર ઘટવા માંડયુ અને અશક્તિ વધવા લાગી. કામનો ભાર તો ઓછો થતો જ નહોતો—જેમ બને તેમ મા દીકરી તરફથી પજવણી

સુધારવાની પેરવી ચાલુ હતી એક બે દિવસ ગોવિન્દને એમ લાગ્યું કે, "વહુ કઇ શરીરે ઉતરી ગઇ છે," એટલે તેણે પ્રેમદેવીને બ્હીતાં બ્હીતાં પૂછ્યુ કે, "આનુ કારણ શુ છે?" પણ વિફરેલી વાઘણ જેવી પ્રેમદેવીએ કહ્યુ કે, "કાઇ ઝટકા નથી પડ્યા!" લાજનો ઘુઘટો અને પગથી માથા સુધી ગોટમોટથી થઇને ફરવાનો રિવાજ એટલે ગોવિન્દ માથુ મોઢું જોઇ શાનો શકે અને દવા દારુ પણ શી રીતે કરે? અને પરિણામ એ આવ્યુ કે, બાપડી રુકિમણી પોતાની સાસુના અત્યાચારથી ખાટલે પડી થોડા દિવસ તેને કવાથ અને કાઢા આપવામાં આવ્યા, પણ તે શુ અસર કરી શકે? નિરુપાયે ગોવિન્દે વેવાઇને ત્યાં માણસ મોકલ્યું અને તે લોકો આવી પોતાની સાજી તાજી મોકલેલી પુત્રીને ખાટલામા ઘાલી ઘેર લઇ ગયા

જરના હૃદયમા માણેકની માંદગીએ ચિન્તા ઉત્પન્ન કરી હતી તે આલ્બમવાળી છબી જોતાં જોતાં ઉઘાડી મૂકી, અદરના ઓરડામાં ગઇ તે સમયે બમ્મન ત્યાં આવી લાગ્યો અને આલ્બમ ઉઘાડી જોઇ, ટેબલપરથી ખેચી લીધી. જોતો જોતો તે જર પાસે જઇ લાગ્યો અને પૂછ્યું કે, "ફુઇજી! આય કોન્નો ફોટો છે?"

"ઓ ઓંઝિયા એમ લાવ!" જરે ઝટ લઇ બંધ કરતાં કહ્યુ.

"ન્હૈ, મને કહેવ એ કોન છે?" બાળકે ભોળાઇથી હઠ પકડી

"કોન્ની–વરી પારસીની છે!" જરે જવાબ આપ્યો

"હે?" બમ્મને ખભો ઉચો કરી, જરની જરિયલ સાડી પકડીને કહ્યુ, "એ તો કોઇ જાગલા જેવો છે, જોવ ફુઈજી! મને પાછી દેખારો"

"લે જો–" જરે તેને આલ્બમ ઉગાડી પલંગપર પોતાના ખોળામા બેસાડીને બચ્ચી કરી કહ્યુ.

"આય એનીપર નામ કોન્નું લખિચુચ?" ચતુર બમ્મને નવો સવાલ કર્યો

"ઓ–વાય," જરે લાજથી હસી દેતાં કહ્યુ "વરી કોન્નુ નામ! સણીવારાનુસ્તો"

"જોવ–પગે લાગુ ફુઈજી! મને કહેવ–એનુ નામ સુ?" બમ્મને લાડથી બન્ને પગ હલાવી ગેલ કરતાં કહ્યુ

"એવનનુ નામ–નામ તો–માણેકજી–લે બસ" જરે લાજ અને સકોચથી લાલ થઈ ગએલે મુખે પોતાના પ્રેમપાત્રના નામનો ઉચ્ચાર કર્યો.

"અને એવન્ના બાવાનું નામ?" બાળકે તેવીજ ભોળાઇથી કહ્યું

"અરદેશર!" એટલું બોલીને જરે આલ્બમ તકિયાતળે મૂકી દીધી અને બમ્મનને ઉંચકી રમાડતી રમાડતી બહાર લઇ ગઈ અને બાળક બમ્મન ફોટોવાળી વાત વિસરી ગયો.



# પ્રકરણ ૧૨ મું.

## પરીક્ષાનો બાહુ!

અકબરના દરબારની એક નકલ પ્રસિદ્ધ છે કે, એકવાર અકબરશાહે પોતાના ચાર વજીરોની બુદ્ધિ જોવા ચાર બકરા તોળાવી, એક એકને એક એક બકરો આપી દીધો. શાહની આજ્ઞા એવી હતી કે, "એક મહિના પછી દરેકે દરેક બકરો દરબારમા પાછો લાવવો અને બકરો તોલમા વધવા કે ઘટવા ન પામે, એની પૂરેપૂરી સંભાળ રાખવી, નહિ તો સખ્ત સજા કરવામાં આવશે

એક વજીર પોતાના બકરાને સવાર અને સાઝે તોલતો હતો–વજન વધે તો ખાવાનું ઘટાડતો હતો અને ઘટે તો ખોરાક વધારતો હતો. બીજો વજીર બકરાનો ખોરાક રોજ બદલતો હતો આજે લીલું ઘાસ તો કાલે સુકું, અને એક દિવસ બાજરો આપતો તો બીજે દિવસે અપવાસ કરાવતો હતો ત્રીજો વજીર બકરાને સારી રીતે ખવરાવતો હતો અને તેને દોડાવી દોડાવીને તેની પાસેથી ખૂબ મજુરી લેતો હતો બીરબલ પોતાના બકરાને આખો દિવસ સારું સારું ખવડાવતો હતો અને સાઝે એક વરૂના પાંજરા આગળ તેને બાધી રાખતો હતો બકરો આખો દહાડો ખાઈ પીને જેટલો વધતો હતો, તેટલો જ રાતે વરુના ભયથી ઘટી જતો હતો; એટલે કે તેનુ વજન જેટલું ને તેટલુ જ રહેતુ હતુ અને બીરબલનો બકરો જ સમતોલ રહ્યો.

એ જ સ્થિતિ વર્ત્તમાનકાળમા આપણા દેશના વિદ્યાર્થીઓની છે વિદ્યાર્થીઓ ખાઇ પીને તાજા થયા છે કે પરીક્ષારૂપી વ્યાઘ્ર તેમનું રક્ત, અદ્ધરથી ચૂસી લે છે આજકાલ હિન્દીઓને માથે કેળવણીનો ભૂત અથવા ઉન્માદ ચઢી બેઠેલો છે બધા માબાપો એજ ઇચ્છે છે કે, છોકરો જેમ બને તેમ જલ્દી જલ્દી પરીક્ષાઓ પાસ કરતો ચાલ્યો જાય સગાઇ અને પરણેતર પણ પરીક્ષાના સર્ટીફિકેટપર આધાર રાખે છે પૂર્વે જન્મપત્રિકાઓ ને જન્મકુંડળિઓ જોવામાં આવતી હતી, તેને ઠેકાણે હવે સર્ટીફિકેટો જોવાય છે પૂર્વે, કુળ પૂછાતા હતાં, ત્યાં હવે પાસ અને નાપાસના પ્રશ્નો પૂછાય છે નોકરી ચાકરી, ધંધો ધાપો અને ગતિ અવગતિ બધાનો આધાર યુનિવર્સિટીના સટરપટરીયા સર્ટિફિકેટપર જ ટકી રહેલો છે. પૈસાદારોના પુત્રો પેટ ફૂટે છે કે, ગરીબોના છોકરાઓ જેટલી અમારાથી મહેનત નથી થતી તેથી નાપાસ થઇએ છિયે અને ગરીબો ગડબડ મચાવે છે કે, પૈસા વિના ઊંચી ઊંચી કેળવણી ક્યાંથી લઇયે? મુસલમાનો બૂમો મારે છે કે, હિન્દુઓ કરતાં અમારામાં તાલીમ ઓછી છે, ત્યારે હિન્દુઓ હાય મારે છે કે, અમને સમુદ્રપાર જવામાં શાસ્ત્રો આડાં નડે છે, માટે સિવિલ સર્વિસની પરીક્ષા અહીં થવી જોઈએ પારસીઓ એવો પોકાર કરે છે કે, ધોતિયાંદાસો નોકરીના ભાવો બગાડી નાંખે છે! બસ–દશે દિશામાં પરીક્ષા, પાસ થવું અને પ્રારબ્ધ વેચી પારકી ચાકરી કરવી, એ જ ઝખના સર્વને લાગી રહેલી છે બંગાળિયો વળી બલાનાં બાવલાં બન્યા છે પાતાળના પેટામાં પરીક્ષા પડેલી હોય, તો પાસ કરવા વિના પાણી ન પીવાનો નિયમ તેઓ ધારી

બેઠા છે. હિંદુસ્તાનીઓ તો વેગળા રહ્યા, પણ અંગ્રેજોનાં અંગ પણ બંગાળીઓના નામથી કંપાયમાન થાય છે. શિલ્પવિદ્યાનો નાશ, કારીગિરિ કારાગારમાં, હુન્નર હિમાળે ગયા, વેપાર વાઝિયો, રોજગાર રઝળ્યો, વ્યાપાર વનમાં, બસ મોક્ષની બારી નોકરી અને તે પણ સરકારી નોકરી જ ! સરકાર માબાપની જાત ગોરી એટલે રીત ગોરી–ભાત ગોરી, નીતિ ગોરી, રીતિ ગોરી, પ્રીતિ ગોરી–બધું ગોરુ, એટલે એમની ચાકરી પણ ગોરી ! હવે એ ગોરીપર કાળા મોહી પડે તેમાં નવાઈ શી ? તેમ સરકારી ગોરી નોકરી કાળાને તરછોડી ગોરાને વરમાળા આરોપે, તો તેમાં વાંક કોનો ?

હવે સરકાર આઘા કહાડે છે–ધક્કા મારે છે, હાંકી મુકે છે, હડસેલી કાઢે છે, તેમની વિરુદ્ધ ઠરાવ કરે છે કે આ નોકરીપર કાળાનો હક નથી ! છતાં દોડ્યા દોડ્યા જાય છે, રાંડિયા કાળાઓ ખાસડાં ખાય છે ! છતાં લોકો પાછા પડતા નથી. એ ઝઘડાનું પરિણામ શુ આવશે, એ એક આશ્ચર્યકારક પ્રશ્ન છે. આમને આમ એમ. એ. અને બી. એ; એફ. એ. અને એચ એ.; જી એ. અને સી એ–બધાને એકઠા કરીને હિંદ તેમનું કરશે શુ ? સરકાર માબાપના ઘરમાં પ્રતિચ્છાયા પણ ગોરી પડે છે, ત્યાં કાળાઓ વિનાકારણ ધોળા કાગળ કાળા કરી શું કહેવા માગે છે ? જો તેઓ બોલવા જાય છે, તો ચટકો લાગે છે–અમલદારો મ્હોડાં તોબરા જેવાં કરે છે.

પરીક્ષક મહાત્માઓની તો વળી ગતિ જ ન્યારી છે. તે લોકો કઠિનમાં કઠિન પ્રશ્નો કાઢીને આજ કાલના વિદ્યાર્થીઓ સમક્ષ મુકવામાં જ પોતાની વિદ્વત્તા અને મહત્તા સમજે છે. પરીક્ષકનો મુખ્ય હેતુ અથવા ધર્મ છે તે એ છે કે, વિદ્યાર્થીને કેટલુ જ્ઞાન છે તે જાણવું, તેને સ્થાને શું નથી આવડતુ, તે જોવા માટે જ તેઓ ફાંફાં માર્યા કરે છે. વીણી વીણીને તેઓ એવા સવાલો મુકે છે કે, વિદ્યાર્થીઓને તે સવાલો નકામા જેવા જણાય છે અને તેથી તેઓ ઘણી જ મોટી ભુલમાં પડી જાય છે–નાપાસ થાય છે.

જ્યાં ત્યાંથી વિદ્યાર્થીગણ નાપાસ થાય અને ચોરાસીના ફેરામાં અટવાયા જ કરે, એવા જ પ્રશ્નો તેની હજુર રજુ કરવામાં આવે છે અને પરીક્ષાપત્રકની તપાસણીના કેવા હાલ થાય છે તે તો અમે જણાવી ગયા છીએ. વિદ્યાર્થી મરે કે જીવે, તેની દરકાર પરીક્ષકને હોય તો તેના બાપના જ સમ !

"પરીક્ષા તારું સત્યાનાશ જશે," આવું બોલનારા કેટલા વિદ્યાર્થી હશે ? અરે ! એ સવાલ શેનો કરો છો ? એવું ન બોલનારા કેટલાક વિદ્યાર્થી હશે, એ સવાલ થવો જોઇએ. ૧૮૩૩ નો હિંદી સરકારનો ડીસપાચ ઇંગ્લંડ મોકલવામાં આવ્યો ત્યારે ભાગ્યે જ કોઇએ જાણ્યુ હશે કે, જે પરીક્ષાઓનાં લફરાં દાખલ કરવામાં આવનારાં છે, તેના પરિણામમાં હિંદી પ્રજાના બાળકોની હાલત આ રીતે સોલેમજનું થઈ પડશે ! દર વર્ષે યુનિવર્સીટીની ટંકશાળમાથી સેંકડો સિક્કા સીલ મોહર મરાઇને બહાર પડે છે; પણ એમાંથી કેટલા સિક્કા ખરા તરીકે દુનિયામાં પસાર થાય છે તે જોવા જોગ છે. હજુ સુધી યુનિવર્સીટીની કેળવણીએ અને પરીક્ષાનાં લફરાએ બહુ થોડા જ વિદ્યાર્થી ઉત્પન્ન કીધા છે, કે જેમણે નામના કીધી

ગણથી તથા માણેક સાથે પણ પડેલા થોડા ઘણા પરિચયને લીધે ખતથી, તેનો ઉપચાર કર્યે જતો હતો ડાકતરની જાતી દેખરેખ તળે દવા ચાલુ હતી, પણ "મરજ બાહડતા ગયા, જ્યું જ્યું દવા કી," એ કહેવત પ્રમાણે તેની બીમારી વધતી જ ચાલી.

તાવ, ઉધરસ, ઉલ્ટીઓ અને મરડો એમ ચાર પાચ રોગે સાથે મળીને તેના શરીરમાં ખળભળાટ મચાવ્યો. અશક્તિની તો સીમા જ ન હોતી. માથામાં વેગ આવતા હતા, તૃષાથી ગળુ સુકાઈ જતું હતું અને હાડકાનો એકેએક સાધો કળતો હતો. ડાકટર બિચારો શુ કરે? જ્યાં રોગ અસાધ્ય થઈ જાય, ત્યાં દવાનું શુ ગજુ? ચાચ્છા ઠેઠ સુધીથી શીખી આવેલો ડોકટર હતો, એટલે તેણે ધૈર્ય ન છોડતા, કમર બાંધીને ઉપચારો કરવા માડ્યા, પણ કાંઇએ ફેર પડ્યો નહિ. ફુટીની બૂટી કયાથી?

કલાકે કલાકે જરતું માણસ આવતું, પણ "તેમ જ છે" તું ઉત્તર લઈ પાછું ફરતું હતુ. તે દયાળુ બાળાના મનમાં માણેક માટે કેટલી બધી દયા ભરેલી હતી તે તો વાચકો સારી રીતે જાણે છે જ. પણ એ દયાતું બીજું પણ એક ગુપ્ત કારણ હતુ, અને તે કારણ જર વિના બીજું કોઈ પણ જાણતુ હતુ નહિ એથી તે બમણી દુ:ખી અને ચિંતાતુર થતી હતી માણેકને એકવાર પોતાની આખે જોઈ આવવાની તેને ઘણી ઇચ્છા થઈ, પણ રખેને બાપ કાઈ વ્હેમ લઈ જાય, એવા ભયથી તેમ કરવાનુ તેણે માડી વાળ્યુ. બાપ વ્હેમ લાવશે, એવો વિચાર જરના મનમાં આ પહેલી જ વાર આવ્યો હતો જર માણેકનો જે જે પક્ષપાત કરતી હતી અને લખવા ઇત્યાદિના કાર્યમાં તેને જે પોતાથી બનતી સહાયતા આપતી હતી, તેમજ ખુલ્લી રીતે આટલા દિવસ તેનાથી હસતી બોલતી અને ઠઠ્ઠા મશ્કરી કરતી હતી, તેવામાં સ્વપ્ને પણ બાપ વ્હેમાશે, તેમ તે ધારતી ન હોતી ત્યારે આજે જ એવો વિચાર કેમ આવ્યો હશે? પ્રશ્ન જાગો

ખોદાયની મરજી. મને પોતાને બી એ પોરિયો ઘનો ગમેચ, તારા બાવાબી એના નોલેજ ઉપર ફિદા છે. બેરામજી બુઢ્ઢા તો મને દહારામાં ચારવાર પુછાવેચ કે માનેકની તબીયત કેમ છે? એ પોરિયો આપરા લોકો સાથ ઘનો જ હલી ગિયોચ. પન એનાં કિસ્મત! આપરે સુ કરી સકિયે તેમ છે!!"

"જોવ મામાજી! હુ બદ્ધી મરી જાઉ તમે ત્હાં જાવ! હુંબી બાવાજી રજા આપસે તો એક કલાકમાં દોરી પ્હોંચસ. ખોદાય બિચારાને તંદુરસ્તી બખ્સે. મને એનું ઘનું લાગેચ બિચારો પન્નેલોબી છે!" જરે હમદર્દી દેખાડી

શાવકશાહ અનારકલી ભણી ચાલ્યો અને જર અચકાતી અચકાતી એદલજી પાસે જઈ બોલી, "પપ્પા! મામાજી હવરે કહે ગિયા કે બિચારા માનેકચંદના સડે જીવે તેમ લાગતુ નથી. જો તમુને જરાબી અરચન નહી હોય, તો હું તેની છેલ્લી ઘરીએ ચેરી ઘની સારવાર કરવા જાઉ. લોકોબી આપુને બદનામ ન્હેં કરે કે એક સુધરેલા ગ્રેજ્યુએટ નોકરને હેવાનિયતથી મરતાબી જોવા ન્હે ગિયાં. કેમ હું ખરું કેઉચ ની?"

"બા ખુશી, મારાં ફરજન્દ!" એદલજીએ પોતાની પુત્રીના આવા ઉદાર વિચારથી પ્રસન્ન થઈ આજ્ઞા આપી અને કહ્યુ કે, "જો દીકરા! બે રૂપિયા ખરચવાબી પરે તો વાન નાં કરતી ને ખોદાય નાં કરે કે ઘનો જ સીરિયસ કેસ હોય, તો તેનાં માંય બાપપર તાર કરાવી, મારીપર માનસ મોકલજે. હું પોતેબી આવસ તો સુ ન્હાહ્લા બાપનો થૈ જવસ? જા સખખે જા, મામાજી ત્હાં છે વરી દુકાન બંધ કરાવવા આગમજ હું બેરામજીનેબી મોકલસ. કોચમેનને કહે મારી ગારી જોરે ને બોયને ચાહ બનાવવા કહે. આવા વખતે વખત ખોવો ન જોઇએ."

"ઓ હુ મરી જાઉ મારા અમીરી ખવાસના રહેમદિલ બાવાપરથી!" જરે આપના ઓવારણા લઈ આગળીઓના વીસેવીસ કડાકા ફોડતાં કહ્યુ. એ પછી જર પોતાના ઓરડામાં ગઈ અને સાડી બદલી બહાર આવી. પાછુ કોણ જાણે શું સાભરી આવ્યુ કે કબાટ ઉઘાડી એક સ્મેલિંગ સોલ્ટની બાટલી કાઢી ગજવામાં મુકી અને બોયને હુકમ કર્યો કે, "એક જગમાં ચાહ જલ્દી તૈયાર કરી, માનેકની ઓરડીમાં લઈ આવ!" તે ગાડીમાં બેસી પાંચ મિનિટમાં માણેકને ઘેર પહોંચી. લોકો આસપાસથી આશ્ચર્યચકિત થતા જોઈ રહ્યા હતા કે, "એ અપ્સરા અહીં ક્યાં જાય છે?" ચાકર માણેકનું ઘર બતાવી ગાડીમાં ઘેર ગયો. ગાડી સાઝે પાછી લાવવાનો જરે હુકમ કરેલો હતો અને ચાહ લઈ આવવાની પણ નોકરને તાકીદ આપી મુકી હતી

જર ધડકતે હૈયે અને થરથરતે પગે ઉપર ચઢી. માણેક એક ખાટલાપર મુર્છિત દશામાં પડેલો હતો અને ડોકટર વ્હાચ્છા તેની નાડી પકડી ચિન્તાતુર વદને ઘડિયાળ જોતો બેઠો હતો. આવતાં જ જર બરાબર માણેકના ખાટલા સામી જઈ ઉભી. તેનું પવિત્ર અને દયાળુ હૃદય માણેકની દુર્દશા નિહાળતાં જ આકુળવ્યાકુળ

થઈ ગયુ, તેના કાન બ્હેર મારી ગયા અને એક ભયંકર શબ્દ તેના મસ્તિષ્કમાં ધુમીને તેને અચેતન બનાવવાની પેરવી કરવા લાગ્યો. એ શબ્દ તે **માણેક**નો અંતકાળ હતો.

થોડીવાર પછી **માણેક**ના હોઠો સહજ હાલ્યા અને તેમાં પેલું તેનું ખાસ સ્મિતહાસ્ય કે જેમા બન્ને હોઠો કાંઈ મનોહર રીતે નમી પડતા તેનું દર્શન થયું, અને કાળીભમ્મર ભ્રમરોનો ચિલ્લો ચઢી કમાને. વળી ગઈ. એ વિચારે **જર**ના વિચારોમાં કોણ જાણે શો ફેરફાર કરી નાંખ્યો કે, તે ચક્કર ખાઇને તોફાની પવનથી ભાગી પડતી નાજુકડી કેળ પેઠે ધરતીપર ઢળી પડી, **વાચ્છા** અને **માણેક**ના નોકરે તેને ઉચકી એક તુટીફુટી આરામ ખુરસીપર બેસારી. નોકર પંખાવતી તેને ધીમી હવા નાંખવા મચ્યો અને **વાચ્છા**એ તેના ગજવામાંથી રુમાલ કાઢી તેપર કોલનવોટર છાટી સુંધાડવા માંડ્યું. પાંચ મિનિટ પછી **જર** જાગ્રત થઈ અને કાંઇક લજાતી અને કાંઇક સાહસ બતાવતી કહેવા લાગી કે, "મામાજી ! મને કંઈ નથી, મારી ચિન્તા ના કરો." બન્ને જણ ઉઠી માંદાના ખાટલા પાસે બેઠાં. **વાચ્છા**ની ખુરસી પાંગતે અને **જર**ની માથા લગોલગ હતી.

"શું ધારિયું, મામાજી !" દયાની મૂર્ત્તિ **જરે** સકોચ વિના **માણેક**ના માથા પર પોતાનો નાજુક હાથ ફેરવી પૂછ્યું. "એ બિચારો બચશે કે ?"

"એ મોત અને જિન્દગી વચ્ચે ઝુલા ખાયચ !" **વાચ્છા**એ ટીપાઇપરથી દવાની શીશી ઉચકતાં ઉત્તર આપ્યુ. "આજનો દહારો નીકલી જાય તો કદાચ આશા રખાય ખરી"

લગભગ એક કલાક વીતી ગયો, પણ એ સ્વર્ગનાં સાધનોને સિદ્ધ કરતાં પડેલા શરીરમાં ચૈતન્ય આવ્યુ નહિ. એટલા સમયમાં **વાચ્છા** અને **જરે** બેવાર તેનું મોઢુ ફાડીને દવા નાખી, પણ નિરર્થક ! છાતી ધબકતી હતી, અને શ્વાસ ચાલતો હતો, પણ બેભાની એવી છાઇ ગઇ હતી કે, ક્ષણે ક્ષણે તે **જર**ની ચિન્તાને વધારે અને વધારે વધારતી જતી હતી.

"મ્હારી પાસે ઘનું જ સ્ટ્રૉંગ સ્મેલિંગ સોલ્ટ છે, મામાજી !" **જરે** **માણેક**ના મ્હોડાપરથી પોતાના રુમાલવતી માંખો ઉડાવતાં કહ્યું. "તે સુધારી જોવચ ?"

"હા" કહીને ડોકટરે હાથ ધર્યો અને **જરે** ગજવામાંથી શીશી કહાડી આપી. "અસર કરેચ ખરું." **માણેકે** ગભરાવાથી એક કમકમી ખાધી અને થોડીવાર પછી સહજ પાસું પણ બદલ્યુ "હવે હાર્ટ સહસાજ વર્ક કરવા માંડ્યુ ડોકટરે આશા આપી. એટલામાં **માણેક**નાં પાંપણના પડદા પાછળ સંતાયલાં નેત્રો થોડાં ઘણા ઊઘડ્યા. વળી એકવાર સ્મેલિંગ સોલ્ટની શીશી નાક આગળ ધરી. થોડી પલમાં કંપારી ખાઈ, **માણેકે** નેત્ર ઉઘાડ્યાં. પણ તેની જીભ તો બધ જ હતી તેનાથી બોલાતુ નહોતુ, તેમજ તે કોઇને ઓળખી પણ શકતો નહોતો. પાંચેક મિનિટમાં જીભ ઊપડી અને તે ગાંડા માણસ પ્રમાણે લવારો કરવા લાગ્યો. આંખો ફાડીફાડીને તે ચારે તરફ જોતો હતો અને **મિલ્ટન્** તથા **સેકસપીયર**ની કવિતાઓના ભળતા ભળતા કટકાઓ

ગમે તેમ બોલતો હતો. વળી કવચિત્ ઉર્દુ તો કવચિત્ ફારસી શાયરો અને કોઈ વેળાએ સંસ્કૃત કવિઓનાં કાવ્યોનો ખીચડો કરતો, હાથો અને પગોને પછાડતો, તથા આંખોને ઉઘાડ ઢાંક કરતો, તે ઘણો જ ગભરાટ મચાવવા લાગ્યો. ઘડી ઘડી હાથપર હાથ પછાડીને "એમ એ બનાકે ક્યુ મેરી મિટ્ટિ ખરાબ કી?" નો પોકાર કર્યા કરતો હતો. એ શબ્દો સાંભળીને વાચ્છા મૂછમાં હસતો અને જર જિગરમાં બળતી હતી.

ચાહ આવી. જરે ખાટલાપર બેસી પોતાની પહોળી જાંઘોપર માણેકનું માથું મૂક્યું અને ચાહ પાવા માંડી. ચાહનું અડધું ગ્લાસ પેટમાં જવા પછી માણેકના અકબકારામાં કાંઈક ઘટાડો થયો. પા કલાક પછી અધોળ દૂધ, બે ચમચી ભરી આસવ–એ બન્નેને મેળવી ઔષધ માણેકના મુખમાં રેડવામાં આવ્યું. એ ચમત્કારી ઘુટડો પેટમાં ઉતરતાંજ પાછો લવારાનો આરંભ થયો. હવે તો માણેક ખાટલામાં ઉભો થઈ થઇને ન્હાસવાની ચેષ્ટાઓ કરવા લાગ્યો. જર તેને રોકવા માટે ઘણુંય જોર કરતી હતી, પણ બેભાન માણેક એક ઝટકામાં તેના કોમળ કરને ઝટકી નાંખતો હતો. એક બેવાર તેને હાથની બહુ જ મજબૂત અછાટો વાગી, પણ તે સહૃદય દયામયીએ મોઢું સરખુંયે ન મરડ્યુ. એટલામાં નીચેના બારણાંની સાંકળ કોઇએ ખખડાવવા માંડી. નીચે ઉતરીને માણસ સમાચાર લઈ આવ્યું કે, "માણેકનાં ગામના બે જણ બજારમાંથી તેની માંદગીની વાત સાંભળી જોવા આવ્યા છે." ડોકટરે કહ્યું કે, "અત્યારે તે બેહોશ છે ને એ ગર્દીની જરૂર નથી." નોકરે નીચે જઈને તેમને એ સમાચાર સંભળાવ્યા, પણ તેઓ તો ગણકાર્યા વિના ધબ્ધ ધબ્બ કરતા એકદમ ઉપર ચઢી આવ્યા. ડોકટર અંગ્રેજીમાં બબડતો બેસી રહ્યો.

એ આવનાર બે જણમાંનો એક તો માણેકનો ન્યાતીલો દીવાનચંદ નામનો ગૃહસ્થ હતો અને બીજા આપણા મહાપુરુષ તુલારામજી પટવારી હતા એ લોકો લાહોરમાં કાંઈ કામસર આવ્યા હતા અને તપાસ કરતાં નીચેની દુકાનવાળાએ તેમને માણેકની માંદગીના સમાચાર આપ્યા, એટલે તેઓ ઉપર જોવા માટે આવ્યા. એ લોકો તો મનમાં એમ સમજ્યા હતા કે "માણેક બિચારો એકલો પડ્યો હશે!" પણ અહીં તો એક અપ્સરા તેનું માથું પોતાના ખોળામાં લઈને તેને દવા પાતી તેમના જોવામાં આવી એટલું જ નહિ, પણ વળી એક અંગ્રેજી ડોકટર પણ તેની સારવાર માટે ત્યાં બેઠેલો તેમને દેખાયો. બંને જણ એક ખૂણામાં જઈ પલાંઠ વાળી ભોંયપર બેઠા. તુલારામજીનું ભક્ત મન જરની મીઠી મૂર્ત્તિપર મીણ મીણ બની ગયુ. પણ જરનો પ્રભાવશાળી ચહેરો એવો તો તેજસ્વી હતો કે, વિપ્ર તુલારામજીનાં નેત્રો તેને જોતાં જોતાં ઘડીવારમાં નીચાં ઢળી પડતાં હતાં અને પાછું ઉંચું જોઇને જોવાને ભાગ્યે જ સાહસ કરી શકતાં હતાં. તેઓ થોડીવાર બેઠા હશે કે, જરે જગમાંથી દવા કાઢી ગ્લાસમાં રેડી અને ચમચી ચમચીએ માણેકના ગળામાં રેડવા માંડી. દવા પાઈ રહ્યા પછી રૂમાલવતી તેણે તેનું મ્હોડુ લૂછી નાંખ્યુ તુલારામની પણ મોંઢે પડીને એ સ્ત્રીને હાથે દવા પીવાની ઇચ્છા થઈ આવી, પણ કુદરતે ચારી ન આપે. અંતે બળી બળીને તેણે બીજી રીતે વાત ઉપાડી:

"બાઈ! એ હિન્દુનું બાળક છે. આ છેલ્લી ઘડીયે એનો કોઠો ભ્રષ્ટ ન કરો! આ તો ગંગાજળ પાવાનો સમય છે!" તુલારામે કહ્યુ.

"હોસે બા!" જરે નાકનાં ફોકરાં ફુલાવી ઉત્તર આપ્યું. અને ડોકટરે ફરીને કહ્યુ કે, "જો તમે લોકો અહીંથી ચાલી ન્હે જાવ, તો તમને અપમાન કરીને નીચે ઉતારવા પરસે-તમે જાઓ."

લાચાર-કોને કહે? તેઓ બાપડા છાનામાના ધોળે મોઢે નીચે ઉતર્યા; નીચે તુલારામે દીવાનચંદને કહ્યું કે, "ભિયા, જવાય એવો ઘાટ નથી. બે કલાક ખોટી થાવ; છોકરો અંતની ઘડીએ છે આટલે આવ્યા છૈયે અને આંખે જોયુ છે, એટલે એને લાકડાં ભેગો કર્યા વિના તે જવાય?"

"વાત તો ખરી છે," દીવાનચંદે કહ્યું. "લોક જાણે તો ખોટું દેખાય. બેઠો એ પણ મહારાજ! જો એ બચ્યો તો એનો કોઠો અપવિતર થઈ ચુકયો છે. માટે ઇને પ્રાછત કરિયા વિના પંગતમાં નહિ લેવાય હો બાપજી! ધર્મની વાતે હગો બાપ હોય તો શું થઈ ગ્યુ, હાં."

"સત્ય છે," પટવારીએ ટેકો આપ્યો. "પ્રાણ જાય તો પણ ધર્મનો ત્યાગ તો ન જ કરવો જોઇએ એ જીવતો રહેશે, તો આખા ઘરને ન્યાત બહાર મુકવું જ પડશે તમારાથી કાંઈ દેખતી આંખમાં ધૂળ નંખાશે? પેલી ચમકેલીનો છણકો જોયો તો કે, હેં?"

તુલારામ અને દીવાનચંદના જવા પછી લગભગ એક કલાકે માણેકે આંખ ઉઘાડી ધ્યાનપૂર્વક જોયું તો પોતાના લક્ષાધિપતિ શેઠની દીકરી પોતાના ખોળામાં તેનું માથું રાખીને તેને દવા પાતી અને માંખો ઉડાવતી બેઠેલી છે. એ દેખાવે તેના હૃદયને આભારના મહાભારત ભાર તળે દાબી નાંખ્યુ તેણે બોલવાની બહુએ ચેષ્ટા કરી, પણ અવાજ ગળામાં જ ગુંગળાઈ જવા માંડ્યો. હૃદયની ઉર્મિઓએ અંતે અશ્રુધારાનું રૂપ લઇને નેત્રદ્વારમાંથી બહાર નીકળવાનો પ્રયત્ન કર્યો ને તે પ્રયત્ન સફળ થયો. અશ્રુનો પ્રવાહ જરની સાડીપર થઇને તેના પગપર જઇ પડ્યો, પરંતુ તે દૃઢચિત્ત ચતુરા એથી જરાય ડગમગી કે કમકમી નહિ. ઉલટી દયા અને પ્રેમથી પોતાના હાથે તેના અશ્રુ લુછવા લાગી. માણેકે પરાણે પરાણે આખા શરીરનું બળ એકઠુ કરીને ઉચું મુખ કરીને કહ્યુ કે, "મારી ધર્મની બ્હેન! મારાં ખરાં સકટોના સમયે સાહચતા કરનારી ભગિની! તારું કલ્યાણ થાઓ અને તારી વેલ વધો!!"

જરને માણેકના ભાનમાં આવવાથી અને બોલવાથી જે આનંદ થયો તેનું વર્ણન કરવાની આ લેખિનીમાં શક્તિ નથી. મનુષ્યત્વ અથવા હમદર્દી તે એનું જ નામ ઈશ્વર પ્રત્યેક ગૃહમાં એવી પુત્રીઓને અવતાર આપે અને ગૃહને શૃંગાર આપે એ જ પ્રાર્થના છે.

દોઢેક કલાક પછી વળી પેલા વણ નોતર્યા પરોણાઓ ઉપર આવ્યા અને ઘરમાં જવાનાં ફાંફા માર્યા, પણ તેમનું કાંઈ જ વળ્યું નહિ. અંતે કંટાળીને તેઓ

પોતાને પંથે પડ્યા અને રાતની ગાડીમાં જ પોતાને ગામ અમોટે ચાલ્યા ગયા. માણેકની પ્રકૃતિ સુધરવાની થોડી થોડી આશા સર્વના મનમાં બંધાવા માંડી.

—✲✲✲✲✲✲✲✲✲—

## પ્રકરણ ૧૪ મું.

### કાશ્મીરનો પ્રવાસ.

કાશ્મીરનો પ્રવાસ કરીને પાછા ફરેલા એક પ્રવાસીએ પોતાના નીચે પ્રમાણેના ઉદ્દ્ગારો પોતાના પ્રવાસગ્રંથમાં લખી રાખ્યા છે તે અત્યુત્તમ હોવાથી અમે તે વાંચકોની જાણ માટે અહીં ઉતારી લઇએ છીએઃ—

"શ્રી કામાક્ષી તીર્થ અને આસામ દેશના દુર્ગમ્ય દુરારોહ ઉત્તુંગ ભૂધર શૃંગ અને ગહનવન, સરસ સરસી, નિર્ઝર નિર્ઝરી, વિવિધ-કુસુમ ભરી દરી આદિ ચિત્ત ચમત્કારી અને મનોહારી અદ્ભુત અલૌકિક અકથનીય પ્રાકૃતિક શોભામયી વિધાતાની કૌશલ્યપૂર્ણ લીલાભૂમિને નિહાળીને ચકિત ચિત્ત એવું તો લુબ્ધ થઈ ગયું હતુ કે, ત્યાંથી ચાલ્યા આવ્યા પછી પણ લાંબો સમય સુધી હૃદયપટમાં આલેખાયલું તે પ્રદેશનું ચમત્કારિક ચિત્ર અષ્ટપ્રહર નયનો સમક્ષ તર્યા કરતુ હતું અને મનરૂપી પક્ષી તે અટવીમાં વિચરવાને નિશદિન ઉત્કંઠિત રહ્યા કરતું હતું.

"અનેક ભાષાઓના અનેક ગ્રંથોના વાચન અને શ્રવણથી મનમાં એવી લાલસા થઈ આવી કે, તુષારધારી અને નગર રાજકુમારી તે સ્વર્ણોપમ કાશ્મીર નગરી તો એકવાર અવશ્ય જોવી—કે જેનાં યશોગાનના ક્ષેમેન્દ્ર, હેલારાજ, નીલમુનિ, પદ્મમિહિર, છવિલ્લભટ્ટ, કલ્હણ, જોનરાજ, શ્રીવરરાજ અને પ્રાજ્યભટ્ટ આદિ કવીશ્વરોની ભારતીની સુરસ વીણાએ અત્યુત્તમ પદ્યો ગાએલાં છે; જેને દિલ્લીશ્વર યવન બાદશાહોએ બિહિશ્ત (સ્વર્ગ)ની ઉપમા આપેલી છે, જે ભૂ-સ્વર્ગની શોભાનુ અવલોકન કરવાને યુરોપ અને અમેરિકા જેવા સમુદ્રપારના દેશોમાંથી પણ પ્રતિવર્ષે ધનનો વિપુલ વ્યય કરીને—અનેક પ્રકારનાં કષ્ટો સહીને અને પ્રિય જનોના વિયોગ દુઃખને ભોગવીને, અનેક પ્રવાસીઓ આવે છે અને પ્રસિદ્ધ ડોકટર નિબ્સ તથા ડોકટર એવટ આદિએ જેને સ્વર્ગનું પદપ્રદાન કરેલું છે તે કાશ્મીરનો પ્રદેશ જોવાની મારા મનમાં ઇચ્છા થઈ આવી પરતુ એવો પ્રસગ મળવો મહા દુર્લભ હતો. અંતે તેવો પ્રસગ મળ્યો. ધન્ય છે તે સર્વશક્તિસંપન્ન જગદીશ્વરને કે જેની અનુકંપાથી આશા કે પ્રયાસ વિના અનાયાસ એક એવો સુઅવસર પ્રાપ્ત થયો કે, જેથી મારા કાશ્મીરના પ્રવાસનો નિશ્ચય થઈ ગયો."

પ્રિય વાચકો! કાશ્મીર જોવાની એ પ્રવાસી પ્રમાણે સર્વના મનમાં ઇચ્છા થાય એ સ્વાભાવિક છે, પરતુ પ્રત્યેકને તેવો પ્રસંગ મળે એ અશકય છે. માટે આપણે અત્યારે આ પુસ્તકમાં આપણી વાર્તાના પાત્રો સાથે પ્રસગોપાત્ત કાશ્મીરનાં કેટલાંક સ્થાનોનું અવલોકન કરીશુ તો થોડે ઘણે અંશે પણ આપણા હૃદયમાં

સંતોષ થશે, એ નિશ્ચિત અને નિ:સંશય છે. ચાલો ત્યારે આપણે વાર્ત્તામાં આગળ વધીએ અને કાશ્મીરનું અવલોકન કરિયે.

શીતલ સમીરની સૌગંધિક લહરીઓ શરીરને સ્પર્શ કરી આનંદ આપીને રોગને હરતી જતી હતી. જેહલમ નદીનું સ્વચ્છ અને નિર્મળ જળ બિલોરી તખ્તાઓ પેઠે ધરતી સાથે ચોંટી જ ગયું હોયની તેવો ભાસ થતો હતો. તેમાં ઉછાળા પણ આવતા નહોતા અને તરંગો પણ ઉદ્ભવતા નહોતા–અર્થાત્ જેહલમ પોતાનો ઉચ્છૃંખલ સ્વભાવ છોડીને સર્વથા શાંત બની ગઈ હતી. ગાઉના ગાઉ સુધી જાણે પાણીની એક લાંબી ચાદર પાથરી દીધી હોય તેમ જ જોવામાં આવતું હતું અને તે ચાદર એવી તો સુઘડતા ભરેલી હતી કે, જેમાં સળ કે કરચોલી જેવી વસ્તુ તો જોવામાં જ નહોતી આવતી. એ પાણીની સ્થિર સપાટીપર એક સુશોભિત હાઉસબોટ–મુગ્ધા સામાન્યા સ્ત્રીસમાન નૃત્ય કરતી દૃષ્ટિગોચર થતી હતી એમાં ત્રણ મનુષ્યો બેઠેલાં હતાં અને તેની પાછળ બે બીજી હોડીઓ જાણે નૃત્યકી પાછળ સાજિન્દાઓ આવતા હોય તેવી રીતે ચાલતી દેખાતી હતી. તેમાં નોકર ચાકરો બેઠેલાં હતાં પ્રથમ હાઉસબોટમાં બેઠેલાં ત્રણ પ્રવાસીઓ નસીમબાગ તરફ જતાં હોય એમ સ્પષ્ટ જણાતુ હતું. નદીના બંને કિનારાઓપર મનોહર ટેકરીઓ ઝુકી રહી હતી અને તેનાપર લીલી કુંજર જેવી વાડીઓ લહરીઓ લીધા કરતી હતી. ડાળીઓ, ફળોના ભારથી જમીન સુધી વાંકી ઝુકી ગઈ હતી અને તેમનાં ફળો જોવામાં જેટલાં રૂપાળાં હતાં, તેટલાં જ ખાવામાં પણ સ્વાદિષ્ઠ હતાં. વળી એ ફળોનું જીવન પણ અમુક કલાકોનું જ થતું હતુ ત્યાંના નિવાસીઓ મહાભાગ્યવાન કે એ ફળો, લાંબું આયુષ્ય નથી ધરાવતાં, નહિ તો મુંબઈ અને કલકત્તાના વ્યાપારીઓ તેમનો વંશ વેલો પણ કાઢી નાંખત અને બાપડા કાશ્મીરીઓ સ્વપ્ને પણ એ ફળોનો સ્વાદ લેવા ન પામત રેલ માવડી હજુ ત્યાં પધાર્યાં નથી ત્યાં સુધી કાઇક ઠીક છે જો રેલ થઈ, તો જેમ રાક્ષીઅધર્સે હિન્દુસ્તાનમાંથી અન્ન ખુટાડયુ છે, તેમ કોઈ પાલીઅધર્સ જાગીને ફળોનું સત્યાનાશ કાઢશે; એ વાત બ્રહ્માના અક્ષર જેવી અક્ષરે અક્ષર સત્ય જાણવી! જો ફળ બગડશે તો બરફમાં કે મધમાં ઘાલીને કે બીજી કોઈ રીતે માથું ફોડીને પણ બહાર કાઢયા વિના તેઓ નહિ રહે.

હાઉસબોટમાંનાં ત્રણ પ્રવાસિયોમાંનો એક ઊંચો અને ભરેલા આકારનો મનુષ્ય હતો. તેણે પોતાના શરીરપર અંગ્રેજી ડ્રેસ ધારણ કરેલો હતો અને માથે સ્મોકિંગ કેપ મુકેલી હતી આંખે સોનેરી ફ્રેમવાળો ચશ્મો ચઢાવ્યો હતો. તેની મુછો લાંબી અને થોભિયા ભરેલા હતા. જાણે કોઈ યુરોપિયન કે યુરેઝિયન હોય તેવો દેખાતો હતો. તે એક ઇઝીચેરપર બેઠો હતો અને પાસે જ એક ટિપાઈ પણ પડી હતી. તે ટિપાંઇપર એક ગરમાગરમ ચાહનું કપ, એક રકેબીમાં તાજું માખણ અને એકમાં પાઉની ઘીમાં તળેલી કાતરીઓ મુકેલી હતી. બાજુમાં રાખેલી એક ખુરસીપર એક બે અંગ્રેજી ન્યુસપેપરો અને એક અંગ્રેજી નોવેલ પડેલાં જોવામાં આવતાં હતાં.

બીજા પ્રવાસીના અંગમાં સુટ હતો ખરો, પણ હાફકોટને સ્થાને ડગલો હતો અને માથે એક આખા થાનનું મોચીલું (રેંહેંટો) બાંધી મુક્યું હતું. એથી એવું જણાતુ હતું કે, જાણે તે સાત પેઢીમાં કોઈ પાસેથી ફેંટો બાંધતાં શીખ્યો જ ન હોય! જો એ ફેંટાને બદલે તેના માથામાં પારસી ફેશનનો ફેંટો હોત તો તેને પારસી માનવામાં કોઇ પણ આનાકાની કરત નહિ તે પણ એક લાંબી ઇઝીચેરપર પડેલો હતો. સામેની ટીપાઇપર ચાહનો એક પ્યાલો અને રાજતરંગિણી નામક કાશ્મીરના ઇતિહાસનો ગુજરાતી અનુવાદ–એ બે પદાર્થો પડેલા હતા. એ મનુષ્યના મુખનો રંગ ફીકોફ્ચ, શરીર દુર્બળ, પણ મુદ્રા આરોગ્યદર્શક જોવામાં આવતી હતી જેમ કોઈ તરતનો માંદગીમાંથી સાજો થયો હોય તેવો તેનો દેખાવ જણાતો હતો

તૃતીય પ્રવાસીની, તે નવયૌવના ગૌરાંગી સુસ્વરૂપા કુમારિકા હતી તેણે માથાપર કાશ્મીરનો મોંઘા મુલનો દુશાલપટ્ટો રુમાલ લપેટેલો હતો. નારંગી રંગની રેશમી સાડીથી પોતાનું છરેરુ શરીર શોભાવ્યું હતું. તેની નીચે એક અગ્રેજી ફેશનનો ગુલાબી પોલકો હતો અને તેપરની જરીની બુટિયો સાડીમાંથી આરપાર દેખાતી હતી. પગમાં મખમલની રેશમથી ભરેલી સ્લીપરો પહેરેલી હતી. બટનના કાજમાં એક ગુલાબના પુષ્પની અર્ધ વિકસિત કળી ખોસેલી હતી; અને તે તેના ગુલાબી ગાલના રંગથી લજાઈ મુઝાતી જણાતી હતી! વ્હાણવટીઓ વિચારમાં પડ્યા કે, "આ તે કઈ ન્યાતના માનવી હશે?" પ્રથમ પ્રવાસી ઓળખતો હતો કે જાણે યુરોપિયન–છતાં તેના મોઢામાં ચીરુટ નહોતી, એ નવાઈ જેવું હતુ. બીજો પ્રવાસી કોઈ બાબુ જેવો જણાતો હતો, પણ એ બાબુની એ લોકો આટલી બધી સેવા ચાકરી શા માટે કરતાં હશે એ એક ગુંચવાડા ભરેલો પ્રશ્ન હતો એક જણે એ ગુંચવાડાનો પોતાની કાશ્મીરી ભાષામાં નીચે પ્રમાણે ઉકેલ દીધો–

"ભાઈ! મને તો આ કોઈ પૈસાદારનો દીકરો દેખાય છે. આ છોકરી તે આપણા અહીંથી નીકળીને સદાને માટે બહાર જઈ વસેલા કોઈ કાશ્મીરી બ્રાહ્મણની જ દીકરી હોય એમ સાફ દેખાય છે એ અંગ્રેજી ભણેલી છે અને આ પૈસાદાર જવાનિયાને પોતાની જાળમાં સપડાવી બેઠી હોય એમ લાગે છે. આ અંગ્રેજ છે તે એની રયાસતનો મેનેજર હશે."

"હા–હા;" બીજાએ ટાપસી પુરી "લખનૌ અને અલ્હાબાદમાં નરા કાશ્મીરીઓ જ જઈ વસ્યા છે. ઉઘાડે મોઢે ફરવું તો હવે અંગ્રેજી રાજમાં જરાય નવાઈ જેવું નથી. આ સાહેબ સાથે તો બાપ દીકરીનો નાતો છે, પણ આ બાબુ જોડે આંખલડી હોય એમ ચોખ્ખું દેખાય છે"

"છોકરો મારો બેટો હુશિયાર!" ત્રીજો વચ્ચે પુરાયો. "અંગ્રેજી કેવું ચટચટ બોલે છે! જાણે સાહેબનો જણ્યો!! આ પુતળી એની એવી ચાકરી કરે છે કે જાણે દાઈ! મને તો લાગે છે કે, આ ધનવાન છોકરો મંદવાડમાથી ઊઠયો છે તે આ ડોકટર અને આ દાઇને લઈ હવા પાણી બદલવા નીકળ્યો છે. પણ આ દૈયાણી એને ચોરાશીના ફેરામાં નાંખ્યા વિના નહિ રહે. છે મહા પોકેલી હોં કે!"

ખારવાઓ પોતપોતામાં ઉપર પ્રમાણે વાતો કરતા નાવ હંકારી રહ્યા હતા અને ત્રણ મુસાફરો વળી બીજા જ તરંગોમા તણાતા જતા હતા. તેમની વાતો વળી જુદા જ પ્રકારની હતી.

"સાંભેની હીલપર નજર નાખો;" પ્રથમ પ્રવાસીએ નાસ્તો લઈ પરવારી હાથ લ્હોતાં લ્હોતાં કહ્યું. "આય જે ઝીની ઝીની ખુશ્બો આવેચ, તે ત્હાંનાં ફુલોની જ છે. દેખાવમાં ઝીની ચબેલી જેવાં લાગતાં તે ફુલો ખરેખર ચબેલીનાં નથી, પણ કુદરતી રીતે વગર વાવવે ઉગેલાં છે. તેની પાસેનું ફેલાયલું મેદાન વરી બધુ સુબુલની લટોથી છવાઈ રહ્યુચ. એ પણ કુદરતનો એક નમુનો જ છે. એશિયાઈ સ્હાયરોએ આશુકની જુલ્ફ સાથ એને સરખાવી છે. ખરેખર જરાબી શક વગર એ માશુકની જુલ્ફો છે. રેસમને સરમાવે તેવું સુમારપન અને ભલભલાં હેરડ્રુજને બાજુ મુકે તેવી ખુશબોથી તે તર છે. જાને આપરે વેનિસમાં ફરતા હોઇયે તેમ લાગેચ. ઝાડો તો જોવ કેવાં સરખા વાવેલાં છે. જાને નેચરના મોકલેલા માલીએ માપ લઇને જ રોપા રોપિયાચ! આય સિનેરીએ જ અંગ્રેજોનાં દિલ જીતી લીધાચ જોવ આય બાજુના મેદાનમાં કેવી ફાઇન લેબોરેટરી બની શકે એમ છે ? આય આવેચ તે મેદાનનો બગીચો વાહ ! જાને રીયલ બોટેનીકલ ગાર્ડન ! શું દિલપજીર દેખાવ છે. જાને બાગેબેહેસ !"

"કુદરતની ઉદારતા એવી જ છે;" પંજાબી પ્રવાસીએ મુખ ઉઘાડ્યુ. "જુઓ સામે પેલી સ્ત્રીઓ ઉઘાડી ન્હાય છે, તે જાણે પરિયો અને હુરોનું ટોળુ કોહેકાફથી ફરવા ઉતરી પડ્યું હોય તેવું દેખાય છે. હવે જો એ લોકોનાં સુડોળ શરીરપર ગવન પહેરાવ્યાં હોય, તો મેમ સાહેબ કરતાં કોઈ રીતે ઉતરતી દેખાય ? પણ નિર્ધનતા ! જો યુરોપિયનો જેવા આઇતાં સુખો આ લોકોને મળે, તો કાંઈ પણ મણા રહે ખરી કે?"

"હા–હા, મીસ્ટર આનેકચંદ !" સ્ત્રી પ્રવાસીનીએ પોતાનો કોકિલ સ્વર કાઢી બધા ખારવાઓની આંખો પોતા ભણી ખેંચી. અહીની બે ચાર બૈરીઓ લઈ ચાલો ને બે ચાર બૈરાં મદ્રાસથી મંગાવો, પછી તે બધાને ગવન પહેરાવી કેવ કે આય ઇન્ડિયન બ્યુટી છે ! જરા મઝા આવશે !"

"હિંદુઓના જુના ફિલસોફરોએ મુલતાન અને લાહોરની ગરમ લ્હાય જેવી લુમાં ન્યાયશાસ્ત્ર અને અધ્યાત્મ વિદ્યાની શોધો શુ કરી હશે ?" માણેકે એકેક પછી આવતાં સ્થળોથી આશ્ચર્ય પામીને કહ્યુ "આવા મનોરમ્ય સ્થાનોમાં કેવી રીતે લોકોએ પોતાનાં ભેજાં કસ્યાં હશે અને ત્યારે જ તે લોકોને એવા અસાધારણ વિષયોનું જ્ઞાન થયું હશે લોકો કહે છે કે, પંજાબમાં કોઈ મહાત્મા થયો નથી, તે વાત ખરી છે થાય ક્યાથી ? જ્યાં નિરંતર અગ્નિ વર્ષતો હોય, શરીર બળીને ખાખ થાય અને ભેજુ મીણબત્તીની પેઠે ઓગળે, ત્યાં શાંતિ અને અભ્યાસ ક્યાથી થઈ શકે ? વર્ષાઋતુમાં પણ બુરા હાલ અને શરદ્‌ઋતુમાં તો હાથ પગ અકડીને લાકડાં થઈ જાય. એટલે કોઇ ભેજુ કસે તે કેવી રીતે અને શા સાધનોથી કસે ?"

"યુ આર રાઇટ;" પ્રથમ પ્રવાસીએ કહ્યુ. "જો આખી જહાનમાં જીવતાં દોજખ ગનવાં હોય, તો મોટો ભાગ આફ્રિકા, અમેરિકા અને હિન્દુસ્તાન એ

સિવાય બધે સારી જગા છે. જો આય કેશ્મીર નહિ હોતે, તો હિન્દુસ્તાનને નાચ કરવાનું કેથે હોતે ન્હૈ જો."

નૌકાઓ ચાલી જતી હતી અને નવનવાં સ્થાનો આવતાં જતાં હતા, એટલામાં જરે શીશીમાંથી એક ભાગ દવા કાઢી અને માણેકને કહ્યુ કે, "લેવ આય એક ભાગ પી જાવ ને શાલ પગપર જરા ઉંચે વેર હેરિ. ઠુક નીકરીચ તે હેરાન કરશે. અરે બરે આય ચોપરી!" જરે માણેકના હાથમાંથી ચોપડી ઝુંટાવી લઇ ટેબલપર નાંખતાં કહ્યુ, "એમાં શુ બરીયુંચજે?"

"જરબાતું!" માણેકે દવા પી મ્હોં લુછતાં ઉત્તર આપ્યુ. "એ પુસ્તકનું નામ રાજતરંગિણી છે એમાં કેશ્મીરનો જુનો ઇતિહાસ લખેલો છે આવી ચોપડીઓ હિંદીમાં ભાગ્યે જ મળે છે એનો મૂળ સસ્કૃત લખનાર કલ્હણ પંડિત છે આ ગ્રંથમાં ક્યાંક ક્યાંક તિલસ્માતો અને ચમત્કારોનો તો જો કે છાબરડો કરવામાં આવ્યો છે, પણ એમ ન કરત તો ગ્રંથ ફીકો પડી જાત–પણ સંસ્કૃત કવિયોની એ પુરાતન રીતિ છે, એટલે ક્ષમ્ય ગણી શકાય છે."*

હોડીઓ નદીના પેટપર નાચતી જતી હતી, એટલામાં એક વિશાળ મેદાન આવ્યું, કે જે ચારે તરફથી પહાડીઓ અને ઝાડીઓથી ઘેરાયલુ હોવાથી બહુ જ સુશોભિત દેખાતું હતું માણેકે એ રમણિય ભૂમિ નિહાળી આનંદથી એકદમ ઉઠીને ઉદ્દગાર કાઢ્યા કે, "અહાહાહા! કેવું સુશોભિત સ્થાન છે! જો મને પ્રભુ ધન આપે તો અહીં એક મોટી સ્કુલની સ્થાપના કરૂં અને છોકરાઓને યોગ્ય શિક્ષણ આપું. અરધા માઇલના અંતરે એક ગર્લ્સ સ્કુલ બંધાવું અને તે કન્યાશાળાની ચારેકોર એક ઉચો-કોટ ચણાવું મારી સ્થાપેલી શાળામાં ધર્મના ઝગડાને તો નામને માટે પણ રાખું નહિ, અને સંસ્કૃત કે અરબીનો અભ્યાસ પણ ન કરાવું ધર્મ અને મૃત ભાષાઓનો જેમને અભ્યાસ કરવાનો હોય, તેઓ પોતાને અનુકૂળ બીજી સ્કુલો શોધી લે, ફારસીનો તો મારી નિશાળમાં ઉચ્ચાર પણ થઇ ન શકે એવો બંદોબસ્ત કરાવું કારણ કે, એવી એવી ભાષાઓ હવે દેશપાર કરવા જેવી છે. એવી ભાષાઓની હિંદુ, મુસલમાન, પારસી કે યુરોપિયન કોઇને પણ કાંઇએ અગત્ય નથી આરંભથી જ અંગ્રેજી શિક્ષણનો અભ્યાસ ચાલુ કરવો, એ જ વધારે લાભકારક છે પ્રાઇમરી અને મિડલની પરીક્ષાઓને જડમૂળમાંથી ઉખેડી નાંખું અને ભૂગોળ, ઇતિહાસ, ગણિત તથા રેખાશાસ્ત્ર ઇત્યાદિ સર્વ અંગ્રેજીમાં જ ભણાવું બે બોર્ડિંગ હાઉસ જુદાં કરાવું–એકમાં બાળકોને અને બીજામાં મોટાઓને રાખવાની વ્યવસ્થા કરૂં. બાળકો માટે એક મિસ્ટ્રેસ જુદી રાખું કે જે માતા થઇ વિદ્યાર્થીઓને પોતાના બાળકો ગણીને કેળવે મોટાઓના બોર્ડિંગ હાઉસપર એક યુરોપિયન સુપ્રિટેન્ડેન્ટ નીમું અને અંગબળ વધારવા માટે કસરતશાળા તો યુરોપિયની સ્થાપિત કરાવું"

* રાજતરંગિણીનું ભાષાન્તર "ગુજરાતી" પત્રના તંત્રીએ કર્યું છે, જે ... રૂપિ-યાની કીંમતે મળે છે.

"હાસ્તો! આપવીતી યાદ આવતી હોસે તે!" સ્ત્રી પ્રવાસિનીએ ટકોર કરીને કહ્યુ "પણ તમારા હિંદુઓ બચ્ચાને મોકલશે કેમ? તે લોકને તો ઘરેનાં ને જરિયાન કપરાં પહેરાવી ફેરવવાનાં ને ઢીંગલા ઢીંગલીનાં લગન કરવાનાં વેઝાં લાગેલા. તેથી એ લોક કૈં મોકલે બોકલે નહૈં જો"

"અરે! આપોઆપ મોકલવા માડે," પંજાબીએ શેખચલ્લીના વિચારોમા ગોથાં ખાતાં કહ્યુ "માસ્તરો પણ બધા અંગ્રેજો રાખું કે, ઉચ્ચારો શુદ્ધતાથી શીખવે આ અડધા ભણેલાઓને ધર્મેય ન રાખુ"

"પણ પછી પગારો બહુ મોટા આપતાં દમ ઉપર આવશેની!" પ્રથમ મુસાફરે ટકોરમાં વાએ ચઢાવતાં કહ્યું

"મ્હોં માગ્યો પગાર આપુ," પંજાબી જાણે બેકના ચેકપર સહી કરવા બેઠો હોયની તેવી રીતે તડતડીને બોલ્યો "છોકરાઓ તો ચચળ થાય આ અમારી યુનિવર્સિટીઓ છોકરાઓને રદ્દ કરી નાખે છે, તેમ તો ન થાય? કૉલેજની ચાર શાખાઓ કરું એકમાં કેવળ વિદ્યાની અને સભ્યતાની શિક્ષા મળે, બીજીમાં કાયદાકાનુન, ત્રીજીમાં મેડીકલ ખાતુ અને ચોથીમાં સાયન્સ–તેમ જ સાથે એન્જીનિયરીંગ–રસાયણ–વેપાર ધન્યો ને દેશસેવા તેની સાથે એક હુન્નર કળાને લગતું ખાતુ પણ ઉઘાડુ રાતના દશ વાગે સુઇ જવું–દશ વાગ્યા પછી કોઇને ચોપડી વાચવાનો હુકમ નહિ ક્રિકેટ, ફુટ બોલ, ટેનિસ અને પોલો ખૂબ રમાડુ, કે જેથી હાથ પગ ચાકબાક રહે ઘોડાની સ્વારી શીખવનાર એક સારો સ્વાર પણ રાખું"

થોડીવાર વિશ્રાતિ લઇને **માણેકે** પાછું બોલવા માંડયું "પરીક્ષા લેનાર બધા અગ્રેજો અને તે પણ વયોવૃદ્ધ પ્રશ્નો થોડા જ પૂછે અને વિદ્યાર્થી જેટલું શીખ્યા હોય તેટલાની જ પરીક્ષા લે ભળતા ભળતા સવાલો પૂછીને છોકરાઓને ગભરાવે નહિ **જર્મન** અને **જાપાન**વાળાઓના પ્રીન્સિપલ પ્રમાણે પરીક્ષા લેવાય વિદ્યાર્થી અને શિક્ષકો પરસ્પર મિત્ર પ્રમાણે જ વર્ત્તન રાખે કુંભાર જેવા ડફેણાથી કામ રાખનાર માસ્તરો અને ગધેડા પેઠે ચોપડીઓનો ભાર ઉચકી ફરનારા છોકરાઓ એ બન્નેનો અવતાર નકામો છે. પઠનપાઠનનો આનંદ ન લેનાર પોતાનો અવતાર વ્યર્થ ખોઇ નાંખે તે શા કામનુ?"

પણ રાત પડેલી હોવાથી મુસાફરોએ નીચે ન ઉતરતાં હોડીઓમાં જ વિશ્રામ કર્યો આખી રાત એવી મીઠી ઊંઘ આવી કે, જાણે "ઘોડે બેચકર સોયે" વાળો હિસાબ જ થઇ ગયો.

અહીં જણાવવું જરૂરનું છે કે, **માણેક**ની પ્રકૃતિ સુધરવાની આશા બંધાતાં ડોક્ટરે હવા બદલવાની સલાહ આપી હતી. એટલામાં **એદલજી**નો પોતાની પુત્રી સાથે **કાશ્મીર**ની સહેલગાહે જવાનો વિચાર થયો અને તે વેળાએ **જર**ના આગ્રહથી **માણેક**ને પણ પોતાને ખર્ચે તેણે પોતા સાથે લઇ લીધો, નહિ તો બિચારા **માણેક**નાં એવાં ભાગ્ય અને એવું સામર્થ્ય ક્યાંથી કે, તે વાતની વાતમાં **કાશ્મીર**નો પ્રવાસ કરી શકે! ઠીક થયુ તેનાં સારાં જ ભાગ્ય કે તેને આવો સારો અને સુશીલ શેઠ તથા માયાળુ શેઠની પુત્રી મળી ગયા

---

## પ્રકરણ ૧૫ મું.

### અદેખાઇની આગ

દુનિયામાં જે જે પીળી અને ચળકતી વસ્તુઓ છે, તે સર્વ સુવર્ણ નથી, શ્વેત વસ્તુ રૂપું નથી અને મનુષ્યની આકૃતિ ધરાવનારા સર્વ જીવો મનુષ્ય નથી, એવો જે કેટલાક કવિયોનો ખાસ અભિપ્રાય છે, તે અક્ષરે અક્ષર સત્ય છે આપણે ધ્યાનથી અવલોકન કરિયે, તો એનો અનુભવ આપણને ડગલે ને પગલે આ સસારમાં મળ્યા કરે છે કવિશિરોમણિ અને સસારના પૂર્ણ અનુભવી શ્રી ભર્તૃહરિના ये तु घ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे । એ મહાવાક્યની આપણને વારંવાર નિત્ય–ક્ષણે ક્ષણે ને પળે પળે સ્મૃતિ થયા કરે છે અત્યારે આપણે તેવા જ બે મહાપુરુષો–વિઘ્નસતોષી સજ્જનો સાથે ઓળખાણ કરવાના છિયે ચાલો તેમને મળવાને

**જરે** મુસાફરીમાં પોતા સાથે બીજા બે પારસી જુવાનિયાઓને પણ લીધા હતા એ બન્ને તેના દૂર દૂરના સગા અને અત્યારે **એદલજી**ના નોકરો થતા હતા એકનું નામ **અરદેશર** વિલાયતી હતુ અને બીજો **પેસ્તનજી** પસ્તાક્યિાના નામથી ઓળખાતો હતો **અરદેશર**ની ઉમ્મર લગભગ ૨૫ વર્ષની હશે અને દેખાવે તે ચોખ્ખો યુરોપિયન જેવો દેખાતો હતો એથી જ એની વિલાયતી અટક પડેલી હતી એ બાબ્બે યુનિવર્સિટીનો બી એ પાસ થયલો ગ્રેજ્યુએટ હતો. **પેસ્તનજી** બિચારો મેટ્રિક જ કહેવાતો હતો. પ્રીવિયસમાં પદરવાર જવા છતાં પણ નાપાસનો નાપાસ જ રહ્યો, અને ત્રીસ વર્ષનો થયો, તોપણ આડેઙે ઓટલો પણ ન જાણે! એ બન્ને જણ અદેખા સ્વભાવના હોવાથી એમનુ પોતપોતામાં બહુ જ સારું બનતુ હતું. બીજાઓ સાથે તો હમેશાં એમનું ગ્રહણ જ લાગેલું રહેતુ હતુ જ્યારથી **માણેક**, **એદલજી**ને ત્યાં નોકરીએ રહ્યો અને તેણે પોતાના શેઠની અને શેઠની દેવીસમાન પુત્રી **જર**ની કૃપા સપાદન કરી હતી, ત્યારથી એ બે જણે - **માણેક**ની અદેખાઇ કરવા માંડી હતી પણ ભલા **એદલજી** પાસે તેમનો કાંઈ પણ દાવ ફાવી શકતો નહોતો. જ્યારથી **કાશ્મી-**

રમાં પ્રવાસ કરતાં માણેકને ડા વાચ્છા ખાસ પોતાની જ બોટમાં અને પોતાની જ ગાડીમા સાથે રાખીને ફેરવવા લાગ્યો અને અરદેશર તથા પેસ્તનજીને નોકરો માટેની બોટ તથા ગાડીમા બેસવાની ફરજ પાડવામાં આવી, ત્યારે તો તેમની અદેખાઈની આગના ભડકેભડકા થવા માંડ્યા. તેમનો માનસિક કોપ અનિવાર્ય થઇ ગયો જે વેળાએ માણેક પોતાના સ્કુલ વિશેના વિચારો વ્યકત કરતો હતો, તે વેળાએ એ બે અદેખાઓની પાછળની બોટમાં નીચે પ્રમાણે વાતચીત ચાલતી હતી:–

"અરે પણ જોએચ કે પેસુ! આ ઘરડા ઘુવડને બુઢ્ઢાપામાં કેવું ઘુલું લાગિયુંચ તે? જાને જરથોશતીઓ બધા મરી ગિયા હોયની, તેમ જાનીને એ તો હવે દારેદારે એ એહમક હિન્દુને જ વધારે અને વધારે લવ કરિયા કરેચ. આય પોરીના કઉતકબી મને તો કઈ સારાં નહિ જનાતાં બા! સેતાનના જનિયા એ માણેકેબી બાપ દીકરીપર કોન જાને કેવી જાદુઇ અસર ચલાવીચ કે તેવન બસ એને ને એને જ જોયા કરેચ. મારેથી તો આય નહિ ખમી શકાતુ. હવે તો વાત એટલી હદ વેર જવા લાગી કે, એ શેઠની ગારીમાં ને શેઠની હોરીમાં શેઠ થઇને બેસે ને આપરે નોકરોની ગારીમાં ને નોકરોની હોરીમાં નોકર થઈને બેસીએ છત નોન્સન્સ! શુ નોકરી કરિયેચ તે આબરૂ ગમાવવાને વેરે કે? આમાં આપરૂ પોજિશન શું રહ્યુ જે? ખરુ કેજે પેસી!" અરદેશરે બળાપો કર્યો

"અદુ! તારા કરતાંબી મારા મનમાં તનઘણો વધારો થાયચ, પણ કોન્ને કેઇયે ને કોન્ને નહિ? કોઇબી એલાજે એ સેતાનનો પગ આપરી પેરીમાંથી નીકલી જાય, એવો કોઇ રસ્તો સોધી કહારવો જોઇએ." પેસ્તને પોતાના વધારે વફાદાર વિચારો જણાવતાં કહ્યુ

પેસ્તનજી દુકાનનો જુનો અને અનુભવી માણસ હતો અને અરદેશર બી. એ થયેલો હતો, તેથી બન્નેને સો સો રૂપિયાનો પગાર મળતો હતો અને માણેક બિચારો એમ એ છતા પણ માત્ર વીસ રૂપરડી જ પામતો હતો, એટલે એમને તેની અદેખાઈ કરવાનુ ખાસ કારણ તો એક પણ હતું નહિ. તોપણ પોતાની દુર્જનતાનો ધર્મ દેખાડવા માટે એદલજી અને જર, માણેકને મ્હેરબાનીની નજરથી જોતાં હતા એટલા માટે જ એમણે તેની અદેખાઇ કરવા માંડી હતી એક કવિએ દુર્જનોનાં લક્ષણનું વિવેચન કરતાં લખેલું છે કે, "મનમાં કરુણા નહોવી, કારણ વિના બીજાઓ સાથે વિગ્રહ કરવો, પરધન અને પરનારીની ઇચ્છા કરવી, પોતાના સજ્જન કે બધુના સારાને પણ સહન કરી ન શકવું, ઇત્યાદિ સ્વભાવો દુર્જનોમાં નૈસર્ગિક રીતે જ વાસ કરી રહેલા હોય છે" એ વાક્યોમાં કેટલી અને કેવી સત્યતા સમાયલી છે, તેનો અરદેશરના અને પેસ્તનજીના ઉદાહરણથી વાચકોએ પોતે જ વિચાર કરી લેવો એદલજી, બેરામજી, ડાકટર વાચ્છા અને જરના હૃદયમાં આપણે જેટલા ઉદાર હતા અને પરમાર્થતાનું દર્શન કર્યું છે, તેટલી જ અનુદારતા અને અસહિષ્ણુતા અરદેશર અને પેસ્તનના મનમાં સમાયલી હતી, એ વાચકોને નવેસરથી જણાવવું પરે તેમ તો નથી જ. સારાશ કે, પારસી કોમમાં જેવી રીતે

ઉદાર, દાની અને પરમાર્થી સ્ત્રી પુરુષોની વિપુલતા છે, તેવી રીતે મિથ્યાભિમાની, પોતા આગળ બીજાને કાંઈ પણ ન માનનારા, દ્વેષી, ઇર્ષાવાન અને કૃપણોની પણ કાંઇ ન્યૂનતા નથી ગામ હોય ત્યાં ઢેઢવાડો હોવો જ જોઇએ. પણ અફસોસની વાત તો એ છે કે, એવા ઉચ્છૃંખલ અને અદેખાઓ ઘણુ કરીને આજ કાલના અંગ્રેજી વિદ્યા શીખેલા પારસી જુવાનિયાઓમાંથી વધારે પ્રમાણમા મળી આવે છે. અંગ્રેજો પોતાને નીચા માને છે, તેની વિરૂદ્ધમાં તેઓ પોકાર કરે છે અને પોતે બીજાઓને નીચા માનવામાં જરા જેટલો પણ વિચાર કરતા નથી એમની સ્થિતિ "ડાહી સાસરે ન જાય ને ગાંડીને શિખામણ દે" તેના જેવી જ થાય છે

અરદેશર અને પેસ્તને માણેકને નુકસાન પહોંચાડવાના પોતાથી બનતા અનેક પ્રયત્નો કર્યા પણ જ્યા સૂધી ઇશ્વરની, એદલજીની અને જરની તેનાપર મ્હેર નજર હતી, ત્યાંસૂધી માણેકનુ કાંઇ પણ ભુંડુ થઇ શક્યુ નહિ

## પ્રકરણ ૧૬ સું.

## જાપાન અને તેનો ઇતિહાસ

આપણી વાર્ત્તાનું વળું હવે જાપાન ભણી વળે છે, એટલે અત્યારે આ અવસરે વાચકોને જાપાનનો થોડોક ઇતિહાસ કહી જવો નિર્થક તો નહિ જ થાય, જો કે આ વાર્ત્તા સાથે જાપાનના ઇતિહાસને કાંઇ પણ લાગતુ વળગતુ તો નથી જ, છતાં પણ તેનું થોડુક વિવેચન કરવાની લાલસાને હુ રોકી નથી શકતો. આશા છે કે, એ સાહસ માટે સુજ્ઞ વાંચનાર મને ક્ષમા કરશે જ. છતાં પણ જેને ઇતિહાસ પ્રતિ સ્વાભાવિક અરુચિ જ હોય, તે થોડાંક પાનાં ઉથલાવી, જ્યાંથી વાર્ત્તાનો સંબંધ જોડાયો છે, ત્યાંથી વાંચવા માંડશે, તોપણ વિષયનો ભગ તો નહિ જ થાય

જાપાન તે અનેક ટાપૂઓનો એક સમૂહ છે એ પહાડોનો મોટો ભાગ જ્વાળામુખી પર્વતોનો છે, અને તેથી ભૂકંપ આદિના પંજામાં એ દેશ બહુધા સદા સપડાયલો જ રહે છે ઇ. સ પૂ ૨૮૬ વર્ષ પૂર્વે એ દેશને ભૂકંપનો એક એવો ભારી આંચકો લાગ્યો હતો કે, એક સ્થળે ભૂમિ ઉચી ચઢી આવી હતી ને તે અદ્યાપિ ફૂજી પર્વતને નામે ઓળખાય છે એની ઉંચાઇ ૧૩૦૦૦ ફીટ કરતાં પણ વધારે છે. એક બીજા સ્થળે ધરતી ઉંડી ઉતરી ગઈ અને ત્યાં તળાવ બની ગયું કે જેને અત્યારે લોકો "બીવા" તળાવને નામે જાણે છે. એ રાક્ષસી તળાવ સાઠ માઇલની લંબાઇ અને લગભગ વીસ માઈલની પહોળાઇ ધરાવે છે. નાની નાની પણ પ્રબળ વેગથી વહેતી અનેક નદીઓ એ દેશમાં છે અને જગલો પણ પુષ્કળ છે.

જાપાનમાં સોનું, ચાંદી, તાંબું, લોઢું, કોયલા તથા પત્થરોની અસખ્ય ખાણો છે સોનું બહુ સારું તો નથી નિકળતુ, તોપણ આગળ વિદેશી લોકો વર્ષોના વર્ષો સુધી જાપાનમાંથી પોતાના દેશમાં એ સોનું લઇ જતા હતા. માત્ર પોર્ટુગીઝો જ દર વર્ષે છ લાખ પાઉંડનું સોનુ લઈ જતા હતા અને તેઓ જાપાનમાં એંસી વર્ષ પર્ય-

ન્ત રહ્યા હતા. કોયલા અને લોઢાની ખાણોને લીધે જાપાનીસોએ આજકાલના કળાકૌશલ્ય અને વૈજ્ઞાનિક યંત્રવિદ્યાના સમયમાં પોતાની અદ્‌ભુત ઉન્નતિ કરી દેખાડી છે થોડાં જ વર્ષ પહેલાં જાપાનવાળાઓ સ્ટીમરો, વિલાયતવાળાઓ પાસેથી વેચાતી લેતા હતા અને જાપાનીસો તેને આશ્ચર્યની દૃષ્ટિથી જોતા હતા. જો કે કેટલાક સાહસી જાપાનીઓએ તે જ વેળાએ ફ્રુદીનેસ્ટીમરોને પોતાને હાથે ચલાવવાનો પ્રયત્ન કર્યો હતો અને જ્યારે તે અગ્નિનૌકાવાહન ચાલવા માંડયું ત્યારે તેને ઉભું રાખવું કઠિન થઇ પડયુ હતું અને બોયલરમાંનો અગ્નિ ઓલવાઈ ગયો, એટલે તે પોતાની મેળે જ ઉભું રહ્યુ તે સમય એવો હતો અને આ સમય એવો છે કે જેની ઇચ્છા હોય તે પોર્ટઆર્થર સમીપ ઉભો રહી, જાપાની આગબોટના સમૂહને નીહાળે, એક નાનામાં નાનો લાકડાનો કટકો પણ જાપાની ભૂમિનો જ તેમાં વાપરેલો નજરે પડશે. તેનો પ્રત્યેક ચલાવનાર તથા કામદાર જાપાની જ જણાશે. અખિલ સૃષ્ટિની સભ્ય અને ઉન્નત જાતિઓ એ લોકોની અગ્નિનૌકાઓને જોઈને આશ્ચર્યમાં લીન થાય છે.

અત્યારે જાપાનની લોકસખ્યા ૪૫૮૬૨૦૦૦ ની છે. મનુષ્ય ગણના કરવાની રીતિ જાપાનમા બહુ પ્રાચીનકાળથી ચાલતી આવેલી છે. ઇતિહાસનું અવલોકન કરતાં ઇ૦ સ૦ થી ૮૬ વર્ષ પૂર્વે કર લગાડવા માટે જાપાનમાં મનુષ્ય ગણના કરવામા આવી હતી, એવાં પ્રમાણો પણ મળી આવે છે. જાપાન દેશના લોકો પણ ઘણા વર્ષ સુધી દુર્ભાગી ભારત પ્રમાણે અન્ય દેશના લોકોને રાક્ષસ સમાન જોતા હતા, અને તેમને મળવાથી ઘણા જ સકોચાતા હતા પોતે પરદેશમાં જતા નહોતા અને પરદેશીઓને પોતાના દેશમા આવવા નહોતા દેતા જાપાનની ભૂમિ બહુ જ ફળદ્રૂપ અને રસાળ હોવાથી, પ્રત્યેક પ્રકારની આવશ્યક વસ્તુઓ તેમને પોતાના દેશમા જ મળી શકતી હતી. પ્રથમ **મા**ર્કોપોલો નામના યુરોપિયને જ ઈ૦ સ૦ ૧૨૯૫ માં જાપાનનો થોડોક વૃત્તાંત લખીને પ્રસિદ્ધ કર્યો હતો.

સોળમી સદીના મધ્યમાં વ્યાપાર અને સાહસમાં પ્રસિદ્ધ થએલી પોર્ટુગીજ જાતિના લોકોએ જાપાન સાથે લેણદેણના વ્યવહારનો આરંભ કર્યો. તેમનું અનુકરણ કરીને સ્પેનિશો આવ્યા અને પછી ડચોએ પગપેસારો કર્યો. એક સો વર્ષ સુધી એવી રીતે ગાડુ ગબડતુ રહ્યુ ત્યાર પછી ડચોએ, હોલંડના રાજાને પત્ર લખીને જણાવ્યુ કે, "એક મોટુ સૈન્ય મોકલીને જાપાનના રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવો જોઇએ" એ વાતની જાપાનીઓને જાણ થઇ ને ઇ૦ સ૦ ૧૬૨૪ માં ચીન અને ડચવાળાઓ વિના, બીજા બધા પરદેશીઓને જાપાન છોડી જવાની ફરજ પાડવામાં આવી એથી ડચ લોકોને બહુ નીચુ જોવું પડયુ **ના**ગાસકી નામના એક નાનકડા ટાપુમાં તે લોકોને કેદ કરવામાં આવ્યા અને તેમાંથી દેખરેખ માટે જાપાની સિપાહોનો સખ્ત પહેરો રાખવામાં આવ્યો. ડચ પ્રતિનિધિને વર્ષમા એકવાર જાપાનના રાજ સમક્ષ આવીને હાજરી આપવી પડતી હતી તે સમયમાં જાપાનનો રાજા સદા સર્વદા સ્ત્રી પ્રમાણે પડદામાં જ રહેતો હતો. વળી તે ડચ પ્રતિનિધિને રાજાની મર્યાદા જાળવવા માટે

સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને ઢીચણીયે ચાલીને બહાર આવવું પડતું હતું. બસો વર્ષ સુધી એવી રીતે જાપાનીઓ પોતાના દેશનાં દ્વાર વિદેશીઓના ગમનઆગમન માટે બંધ રાખ્યાં અંતે ઇ૦ સ૦ ૧૮૫૩ ના જુલાઇ માસની ૧૪ મી તારીખે અમેરિકાના પ્રેસિડન્ટનું પત્ર લઇ કામોડોર પેરી નામનો એક સરદાર જાપાનના રાજા પાસે આવ્યો. અમેરિકનોની એવી ઇચ્છા હતી કે, તેમનાં જે વહાણો જાપાન પાસે જાય, તેમનાથી જાપાનીઓ મિત્રભાવથી વર્તે અને ચીનથી અમેરિકા જતાં વહાણો જાપાનથી કોયલો ભરે એવો પ્રબંધ થાય, તો સારું. એટલા માટે તે લોકોએ કામોડોર પેરીને જાપાન મોકલ્યો હતો. પેરીએ જ્યારે એમ સાંભળ્યું કે, "રાજા અને અન્ય દેશના દૂતોનો પત્રવ્યવહાર નાગાસકી બેટદ્વારા જ થઇ શકે છે," ત્યારે એક સરદારને પત્ર આપી તે ચાલ્યો ગયો અને કહી ગયો કે, "આનું ઉત્તર લેવા માટે હું એક વર્ષ પછી પાછો આવીશ" રાજાએ જ્યારે આ વાત જાણી, ત્યારે તે બહુ ચિન્તાતુર થયો અને તેણે સર્વને આજ્ઞા કરી કે, "સૂર્ય દેવ (અમતરેસુ) ને પ્રાર્થના કરો કે, તે વિદેશીઓને આપણાથી આઘા જ રાખે!" બીજે વર્ષે પેરી વહાણો (સ્ટીમરો) લઇને આવ્યો અને તેણે જાપાનમાં થોડેક સુધી રેલ અને તારનો વિસ્તાર કર્યો. એ જોઇને જાપાનીઓ જેટલા આશ્ચર્ય ચકિત થયા, તેટલા જ પ્રસન્ન પણ થયા, અને અમેરિકાવાળાઓ માટે સદાને માટે બે બંદરો ખોલી આપ્યાં એ જોઇને યુરોપના બીજા રાજાઓએ પણ પોતાના દૂતો મોકલવા માંડયા ઈ૦ સ૦ ૧૮૬૮ માં અંગ્રેજોએ લોર્ડ એલ્ગિનને જાપાન મોકલ્યો જાપાનની ગવર્નમેન્ટે તે લોકો માટે પણ કેટલાંક બંદરો ખુલ્લાં મૂક્યાં અને તેમના એક પ્રતિનિધિને જાપાનમાં રહેવાની આજ્ઞા આપી

પેરી જ્યારે પ્રથમ જાપાનમાં આવ્યો, તે વેળાએ ત્યાંનો રાજા અને ત્યાંની પ્રજા સર્વ વિદેશીઓને પોતાના દેશમાં આવવા દેવામા અને તેમને અધિકાર આપવામાં સર્વથા વિરુદ્ધ હતાં તે લોકો એમ કહેતા હતા કે, "અમારો દેશ તે દેવતાઓનું નિવાસસ્થાન છે, માટે મ્લેચ્છોનુ અહી શુ કામ છે?" તોપણ પ્રત્યેક દેશમા અમુક દુરદર્શી જનો હોય છે, તેમ જાપાનમાં પણ હતા—જો કે તેમની સખ્યા બહુ ઓછી હતી, પણ વખતના જવા સાથે તેમનો ઉપદેશ જ વધારે લાભકારક થઇ પડયો. એ થોડાક વિચારશીલ બુદ્ધિમાનોએ અનુમાન કરી લીધું કે, "આ નવા આવનાર પરદેશીઓનુ આગમન લાભકારક નીવડશે," અને નવયુવકોએ તેમના વિચારોને મળતા થઇને તે સમયથી વિદેશયાત્રા—પરદેશગમનનો આરંભ કરી દીધો. એથી જાપાનમાં સર્વત્ર ભયંકર કોલાહલ મચી ગયો. જુના વિચારવાળાઓ પરદેશીઓના પોતાના દેશમાં થએલા આગમનથી અને જાપાનીઓના વિદેશગમનથી ઘણાં જ છેડાઇ ગયા. તે એટલે સુધી કે, તેઓએ લગભગ પચાસેક વિદેશીઓને જીવથી મારી નાંખ્યા અને યુરોપિયન પ્રતિનિધિઓનાં કેટલાંક ઘરો દારૂગોળાથી ઉડાવી દીધાં. જે જે જાપાનીઓ વિદેશમાંથી ઉંચી કેળવણી લઇને પાછા આવતા ગયા, તેમને તેઓ સર્વથા ધિક્કારની દૃષ્ટિથી જોવા લાગ્યા. જે જાપાનીઓ પ્રથમ

પરદેશમાંથી કેળવાઇ આવ્યા, તેમણે પોતાના દેશનો દિવસ જ ફેરવી નાંખ્યો, એમ કહેવામાં કશી પણ અતિશયોક્તિ થતી હોય, એમ તો નથી જ. જો કે ડોકટર અને બેરીસ્ટર થવું ખોટું તો નથી જ, પણ આપણા દેશી ભાઈઓ ખાઇ પીને એ બે વાત પાછળ જ મંડી પડયા છે, અને તેથી આપણા દેશની સર્વથા ઉન્નતિ થાય એ અશકય જ છે. જાપાનીઓએ જેવા પ્રકારની કેળવણી લીધી છે, તેવા પ્રકારની કેળવણીથી જ લાભ થવાનો સંભવ છે.

જાપાનીઓ કામાડોર પેરીના નામનો અદ્યાપિ માનપૂર્વક ઉચ્ચાર કરે છે ચડોની ખાડી પાસેના એક ગામમા પેરીનું સ્મારક કરવામાં આવ્યુ છે અને જાપાનીઓ પેરીને જ પોતાની ઉન્નતિનો હેતુ ગણીને તેને માન આપે છે.

જાપાનીઓના પુરાણો પ્રમાણે જાપાનનો રાજા ભારતવર્ષના પ્રાચીન રાજાઓ પેઠે સૂર્ય વંશમાંથી ઉત્પન્ન થએલો છે પણ તેઓ સૂર્યને દેવને સ્થાને દેવી તરીકે માને છે! જેમકે અંગ્રેજો ચદ્રને સ્ત્રીલિંગમાં ગણે છે તેમ. તેમના મત અનુસાર પ્રથમ સ્વર્ગમાંથી સાત દેવતા આવીને પૃથ્વીપર વસ્યા હતા અને તેમનામાથી ત્યાર પછી બીજા દેવોનો જન્મ થયો હતો વર્તમાન રાજા તેનો જ વંશ છે. એ લોકોની ગણના પ્રમાણે પ્રથમ રાજા જિંમૂ ઈ૦ સ૦ થી ૬૬૦ વર્ષ પૂર્વે, સિહાસનારૂઢ થયો હતો તે સમયથી જ એમના સંવત્સરનો આરંભ થાય છે અત્યારે ઈ૦ સ૦ નું ૧૯૦૬ હું વર્ષ ચાલે છે અને જાપાનીઓના સંવત્સરની સંખ્યા ૨૫૬૫ ની છે ત્યારથી અત્યાર સુધીમાં જાપાનના સિંહાસને ૧૧૧ રાજાઓ અને ૧૧ રાણીઓ આવી ચુક્યા છે એ રાજા રાણીઓમાંથી કેટલાંક ૧૪૧ થી ૧૪૩ વર્ષનુ લાંબું આયુષ્ય પણ ભોગવી ગયાં છે, એમ જાપાનીઓની દતકથાના આધારે કહી શકાય છે

વર્તમાન જાપાની લોકોનું મૂળ વસ્તીસ્થાન એ નથી. એ દેશની મૂળ વસ્તી આઇનો જાતિની હતી અને તે લોકો સર્વથા જગલી જ હતા ઇ૦ સ૦ પૂર્વે ૨૯૦ થી ૨૧૬ સુધી એ આઇનો જાતિપર દક્ષિણ દિશામાંથી કેટલાક લોકોએ અવારનવાર ચઢાઇઓ કરી હતી અને એ ચઢાઇ કરનારાઓમા ચીના, મલાયન, મચપૂચન અને કવચિત્ કોરિયનોનો પણ સમાવેશ થતો હતો. એ બધા મળીને અંતે તેમની એક જાતિ બંધાઇ ગઇ અને તેઓ જ હાલમાં જાપાનીઓના સમુહવાચક નામથી ઓળખાય છે. જાપાન શબ્દ પણ ચાઈનીસ ભાષાનો છે અને તેનો "ઉગતો સૂર્ય" Rising Sun એવો અર્થ થાય છે ત્યાના લોકો પોતાના દેશને "દાઇનિયન્ન" અથવા "નિપન્ન" કે "નિહન" પણ કહે છે.

અનેક લોકોનો એવો પણ અભિપ્રાય છે કે, જાપાનીઓની સભ્યતા નવી છે. અને તે અંગ્રેજો પાસેથી મેળવેલી છે, પણ ખરુ જોતાં તો જાપાનીઓ પ્રાચીન કાળથી સભ્ય જ ચાલ્યા આવે છે—નવીન સભ્ય નથી.

## પ્રકરણ ૧૭ મું.

### જાપાન અને તેનો ઇતિહાસ (અનુસધાન)

**જા**પાનમાં રાજાને **મિ**કાડોના નામથી ઓળખવામાં આવે છે અને એ શબ્દ "મોટુ દ્વાર" એવો અર્થ થાય છે **જા**પાનના રાજાઓ પ્રાચીનકાળથી જ સાદાં વસ્ત્રો ધારણ કરતા આવ્યા છે અને સોહું ભોજન લેતા આવ્યા છે ઇ૦ સ૦ ૧૧૯૦ થી **જા**પાનમાં બે પ્રકારના રાજાઓ રાજ્ય કરવા માડ્યા. બીજા પ્રકારના રાજાઓ **શો**-ગનના નામથી લોકોમાં પ્રસિદ્ધ હતા એ બે રાજા હોવાનો રિવાજ ઇ૦ સ૦ ૧૮૬૭ સૂધી ચાલ્યો રાજાને લોકો દેવ સમજતા હતા અને તેમની સ્ત્રીઓ તથા પ્રધાનો વિના અન્ય કોઇ તેમના મુખનું દર્શન કરવાને ભાગ્યશાળી થઇ શકતું નહોતુ જો કોઇને કોઇ કારણને લીધે રાજા પાસે હાજર થવાની આજ્ઞા મળતી હતી, તો રાજા પોતે પડદામાં બેસી તણખલાં અને પાંદડાંની ગાદીપર બેસીને તેનાથી વાત-ચિત કરતો હતો રાજાઓ ભૂમિપર પગ મૂકતા નહોતા અને તેમનાં પહેરીને ઉતારેલાં વસ્ત્રો બાળી નાંખવામાં આવતા હતાં વળી જે થાળીમાં રાજા એકવાર ભોજન કરતો તે થાળી બીજીવાર વાપરવામા આવતી નહોતી રાજાનું સત્યપદ તો **મિ**કાડોનું જ હતું, છતાં પણ અન્ય રાજા થવાનું કારણ એ હતુ કે, દશમી સદીની લગભગમાં પૂર્વ દિશાનાં જંગલી લોકો ટોળાબધ ધાડો પાડવા માંડ્યા. એ ધાડ-પાડુઓનાં અટકાવ માટે મોટા મોટા સરદારો મુકરર કરવામાં આવ્યા. એ સરદારો **ટા**ઇટરા અને **મિ**નમોટોના નામથી ઓળખાતા હતા એ સરદારોના વશજો મોટી મોટી પદવીઓ મેળવવા માટે પોતપોતામાં વઢવા માંડ્યા અને દશમી સદીના અતમાં એ પરસ્પરના વિગ્રહે મહાભયકર સ્વરૂપ ધારણ કર્યું રાજા જે વેળાએ જોતો કે, એક પક્ષ હવે મહાવિદ્રોહ કરવા માંડયો છે, ત્યારે બીજા લોકોને તેમ-નાપર ચઢાઇ કરવાને મોકલતો એથી ઉભય પક્ષમાં શત્રુતા વધતી જ ચાલી—તે એટલે સૂધી કે બારમી સદીના મધ્યમાં **ટા**ઇટરા દળના સેનાપતિ કિયોમોરીએ પોતાના શત્રુઓપર વિજય મેળવ્યો અને સર્વ પ્રતિપક્ષી સરદારોને જીવથી મારી નાંખ્યા **મિ**નામોટો દળના વડા સરદારનાં બે શિશુ બાળકો વિના તેણે એકે એકને તલવારના ઝાટકાથી સ્વર્ગદ્વાર દેખાડી દીધાં કોણ જાણતુ હતુ કે, એ બે અલ્પ-વયસ્ક બાળકો જ મોટા થઇને પોતાના વડિલોના વૈરનો પૂરેપૂરો બદલો લેશે? કિયોમોરીનો પ્રભાવ વધતો ચાલ્યો; અને ઇ૦ સ૦ ૧૧૮૦ માં પ્રધાનપદ લીધા પછી તેણે પોતાની પુત્રીનાં લગ્ન તે સમયના રાજા સાથે કરી આપ્યાં તે પુત્રીને એક પુત્ર થયો એટલે પોતાના દૌહિત્રને ગાદીએ બેસાડવા માટે તે રાજાપર દબાણ કરવા લાગ્યો એવી રીતે પોતાના કુટુબીજનોને ઉચ્ચમાં ઉચ્ચપદે પહોંચાડીને કિયોમોરીએ ઇ૦ સ૦ ૧૧૮૧ માં પરલોકમાં પ્રયાણ કર્યું. તેના મરણ પછી તેણે નાના ધારીને છોડી મુકેલા તેના શત્રુના બે બાળકોએ એક મોટુ સૈન્ય એકઠુ કર્યું, અને ઇ૦ સ૦ ૧૧૮૫ માં કિયામોરીના દળનો કેટલોક ભાગ સમુદ્રમાં યુદ્ધ કરતાં ડુબી ગયો અને કેટલોક ભાગ જમીનની લડાઇમાં માર્યો ગયો; એટલે પાછો

મિનમોટો પક્ષનો અધિકાર જામ્યો એ જ પ્રકારે જ્યારે ઇ૦ સ૦ ૧૮૧૩ મા-આઇનો જાતિએ વિરોધ કર્યો હતો, ત્યારે એક નવીન પદ કાયમ કરીને તેપર એક જાગીરદારની નીમણુક કરવામાં આવી હતી એ પદનો અધિકાર હવે મિનમોટો પક્ષના અગ્રેસરને મળ્યો, અને તે શોગનના નામથી વિખ્યાત થયો શોગનો પોતાને રાજા માનવા લાગ્યા બન્ને પક્ષને રાજી રાખવા માટે અને તેમના પરસ્પર વૈરભાવને કાઢી નાંખવા માટે અમીરોને વર્ષમાં છ માસ રાજધાનીના નગરમાં રહેવાની અને છ માસ બાલબચ્ચાને ત્યાં જ મૂકી બહાર રહેવાની આજ્ઞા કરવામાં આવી.

ઇ સ ૧૮૫૯ માં યુરોપિયનોને રાજ્યમાં દાખલ થવાની આજ્ઞા આપનારા એ શોગન લોકો જ હતા મિકાડોના સાથીઓ એ કાર્યથી વિરુદ્ધ હતા. એ લોકોએ આખા દેશમાં ડંકો વગડાવ્યો કે મિકાડોનો જય.અને મ્લેચ્છોનો ક્ષય! જે શોગને વિદેશીઓને પોતાના દેશમા આવવાની આજ્ઞા આપી હતી, તેના મરણ પછી તેનો પુત્ર પદારૂઢ થયો. તેનું વય તે સમયે માત્ર બાર વર્ષનું જ હોવાથી, રાજ્યકાર્યભાર તેનો એક પ્રધાન ચલાવતો હતો પણ એ શોગન યુવાવસ્થામાં જ મૃત્યુ પામ્યો. એ પછી મિકાડોનો દેહાન્ત થયો અને તેનો પુત્ર ગાદીએ બેઠો શોગનના પદે ઇસ ૧૮૬૭ માં એક બીજા પુરુષને બેસાડવામાં આવ્યો. બસ! જાપાની લોકોના ભવિષ્યનો નિર્ણય થવાનો સમય એ જ હતો નવા વિચારોવાળા યુવાનોના મનને યુરોપ જેવી રાજ્ય પ્રણાલી ગમતી હતી અને તેમનાં ચિત્તો જાપાનને સસારની સભ્ય જાતિઓની બરાબરી કરતુ જોવાને ઉછાળા મારી રહ્યાં હતાં. એક દેશભક્ત જાગીરદારે શોગનને એક પત્ર લખી જણાવ્યું કે, "હે મહારાજ! આપે પોતાનુ પદ મિકાડોને અર્પણ કરી દેવું જોઈએ એમ કરવાથી આપ જાપાની લોકો માટે એક એવું બીજ વાવી જશો કે, તે લોકો અન્ય દેશના સભ્યઅને સુશિક્ષિત લોકોની બરાબરી કરવાને સત્વર જ શક્તિમાન થશે; તથા જે અધિકારતેમને છે, તે આપણા લોકોને પણ પ્રાપ્ત થઈ શકશે." શોગને એ પત્રનો વિચાર કરીને ઉત્તર આપ્યુ કે, "મારો આ પદપર જો કે વશપરપરાનો અધિકાર છે, પણ રાજ્યની વર્તમાન દુર્દશા જોતા, મહાઆનદથી હું મિકાડોને મારો અધિકાર આપી દેવાને તૈયાર છુ"*

આપણે ઉપર વાચી આવ્યા છિયે કે મિકાડો કોઇ દિવસે પણ પોતાના મહાલયમાથી બહાર નીકળતો ન હોતો, પણ ઇ સ ૧૮૬૮ માં જ્યારે શોગન પોતાનો અધિકાર આપી દેવાને તત્પર થયો, ત્યારે રાજમત્રીએ રાજાને પડદાથી બહાર નીકળવાની વિનતિ કરી; કારણ કે તેનો પ્રધાન ઉચ્ચ શિક્ષણ પામેલો અને ઉન્નત સમાજનો સમાજિષ્ટ હતો તેણે પોતાની પ્રાર્થનામાં મહાન્ નમ્રતાથી રાજાને જણાવ્યું કે, "સાત પેઢીથી અમારા રાજાઓ પડદામાં રહેતા આવ્યા છે અને તેમણે કદાપિ પૃથ્વીપર પગ ધર્યો નથી બહાર શું થાય છે તેના ખરા સમાચાર શ્રીમાનના કાન

---

* આ વિષયનુ યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરનાર જિજ્ઞાસુને ૧૯૦૪ ના "ગુજરાતી" ના સ્વાત્માર્પણનો વિષય વાંચવાની ભલામણ છે

સુધી પહોચી નથી શકતા, એટલા માટે આજથી એ જુની મર્યાદાનો પરિત્યાગ કરો અને બહાર નીકળી પ્રજાને દર્શન આપો!" રાજાને પણ એ વિચારો પસદ આવ્યા અને તેણે ચુડોમાંથી નીકળીને કાયટોને રાજધાની બનાવી. રાજધાની સ્થાપવા પછી તે સ્થાનતું ટોકિયો એવું નવીન નામ રાખવામાં આવ્યુ રાજાનુ વય એ સમયે કેવળ અઢાર વર્ષનું જ હતુ બીજા દેશોના રાજાઓને પત્રદ્વારા જણાવી દેવામાં આવ્યુ કે, શોગને પોતાના પદનો ત્યાગ કર્યો છે અને હવેથી બધો અધિકાર મિકાડોનો છે એ પત્રપર રાજા મુત્સહીતોના હસ્તાક્ષરો હતા અને તે અધાપિ ગાદીપર છે એ અવસર પ્રથમ જ હતો કે, પ્રજાએ રાજાનુ ખરુ નામ જાણ્યુ

જાપાનમા પણ પ્રાચીન સમયમા બીજા કેટલાક દેશો પ્રમાણે જાગીરદારો પોતપોતાની જાગીરોના એક જુદા જ રાજા અથવા ઠાકોર ગણાતા હતા અને પોતાની જાગીરમાં સ્વતત્રતાથી વર્તી શકતા હતા વિચારશીલ યુવક જાપાનીઓએ જોયુ કે, એ પ્રથા પણ દેશની ઉન્નતિના માર્ગમાં બાધા કરનારી છે, અને તેથી એ રિવાજને પણ જડમુળથી ઉખેડી નાંખવાની તેઓ ચેષ્ટા કરવા લાગ્યા જાગીરદારોએ કોઇપણ જાતના વાધા વિના તેમના મતનો સ્વીકાર કર્યો અને અતે તેઓ એ નિશ્ચયપર આવ્યા કે, બધા જાગીરદારોએ પોતાને રાજાની પ્રજાના જનો તરીકે માનવા, અને ખેડુતોને આજ્ઞા કરવામાં આવી કે, તેમણે પોતાનો જાગીરદાર મિકાડોને માનવો એવી રીતે નાનાં નાના ટોળાં તુટીને એકસપ થતા એક મોટુ દળ થઇ પડયું. ઇ સ ૧૮૭૧ માં બધા જાગીરદારો અને સર્વ ધનાઢયો ટોકીયોમા એકઠા થયા અને સર્વેએ રાજા આગળ પોતપોતાનાં શીશ નમાવ્યાં મુખ્ય પ્રધાને એ નવીન વ્યવસ્થાના સમાચાર આખા દેશમાં ફેલાવી દીધા એ બનાવ જાપાનના ઇતિહાસમા "બલીદાન પર્વ" જેવો છે જુઓ કે, શોગન રાજાથી માડીને નાના મોટા બધા પોતાના અધિકારોતું સ્વદેશની ઉન્નતિ માટે બલીદાન આપવાને કેવા શૌર્યથી તત્પર થઇ ગએલા દેખાય છે? જો કે નવીન વિચારશીળોની ચઢતી થતી જતી હતી, તો પણ બાપદાદાને ચીલે ચાલનારા જુના વિચારવાળાઓ કઇક કચવાતા હતા—નવીન ફેરફાર પ્રતિ દેશને માટે ભયથી જોતા. એકવાર તો તેઓ બળવો પણ કરી ચુકયા ત્રણ દિવસ ઘોરતમ યુદ્ધ થયુ, પણ અતે નિર્વિઘ્ને મિકાડોના બલવાન્ રાજ્યની સ્થાપના થવાની હતી તે તો થઇ જ

ઇ. સ ૧૮૭૧ માં જાપાનની સાધારણ જાતિઓને પણ દેશસમાન હકો મળવા માંડ્યા પોસ્ટ ખાતુ ઉઘડયું, તાર ચાલુ થયા, રૂપિયા ઢાળવા માટે ટંકશાળોની સ્થાપના કરવામાં આવી, અને ઇ. સ. ૧૮૭૩ માં જાપાનીઓએ પોતાના દેશમાં પ્રથમ રેલવે ચલાવી; અમેરિકા તથા યુરોપના દેશોમાં પ્રતિનિધિઓ (એલચીઓ) મોકલવામાં આવ્યા, અને રાજાએ એક ઢંઢેરો ફેરવ્યો કે, "કોઈ પણ માણસ ઉઘાડે શરીરે ચોક ચૌટામાં ન નીકળે!" શીતળાથી બચવા માટે રસી મુકાવવાનો રિવાજ ચાલુ કરવામાં આવ્યો અને સૈનિક સરદારો તથા રાજદ્વારી પુરુષોને આજ્ઞા

કરવામાં આવી કે, તેઓ જુનાં ઢીલાં ખોળાં પહેરવાં બંધ કરી, પશ્ચિમીય વસ્ત્રો ધારણ કરે આજ્ઞાનુસાર તે લોકોએ ઘરમાં જુનાં રિવાજી અને કામકાજપર અંગ્રેજી કપડાં પહેરવા માંડયાં. લશ્કરી વર્દીઓ પણ અંગ્રેજી ઢબની જ કરવામાં આવી.

રાજ્યની લગામ રાજાએ પોતાના હાથમાં રાખી અને પોતાની સહાયતા માટે ત્રણ રાજમંત્રી અને એક કાઉન્સિલ (સભા) કાયમ કરી. ઇ. સ. ૧૮૭૫ મા જુદા જુદા પ્રાંતોના ગવર્નરો ટોકિયોમાં એકઠા થયા અને ત્યાં સામાન્ય લોકોના ઉપકાર માટે વિચારો ચલાવવામાં આવ્યા. ત્રણ વર્ષ પછી જુદા જુદા પ્રાંતોની જુદી જુદી સભાઓ સ્થાપિત કરવામાં આવી અને તે દરેકમાં પોતપોતાના પ્રાંતના ટેક્સો અને માલગુજારી આદિ વિષયોનો અધિકારી જનો વિચાર ચલાવવા લાગ્યા. જે લોકો સારી રીતે લખી વાંચી શકતા હોય, તેઓ જ એ સભાના સભાસદ થનાર ગૃહસ્થને પોતાનો મત આપી શકતા હતા, અને સાથે એ સરત પણ હતી કે મત આપનાર ઓછામાં ઓછા પંદર રૂપિયા જકાત તરીકે ભરતો હોવો જ જોઇએ પ્રત્યેક મત આપનાર પોતાનું નામ તથા જેને મત આપતો હોય તેનું નામ લખી, એક મુકરર કરેલા બોકસમાં તે કાગળ નાંખે, એવો નિયમ કરવામાં આવ્યો હતો એ પ્રાંતિક રાજસભાઓ સ્થાપવાનું કારણ એ હતું કે, લોકો ક્રમવાર એક રાજ્યસભા (પાર્લામેન્ટ) દ્વારા રાજ્ય કરવાને યોગ્ય થઇ શકે. પાર્લામેન્ટ સ્થાપવાની પ્રતિજ્ઞા મિકાડોએ ઇ. સ. ૧૮૬૮ માં જ કરી હતી. જ્યારે મિકાડોએ જોયુ કે, લોકો પ્રતિનિધિ સભાદ્વારા શાસન કરવા યોગ્ય થતા જાય છે, ત્યારે તેણે ઇ. સ ૧૮૮૧ માં સૂચના આપી કે, ઇ. સ ૧૮૯૦ માં મુખ્ય રાજસભા (પાર્લામેન્ટ)ની સ્થાપના કરવામાં આવશે; એ રાજસભામા પ્રજા તરફથી પ્રતિનિધિઓ મોકલી શકાશે અને ઇગ્લડ પેઠે સભાના બે વિભાગો રાખવામાં આવશે બે વિભાગો ઓળખાય એટલા માટે રાજાએ ધનાઢયો અને વિદ્વાનોને લોર્ડ ઇત્યાદિની પદવીઓ આપવા માંડી ઇ. સ ૧૮૮૫ માં જુના મત્રી આદિનાં પદોને કાઢી નાંખવામાં આવ્યા અને કેબીનેટ અર્થાત્ રાજમત્રીઓની એક કાઉન્સિલની સ્થાપના કરવામાં આવી ૮૦૦૦ નકામી પદવીઓને રદ કરીને, ખર્ચ ઓછો કરી નાખવામાં આવ્યો અને વિદ્યા, જ્ઞાન અને બુદ્ધિબળથી વિખ્યાતિ પામેલાઓને જ નવીન પદે પદારૂઢ કરવામાં આવ્યા. ઇ સ ૧૮૮૫ ના ફેબ્રુઆરી માસમાં ન્યાયાલયો ઉઘાડવામાં આવ્યા તથા જજો અને બીજા ન્યાયાધીશો મુકરર થયા. એક ફ્રેંચમેન પાસેથી નિયમો ઘડાવીને તે પણ ચાલુ કરવામાં આવ્યા એ પહેલાં ત્યાં કચેરીઓ પણ ન હોતી અને નિયમ પ્રમાણે ન્યાય પણ થતો ન હોતો. જ્યારે યુરોપિયનો ત્યાં આવીને વસવા લાગ્યા ત્યારે જાપાની ન્યાયાધીશો સમક્ષ ઉભા રહેવાનો તેમણે અસ્વીકાર કર્યો. શિક્ષિત જાપાનીઓએ એની વ્યવસ્થા પણ કરી નાંખી, અને કેટલાક યુરોપિયન ન્યાયધીશો પણ નીમ્યા એ જ વર્ષમાં બીજા સમ્પ્રદાયવાળાઓને પીડવાનો, લોકોના કાગળોને વાંચવાનો, સ્વતંત્રતાથી બોલવા તથા લખવામાં રોકાણ કરવાનો ઇત્યાદિ સર્વ અનાચારો કાઢી નાંખવામાં આવ્યા આ બધો ફેરફાર એટલો તો શીઘ્રતાથી થઈ ગયો કે, લોકો એ પરિવર્તનને અદ્યાપિ 'ભૂકંપ'ના ભયકર નામથી ઓળખે છે.

## પ્રકરણ ૧૮ મું.

## જાપાનમાં પાર્લામેન્ટ.

જાપાનમા સ. ૧૮૯૦ માં પાર્લામેન્ટ પણ ઉઘડી એના બે વિભાગ છે–એક તે લોકો કે જે પેઢીઓની પેઢીઓથી, પ્રતિષ્ઠિત ગણાય છે, એ લોકો જીવનપર્યંત સભાસદ તરીકે ગણાયા જશે.

સભાના સભાસદો ત્રણ પ્રકારના છે: એક રાજકુટુંબીઓ, બીજા તે કે જેમને વિદ્યા, બુદ્ધિ અને ઐશ્વર્યને લીધે રાજા નિયત કરે તે, કે જેથી કારભારમાં સહાયતા મળતી રહે; અને ત્રીજા તે કે જે જાગીરદારો તરફથી ચૂંટાય. આ સભાસદોનું વય ત્રીસ વર્ષથી નીચે ન હોવું જોઇયે. ઇસાઈ (ક્રિશ્ચિયન) સભાસદો પણ એ સભામાં છે

આરંભમાં આ નવી રાજ્ય રીતિથી અકળાઈ લોકોએ એકબેવાર ગડબડ પણ મચાવી હતી એક વર્ષે કેટલાક લોકોએ રાજાના બધા પ્રસ્તાવોનો વિરોધ કર્યો રાજાએ ૧૮૯૧ માં પાર્લામેન્ટ બંધ કરવાની આજ્ઞા કરી. બીજી વાર જ્યારે ચૂંટણી થવા માંડી, ત્યારે વળી લોકોએ થોડો ઘણો ઉપદ્રવ કરવાની ચેષ્ટા કરી, પણ તે પછી હવે સારી રીતે કામ ચાલ્યું જાય છે.

સૈન્યપ્રબંધ, વ્યાપાર, ઉદ્યોગ, દરિયાઇ ખાતુ, પોલીસ ખાતુ, કેળવણી ખાતુ, એમ પ્રત્યેક વિષયો વખાણવા જોગા અને શિક્ષા લેવા જોગા છે. એ વિષે જો જૂદો લેખ કરવામાં આવે તો એક સારુ પુસ્તક થઈ શકે અને તેવાં એક બે ગુજરાતી ભાષામાં છે પણ ખરાં.

હવે પ્રશ્ન એક ઉઠે છે કે, ઓગણીસમી સદીના વચલા ભાગમા જેમ જાપાનીઓની સાથે અગ્રેજોનો સંબંધ થયો, તેમ સૈકા પૂર્વે ભારત સાથે પણ તેમનું પાનુ પડયું જાપાનીઓ આટલા બધા ઉન્નતિને માર્ગે ચઢયા અને ભારતવાસીઓ કેમ હજુ સૂધી જ્યાંના ત્યાં પડ્યા રખડ્યા છે? અમારી દીન મતિ પ્રમાણે તેમાં બે કારણો છે એક તરફ સોની કાચો અને બીજી તરફ સોનુ પણ કાચુ કઈક ગૌરાગોની ભારતવાસીઓને જ્યાના ત્યા–જેવા ને તેવા–રાખવાની પૉલિસી, અને કંઇ ભારતવાસીઓના રિવાજોની પાબદી. જાપાન સ્વતંત્ર, ભારત પરતંત્ર, જાપાનની ખાંધપર પરદેશી રાજ્યની ધૂસરી સ્વપ્ને ન પડેલી, ભારતવાસીઓને હજારો વર્ષથી ગુલામગીરીનો ભાર વહેતાં કાંધ પડી ગયાં છે, જાપાનીઓએ દુ.ખ વેઠયાં તો ત્યાંના જ લોકો તરફથી, ભારતને તેની સંતતિએ સતાપવામાં જ કંઇ મણા ન રાખી અને ઉપરથી વિદેશી લૂટારાઓ, રાજાઓ અને વેપારીઓએ ઘાણ વાળવાં માંડયો–દયા સરખીએ ન કરી. તે લોકો વિદેશથી જે કામ શીખી આવે તેનો પ્રયોગ કરવા માટે તેમને ખુલ્લી રજા, ભારતવાળો દારૂગોળા બનાવવાની અજમાયશ કરવા જાય તો ખુલ્લી સેજા; જાપાનીઓ સ્વદેશી વસ્તુઓનું વહાણ બનાવી ચલાવે તો રાજા પૈસાની સહાયતા કરે, ભારતી બનાવીને ચલાવે તો ટેક્સ લાગુ પડે. ચામડીના

ફેરે બધુ ચક્કર ભમર જ કરી નાંખ્યુ છે એ પીડા કોને કહીએ? જાપાનીઓ વિદેશથી કેળવાઇ આવે તો તેમને ઓદ્ધા મળે, ભારતવાસી કેળવાઇ આવે તો (ચામડીને લીધે) ગોદા મળે, જાપાનીઓનાં અધિકારીઓ તેમના દેશના, ભારતીઓના પરદેશના, જાપાનમા સ્વદેશ સુધારાની સભા થાય તો પોલિસ મદદ કરે, ભારતમા થાય તો પોલિસ હાથપગ જકડી કેદ કરે; જાપાનમાં રાજદ્રોહ તે જ દેશદ્રોહ, ભારતમાં દેશદ્રોહ ભલે કરે, રાજદ્રોહ કરે તો તુરગાબાદ જાય; જાપાનના કાયદા દેશને અનુકૂળ, ભારતના કાયદા રાજને અનુકૂળ. એવી બધી અનેક કચ્ચાઇઓ તો સોનીની, હવે ગણો સોનાની.

જાપાની વિલાયત જઇ આવે તો લોકો દાવતો કરે, અને સારાં સારાં ભોજનો જમાડે, ભારતી વિલાયત જઇ આવે તો લોકો અદાવત કરે અને જમતો-જમતો ન્યાતમાથી કાન પકડી ઉઠાડે; જાપાની પરદેશ જઇ આવી હુન્નરકળા શીખી આવી દેશીને શીખવે, ભારતવાસી પરદેશ જઈ આવી જે શીખી આવે તેથી દેશને ભીખવે; જાપાનીઓ દેશના કલ્યાણ માટે પરદેશ સીધારે, ભારતવાસી મૌજ શોખ ભોગવવા પરદેશ પધારે; જાપાનીઓ પરદેશ જઇ નમ્ર થઇ આવે, ભારતવાસી બડી બડાઇ સુણાવે, જાપાની પરદેશમા દેશને ન ભૂલે, ભારતવાસી પરદેશીના ચમનમાં રમે, જાપાની પરદેશથી લાવવા તત્પર, ભારતવાસી પરદેશમાં દેવા ભગડ; જાપાનીઓ પૂર્વજને વખાણે, ભારતવાસી બાપદાદાને ગદ્ધા જાણે; જાપાનીનો ધર્મ કઠણ પથ્થર જેવો, ગમે તેની સાથે જમે ખાય તો પણ ધર્મને અડચણ ન થાય, ભારતીનો ધર્મ સૂતરના કાચા તાંતણા જેવો, ખાતાં ખાતાં બીજી ન્યાતવાળો અડે તો ટપ લઇને તૂટી જાય, જાપાનનો રાજા પડદા પ્રણાલિ છોડી પોતાની ઇચ્છાથી બહાર આવ્યો, ભારતવાસીની સ્ત્રી પડદો કહાડી નાંખે તો ધણી નાક કાપી નાંખે, સોગને રાજપદ દેશોન્નતિને માટે મિકાડોને હવાલે કર્યું, ભારતવાસીઓ ન્યાતની પટલાઇ જેવા તુચ્છ અધિકાર માટે મારવા મરવા તત્પર થાય છે; જાપાનમાં દેશના માનપાનના શુકરાના, ભારતમાં રાજના માનપાન માટે હડખાના; જાપાની દેશને માટે મરે, ભારતવાસી દેશ જહન્નમયે જાય તેમ આરડે, જાપાની ગમે ત્યાં જાય તોપણ દેશ ધર્મ ન તજે, ભારતવાસી દેશ ધર્મને ત્રિકાળમા ન ભજે.

એ બધી વાતોને એક તરફ મૂકી, આપણે જાપાની ધર્મ ઉપર થોડી દૃષ્ટિ નાંખી જઇએ, કારણ કે તેને આપણી વાર્તા સાથે થોડોક સબંધ છે. બધા જ જાપાની બુદ્ધિષ્ટ નથી ઘણાક લોકો કહે છે કે બૌદ્ધ ધર્મ જ જાપાનીઓની ઉન્નતિનુ કારણ છે. ના, તેમ નથી બૌદ્ધ કરતાં પણ જાપાનીઓનો પ્રાચીન ધર્મ શિણ્ટો છે. એ ધર્મનું કોઈ પુસ્તક કે શાસ્ત્ર કશુ નથી. એ ધર્મનો મુખ્યમાં મુખ્ય સિદ્ધાંત રાજાની પૂજા છે, કારણ કે તે સૂર્યદેવીથી ઉત્પન્ન છે જાપાની સભ્યતાનું મૂળ ચીન છે; અને ચીનનો પ્રાચીન ધર્મ પિતૃશ્રાદ્ધ છે. એ ધર્મને બૌદ્ધ પણ હાનિ પહોંચાડી શકયો નહીં—એટલે સૂધી કે જે લોકો ક્રિશ્ચિયન સમદાય સ્વીકારી બેઠા છે તેઓ પણ શ્રાદ્ધ ક્રિયા કરવા ચૂકતા નથી જાપાન દેશપર કૅનફ્યુશિયસ, બૌદ્ધ અને ઈસાઇ

ધર્મના પ્રભાવો પડ્યા છે ખરા, પણ પિતૃપૂજાને જરાએ આચકો લાગ્યો નથી. સુધરેલા અને કેળવાયલા જાપાનીઓ પિતૃના સ્મારક આગળ નિત્ય માથું નમાવે છે પ્રત્યેક ઘરમાં પૂજાનાં સ્થાનો બે હોય છે એકને "કામીદાન" અને બીજાને "બતસુદાન" કહે છે કામીદાન તે સૂર્યદેવી (અમતરેસુ)નું પવિત્ર સ્થાન એની પૂજાનું કારણ એમ કહેવામાં આવે છે કે, સૂર્યદેવીથી જાપાની સામ્રાટો ઉપન્યા છે. બીજું સ્થાન જે બુતસુદાન કહેવાય છે ત્યાં તે ઘરના પિતૃઓનાં નામ, તેમની અવસ્થા અને મરણ તિથિ લખેલી હોય છે. આ સ્થાનની સેવા નિત્ય તો થાય છે જ, પણ મહીનામાં એક દિવસ અને વર્ષમાં ત્રણ દહાડા (૧૩ મી જુલાઇથી ૧૬ મી સુધી) વિશેષ રૂપે થાય છે એ ધર્મનાં ત્રણ મદિરો છે. એક આઇ-સીમા "દાઇઝિંગ" નામે, બીજું રાજ્ય મહેલમાં "કાશી કોડોકોરો" અને ત્રીજું "કામીદાના" જે પ્રત્યેક ઘરમાં હોય છે પ્રત્યેક જાપાનીઓ "દાઇઝિંગ" અને "કાશી કોડોકોરો"ની યાત્રા જીવનમાં એકવાર કરવી એવો ધર્મ સમજે છે રાજ્ય મહેલમાં ત્રણ ડેરાંઓ છે એકમાં એક આરસી રહે છે જે સૂર્યદેવીનું સ્થાનક મનાય છે; બીજામા રાજાના પિતૃઓ અને ત્રીજામા જુદા જુદા દેવતાઓની પૂજા થાય છે. જાપાનમાં પણ સહસ્રભુજાવાળી દેવી છે, જેના મુખો પણ અનત છે. એને "ક્વાનન" એટલે દયાની દેવી કહે છે

બૌદ્ધ ધર્મ જાપાનમાં એવી રીતે પ્રચલિત થયો કે, ઈ સ ૬૫૦ મા કોરિયાના રાજાએ મિકાડોને એક બૌદ્ધની મૂર્ત્તિ તથા બૌદ્ધ ધર્મના કેટલાક પુસ્તકો ભેટ કર્યાં પ્રધાનોએ અન્ય ધર્મની મૂર્ત્તિ અને પુસ્તકો રાખવાનો વિરોધ કર્યો, તેથી મૂર્ત્તિ એક દરબારીને આપી દેવામા આવી તેણે એક બૌદ્ધ મદિરની સ્થાપના કરી. કેટલાક દહાડા પછી આખા દેશમા મહામારી ચાલી લોકોએ તેનું કારણ એમ ધાર્યું કે, બૌદ્ધ ધર્મની સ્થાપનાથી ઈશ્વર કુપિત થયો! મદિર પડાવી નાખવામાં આવ્યું આથી આખા દેશમા ઉપદ્રવ મચ્યો—એટલે સૂધી કે મંદિર પાછુ કરવું પડયું કોરિયાથી બૌદ્ધ ઉપદેશક તથા વૈરાગીઓ આવવા મડ્યા અને બૌદ્ધ ધર્મનો એવો બ્હોળો ફેલાવ થયો કે, સૈકાઓ સૂધી જાપાનનો મુખ્ય ધર્મ બૌદ્ધ રહ્યો. પણ શિણ્ટો ધર્મની જડ સમૂળી ઉખડી નહોતી શિણ્ટો દેવતા-ઓ સાથે જ બુદ્ધ દેવની પણ પૂજા થવા માંડી વળી પાછુ ચક્કર ફર્યું સેકડો વર્ષ પછી એકવાર ફરી શિણ્ટો ધર્મનું પ્રાબલ્ય થયુ. બૌદ્ધ મદિરોના પાયા ઉખડાવી નાખ્યા અને તેને સ્થાને શિણ્ટો ધર્મના ચિન્હો મૂકાયાં કનફ્યુશિયસ ધર્મ, જે થોડો ઘણો પગપેસારો કરી શકયો હતો તેને પણ રૂખસત મળી અને ટોકિયોમાંનુ કનફ્યુશિયસ મદિર હાલ મ્યુઝિયમ તરીકે વપરાય છે

આપણા દેશમાં મુક્તિ આપવા આવેલા પરમેશ્વરના પિતરાઇ પાદરી લોકોનાં પવિત્ર પગલાં જાપાનમાં પણ સ ૧૫૪૯ માં થયાં હતાં. ઈસાનુ નામ દીધુ કે મુક્તિ! બીજાને નામે બધન! એવા ઉપદેશથી જેમ આપણા દેશનાં ઢેડિયાં ચામરિયાં સાહેબ થઇ જાય છે, અથવા ગોરી ચકોરીને ઓથે ધર્મનો શિકાર ખેલાય છે, તેમ ત્યાં

પણ ફ્રાન્સિસ જેવિયર પાદરી બાવાએ કરવા માંડયુ લગભગ છ લાખ માણસો મુક્તિ-ફોજમાં મળી ગયાં! લોકો ચમક્યું કે આ રાક્ષસ આખો દેશ ગળી જશે કે શું? રાજાએ એકદમ આજ્ઞા કરી કે, કોઈ પણ વિદેશી ધર્મપ્રચારક ઉપદેશ કરવા ન પામે, જો કરતો પકડાશે તો વિના ન્યાયે ત્રણ લાકડે ચઢાવવામાં આવશે હજારો ઈસાઇઓને જીવતા ઘાસમાં લપેટી મુક્તિનાદ્વાર જવાળામુખીમાં શીખો ઘાલવામાં આવ્યા! રાજાની આજ્ઞા એવી થઇ હતી કે, "જ્યાં સૂધી સૂર્ય તપે છે ત્યાં સૂધી કોઈ પણ ઈસાઇ જાપાન આવવાનું સાહસ ન કરે! યાદ રાખવું કે, સ્પેનનો બાદશાહ અથવા ઈસાઇઓનો ભગવાન્ પણ આ આજ્ઞાનું ઉલ્લંઘન કરશે તો તેનું માથુ ધડપરથી વેગળું કરવામાં આવશે." ચાર હજાર રોમન કેથલિકો જૂદા જૂદા પ્રાંતોમાંથી પકડી કારાગારમાં પૂરાયા. સ૦ ૧૮૭૦ થી ૭૩ સૂધી આ વિરોધ ચાલુ રહ્યો તે પછી સપ થયો અને કેદીઓને મુક્ત કરવામાં આવ્યા તે પછી એટલો ભ્રાતૃભાવ પ્રબળ થયો કે, સ૦ ૧૮૯૦ માં પાર્લામેંટના ત્રણસો સભાસદોમાં જેઓએ જાપાનીસ નાગરીકતા સ્વીકારી હતી તેમાં તેર ઈસાઈઓ હતા. વળી તેમાથી એક સભાપતિ પણ કરવામાં આવ્યો હતો



## પ્રકરણ ૧૯ મું.

### ઈસ્પીટાલમાં.

આજે જાપાનના દરિયે કિનારે એક તખતા સાથે વળગેલું કોઇ વિદેશીનું મુડદુ નિકળ્યું છે. લોકોની મેદની તેને જોવા મળી છે થોડીવારમાં એક ડોળી આવી. તેમાં તે શબને નાંખી મોટી હાસ્પિટાલમાં લઈ ગયા આસિસ્ટંટ સર્જયને ટેલીફોનથી પોતાના વડાને જાણ કરી તેણે આજ્ઞા આપી કે, "કપડાં કહાડી નાંખી પપ કરો, તેટલામાં હું આવી પહોચુ છુ" વડાની આજ્ઞા પ્રમાણે સારવાર થઈ રહી હતી કે તે આવી પહોચ્યો તેણે તપાસ કરી નાડી પરીક્ષા કરતાં તેનો પત્તો ન મળે, હૃદય ધડકતુ નથી, જીવે છે કે મરી ગયો છે તેની સમજણ પડતી નથી વિજળીની પેટી મગાવીને તેનાથી ગરમી આપવા માંડી; મોંમાં દવા અને બ્રાન્ડી નાંખવા માંડયો. એમ કેટલોક સમય ઉપચાર કરી માણસોને સારવાર માટે આજ્ઞા આપી ડાકટર ચાલ્યો ગયો બીજે દહાડે પાછો આવ્યો. નગરના રોગીઓથી અવકાશ પામી પાછો પેલા વિદેશીના મૃતપ્રાય શરીર પાસે ગયો હકીકતનું પાટિયું વાંચી બીજા ઉપચારો કર્યા કેટલીકવારે પ્રાણ છે એવી શંકા થઈ પરદેશ ખાતાના એલચીઓને ટેલીફોનથી ખબર આપી કે તેઓએ આવી, બને તો ક્યા દેશનો માણસ છે તે ઓળખવા કૃપા કરવી. ત્રીજે પહોરે કાઉન્સિલરો એકઠા થયા. અંગ્રેજે તેના રંગરૂપપરથી અંગ્રેજ નથી એવી અટકળ કરી; જરમન કાઉન્સિલરે કહ્યુ કે, જો જરમન હોત તો તેનું માથું આ પ્રકારનું ન હોત; તુર્કીએ કહ્યુ કે, કદાચ કોઇ ઇરાની હોય, કારણ કે અમારે ત્યાં ઇરાનીઓ સરકારી ઓહ્દાપર છે, અમે-

રીકાવાળાએ વિચાર દર્શાવ્યો કે, કાં યાહુદી ન હોય? ફ્રેંચવાળાએ કોઇ કાશ્મીરી હોય એમ અટકળ કરી ટુંકમાં કોઈ ન કહી શક્યું કોટ પાટલુન જે તેના શરીરપરથી ઉતારવામાં આવ્યાં હતાં તેનાપરથી પણ કંઇ અજવાળું ન પડ્યું. અંતે તેના સચેત થવાપર બધો આધાર રાખી બધા વેરાઇ ગયા.

ચોથે દહાડે વિદેશીની નાડી સારી રીતે ચાલવા માંડી, તેમ શ્વાસ પણ ચાલુ થયો. ડાકટરનું મન મુદિત થયુ કે પરિશ્રમ વૃથા ન ગયો. બે દહાડા વધુ વીતતાં તેણે નેત્ર ઉઘાડ્યાં અને ટગર ટગર જોવા માંડ્યો, કાંજી અને સુપ થોડો થોડો પીવા લાગ્યો. ડાકટરને બહુ ચટપટ હતી કે એ કોણ છે તે જાણે. પણ વિદેશીની જીભનો લવો વળતો ન હોતો–બોલવાની ચેષ્ટા કરતો, પણ બોલી શકતો નહીં. હાથોમાં એટલી શક્તિ ક્યાંથી કે લખી શકે? ડાકટરે વિચાર કર્યો કે વાતે વાળવાથી કદાચ જીભ ઉપડે તેણે અવારનવાર પ્રશ્નો પૂછવા માંડ્યા, વિદેશી કાને સાંભળી શકતો એટલે હા, નાનું ડોકું હલાવતો અને કોઈવાર થાકથી કટાળાનાં ચિહ્નો પ્રકટ કરતો. સુધરેલા જાપાનીઓ અંગ્રેજી તો જાણે જ, એટલે તે બધી પડપૂછ તેમાં જ કરતો અને વિદેશી અંગ્રેજી સમજતો હતો, પણ જીભ ચારી આપતી ન હોતી. ડાકટરે બધા દેશોનાં નામો લઈ તેનું વતન પૂછવા માંડ્યું. બહુવારે ઇંડિયાપર આનું ડોકું હાલ્યું એ પછી ખતીલા ડાકટરે ઇંડિયાનો નકશો મંગાવ્યો અને પોતે વિદેશીનો હાથ પકડી તેની આંગળી બધે ફેરવવા માંડી બોમ્બેપર વિદેશીએ આંગળી ઠરાવી અને આંખના પલકારાથી પોતાને ત્યાંનો નિવાસી સમજાવ્યો ડાકટરે તરત બ્રિટીશ એલચીને ટેલીફોન કરી તેડાવ્યો અને તેનું માણસ તેને હવાલે કર્યુ બ્રિટીશ એલચીએ નિયમાનુસાર ડોળી મંગાવી, તેને બ્રિટીશ લેગેશનમાં મોકલ્યો અને સરકારી પૈસે તેની સારવાર કરવા માડી બીજે દિને જાપાની સમાચાર પત્રોમાં ખબર છપાઈ કે "કોઈ ડુબેલા વહાણની લાઈફ બોટના તખતા સાથે એક બ્રિટીશ સરકારની પ્રજામાંનો માણસ અત્રે આપણે કિનારે આવી પડ્યો છે તેનુ શરીર સુધરતુ જાય છે, પણ જીભ બંધ છે. મુંબઇનો રેહવાસી છે, ન્યાત જાતની સમજણ પડતી નથી." રોઇટરના એજંટે તારદ્વારા એ સમાચાર હિંદમાં મોકલ્યા અને ત્યાં પણ ઘણાંક પત્રોમાં છપાયા

હવે એક નવો સફો ઉપાડો એક જાપાની સ્ત્રી જે ઇંગ્લંડ જઈ અંગ્રેજી અને ફ્રેંચ શીખી આવી હતી અને હિંદ જોવાની બહુ ઉત્સુક હતી, તેણીએ ઉપલા સમાચાર વાચ્યા. તેણીની બહુ ઇચ્છા હતી કે કોઇ હિંદીવાનની સાથે ચાર ચોખા ચોડી લે! કારણ કે, તે બૌદ્ધ ધર્મની તન મનથી ચેલી હતી તેણીને એ જ ઝખના લાગી હતી કે, મહાત્મા ગૌતમબુદ્ધની પવિત્ર જન્મભૂમિમાં જીવન ગાળવું અને તે જે ગામમાં જન્મ્યો હોય ત્યાંની ધરતીની માટી માથે ચઢાવવી તેના મનમાં આ વિચારો એવા જડ ઘાલી બેઠા હતા કે, જાપાન તેણીને મન નરક સમાન લાગતુ હતું જાપાનમાં એક જોડું લયલા મજનું જેવું ઇશ્કમાં પ્રસિદ્ધ થઈ ચુક્યું છે ઘેર ઘેર તેમના ઇશ્કની વાતો અને વખાણો થતાં. તે જોડાનું નામ ગોમ્પાજી અને કોમરાસ્કી.

ભોગજોગે આ સ્ત્રીનું નામ પણ કોમરાસ્કી હતુ, એટલે તેણી પોતાને પૂર્વની કરતાં દરજ્જામા નીચી પડેલી જોવા ન હોતી ચાહતી બરાબર છે, અંગ્રેજી કાયદા પ્રમાણે સૌ પોતાના મનનુ માલિક છે શુ પેલી કોમરાસ્કીની માએ સવાસેર સુઠ ખાધી હતી, ને આની માએ નહોતી ખાધી? જ્યારે પણ કોઈ ભૂલ્યો ભટક્યો ભારતવાસી જાપાન જઈ ચઢતો ત્યારે તેણી તેને અવશ્ય મલી આવતી અને પોતાની મનોવૃત્તિ તેને જણાવતી. પણ કોઇએ હજુ તેણીનો હાથ ધરવાનું બીડુ ઝડપ્યુ ન હોતુ. જેવી તેણીએ એક હિંદી જાપાનમાં આવવાની ખબર જાણી કે બ્રિટીશ એલચી પાસે દોડી ગઈ અને ત્યાંથી આજ્ઞાપત્ર મેળવી, માંદા પાસે ગઈ તે શાંતપણે એક કોચ ઉપર પડચો પડચો ઉંઘમાં પોતાના દેશની લ્હેરો જોઈ રહ્યો હતો. કોમરાસ્કી તેને જોતાં જ ગાંડીતુર થઈ ગઈ નવયુવક, ઉજળો ફટક, નાક નકશો સુડોળ, કદાવર માણસ, ગોળ મ્હોડુ! બસ તેણી તો મનથી તેને વરી ચૂકી થોડીકવાર મનમા માંગણી કરી, ને ચિત્તમાં ચોરી ફેરા ફરી ઘેર આવી ઘરબારની અસાધારણ સુખી હતી. મા બાપ ભાઈ બહેન કોઈ હતુ નહી રોકડ રકમો લાખોની બેંકમાં જમા હતી, જાગીર જમીન ઘરો આદિના ભાડાં ચોડાં આવતાં હતાં! ખોટ હતી તો કેવળ સારો રૂપાળો વર મેળવવાની આજ જોયલો જવાન તેણીની આંખમાં ખુચી ગયો તે ઘરમાં ફરતી વિચાર કરવા માંડી કે, બધી મિલકત વેચી સાટી રોકડ નાણુ હિંદમા લઈ જઈશ અને ત્યાં ઘરબાર વાડી બગલા વસાવીશ બુદ્ધ દેવની જન્મ ભૂમિપર પુષ્પ ચઢાવીશ, બૌદ્ધ ધર્મના ઉપદેશો અને વ્યાખ્યાનો કરીશ, વરને પણ બુદ્ધિષ્ટ બનાવીશ અને તેને કોઇનો ચાકર નોકર નહી રહેવા દઉ

વળી આ ચસ્કેલી, વિદ્વાન્ પણ સારી હતી થોડા સમયથી જાપાન યુનિવર્સીટી તરફથી સસ્કૃત તથા પાલી ભાષાનુ શિક્ષણ ચાલુ થયુ હતું આ બલાના ભેજાવાળી સ્ત્રીએ પાલી ભાષાનું ઉત્તમ અને સસ્કૃતનુ સાધારણ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતુ ભેજું શું હતુ? ફોનોગ્રાફ!! જે સાંભળ્યુ કે જોયું તે પથ્થરની માફક કલેજે ચોંટી જતુ! કોઇ વર્ષોમાં પ્રાપ્ત કરે તેટલું તેણી મહીનાઓમાં મેળવી શકતી હતી જે વાતનો નાદ લાગતો તેની પાછળ ખાઇપીને મંડતી અને તેમા પાવરધી થયા વિના જંપીને બેસતી ન હતી, એવી ખતીલી હતી. ભિન્ન ભિન્ન ભાષાઓ શીખવાનો તેણીને બહુ ઉત્સાહ હતો અને કેટલીક હદ સુધી તેણી તેમા ફળીભૂત પણ થઇ હતી સારી સારી સમાજોમાં વ્યાખ્યાનો કરતી, સમાચાર પત્રો અને ચોપાનિયાંમાં લેખો લખતી, પણ મોટે ભાગે તેનો વિષય એ જ હતો કે દબાઈ જતા બૌદ્ધ ધર્મનો સમસ્ત જગતમાં પ્રચાર કરવો. બૌદ્ધ ધર્મ સંસારમાં સર્વોપરી છે તેમાં હિન્દને બુદ્ધિષ્ટ બનાવી દેવાની તો તેણીને કંઈ ઘેલછાજ લાગી હતી. લોકોએ તેણીના વિચારોપરથી તેને ચસ્કેલીનું ઉપનામ આપ્યું હતુ.

વિદેશી માંદાની સ્થિતિ દિનપ્રતિદિન સારી થતી જાય છે અને કોમરાસ્કીએ તેને દાતમાં ઘાલ્યો છે. જોઈયે બેચાર દહાડામાં શું થાય છે તે.

# પ્રકરણ ૨૦ મું.

## ન્યાતની પંચાત.

હિંદના દુર્ભાગ્યનો પહેલો નમુનો ન્યાત છે, એમ કહેતાં લેશે આંચકી લાગતી નથી. પક્ષાપક્ષીની સીમા નહીં, ગરીબને કચરી નાંખતાં દયા નહીં, પૈસાદારનાં પાપો છુપાવતાં પરમેશ્વરનો ભય નહી, પારકાં છિદ્રો ખોળી પ્રકાશિત કરવામાં વડાઇ માનવી અને લાંચ ખાઇ ઘર ભરતાં લાજ નહીં—એ ન્યાતના પટેલોનો ધર્મ, ઉંચી નીચી પ્રત્યેક ન્યાતમા એ જ રિવાજ અને એ જ પીડા! શેઠાઇની સેતાની, પટલાઇની શાણી, ડાડીયાની દાનાઇ ન્યાતમાં આગળ પડી કામ કરનારા ડાડીયા—પરવારતા—નવરા બેઠા નખોદ વાળનાર—લુચ્ચાના પીર—ખાવે પીવે ખેરસલ્લા ને ધીંગાણુ ખોતેરા—ઘરમાં તો બાર હાથનો વાંસડો ફરે, પણ એકે હાંલ્લુ ન નડે તેવા વેપારીના દીકરા, પણ નાતમા ધનાશાહ સાલિભદ્ર થઇ બરાડ મારે કે 'ના, એમ ન થાય, એણે પાદરની પટલણનું પાણી પીધું માટે નાતથી પદભ્રષ્ટ! આવા લાઠીયા સ્વચ્છદતાથી ચાહે તે કરે જાય અને ન્યાત કરે છે એમ ઉપરથી બોલી ઘી લગાડીને, ગોરા થનારા લાંચીયા ચાંચીયાઓ માટે એક કવિએ હીરાના મુલ્યની કવિતા કરી છે, જે આપની જાણ માટે અહી ટાંકવી યોગ્ય ધારું છુ

**કિંચિત ન્યાય ન જાનત હૈ, ઝગરા સુનિકે મનમેં સુખ પાવેં,**
**ચોરકી ચોર કરે હઠસેં, શઠ સાહ કે હાથ ન ગોલા ધરાવેં;**
**આપનો અંગ કલંક ભર્યો, નિકલંક કે અંગ કલંક ચઢાવેં,**
**નર્ક પરે તિનકે પરસે, પરપંચ કરે અરુ પંચ કહાવેં.**

સવારે આઠ વાગે દીવાનચદ, પટવારીજી પાસે આવી સાષ્ટાંગ દંડવત કરી બેઠા મહારાજ પૂજાપાઠથી પરવારી વાતો કરવા બેઠા હજુ કોઇ ભાવિક ભક્ત આવ્યો નહોતો, એકાંત હતુ "શુ ધાર્યું દીવાનચંદ!" એવું, ગાંજાનું પડીકુ છોડી થોડી કળિયો તેને ધોવા આપતાં, મહારાજ ધર્માત્માએ વાત છેડી "પૃથ્વી રસાતાળ જવા બેઠી છે મહારાજ! જુવો, ક્ષત્રીના દીકરા, સૂર્યકુળના પુત્રો અને પારસણના હાથનુ ભોજન શિવ! શિવ! શિવ!"—

"દુનિયાં ડુબી જશે બાપજી! આ અંગરેચના રાજમાં!" દીવાનચદે ગાંજો ધોતાં, હામા હા ભેળવી "એકાકાર કરી નાશ્યુ મારે બેટે ટોપીવારે, હવે ધરતી ભાર કેમ ખમે?"

"હવે જાણે બેફામ પડચો તો ત્યારે તો કંઇ નહીં જાણે કે;" ગુરૂએ મીઠુ મરચું ભભરાવવા માંડયુ "પણ ચૈતન્યમાં આવ્યા પછી એ દુષ્ટે કેમ ના ન કહ્યુ?"

"અરે ભૈશાબ! ચેતન ને અચેતન, પણ કોઠો તો ભ્રષ્ટ થૈ ગ્યોની? ભગવાન વેગરે બેશીને બધું જુવે સે મારો નાથ!" દીવાનચંદે ડાહાપણ ડહોળ્યુ "આચાર વચાર બધુએ આજ કાલ્યને સોકરે મેહેલી દીધુસે આજ કાલ્યના ભનેલાઓનો ભરસાચાર કરી મુકયો છે, બાપજી!"

"આહાહા! આચાર વિચાર તો અમારા ગુરુ રાખતા હતા," તુલારામે સુકાનું પડીકું છોડી આપતા કહ્યું "કોઇ દહાડો મુસલમાન ભિસ્તીની મશકનું પાણી ગાયને નથી પાયું, કોસ ફરતા હોય ત્યાં જાતે લઇ જઇ પાઇ આવતા લાકડાં ધોયા વિના ચુલ્હામાં નહોતા ઘાલતા, દૂધ સુદ્ધાં ગાળ્યા વિના કદી નથી પીધુ. એક દહાડો એમનો દારુનો બટો (શીશો) એક ફકીરને અડ્યો, તે હાલ હાલ ચૌટામા જઇને છાપમાંથી બદલાવી લાવ્યા."

"હે મહારાજ!" દીવાનચદે બ્હીતા બ્હીતાં પુછ્યુ "સાધુ દારુનો બટો પિયે તો પાપમાં નાં પડે?"

"અરે મૂર્ખ શિરોમણી," તુલારામે ગુંડી વાળતાં વાળતાં ઉત્તર દીધો "જોગી જનોને પાપ કેવું? જાણતો નથી, બડે જો ચાહે સો કરે–અથવા 'સમરથકો નહિ દોષ ગુસાઇ' અથવા "ન્યાય નિયમ સહુ રકને, સમર્થને સહુ માફ!"

"સત સે બાવાજી!" ગમાર દીવાનચંદે ચલમ તૈયાર કરી, હાથમા આપી, મહારાજે દમ લગાવ્યો અને દીવાનચદને ચલમ આપી

"એક દહાડો એક યુરોપિયન સાહેબે મહારાજને દારુ લેતાં જોઇને પૂછ્યુ કે, 'વેલ તુમ સાધુ હોકર દારુ કયસા પીતા હય?' મહારાજે ત્યા જ બાટલી પછાડી અને દારુનું દુધ કરી દેખાડયુ!" તુલારામે નળિયુ નાંખી ગધેડાને બતાવતાં કહ્યુ

"કરિયા મોટી વસ્તુસે માબાપ," દીવાનચદે આશ્ચર્યથી ડોકુ ધ્રૂણાવતાં કહ્યુ "જુવોને આપડા રખી, શતજગમાં માહ ખાતા તે હાથ ફેરવીને હજીવન કરતા-તા કને, પણ ઇમના દેખતાં આપડાથી લેવાય? ના લેવાય"

"ન ભુતો ન ભવિષ્યતિ!" ચલમનું તળિયુ લાવી મૂકતાં તુલારામ બોલ્યો "ચાલો ત્યારે આપણે એ છોકરાના બાપને તેના મંદવાડના સમાચાર તો કહિયે."

"હાજ તો, અને એને આ ધર્મ ભરસતાની વાત પણ જણાવિયે," ખારીલા દીવાનચદે કહ્યું "કાલ સવારે આવીને પતગ (પંગત)માં બેસે, તો આપણે પણ પાપે ભરાઇયેને!"

"સત્ય છે;" તુલારામે અનાડીને છાપરે ચઢાવતાં લુગડાં પહેરવા માડયાં

ખિલાડી તુલારામે પોતે માણેકની વાત કોઇને પણ કહી ન હોતી તે જાણનો હતો કે લાકડે માકડુ વળગાડી દઇ, ગોવિંદ પાસેથી પાંચ પચીસ ખાવા મળશે, પછી વર મરો કે કન્યા મરો, એમાં એના બાપનું ગયું શું દીવાનચંદ મૂર્ખ હતો, પણ ન્યાતમાં ગોવિંદની ચઢતી જોઇ શકતો નહતો એ વાત તુલારામ જાણતો હોવાથી તેને હોળીનું નાળિયેર બનાવવાની રમત રમતો જતો હતો કપડેલતે સજી સજાવી આગળ મહારાજ મલકાતા અને પાછળ દીવાનચદજી છલકાતા, ગોવિંદના ઘરભણી ચાલ્યા. ગોવિદ બાપડો હોકો ભરી બેઠકમાં રુક્મિણીના ભયકર મદવાડની ચિંતામાં બળતો બેઠો હતો, એટલામાં એ બન્ને યમદૂતો ત્યાં આવી લાગ્યા

"આવો, આવો મહારાજ! ગરીબને ઘેર ગંગા!" ગોવિંદે ઉઠી આસન આપી કોઇ દહાડો નહિ ને આજે એ બ્રાહ્મણ બચ્ચાને પોતાને ત્યાં આવેલો જોઇને આશ્ચર્યથી પૂછ્યું "આજે કઇ અહીં ભૂલા પડયા!"

"ગોવિંદરામ!" આસનને ગોઠવાતાં ભૂદેવ બોલ્યા "હું ભાઇ દીવાનચંદ સાથે લાહોર ગયો હતો અને બજારમાં ભાઇએ મને કહ્યુ કે, આ આપણો માણેક અહીં જ ક્યાંક રહે છે તે મળતા જઇએ, એટલે ઘેર સમાચાર કહેવા થશે"

"હાજ તો-ભાઇને અમે ત્રીજી કે ચોથી પેઢીએ મામા ફુઇના થૈયે છીયે, તે એમના મનમાં મારા પુત્રની ચિન્તા હોય, એમાં આશ્ચર્ય શુ!" એમ કહીને ગોવિંદે અફીણની ડાબડી કહાડી, કુસુંબો બનાવવા માટે રૂપણુ કાઢ્યું.

"હવે જરા જરા રુગુ (કોરુ)જ આપોને ભાઇ! વળી કસુંબાનો ખટરાગ ક્યાં કરશો?" ધરતીના દેવ દાબડીમાંથી એક સોપારીની ફાડ જેટલો કટકો ઉપાડતાં બોલ્યા એ પછી દીવાનચંદે પણ એક અફીણની કાંકરી ખાધી અને પાછી વાત આગળ ચાલી "જાણે છોકરો બહુ માંદો છે શિવશંભુ સઉ સારું કરશે કોઇ મોટો ડાકટર ઉપાય કરતો હતો ને અમે ત્યાં જઇ લાગ્યા"

"ત્યારે હું એને આજ જ લાહોર જઇને અહી લઇ આવું?" ગોવિંદે ચિન્તાતુર મુદ્રાથી પૂછ્યું

"ના, હવે તો સારો થતો ચાલ્યો છે અહીં તેવા ડાકટરો ક્યાં મલે, અને એ અંગ્રેજી ભણેલા, ભાઇ આપણી દેશી ઔષધિ પસંદ ક્યાંથી કરે?" તુલારામે બાનુ મૂકવા માંડયું "પણ છોકરો તમારા કુળને–"

"શું, શુ, મહારાજ? ચમક્યા કેમ?" ગોવિંદે વિશેષ ચિન્તિત થતાં પૂછ્યું.

"આ ઇમતે તમને દુખ લાગશે, મને પૂછોને," દીવાનચંદ આકળો થઇ વચ્ચે પુરાયો "એ શુ કરવા બોલે, ઇમની બલારાતને."

"પણ શુ થયુ," ગોવિંદે ફાળ ખાઇ પૂછ્યું "ભાઇ દેવા! તું તો સગો છે, બે બોલ દુભીને કહીશ ત્હોયે મને કાંઇ ખોટુ લાગનાર છે?"

"પણ ખોટુ કના ઉપર લાગે?" દુષ્ટ દીવાનચંદે તોતા ચશ્મીથી ઉત્તર આપ્યો "આ લ્યોને હું ચોખું કહું તમારો છૈયો બેહર હમૂળદો વઠી ગ્યોને–"

પછી બધી વાત ગોવિંદ આગળ ટકા ચઢાવી કહી અને ગોવિંદનું મ્હો ફીકુફ્ચ પડી ગયુ તે સારી રીતે ન્યાતના હિસાબ જાણતો હતો. બસો ચારસોની ધુળધાણી થાય, નાક કપાઇ જાય અને શત્રુઓ બગલો વગાડે હતાશ, બાપડાએ ખોળા પાથડી કરવા માંડી પ્રપચપટુ પટવારીએ તેને આંખના અણસારે ચૂપ રહેવા કહ્યુ અને દીવાનચંદને લઇ ચાલતો થયો તેના જવા પછી ગોવિંદે એક પાકુ સીધુ, પાંચ રૂપિયા રોકડા, પાવલાનો ચરસ, બે આનાનો ગાંજો, એમ રૂપિયા દશેકનો માલ પટવારીજીને ત્યાં ભેટ મોકલ્યો અને બપોરે તેમને ઘેર ગયો. તેમણે ઉપાય બતાવ્યો કે જો દીવાનચંદને કોઇ રીતે ચૂપ કરે તો વાત હજુ બગડી નથી ગોવિંદ બાપડો તેને ઘેર દોડયો. છોકરો મરણતુલ્ય થઇ ખાટલે પડયો છે, છતાં તેની પાસે જવાનું છોડી, ન્યાતના નામે રડતો બાપડો ગોવિંદ દીવાનચંદને દ્વારે ધક્કા ખાવા ગયો

"દેવાભાઇ!" ગોવિંદે તે ગમારની દાઢીમાં હાથ ઘાલી કહ્યુ; "તમે મારા વ્હાલા સગા છો, આજ તમારે હાથ મારા કુળની લાજ છે! માણેક જેવો મારો

દીકરો છે એનો તમારો છે, છોરુ કછોરુ થાય પણ માવીતરથી કમાવીતર થવાય? હશે, બાળક છે, ઇને ઝખમારી અને આટલી વાત પેટમાં ડાટી ઘો!"

"જોને ગોવા!" ડાહ્યાના દીકરા પેઠે તે પાપીએ ડોળ ઘાલી બોલવા માંડ્યું. "તારે મારે કોઈ વેરસે? તું હમારો ભોણિયો થાય પણ ભા! આ નાત્યની વાત ઠરી એટલે ગંગાને વટલાવવી, એ આ ખોળિયાથી ભૂતો ને ભવીશતો ન્હૈ થૈ હકે."

"લ્યો ભઈ, હું ઇને તોથી લૈ, પર્ભાર્યું પાછીત કરૈ આવું!" ગોવિંદે કાલાવાલા કરી કહ્યુ. "મારું નાક વાઢ્યાથી ગંગા મોં શો વધારો થશે?"

"તે હું તહારા વડેલા છૈયાને લીધે આટલે વર્ષે નાત્ય વસે જૂઠુ બોલું?" દીવાનચંદે ગોવિંદના કરગરવાથી બમણો છાપરે ચઢતાં કહ્યુ

"દેવાભાઇ ભાઈશાબ! અતારે તમને ગ્યાં કોઈ પૂછવા આયું છે? જો તમે કોઇને વાત ને કરો તો સૌ સારાં વાનાં થાય ભાઈ હશે, મારાં પરિયાં હામુ જુવો, હુ તમને પાઘડી ઉતારું છુ દવામા તે કઈ આભડછીંટ છે?" આમ કહી વૃદ્ધ ગોવિંદે તે પાપીના ખોળામાં પાઘડી ઉતારી મૂકી.

"તુ તારે જા; સૌ સારાં વોનાં થશે" એટલો ઉત્તર આપી દીવાનચંદે ગોવિંદને વિદાય કર્યો પણ કુતરાના પેટમાં ખીર ટકે? બે કલાકમાં તો પરવારતી સ્ત્રીઓના મોડેથી ઘેરેઘેર વાતો થવા માડી.

"એ બેમ બઇઓ! હોંભર્યું કે, ગોવંધના મોણકે પારશણ ભેગુ ખાધુ!"

"અલી અગરેજી શીખ્યો એટલે વઠી જ જાય તો. જોજેને, કોક મઢયમ લઇને આવશે, નાત્યનો-ભે હવે કુણ રાખે છે?"

વાત ઉડતી ઉડતી બધે પ્રસરી ગોવિંદે તુલારામના પગમા માથુ મુકયું તેમણે "या देवी सर्वभूतेषु मुद्रारूपेण संस्थिता!"નો સપુટ પાઠ જપવા માંડ્યો છેવટ પચ્ચીસ રુપિયે રોકડે મામલો પત્યો કે ઋષિરાજ ન્યાત વચ્ચે દેવલાને જુઠો પાડશે.

બીજે દહાડે ગામ ગાયઝી (હનમડી) ફરી અને બધા રૂપેરી હુક્કા લઇ ચોરે એકઠા થયા. તુલારામ માટે વચ્ચોવચ ગોદડુ પાથરેલું હતુ ઘરડા, જવાન છોકરા બધા તમાશો જોવા ભેગા મલ્યા હતા ગોવિંદને તેડુ મોકલ્યુ તેણે આવી "એ સરવ ભાઇઓને રામરામ! રામરામ!"નો પુકાર કર્યો અને એક કોરે બેઠો

થોડી વાર સુધી "તમે પૂછો, તમે પૂછો"ની તકરાર પછી એક ડાહ્યો બોલ્યો; "ગોવધ! આ હરબ નાત્ય ગંગા તમને પુસેસે તે તમારે છીયે પારશણના હાથનુ ખાધુ, તીના બે સાયદી સે, એક દેવારોંમ ને બીજા આ ગરૂ મહારાજ, માટે તમારે તીનો શો જબાપ દેવોસે?"

ગોવિંદના પગમા તુલારામ તરફનુ બળ હતું તેણે તેના શ્વાનમુખમાં ટુકડો મુકયો હતો માટે તેણે ઉભો થઇ નીચે પ્રમાણે હિમ્મતથી ઉત્તર દીધો "નાત્ય છે તે માબાપ છે, મારે તોયે એ, ને તારે તોયે એ! દેવાભાઈ, મારા મુસાળિયા છે. જો મને નાત્ય મારશે તો ઇમનેએ હારે ઘહાડાવાનું છે પુછો ગંગાનો કોઇ ઘણી છે?"

"તાણે આપડે અગરે અગરે વિપર !" પેલો ડોઢ ડાહ્યો–જે આગળ પડી બોલતો હતો તેણે કહ્યું. "કહો ધરમા અવતાર, તમે શુ જોયુ?"

"જુઓ ભાઇ ?" તુલારામે ઠાવકુ મ્હોડુ રાખી કહ્યુ "સત્ય બોલવું એ માણસનો ધર્મ છે, તેમાં અમારા જેવાઓએ બોલવું જ જોઇએ, કહ્યુ છે કે

**સતિયા સત ન છોડિયે, સત છોડે પત જાય,**

"જાણે હું અને દેવાભાઈ લાહોર ગયા ત્યારે એમણે મને એમ કહ્યુ કે, આવો, માણેક અહી જ કયાંક રહે છે, આપણે મળતા જઇએ પડપૂછ કરતા ઘર જડયુ હું નીચેની દુકાનપર એક સેવકની પાસે બેઠો અને દેવાભાઈ ઉપર ગયા ઉપરથી હેઠળ આવી એમણે કહ્યુ કે, ઘર અદરથી બંધ છે અને ઠોકી ઠોકીને હાર્યો, પણ કોઈ ઉઘાડતું નથી. એ પછી અમે ગાડીએ બેશી–"

"અલ્યા ભઈ!" દેવો આકળો થઈ વચ્ચે બોલી ઉઠયો, "આ બોંમણ નધાધોમ જુઠુ બોલેસે, બાપજી ! અમે બે તે બે જણા–"

"દેવલા !" તુલારામે આંખ ફેરવી દમ દીધો "ફરીથી બ્રાહ્મણના બાળકને જુઠો કેહવા પહેલાં વિચાર કરજે હો ! ગાળ સંખાશે, પણ અપમાન સાંખવું એ નહી બને"

"પણ તાણે હું ભરી સભામાં જુઠુ બોલું સુ?" દીવાનચદે તપી જઈ પૂછયુ

"સો વખત !" તુલારામે ધરતીપર હાથ પટકી કહ્યુ.

"ધિખ્ખાર છે ! મુવા તારા બોંમણના ખોરિયાને. અલ્યા–"

"ઓ દુષ્ટ પાપી!" તુલારામે બરાડ પાડી, દેવા સામું ધસતાં કહ્યુ "તારી પાપી જીભમાં કીડા પડશે તેં જે મને આટલા ક્ષત્રીઓ સામો ધિક્કાર આપ્યો છે, તેની શિક્ષામાં તને આ એક તમાચો બસ છે!" આમ કહી એક તમાચો ભપકામાં ખેંચી કહાડયો.

"અરે આ બરામણીએ હાથ ઉપાડયો ? ઠીક સે—" દેવાએ તમાચાથી ક્રોધમાં આવી એક જણના હાથમાંથી લાકડી ઝુટાવી, તુલારામના વિદ્વાન મસ્તકપર ઠોકી દીધી. લોકોએ તો બકરાનાં ટોળાં પેઠે ઉભુ થઇ નાસવા માડયુ તુલારામ અને દીવાનચદ બાથમ્બાથા આવી ગયા, આઠ દસ જણા તે લોકોને છોડવવા રહ્યા, પરાણે બન્નેને છુટા કર્યા અને ગોવિંદ તથા બીજા બેએક જણ તુલારામનું લોહી બંધ કરવાના ઉપાયો લેવા માંડ્યા અને બીજાઓ દેવલાપર વાગ્વૃષ્ટિ કરવા મડ્યા

"અરે મુઓ રે તું !" એક જણ બોલ્યો. "અરરર–હાય હાય! બ્રાહ્મણને તે આવી રીતે મરાય ? બિચારાને લોહી લુહાણ કરી નાખ્યોને શુ ?"

"અરે–જા બેટા ! મોતિયા!" વિફરેલા તુલારામે સૂકો દમ લેવા માડયો. "થાણા ઉપર જઇને ફયજ મહમ્મદખાં જમાદારને તેડી લાવ."

"હાં–હાં બાપજી ! જવા દો, એય મોરસે ઇને પાપે !" લોકો વચ્ચે પડીને કહેવા લાગ્યા. "અરે ભૂંડા દેવલા ! તારું કાળુ થાય ! જરા નીચો પડ નહિ તો મરી ગયો જાણજે."

દીવાનચંદના હોશ ઊડી ગયા કારણ કે, તુલારામ સાથે વૈર થયુ, તે કાંઈ ગામમાં સુખે રહેવાય તેવું ન થયું, એ તે સારી રીતે જાણતો હતો. તેના ગજેરી ને ભગેરી ચેલકાનું એક ટોળું થોડીવારમાં આવી લાગ્યું, એટલે દીવાનચંદનાં વધારે પોતિયાં છૂટી ગયાં છેવટ પચ્ચીસ રૂપિયા મહારાજને આપવા કહી, દીવાનચંદે હાથે પગે પડી પિંડ છોડવ્યો મહારાજે જોયું કે, આગળ જવાથી કશુ પણ વળવાનું નથી, એટલે પચ્ચીસ રૂપિયા મીઠા કરી લીધા.

માણેકની વાત વા અને વાદળ થઈ ઉડી ગઇ. ગામમાં દીવાનચંદ જુઠો ઠર્યો અને પંચવાળાઓ પોતપોતાને ઘેર ગયા. ન્યાતના ઝઘડાઓમાં મોટે ભાગે એવા જ પરિણામો આવતાં જોયાં છે. લાંચ કે લાકડીથી અનેકાનેક અભિયોગ ધાર્યા પાર પડે છે. ન્યાયનો તો સ્પર્શ માત્ર પણ નથી હોતો ગરીબ આવ્યો, તો કચરાઇ જાય અને માથા ફરેલો આવ્યો, તો પૂછડુ દાબી વેરાઇ જાય–એનું જ એક બીજું નામ છે ન્યાતની ઇન્સાફી પંચાત



## પ્રકરણ ૨૧ મું.

## માણેકની ધણીયાણી.

ગોવિંદ એક પીડાથી મુક્ત થઇને જેવો ઘેર ગયો કે, તેના પ્રારબ્ધની પ્રબળતાથી બીજી પીડા તેના માટે તૈયાર જ હતી. માણેકચંદના લાહોર ગયા પછી તેની ધણીયાણી પિહેર જઇ રહી હતી. ત્યાં તે માંદગીનો ખાટલો સેવતી હતી રૂક્મિણી હવે થોડા દિવસની મહેમાન હોવાથી, તેના પિતાએ માણસ મોકલ્યુ હતુ કે, ગોવિંદરામ આવીને તેને પોતાને ઘેર લઇ જાય ઉત્તરના હિંદુઓના રિવાજ પ્રમાણે પુત્રી સાસરે મરે તો તેની સદ્ગતિ થાય, એવી માનીનતા છે દુઃખી ગોવિંદ બે કોળિયા ખાઇ ઘોડીપર બેસીને વેવાઇના ગામમાં–સંગરઇ ભણી ચાલ્યો અમોટાથી સંગરઇ લગભગ દશેક ગાઉ થાય છે બપોરનો નીકળેલો તે છેક સાંજે સાત વાગે ત્યા પહોંચ્યો. રાતે તો ખાઇ પી વેવાઇ સાથે રૂક્મિણી સબધી વાતોચીતો કરીને સુઇ રહ્યો, પણ આખી રાત તેને ઊંઘ આવી નહિ. માણેક માટેના પટવારીએ જે દુ:ખદાયક સમાચાર આપ્યા હતા, તેથી તેના મનમાં અસહ્ય ચિંતા થતી હતી વળી માણેકનો પત્રવ્યવહાર હમણા સર્વથા બધ હતો એટલે રૂક્મિણીને ઘેર લઇ આવ્યા પછી પણ માણેકનું આવવું થશે કે નહિ, એ અને એવી બીજી અનેક ચિંતાઓથી તેનું હૃદય ચીરાઇ જતુ હતું.

બીજે દિવસે નિત્યનિયમથી પરવારી ગોવિંદ પુત્રવધૂને જોવા ગયો દેશાચાર પ્રમાણે વધૂના મુખપર ઘુંઘટો તાણેલો હતો. ખાટલા આગળ જઇ શોકાતુર હૃદયે તેણે પૂછ્યું કે; “રૂક્મિણી! બેટા! તને કેમ છે–બા?”

પુત્રવધૂથી સસરાને ઉત્તર આપી શકાય નહિ તેથી અથવા તો અશક્તિને લીધે તે બાપડીએ કાંઇ પણ જવાબ વાળ્યો નહિ. વળી એકવાર ગોવિંદે પ્રશ્ન

કર્યો. પણ તે તો નિરુત્તર જ રહી. એટલે બીજા ઓરડામાં જઇ તેણે વેવાઇ તુલસીરામને કહ્યુ કે, "એક ડોળીનો બંદોબસ્ત કરી આપો તો હું એને લઇને ઝટપટ ઘેર પહોંચી જાઉ."

તુલસીરામે ઘરમાં જઈ પોતાની પત્નીની સલાહ પૂછી તે બાપડી ચોધાર આંસુ વર્ષાવતી કહેવા લાગી કે; "હવે હુ શુ બોલુ? મે તો દીકરી સાજીતાજી એમના હાથમાં સોંપી હતી, પણ પરમેશ્વર જાણે ગોઝારી વેવાણે કયા ભવનું વૈર વાળ્યું હશે પ્રભો! હું તો દીકરીનો પરભવ સુધારવા પાછી સાસરે મોકલું છુ; પણ એણે મારી દીકરી સાથે જેવું કર્યું, એવું ભગવાન્ એની દીકરી સાથે કરે।"

"આપણા નસીબમાં એમ જ હશે, તેને બીજું કોઇ શું કરે।" તુલસીરામે ગદગદ કંઠે કહ્યુ "ગોવિંદરામ તો લાખેણા માણસ છે, પણ વેવાણ કુભારજા નીકળ્યાં તે નસીબનો જ ખેલ જાણવો. પ્રભુ સઉનું સારું કરે."

ડોળી મગાવવામાં આવી અને તેમા માતાએ રુકિમણીનું અસ્થિપિંજર ઉપાડીને મૂક્યુ. ડોળી ઉચકી વેઠિયાઓ અમોટા ભણી ચાલ્યા. પાછળ પાછળ ઘોડીપર બેસી ગોવિંદરામ પણ ચાલવા લાગ્યો તુલસીરામ, તેના બે પુત્રો અને સ્ત્રી તથા પાડપાડોસણો રડવા લાગ્યાં રુકિમણીની માતાની સ્થિતિ બહુ જ દયાજનક હતી. તેણે રડતાં રડતાં આવેશમાં આવીને બારણા સાથે માથુ પછાડયું અને તેથી તેના મસ્તકમાથી રક્તની ધારા વહેવા લાગી માતાનુ હૃદય હતું, એટલે તે તો એમ જ માની બેઠી હતી કે, હવે પુત્રી બચવાની નથી આસપાસનાં બીજાં બૈરાંએ તેને પકડી રાખી હતી અને તે પોતે "ઓ રુખી! બેટા—મને લેતી જા ઓ બ્હેન! આ ફૂટેલાં કરમવાળી માતા સામું પાછુ વળીને જોતી જા।" ઈત્યાદિ શબ્દોનો ઉચ્ચાર કરતી, ધડધડ છાતીપર હાથો મારતી જતી હતી. હજી તો પુત્રી જીવતી હતી, પણ માતાપિતાએ તો તેને આજથી જ મરેલી માની લીધી. એક દિવસ એવો હતો કે, વાજતે ગાજતે અને હસ્તે રમતે પુત્રીને સાસરે વળાવી હતી—તે જ પુત્રીને આજે આ પ્રમાણે સાસરે મરવા મોકલતાં તે માબાપના મનમાં કેવી અસહ્ય વેદના થતી હશે, એની કલ્પના તો તેવાં કોઇ દુ ખી માબાપ જ કરી શકે.

ત્રીજે પહોરે, ચાર વાગ્યાને સુમારે, ડોળી સહિત ગોવિંદ ઘેર આવી પહોંચ્યો પ્રથમ તો પ્રેમદેવી અને તેનાથીએ ચાર ચંદા સરસ તેની પુત્રી, થોબડાં ચઢાવી ડોળી પાસે આવ્યાં; પણ જ્યારે દીન રુકિમણીના મૃતપ્રાય શરીરને તેમણે ડોળીમાંથી બહાર કાઢ્યું, ત્યારે તેમની શુદ્ધિ કાંઇક ઠેકાણે આવી રુકિમણીને ખાટલો પાથરી સુવાડી અને તેની સેવા ચાકરી કરવા માટેની ભલામણ કરીને, ગોવિંદ ઘરમાંથી પાચ રૂપિઆ લઈ બહાર ગયો એક પરન્યાતનો માણસ, જે તેના ખેતરોમાં કામકાજ કરતો હતો, તેને માણેકનુ ઠેકાણુ બતાવીને, લાહેર મોકલ્યો કે ગમે તેવી સ્થિતિમાં તે માણેકને અહીં લાવે

બે દિવસ પાડપડોસીઓની આવજાવ હોવાથી, રુકિમણીની સેવા સારી થઈ પ્રેમદેવીની પણ ખાત્રી તો થઇ જ ગઈ હતી કે, વહુ જીવવાની નથી; તેથી

તેના ગુણો છાતીએ ચઢી આવ્યા અને પોતાનાં પાપોના પ્રાયશ્ચિત્ત તરીકે, તે ખતથી ચાકરી કરવા લાગી બીજે દિવસે સાંજે મોકલેલો માણસ ગોવિંદ પાસે પાછો આવ્યો અને તેણે નીચે પ્રમાણે વાતચિત કરી.

"મગન! શા સમાચાર લાવ્યો?" ગોવિંદે આતુરતાથી પૂછ્યુ.

"બાપા! તમારી આપેલી નિશાની પ્રમાણે તો ગયો; પણ ભાઇ તો ત્યાથી બીજે ક્યાક ચાલ્યા ગયા છે આખા શહેરમાં રખડયો, પણ આદમજી નામનો પારસી તો મને કોઇ પણ મળ્યો નહિ. એક બે વ્હોરા મળ્યા, તે મારી વાત સાભળીને હસવા માંડ્યા"

એ ઉત્તરથી ગોવિંદનું હૃદય બળીને ભસ્મ થઈ ગયું. પણ શુ કરે? પ્રિય પાઠક! મગન જેવા મૂર્ખશિરોમણિ આપણા દેશમાં જ છે, એમ નથી; કિંતુ યુરોપ જેવા સુધારાની છેક ઉચી ટોંચપર ચઢેલા દેશમાં પણ એવા સાક્ષર મૂર્ખ શિરોમણિઓ ક્યાંક ક્યાક જોવામા આવે છે, કે જેઓ કરીમભાઇ ઈબ્રાહીમ અને ડેવીડ સાસુનને પારસી તરીકે ઓળખાવવાનુ પેપરમાં સાહસ કરીને લોકોને હસાવે છે!

ત્રીજા દિવસના પ્રભાતથી રુકિમણીના વદનમાં તેજ આવવા માંડ્યુ. થોડીવાર પછી તે વાતચિત કરવા લાગી અને તેથી આસપાસ બેઠેલાના મનમાં આશા બધાઇ કે, વળતા પાણી થાય છે પણ ખરુ જોતાં તો તે અતકાળની ઘડીઓ હતી તેના દિવસો ગણાઇ ચૂકયા હતા.

"બ્હેન! તમારા ભાઇના કાઇ સમાચાર આવ્યા?" રુકિમણીએ ધીમા સ્વરે પોતાના ઓસીકે બેઠેલી નણદને પૂછ્યુ.

"ના ભાઇના તો કશાએ સમાચાર નથી," નણદે કહ્યુ

જેમ તેમ કરતાં કથાવટીએ રુકિમણી બોલી, "મોટી બ્હેન! તમારા ભાઈ આવે તો સારુ, મે તેમના ઘણા અપરાધો કીધા છે, તેમને ઘણુ દુ ખ દીધુ છે, તેથી છેલ્લો મેળો થઇ જાય તો જરાક માફી માંગી લઉ. આ અંતકાળની ઘડીએ પણ તેમનું દર્શન મારા આત્માનુ શ્રેય કરશે. તમારા પિતાજીને કહીને તેને તેડાવશો નહિ?"

નણદ બોલી, "ભાભી!" પોતાની જીંદગીમાં આ નાહનકડી નણદે પહેલવહેલી જ મીઠા શબ્દે રુકિમણીને "ભાભી" શબ્દથી જવાબ આપ્યો. રુકિમણીના અંતરમાં તે શબ્દે શી અસર કીધી તે અમે જાણતા નથી, પણ તે ભલી, ભોલી, ઘરરખુ, પતિને જ પરમેશ્વર માનનારી સ્ત્રીએ એ શબ્દ સાંભળી, એક આનદનો શ્વાસ ખેચ્યો નણદે કહ્યુ, "ભાભી! બાપુજીએ ભાઇને તેડવાને માણસ મોકલ્યુ હતુ, પણ ભાઇનો કંઈ પત્તો લાગ્યો નહિ, તેથી માણસ પાછુ આવ્યુ છે ભાઇ તો કોણ જાણે ક્યા ગયો છે તેની ખર કે ખબર કંઈ નથી એમ સાંભળ્યુ હતુ કે ભાઇ માદો હતો, અને તે હવા ફેર ગયો છે."

"મોટી બ્હેન!" રુકિમણીએ ધીમા ધીમા અને તુટક છુટક સ્વરથી અચકાતાં અચકતા બોલવા માંડ્યુ. "આ અતકાળની ઘડીએ પણ તમારા ભાઇનાં પવિત્ર

ચરણકમળનો મને સ્પર્શ થયો હોત તો હું મને ભાગ્યશાળી માનત જેવી પ્રભુની ઇચ્છા! પણ તમારા ભાઇ આવે ત્યારે મારી વતી કહેશો કે, મેં તમને કોઇ વખતે દુભવ્યા હોય, હલકા શબ્દો કહ્યા હોય, તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કીધું હોય, કદી સતાવ્યા હોય, તો તે સઘળાને માટે તમે મને માફ કરશો મોટી બ્હેન! મારાથી એમની કંઇ સેવા થઇ નથી સ્ત્રીએ પતિની સેવા કરવી, એ જ તેમનો પરમ ધર્મ છે, પતિ એ જ તેનું ખરેખરુ દૈવત છે હું તો પાપિણી છુ, અપરાધિની છું મારાથી તમારા ભાઇ જેવા સદ્ગુણસપન્ન પતિની કઇ પણ સેવા થઈ નથી રે! રે! મારુ શુ થશે! મને પરમેશ્વર કેમ માફ કરશે! મોટી બ્હેન! તમે મને માફ કરશો? સાસુજીને બોલાવો, તે પણ મને માફ કરે તે મારાં માતુશ્રી જેવાં છે આ ગરીબ દીકરીની સામું જોઇને માફ કરશે? તમારા ઘરની મારાથી કંઇ સેવા થઇ નથી ફોગટમાં જ તમારું મે ખાઇ બગાડયુ છે હું કદી કદી તમારા સામું બોલી હઇશ—ન બોલવાનું મારાથી બોલાયુ હશે, તે સઘળુ મને માફ કરશો તમારા ભાઇની બરદાસ્ત રાખજો ઓ! ઓ! અરે! મારાથી હવે બોલાતું નથી" એમ બોલતાં તેની આંખો થરડાવા લાગી ક્ષણભર અબોલ રહી તેના મનમાં તો **માણેક** જ હતો, તેનાં દર્શન માટે તે આતુર હતી, તેની જ તે જાપ જપતી હતી. આજકાલની સુધારાવાળી તે ન હતી કે, એક સાથે વાત કરી, બીજાનો જાપ જપે ને ત્રીજાની ત્રેવડ સાંધે! ક્ષણ પછી પુન· બોલી—"સસરાજીને કહેજો કે મારા અવગુણું સામું ન જુવે તે તો મારા પિતાજી જેવા છે. તેણે જેવું કીધુ છે તેવું કોઇ પણ કરે એમ નથી અરે! મા-રા-થી-બો-લા-તુ-નથી ઓ! ઓ! ત-મા-રા-ભા-ઇ-આ-વ્યા?"આ રહ્યા! આ-ઉભા-આ-ઉભા-છે સ્વા-મિ-ના-થ-મ-ને-મા-ફ્-ક-ર-જો અરે! અરે!—"

એટલું બોલતામા રુક્મિણીએ નેત્ર ઢાળ્યા અને બે ત્રણ ડચકાં ખાધાં એટલે ઘરડી ડોશીઓએ રામરામની ચીસો પાડી, ચેતવણી આપી કે, "હવે રામરામની તયારી કરો" એક બે જણીએ છાણમાટી લઇને એક હાથ ધરતીપર ફેરવ્યો, એટલે ચાર પાંચ જણીઓએ અદ્યાપિ જીવતી હોવા છતાં પણ, રુક્મિણીને ઘસડીને ચોકે નાંખી દીધી એ નિંદ્ય આચાર હિંદુઓમાં સર્વત્ર વ્યાપેલો જોવામા આવે છે જો મનુષ્ય ખાટલામાં મરી જાય, તો તેને ભૂત થાય એમ માનવામા આવે છે, એટલે સહજ જીવ હોતા જ તેને ઉચકીને સાથરે સુવાડે છે. કોણ જાણે કયારથી એ નિર્દય રિવાજે પગપેસારો કર્યો છે! કંઠે પ્રાણ આવી અટકયો હોય અને રોગીને ઉચકવું—તેમા તેને વિનાકારણના આંચકા ઉચકી લાગવાથી કેટલુ દુ ખ થતુ હશે! એ રીવાજ સર્વથા અયોગ્ય અને એકદમ બધ કરી દેવા જેવો છે. જેને ત્યા જે રીવાજ હોય છે, તેને તે ભુડો નથી લાગતો, કારણ કે, એ પ્રાકૃતિક નિયમ છે પણ દૂરથી જોનારની દૃષ્ટિએ દેખાવ કેટલો અને કેવો લાગે છે, તે વાચકોથી અજ્ઞાત નથી જ

અલ્પકાળમાં હંસલો ઉડી ગયો પાંજરું ખાલીખમ પડયું રહ્યુ સ્ત્રીઓએ બુમાબુમ અને કુટાકુટ કરવા માંડી ચારે તરફથી હાયહાયના જ શબ્દો કાન અને હૃદયના આરપાર નીકળી જવા લાગ્યા થોડીવારમાં રુક્મિણીના મરણની બધે જાણ થઇ ગઇ ન્યાતના રીવાજ પ્રમાણે ન્યાતની ને ઓળખીતી પાળખીતી પર-

ન્યાતની સ્ત્રીઓ આભડવા એકઠી થવા માંડી જે આવે તે પોતાનાં મરેલાંનું સ્મરણ કરીને છાતીપર ધડાધડ હાથ પછાડે, સામા સામી કુટે અને કુટાવે! થાકીને મોઢું વાળવા નીચે બેસે કે, બીજા ફળીયામાંથી રાગડો કાઢતી એકાદ જણી આગળ અને પાંચ સાત પાછળ ઘુંઘટો ખેંચીને છાજીયાં લેતી આવે, એટલે વળી બેઠેલીઓ ઉભી થઇ કુદકા મારી મારી છાતી તોડી નાંખવાના અગત્યના કામમાં વળગે. બૈરાં એકેકને જોઇને બમણાં શૂરાં થાય જે આવે તે દુ ખીને ધૈર્ય આપવાને સ્થાને, પોતાનાં મરેલાને યાદ કરી રડે અને રડાવે એ પણ એક રીવાજ! બીજી જ્ઞાતિઓમાં ને બીજા ધર્મવાળાઓના મનમાં શું પ્રેમ નહિ જ હોય? તેમના હૃદયમાં લાગણીઓ પણ નહિ હોય? આ તો હિંદુ રીવાજ! ગોકુલ ગાંવકો પેંડોહી ન્યારો!

પુરૂષો આવવા માંડ્યા સગાંવહાલાંઓ "બ્હેનરે," "ભાભીરે," "કાકીરે" ઇત્યાદિ શબ્દોનો પ્રયોગ કરતા હતા અને બીજાઓ માત્ર "ઓ ઓ"નો રાગડો તાણતા હતા. રડવું ન આવે, તોપણ પરાણે પાછળથી "હું હું હું"નાં ખોટાં ડચકાં ખાવાં જ જોઇએ જો તેમ ન કરે, તો લોકો કઠોર ચિત્તનો ગણે! પુરુષોમાંથી ચાર જણ ખાંપણ લેવા ગયા, હજામે અગ્નિ સળગાવ્યો, કુતરા માટે લાડવા આવ્યા, વાઘરીનાં પખીડાં છોડાવ્યાં, ગાયને ઘાસ નખાવ્યું અને ગામઠી નિશાળોમાં છુટીઓ અપાવી દીધી! કારણ કે, એ વાતો પુણ્યમાં ગણાય છે. મહેતાજીની હેડમાં પડેલા છોકરાઓને વિદ્યાભ્યાસમાંથી છોડાવી રખડવાનો સમય આપવો, એ કાર્ય પણ પુણ્યના ખાતામાં! તેમ ગામઠી મહેતાજીઓ પણ એવાં મરનારની એટલી તો આતુરતાથી વાટ જોતા બેઠા હોય છે કે, ચાર આના ગજવામાં મૂકી છોકરાને તત્કાળ હાંકી મૂકે છે! બસ ચિત્રગુપ્તના ચોપડામાં પુણ્ય જમે થઇ ગયુ

સરસામાન આવ્યો, ઠાઠડી બંધાઇ, આઠ દશ મનુષ્ય બૈરાં આગળ આવીને ઉભા રહ્યા જો એવી રીતે સ્ત્રીઓ પાસે પુરુષો ન ઉભા રહે, તો લઇ જતા કે લાવતાં બૈરાં જોશમા ઠાઠડી તોડી પણ નાંખે, એમાં નવાઇ જેવું કાંઇએ નથી આટલી બધી વ્યવસ્થા છતાં પણ જ્યારે રુક્મિણીનું મૃત શરીર ઘરમાથી બાંધી બહાર લઇ ચાલ્યા, ત્યારે પ્રેમદેવી ઝટકો મારી પાછળ દોડી, અને વાળ વીખરતી પોકાર કરવા લાગી કે, "ઓ વહુ! ઉભાં રહો–છોકરો આવીને પૂછશે, તો કયે કાળે મોંઢે જવાબ દઇશ?" રે! રે! 'જીવતા ન જોયા ને મુવા પછી રોયા,' એ કહેતી પ્રેમદેવીએ સત્ય કીધી.

એ દેખાવ જો કે પત્થરનાં નેત્રોમાથી પાણી કઢાવે તેવો છે, છતાં પણ કેટલો નકામો અને નિરર્થક છે, તે જાણવું સહેલ છે ધીમે ધીમે આ વાતો રિવાજમાં પેશી ગઇ છે. કોઇ અંતરની લાગણીથી મડદા પાછળ દોડે છે, તો કેટલાંક કેવળ દેખાવ કરવા પણ તેમ કરે છે કાઠિયાવાડી વાણિયાવાટુ ને બેમણુ ખાતુ અને ભાટિયાભાઇઓની બાયડીઓના તિણ્ણા સુરની રાગણીઓ ને રાગડાઓ, ધબાધબ પછાટી ખાવી ને અંગ સંભાળવાની કળાનું કૌતક જોવું, એ પણ એક મેળો જ છે!

મ્હોલ્લાના દરવાજા સૂધી દોડતા દોડતા પુરુષો ગયા. સ્ત્રીઓ રડતી કકળતી ઘરભણી પાછી વળી તેઓ લુગડાનાં ગાંસડાં ઉચકી, ટોળું વળી, કાંણ લઇ નદીપર ચાલી.

બહુધા બધી જ હિંદુ ન્યાતોમાં એવો પ્રઘાત, કિંબહુના નિયમ જ છે કે, અમીર કે ફકીર ગમે તે ન્યાતનું માણસ મરે, તો ઘર દીઠ ઓછામાં ઓછું એક માણસ પણ સ્મશાને આવે પરંતુ આજે ધનપાત્ર એવા અનેક કુપાત્ર દૃષ્ટિગોચર થાય છે કે, તુચ્છ ધનના અભિમાનમાં ને બહુ માનમાં એવા સમયે તેઓ આવતા જ નથી જાણે તે નરાધમોને પોતાને મરવું જ ન હોય! કેટલાક આવવા છતાં એવા લુચ્ચા અને સંકુચિત હૃદયના હિચકારાઓ હોય છે કે, શબને હાથ કે ખાધ લગાડવામાં મન ચોરે છે—જાણે શબ તેમના પાપી શરીરોને સાથે લઇને ચિતામાં ચઢવાનું હોય! બસ—તેઓ તો પાછળ પાછળ ગપ્પા મારતા, લહેરથી ધીમે ધીમે ચાલ્યા આવે છે ઇશ્વર તેમને એવા નિર્જન સ્થાનમાં મારે કે મનુષ્યના સ્કંધો તેમનાં શબને પ્રાપ્ત જ ન થાય! બાપડા ચાર છ જણને માથે એ વૈતરુ આવી પડે છે



એ ધનવાન્ મનુષ્યો પોતાના ધનના મદમાં છકી જઇ ગરીબગુરબાંને ત્યાં મરણ થાય છે ત્યારે સ્મશાન જવાના અખાડા જ કરે છે ગરીબને ત્યાં માણસ મુવુ તે ભલે—કુતરું મુવું હોય તેમ ગણી તેની કંઇ દરકાર કરતા નથી કદાચ કોઈ સગાવહાલાંને ત્યાં કે લાગતાવલગતાને ત્યાં હોય છે તો, બે આંખની શરમ ન છંડાયાથી જવું પડે છે તો શબને ઉચકનારા ઉલટા એવા બે ચારને રોકીને, વાતોના તડાકા મારતા—જાણે વરઘોડાની જાનમાં જતા હોય તેમ લેહકાતી ચાલે ચાલતા ધીમે ધીમે પછાડી ચાલ્યા જાય છે; અને ભાઇ સાહેબને ઘેર ધણી હુંડી સ્વીકારવાની હોય તેમ સ્મશાનમાં અગ્નિસંસ્કાર થયો કે, ગાડીમાં બેસતા કે ઘેર પાછા ફરે છે કોઇ કોઇ ઠેકાણે તો પંડે જવાની જરૂર ન હોય ત્યાં પોતાના ચાકર નફરને મોકલે છે આવા શેઠીઆઓ એમ જાણે છે કે, તેઓને કોઇ કાળે મરવું જ નથી. પણ તેઓનો પણ એક દહાડો વારો આવવાનો છે જ. બધાને ભેળાં થવાનું છે આવો વિચાર તેઓને સ્વપ્ને પણ આવતો નથી. લક્ષ્મીના મદમાં છકી ગયેલા આ શેઠીઆ—પટેલીઆ—મ્હોકાણીઆ ને નસંતાનીઆઓને ત્યાં મ્હોકાણ મંડાય ત્યારે જ્ઞાતીલાઓએ તેને બરાબર બદલો આપવો જોઇએ—તેમની ઠાઠડીને હાથ જ લગાડવો ન જોઇએ. ત્યારે જ તેઓને ખબર પડે કે, આપણી શી દશા થાય છે જેવા એ શેઠીઆઓ પોતાના ચાકરોને મોકલે છે તેમ દરેક જ્ઞાતિલાઓએ પણ ભાડાના માણસો લાવી મોકલવા. મને ખબર નથી, પણ વાત ચાલે છે તેપરથી જણાવું છુ કે, હજામ ભાઇની જ્ઞાતમા ચાર ચીચોડે સુખી એક હજામડો હતો. જ્ઞાતમાં જ્યાં મરણ થાય ત્યાં ઘોડે બેસી જતો. ભોગચોઘડીએ તેની ડોસી મરી ગઇ એટલે ચલરે લાલીયા બાવડી ચસકીના ભાઇઓ સઘળા ઘોડે બેસીને ગયા, ત્યારે ટોમ સાહેબની આંખો ઉઘડી. અજર અને અમર થયેલા જ્ઞાતના ચાર ચીચોડાવાળા ચીનાઓની અક્કલ ઠેકાણે લાવવા આવો જ ઉપાય આદરવો જોઇએ

ગોવિંદરામને ત્યાં ધનના અભિમાની અને ઇર્ષામાં બળી જળી રહેલા થોડાક જ્ઞાતીલાઓ આવેલા હતા સાધારણ માણસો રુકિમણીની ઠાઠડી ઉચકી ઝટપટ સ્મશાનમાં લઇ આવ્યા.

સ્મશાનમાં અગ્નિસંસ્કાર પછી "કપાળ ક્રિયા"ના નામે થતી ક્રિયા પણ અત્યંત નિંધ છે. આ દેશ કરતાં એનો પ્રઘાત ઉત્તર આર્યાવર્ત્તમાં વધારે ક્રૂરતાથી કરવામાં આવે છે.

ચાર સાડાચાર વાગતામાં તો રુકિમણી હતી ન હતી થઇ ગઇ. લોકો રડતા કકળતા ગોવિંદના ઘર સૂધી આવ્યા અને પાણીના કોગળા કરી પોતપોતાને ઘેર ચાલ્યા ગયા ગરીબ ગોવિંદના મનમાં આજે જે દુખ થતુ હતુ, તેના વર્ણનની અમારી લેખિનીમા શક્તિ નથી. તે ગમે તેવો અભણ હતો, તોપણ સમજતો હતો કે, રુકિમણી સહનશીલ, નમ્ર અને શાંત પ્રકૃતિની હતી. તેણે પોતાની સાસુ નણંદનાં અનેક દુઃખો વેઠવા છતાં, એક પણ શબ્દ ફરિયાદના રૂપમાં હોઠ બહાર કાઢયો નહોતો. જાણે તેની કુલીનતા તેના શિરોભાગે સ્થિત રહીને ગભીર ઘોષ કરતી હતી કે.—

"ખાક હો જલ કે મગર ઉફ દિલે નાશાદ ન કર;
દમભી છુટકર કે નિકલ જાય તો ફરિયાદ ન કર."

પ્રેમદેવી પણ હવે બહુ જ પશ્ચાત્તાપ કરવા લાગી. વાસ્તવમાં મનુષ્યના ગુણોનું સ્મરણ તેના મરણ પછી જ થાય છે. વળી માણેકનો પણ કાંઇ પત્તો નહોતો. એ કષ્ટ તેના માતા તરીકેના હૃદયમાં અસાધારણ કહી શકાય રુકિમણીના ગુણો હવે તે પોતાની પુત્રી અને પાડોસણો આગળ આખો દિવસ ગાતી હતી પણ હવે તે શા કામનું?

"આગેકી પીછે ભઇ, ક્રિયા ન હસ્સોં હેત;
અબ પછતાકે ક્યા કરો, ચિડિયા ચુગ ગઇ ખેત"

---

## પ્રકરણ ૨૨ મું.

### નસીમબાગ અને શિક્ષણક્રમ.

આપણા ત્રણે મુસાફરો સવારે આઠ વાગે નસીમબાગ જોવા માટે નૌકાપર સવાર થયા હતા તે ઊપડ્યા, પંજાબી ધીરે ધીરે, અગ્રેજ દેખાવવાળો ગંભીરતાથી અને સ્ત્રી પ્રવાસિની નાજથી પગલાં ભરવા લાગ્યાં. તેમણે થોડાક સમય બાગની બારાદરીમાં ગાળ્યો માણેકના મનમાં વળી નવી યુનિવર્સિટી-નવી કોલેજ-નવા ધોરણની પ્રાઈમરી સ્કુલ બનાવવાનો ધખારો ઉભરાઇ આવ્યો. "આહા! અહીં એક મોટી યુનિવર્સિટી બનાવું" તેણે ચાહ પીતાં પીતાં ઉદ્‌ગાર કાઢ્યો.

"ત્યારે ખત જગાનું કરાવી લઉ કે?" અંગ્રેજી દેખાવના મુસાફરે ટકોરથી પૂછ્યું.

"અરે સાહેબ!" **માણેકે** નિઃશ્વાસ નાંખી કહ્યું. "મારી પાસે ખાવા કોડી મળે નહિ, તે હું શું કરી શકું? હા–જો તાતાની ઇમ્પીરિયલ સોસાયટી ઇચ્છે, તો આ સ્થાન ખરેખર સરસ્વતી મંદીર–વિદ્યાલય માટે અત્યુત્કૃષ્ટ છે જ્યારે **માઇ-**સોરના મહારાજાએ જગ્યા આપી, ત્યારે કાશ્મીરના મહારાજા શું કામ ન આપે? પણ ના–ના! એ તો ન જ આપે; એમના રાજ્યારોહણની ક્રિયા લોર્ડ કર્ચ્ચરવાળે કરી છે, માટે અહીંની સારી સારી પદવીઓ–જગાઓ ગોરાગોને જ આપવાની ગુપ્ત વ્યવસ્થા થઈ ચૂકી છે, એટલે અહીં બિચારા નિરાધાર કાળા આદમીઓનો ભાવ તે ક્યાંથી પૂછાય વારુ?"

"મી૦ ઈસ્તેહામચંદ!" ડા૦ **વાચ્છાએ માણેકને** ઉદ્દેશીને કહ્યું 'તમારો વિચાર તો બઉ જ બાંકો દેખાય છે અને મને લાગે છે કે, થોડે દારે તમે પાછા મેત થઇ જસો કાલેજ ને યુનિવર્સીટી અને ઇસ્કોલ ને પડાપડી અને કડાકડીને બાજુએ મુકી, હવા ગેરો તો બઉ સારુ પન કોની, તમે કેવી કાલેજ કારસો અને તાં છોકરાંઓને કેવુંક ભનાવસો?"

"સાહેબ! તમે મારી ગમે તેટલી મશ્કરી કરો; પણ આ દેશમાં ચાલતા શિક્ષણના સબંધમાં તો મને ઘણો જ સંતાપ થાય છે. સ્કુલમાં ભણી, હાઇસ્કુલમાં જઇ, કાલેજમાં માથાં ખોડી, બહાર પડતાં લગીમાં, તમે તપાસ કરશો, તો મારા જેવાં ઘણાં વાસી મુડદાંઓ જોવામાં આવશે–કે જેઓ આજે મરું, કાલે મરુ તેવી સ્થિતિમાં, આ ધરતીપર પગ મૂકતા જણાય છે. આ દેશની સરકાર પરદેશી, એટલે સારા વિદ્યાર્થી ઉત્પન્ન કરવાની તેની ઇચ્છા જ ક્યાંથી હોય? કામ જેટલુ શિખ્યા અને શિખવવું એટલે જ બસ તે પણ એટલી કઠણાઇથી શીખવાનું છે કે, હાડકાંની દોરડી જ થઈ જાય. ભણ્યા ગણ્યા પછી ઉત્તેજન કોણ આપે છે? સફેદ ચામડી-વાળો ઘોડાખોત હોય તો તેને હજાર ને પાંચસો ઉપર થોકી બેસાડવામાં આવે અને કાલી ચામડીવાળો પ્રવીણ હોય, કામ કરવાને લાયક હોય, ગોરી ચામડી-વાળાને ટક્કર મારનારો હોય, તોપણ તેનો કોઇ ભાવે પૂછે નહીં. કાળાને નામે તો ગોરાને તાઢીઓ તાવ જ આવે છે આવી સ્થિતિમાં દેશનો ઉદય તે કેમ થાય?"

"અરે પન તમે તમારી કાલેજની વાત જ કરોની અને પેલી તમારી યુનિ-વર્સીટી ફુનીવર્સીટીની જ. આરા ક્યાં ફાટીયા?" **જરબાનુએ** ટહુકો કીધો

"મારા તો બધા હવાઈ જ કિલ્લા છે!" **માણેકે** ઉત્તર આપ્યુ. "હું જો કોલેજ કહાડું તો ખરેખરી નૅશનલ કોલેજ જ કહાડુ કે જેમાં શીખ્યા પછી માણસ નવી નવી કળા, નવા નવા ઉદ્યોગો, યાંત્રિક શાસ્ત્રો, રસાયણી વિદ્યા, પદાર્થ વિજ્ઞાન શાસ્ત્ર, ઉદ્ભિજ્જશાસ્ત્ર, ખનીજ શાસ્ત્ર, ખગોળ શાસ્ત્ર અને ભૂસ્તર શાસ્ત્ર તથા પેલું તમારુ ફીલસુફીનું શાસ્ત્ર–એ સઘળામાં નહીં તો એકેકમાં સોએ–હજારે પણ એક વિદ્યાર્થી પ્રવીણ થઈ, ખરેખરી નામના કરે અને દુનિયાને ચકિત કરે એટલો સામર્થવાન્ નીવડી આવે, એવી કોલેજ કહાડું હાલના શિક્ષણક્રમમાં તો કામસ્ચાટકાનાં

અરણ્ય અને ગિબકટુની નદી, ઈંગ્લડના ગામડા બોકડા અને કુકડા, પાડા ને ભેસ ને બળદીયા શીખવવામાં આવે છે, જે આ દેશના વિદ્યાર્થીઓને લેશ માત્રનાં પણ ઉપયોગી નથી. કાનપુર ને કલકત્તા, દિલ્લી ને આગ્રા, કરાચી ને લાહોરમાં શુ પદાર્થ બને છે, કઈ રીતે બને છે, તેનું જ્ઞાન નહીં; ભાન નહી હિંદુસ્તાનના ઇતિહાસના બિંદુનું જ્ઞાન નહીં, ચડતીનો શોધ નહીં, પડતીનો વિચાર નહીં; અકબરના જીવન ચરિત્રનું તારતમ્ય જાણે નહીં, સાલિવાન અને વિક્રમના સમયની ખબર નહીં; ત્યારે શેફીલ્ડમાં શું બને છે અને મેનચેસ્ટર કેમ વેપાર કરે છે, લીપઝીગના કારખાના કેમ ચાલે છે, ફીલાડેલફીયામાં કોણ કોણ વેચનારા છે, કોલમ્બસે કેમ સફર કીધી, આલફ્રેડ અને શાર્લમેન કેવા રાજા હતા, ઈંગ્લડની ચડતી કેમ થઈ, ત્યાંનું રાજતંત્ર કેવું છે, એ સઘળાના જ્ઞાનથી–વિદ્યાર્થીને ભર્યોભાદર્યો રાખવામાં આવે છે કે, જે વિદ્યા તેને ભવિષ્યમા પોતાના દેશના લાભ માટે બહુ જ થોડી ઉપયોગી થઈ પડે છે. સામાન્ય રીતે અગ્રેજ સરકાર ઈંગ્લંડનો કચરો પૂજો હોય તેવા પ્રોફેસરો લાવીને કોલેજમાં ઠોકી બેસાડે છે બાપડા વિદ્યાર્થીના ભેજામાં કઇ તરલ નહિ હોય તો જ તે ભણે, પાસ થાય, નહીં તો રઝળી મરે. પણ મારી કોલેજમાં હિન્દના નિપુણ પ્રોફેસરોને લાવીને બેસાડુ હાલ જેમ એકલું સાહિત્યનું જ્ઞાન આપવામાં આવે છે તેમ ન કરતાં, જુદી જુદી કોલેજો સ્થાપી, પ્રત્યેકમાંથી એક્ષપર્ટ (નમુનેદાર) માણસો ઉત્પન્ન થાય તેમ કરું. પ્રજાને કેવું જ્ઞાન ઉપયોગી થઈ પડશે તેની સંપૂર્ણ યોજના કરુ ડાકતર સાહેબ, જર્મનીની યુનિવર્સિટીની રચના સબંધી તમે સાંભળ્યું હશે. ત્યાંની યુનિવર્સિટીમાં વેદીયા ઢોરની માફક ભણવાનું હોતું નથી અને દરેક માણસ બી એ અને એમ. એ. ના અક્ષરો વળગાડી ભીખ માંગતો નથી. ત્યાંની પાઠશાળાઓમાં સરકાર મદદ આપે ખરી, પણ સરકારનો હુકમ નહીં–ચલાવવા જાય તો પ્રજા એવી સમજુ કે સરકારના માથાના બે ભાગ કરી નાંખે। અમુક વિદ્યાર્થી કરતાં વધારે શીખવવાનું કામ પાઠશાળાના શિક્ષકનું નહીં આ દેશમાં શાળા કે પાઠશાળામાં જેટલા બોકડા ભરાય તેટલા ભરવામાં આવે છે -બાપડો શિક્ષક તે શું કરે, મરે કે માંદો પડે? તે કોના કોના ઉપર ધ્યાન આપે ૧૦૦ વિદ્યાર્થીનો કલાસ ને સર્વને અલેફ બેથી તે ગુલીસ્તાન શિખવવાનું. જર્મન પાઠશાળાના શિક્ષકોના પગાર પણ ભરપટ્ટે, આ દેશમાં ભીખારી પ્રજાને કેવી કેળવણી જોઇએ છે તેની સઘળી વ્યવસ્થા પ્રજા જ કરી લે છે; અને જેમ બને તેમ પ્રજા કળા કુશળતાવાળી ને બળવાન્ થાય તેવી બનાવવાની કાળજી રાખવામાં આવે છે જાપાનમાં પણ એવો શિક્ષણક્રમ રાખવામાં આવ્યો છે, -અને તેથી જ આજે જાપાન ૪૦ વરસમાં સુધારાની ઉન્નતિની ટોંચે પહોંચી ગયુ છે. હિંદુસ્તાનની પ્રજાના મગજમાં ભૂસું ભરેલું હોય એમ તમે ધારતા નહી. જે કામ મોટા મોટા અંગ્રેજ રસાયણીઓ કરી શક્યા નથી તે કામ કરવાની શક્તિ આર્ય પુત્રોમાં છે. વર્તમાનપત્રોમાં મે વાંચ્યું હતું કે, મુંબઈમાં મહારાણીના પુતલા ઉપર કોઇ અડપલાએ અડપલું કરી મહારાણીનાં પુતલાનું મોં કાલું કીધું હતું. મોટા મોટા અગ્રેજ

ને જર્મન રસાયણીઓ તે કાઢવાને શક્તિવાન્ ન થયા ત્યારે એક હિંદીવાને તે કામ પૂર્ણ કીધું. મી૦ ગજ્જરનું નામ તમે સાંભળ્યું હશે ડાક્તર ? તે એક નિપુણ રસાયણી છે આવું મહત્વનું કામ તેણે કીધુ તેનો બદલો તેને શું મલ્યો ? એક અંગ્રેજ બચ્ચો હોત તો તે ક્યારનો સી આઇ ઇ ને સી એસ. આઇ. થઇ ગયો હોત અને મોટા મોટા પગાર આપીને એવા મોટા ઓહ્દાપર ઠોકી બેસાડયો હોત અને ઈંગ્લંડ અમેરીકાના વર્તમાનપત્રો તેની એવી તારીફના બાંકા ફુકતે કે ન પૂછો વાત આ તો એક કાલો, હિંદનો રહેવાસી, વળી હિંદુ, તેની તે કઈ કદર! હા, હા, એકાદ બે અંગ્રેજ છાપાવાળાએ વાહ વાહની તાળી પીટી હતી ખરી અને તેમાં જ સઘળું ખલાસ! બોઝ જેવા શોધકને નવી શોધખોળ કરવા માટે એક રસાયણી પ્રયોગશાળાની જરૂર છે, પણ અંગ્રેજ સરકારને શી પડી છે કે તેને આપવા તૈયાર થાય ? ઈંગ્લંડ, ફ્રાન્સ, જર્મની, જાપાન, અમેરીકાની વાત જ ન્યારી છે. ત્યાંની પ્રજા, ત્યાંના રાજા આવા શોધકોને સર્વ પ્રકારની મદદ કરવાને તૈયાર થઇ જાય છે અત્રે તો સઘળે અલ્લાઇ અલ્લાનો કારભાર છે. પાશ્ચુરનું ઇન્સ્ટીટ્યુટ કાડવાની પરવાનગી, મદદ, પેટ પૂરતા પગાર ને સેલસટાકી; કેમકે તે સાહેબ ગોરાંગ પચ્યા કાળાનું સઘલું જ કાળુ ! તેનું નસીબે કાળુ ! લાર્ડ કુચ્ચારધાણે લાંબી લાંબી વાતો તો બહુ બહુ કીધી, પણ તાતાનું ઇન્સ્ટીટ્યુટ તો હજુ ડોળા જ ખાય છે ચાલે છે, પણ ગોકળગાયની માફક મારી પાસે જો પૈસા હોય તો ડાક્ટર સાહેબ હું એવી યુનિવર્સિટી કહાડુ કે જેથી દુનિયા પણ એક વાર જોઇ જ રહે, કે હિંદમાં પણ આવા હીરા પડેલા છે પણ હું ગરીબ માણસ, શું કરી શકું? પસાર થઇને આ વિચાર કરતાં તો શીખ્યો, પણ એમ એ થઈ ૨૦ રૂપરડીની નોકરી ! મારાથી વધારે પેદા કરનારા આ સાધારણ અલેફ પે કરનારા પણ પડેલા છે, તેને જોઉ છું ત્યારે મને વિચાર થાય છે કે રે, એમ એ બનાકે કીયું મેરી મિટ્ટી ખરાબ કી? સઘળી કરામત આ પૈસામાં જ આવી પડેલી છે!!

"મી૦ ઇમ્તેહામ!" ડાક્તર વાચ્છાએ કહ્યુ "પન તમારી કોલેજમાં પેલા પરીક્ષાનાં લફરાં ખરાં કે? જેમાં વિધાર્થીઓ સોરાઇ સુકાઇને સરડા જેવા થઇ જાયછ તે? આ, એવા ઇમ્તેહામો હોય તો એથી તોબા"

"નહી, ડાક્તર સાહેબ! એવા ઇમ્તેહામો તો એ કોલેજમાં લેવાની તરફેણ જ કરુ નહી નેશનલ કોલેજમાં ને નેશનલ યુનિવર્સિટીમાં જુદા જ ધોરણે પરીક્ષા લેવાવી જોઇએ વિધાર્થીના જ્ઞાનની કસોટી થાય, પરંતુ ખૂણા ખોચરાના પ્રશ્નો પૂછી તેમના ભેજાનો ખીમો તો કરવામાં નહીં આવે આ દેશમાં જ્યાં સૂધી ઉંચા ધોરણે રાષ્ટ્રીય યુનિવર્સિટી અને રાષ્ટ્રીય કોલેજ સ્થાપવામાં આવે નહીં ત્યાં સૂધી દેશનો ઉદય ત્રિકાળે પણ થવાનો નથી એથી તો હિંદી પ્રજાની આજકાલ સાંઝ છે તે ઘણી જલદી રાત પડી જશે અને વિધાર્થીઓ ભણી ભણી ટપોટપ મરતા જશે અથવા તો મોતને આળશે જીવતા રહેશે"

"હોસે બા!" સ્ત્રી મુસાફરે કંટાળો ખાઈને કહ્યું "મરેરે! કોલેજ, સ્કુલ, યુનિવર્સિટી બધું બની ગીયું, પન કોઇને પોસ્ટ ઓફિસ બનાવવાની ફીકર છે?

કેટલા કેટલા દહાડાઓથી પેપર કે કાગળ કંઇ આવતુ નથી, એનું તો કોઇને ધ્યાન જ ને મરે મરે! આજુબાજુ કોઇ અંગ્રેજનું રહેઠાન બી નૈ દેખાતુ કે, કઇ પેપર વાંચવા મગાવી લેતે હવે તો ચાલો વહાનમાં બેસીને આગળ ચારીયે"

એ પછી બધાં નૌકાપર આરૂઢ થયાં, અને નૌકાઓ જૂની ચાલે નસીમબાગ ભણી ચાલવા માંડી જેમ જેમ તે બાગ નિકટમાં આવતો ગયો, તેમ તેમ સૌગંધિક સમીરની લહરીઓ વધવા માંડી અને નસીમબાગ પણ આવી લાગ્યો એને ઉદ્યાન નહિ, પણ અલકાપુરીનું નામ જ આપી શકાય એવું એ ઉદ્યાનનું અનુપમ સૌન્દર્ય હતું એ બાગને જુદા જુદા ચૌદ વિભાગોમાં વિભક્ત કરી નાંખવામાં આવેલો છે પ્રત્યેક ભાગમાંના મહાન મહાન જલયત્રો નભોમડળના સમાચાર લાવતા દેખાતા હતા. સુદર પુષ્પવાટિકાનો મનોહર આદર્શ અને તેમાં પણ પ્રભુ લીલાના અદ્ભુત ભાવો જોઇને જોનાર ક્ષણવાર ખરેખર સાનદાશ્ચર્યમાં લીન થઇ જાય, એ સ્વાભાવિક હતુ આસપાસ બિલોરી રસ જેવા નિર્મળ પાણીના ઝરા વહેતા હતા એ પાણીમા હાથ નાખતાં જ નિશ્ચય થતો હતો કે, બરફ પણ એના કરતાં વધારે શીતલ હોઈ શકે નહિ એક જામ ભરીને પાણી પીધુ હોય તો ખાત્રી થાય કે, "સર્બત પણ એના આગળ પાણી ભરે છે" વળી પાણી પાચક પણ એવુ કે, જમ્યા પછી પીધુ હોય, તો પાછા ભુખ્યાના ભુખ્યા ને પથ્થર ખાધા હોય તોપણ પચી જાય પંજાબીએ હોડીમાથી જોયુ તો મુસલમાન, પારસી અને યુરોપિયનો કરતાં બમણા તમણા હિંદુઓ તેના જોવામાં આવ્યા એથી તેણે ફાળ ખાઇને કહ્યુ કે, "અહીં તો મારા ભોગ મળશે અહી હિંદુઓ ઘણા છે એમાંથી જો કોઇ ઓળખીતો પાળખીતો મળી આવશે, તો ખાવા પીવાનો સવાલ પહેલવહેલો ઉઠશે !"

"પન હું કઇ તેથી તમોને અચર ગચર, કચોરી ને પુરી ને ધુર ઢેફાં ખાવા નૈ દેવસ બાવા!" અંગ્રેજી દેખાવવાળા મુસાફરે જરાક સખ્તાઇથી કહ્યું "હજુર તો હમનાજ તબીયેત સારી થઈછ ને વરી સ્લીપ ડાઉન થવાનો ઇરાદો છે કે શું ?"

"પણ ત્યારે ઉપાય શો?" પંજાબીએ ગભરાતાં ગભરાતાં પૂછ્યું

"વરી ઉપાય સાનો?" અગ્રેજી દેખાવવાળાએ બેપરવાઇથી કહ્યુ. "ડોન્ટ કેર કરીને મુગા મુગા કુદીઆ કરોની ! તમારા જેવા દસ વીસ જના ઝોભરવા માંદસે, એટલે આસ્તે આસ્તે બધા જ તેમ કરસે હૅવ મૉરલ કરેજ. જો એમ નઇ કરો તો પછી એજ્યુકેટેડ થયા જ સાને વરે? આય બધી સ્ટુપિડિટી છોરી દેઓ" આમ જ યુનિવર્સિટી ને કોલેજ ને ધુરધેફા કારશો કે? જરાક કરેજ રાખો, કરેજ!"

"અરે સાહેબ! કાંઇ ખાવાનું કામ છે" પંજાબીએ વધારે ગભરાતાં કહ્યું. "અમારામાં તેમ થવું બહુ દુર્લભ છે હુ તમારા હાથનું અડકેલું પાણી પીઉ છુ, એટલુ પણ જો મારી ન્યાતવાળા જાણે, તો ખોટા અક્ષર પ્રમાણે મારું નામ ન્યાતના પાનામાંથી છેકાઇ જાય"

"એટલે? વોટ નોન્સન્સ!" અંગ્રેજી દેખાવવાળાએ ધિક્કારયુક્ત મુદ્રાથી કહ્યુ. "અમે સુ મ્હાકા ચમાકા છેઇએ કે?"

" ના-ના-સાહેબ! પોતપોતાના રિવાજ છે" **પંજાબીએ** નમ્રતાથી કહ્યું "હુ તો આપ જાણો જ છો કે, એ વિષય પસન્દ કરતો નથી, પણ સંસારના વ્યવહારમાં રહેવું કે નહિ?"

"અરે પન-ત્હારે હુ કેઉ તેમ કરોની." સ્ત્રી મુસાફરે એક નવી યુક્તિ સુચવતાં કહ્યુ. "પાટલુન ને જેકેટપર એક ડગલો ઓરવી ઉપરથી ફેંટો પહેરો, પછી જો કોઇ ઓરખીતો હોસે, તોબી તે ડ્રેસમાં ચકરઇ જસે, ને વાતચિત ઇંગ્લિશમાં જ કરિયા કરો અમે લોક બી તમુને **માણેકજી**! કઇને બોલાવિયા કરસું ચાલો પીરા પતિ!"

વાચકો સમજી તો ગયા જ હશે કે, **માણેકચદ, જર** અને **વાચ્છા** તે આપણા ત્રણ મુસાફરો છે. **જરે** બતાવેલી ચુકિત ઠીક લાગવાથી, ડોકટર **વાચ્છાએ** ટ્રંક ઉઘાડી પોતાનો એક ડગલો કાઢી આપ્યો; અને તે જ્યારે **માણેકે** પહેર્યો ત્યારે પોતે જાણે કોથળામાં સમાઇ ગયો હોયની એવો તેને ભાસ થયો. ક્યાં **વાચ્છાનું** કદ્દાવર શરીર અને કયા આપણા એમ. એ નું વિદ્યાની ઘટીમાં દળાઇ ગએલું અગ! **જરે** ઝટ પોતાની એક ટ્રંક ઉઘાડી અને તેમાથી એક કાતર અને હાથનુ મશીન બહાર કાઢયાં.

"અરે! તમે લોકો કોઇ બે કલાક વગર હોડીમાંથી ઉતરો એમ લાગતુ નથી તો ચાલો બા, સાહેબજી!" એમ કહીને ડોકટર **વાચ્છા** એક ખારવાના હાથમા હેંડ કેમેરા અને બીજો થોડોક સામાન આપી, **નસીમબાગના** બે વ્યુઝ લેવા માટે ઉતરી પડયો. **જરે** માપ લઈ ડગલાને કાપી, કાચો ફાકી, **માણેકને** પહેરાવી જોયો, પણ તે ખભા આગળથી બેડોળ દેખાવા માંડયો, એટલે વળી પાછો કાઢી આડા અવળા કાપ મુકીને કાચો ફાંકવા માંડયો

"હું અભાગિયો મારા દુર્ભાગ્યને લીધે આપને નડવા જ આવ્યો છુ," **માણેકે** ઓશિયાળે મોઢે શરમાતાં અને આભારથી ડટાઇ જતાં, નમ્રતાથી કહ્યુ "આ તમારા ઉપકારોનો-"

"હવે મુગા રેઓ મુગા-" **જરે** ડગલો ફાકી તૈયાર કરતાં **માણેકને** જવાબ આપ્યો. "વરી ઇન્સાન્ ઇન્સાન્‌ને કામ આવે, તેમાં ઉપકાર ને આભાર તે સુ બરિયાચ જો-"

આ વેળાએ ડગલો બિલકુલ બધબેસતો આવ્યો, તેથી મગ્ન થઇ **જરે** ડગલો મશીનપર ચઢાવ્યો બીજા અરધા કલાકમાં કોઇ સારા કારીગરના હાથને પણ કોરણે બેસાડે તેવો ડગલો **માણેકને** પહેરાવી, **વાચ્છાના** દાબડામાંથી ફેંટો કાઢી તેને માથે મૂક્યો ફેંટો પહેરતાં **માણેક** બહુ શરમાયો સદ્‌ભાગ્ય યોગે **માણેકનું** માથુ મોટુ હોવાથી ફેંટો જાણે તેને જ માટે બનાવેલો હોયની તેવો જ દેખાવા લાગ્યો

"જુઓ-**જરબાનો**!" **માણેકે** શરમાતાં શરમાતાં કહ્યુ. "આ ફેંટાને ઠેકાણે મને કોઇ ઇગ્લિશ કૅપ કે હૅટ પહેરવા દો."

"ઓ વાય–વરી તમે હિન્દુઓની કાની ગોડી ટેસ્ટપર ઉતરિયા કે!" જરે મિષ્ટ કોપથી ભ્રકુટી સંકોચીને કહ્યુ "વરી ડગલાપર ઇંગ્લિશ ટોપસું પહેરો કે, સોલીજ રેઓ. સુઓ નહીં ઓરખતો બી ઓરખે."

"પણ આ મને શોભતુ નથી;" માણેકે અચકાતાં અચકાતો કહ્યું

"સોભતુ નહી? એ વરી કિયા ખુદાયે કહ્યુ?" એમ કહીને જરે ટ્રંકમાથી આરસી કાઢીને માણેકના મોઢા આગળ ધરી. માણેકચંદ પોતાનું મુખ જોતાં જ આશ્ચર્યમાં લીન થઇ ગયો, ને મનમાં વિચાર કરવા લાગ્યો કે, "આ હું પોતે જ છુ કે કોઇ બીજો પુરુષ છે! દાંત અને ગાલની મિત્રતાનો ક્યારથી અત આવ્યો! આંખ તળેના કાળા દાગો ક્યાં લોપાઇ ગયા? મોઢાપર નૂર ક્યારે આવ્યું? કપાળ ક્યારથી તગતગવા માંડ્યું? ગાલોપર મંદ મંદ લાલ અને તે પણ માણેકચંદના ગાલપર–આશ્ચર્ય!"

માણેક, માંદગીના ખાટલેથી ઉઠયા પછી ડોકટર વાચ્છાના ખતિલા ઉપાય અને કાશ્મીરનાં હવા પાણી, તેમ જ પૂરતા આરામને લીધે, હાલમાં શરીરે કાંઈક ઠીક થએલો હતો, પરંતુ કોઇ દિવસે આરસીમા તેણે પોતાનું કોઠુ જોયુ નહોતુ તે ચટિયા પટિયાં પાડવાની ટેવ તો ધરાવતો જ નહોતો, તેથી આરસી પોતા સાથે રાખતો નહોતો પણ આજે જ્યારે દર્પણમાં તેણે પોતાનું વદન નિહાળ્યુ, ત્યારે હર્ષથી ફુલ્યો–અંગમાં ન સમાયો જર અને માણેક એક ખલાસીને લઇને જે દિશાએ વાચ્છા ગયો હતો, તે જ દિશામાં ચાલ્યાં અને થોડીજ વારમાં જ્યાં મી૦ વાચ્છા, નસીમબાગમાં વ્યુ લેતો ઉભો હતો તેની પાસે હસતાં હસતાં આવીને ઉભા રહ્યાં વાચ્છાએ ખલાસીઓને હુકમ કર્યો કે, બધો સરસમાન બહુ જ સંભાળથી ઉતારીને અમારા તંબૂમા ગોઠવી ધો" ખારવાઓ સલામ કરી ચાલતા થયા

"મામાજી, અહીં આપરે કેટલાક દહારા રહેશું વારુ?" જરે પોતાના ગુલાબી ગાલોપર કોમળ આંગળી મૂકી, વાચ્છાને પૂછ્યું

"એકાદ અઠવાડિયુ," વાચ્છાએ ટુકમા જ ઉત્તર આપ્યુ

"અરે હાજ," જરે હાથમાં હાથ ઠોકી હસ્તે વદને, લાડથી, મોર જેવી ગર્દન હલાવી, પોતાના મામાનાં ખભાપર હાથ મૂકીને કહ્યુ "મામાજી, જોવ મરુ આપરા આય મી૦ માણેકશાહની એક સબી આય ડ્રેસમાં પારી લેઓ. કોઈ દહારો એવનની બઇરી મને મલવા આવશે તારે હુ તેને ચીડવસ"

"અરે નાના," માણેકે શરમાતાં શરમાતાં કહ્યુ.

"ઓ નો–આઈ વિલ હુ ઇટ" વાચ્છાએ હસતાં હસતાં હઠ કરીને કેમેરાનું સુખ માણેક સામું ફેરવ્યું માણેકની મરજી ન હોવા છતાં પણ તેને લાચારીએ છબી ઉતરાવવી જ પડી ત્યાર પછી થોડીકવાર સૂફી બાગમાં લટારો મારીને ત્રણે સાથીઓ પોતાના પ્રથમથી રોકી રાખેલા તબૂમાં ગયાં. સાડાચાર વાગે સજ્જ-સાજ એક ભોમિયા સાથે ત્રણે જણ બાગની સ્હેલ માટે નીકળ્યાં. થોડી-

વાર ફરતાં ફરતાં બહુ વેગવાળી જરની દૃષ્ટિ, બે સુશોભિત હોડીઓ ઉપર પડી કે, જેમાં યુરોપિયન લેડીઓ તથા જાગલા સાહેબો બેઠા હતા અને જવાન જવાન છોકરાઓ ચટાપટાવાળાં ગજીફરાક પહેરી, શૂરમાં આવી, હલેસા મારતા જોવામાં આવતા હતા જરે બધાનું ધ્યાન તે તરફ ખેંચ્યુ.

"અલો–" ડાકટર વાચ્છાએ સામું જોતાં જોતાં કહ્યુ, "જાને કેમ્બ્રીજ કે ઓક-સફર્ડની બોટ રેસ!" એમ કહીને તેણે સાથે આવેલા ભોમિયાને પૂછયું કે, "આય લોકો કોન છે?"

"જી અમેરીકન મિશનના પાદરી નોલ્સની સ્થાપેલી સ્કુલના એ છોકરાઓ છે," ભોમિયાએ ખુલાસો કરવા માંડયો "અને પેલી છોકરીઓ કન્યાશાળામાંની વિદ્યાર્થિનીઓ છે. એમને દાઈઓનું કામ શીખવવામાં આવે છે. મોટી મોટી બે જણીઓ છે, તે શિક્ષકાઓ છે કેટલાક પાદરીઓ છોકરાઓને શીખવે છે અને ગામોમાં ફરી ફરીને ક્રિશ્ચિયન ધર્મના બલાપા કરે છે એમણે ઘણાં છોકરા ને છોકરીઓને ક્રિશ્ચિયન ધર્મની દીક્ષા આપેલી છે મારા ધારવા પ્રમાણે નોલ્સનો સ્વર્ગવાસ થયો છે અને તેને સ્થાને હાલમાં બીજો કોઇ પાદરી આવેલો છે આજે બોટ રેસ છે–આ બે બોટો ખાસ વિદ્યાર્થીઓ માટે સ્કુલ તરફથી બનાવવામા આવી છે. જ્યારે કોઇ મોટો માણસ અહી આવે છે, ત્યારે આ રેસ થાય છે આજે જે આ બધા ફુવારા છોડવામાં આવેલા છે, તે કોઇ યુરોપિયન અમલદારના માન માટે જ હોવા જોઇએ. કદાચિત અત્યારે જ તે આવશે બાકી સાધારણ રીતે આડે દહાડે એ બધ રાખવામાં આવે છે"

"અરેરે!"–માણેકે શોકિત મુદ્રાથી કહ્યુ "આપણી ગવર્નમેંટ આ વાત સારી નથી કરતી ગરીબોના બચ્ચાને બાલ્યાવસ્થામાં જ ધર્મભ્રષ્ટ કરે છે, ધર્મભ્રષ્ટ કરનારાઓને નાણાંની જોઇએ તેવી અને જોઇએ તેટલી ભરપૂર મદદ આપે છે અને તે પણ અમારા જ પૈસામાથી હરહર! આ તે કેવો અન્યાય! કેવો મહાન્ અનર્થ!! પ્રભો! દયા કર!!!"

"પન તમે લોક સારુ જેવું ફડ કરીને તે વટલેલાં બચ્ચાને પોતાના બાપીકા ધર્મમા કાય નહી રાખી લેતાં?" વાચ્છાએ સવાલ કર્યો.

"ઓ સાહેબ! અમારા હિંદુભાઇઓ એ વાતમાં બહુ પછાત છે. ધર્મનું જે મુખ્ય હથિયાર ગુરુઓ, તેઓ જ જ્યારે એ બાબતમાં મોટી ઊંઘમાં પડ્યા છે, ત્યારે બીજા સસારીઓની શી શક્તિ? તેઓ તો ધર્મના નામે મહારાજોના ગુરુદેવોના પગમાં લાખો રૂપિયા અર્પણ કરે છે. પણ મહારાજો જો તે રૂપિયાનો તેવા કામમાં ઉપયોગ કરે તો જ એ કાર્ય થાય કેની? તેઓથી ગાડીઘોડે ચડવામાં, વાડી બંગલે ફરવામાં અને મોજમજા કરવામા પોતાના જ આત્માને સતોષનારી જાહોજલાલી કેમ મુકી દેવાય?"

આવી આવી કેટલીક વાતો કર્યા પછી તેઓ તંબુમાં આવ્યાં અને ખાઇ પી પોતપોતાના જૂદા જૂદા ભાગોમા આરામ લેવાને ચાલ્યાં ગયાં.

## પ્રકરણ ૨૩ મું.

## દરિયામાંથી નીકળેલો હિંદીવાન.

બીજે દિવસે સવારે સાતેક વાગે જ્યારે આપણાં ત્રણે પ્રવાસીઓ એક મેજ આગળ ચાહ પીતાં બેઠાં હતાં, તે વેળાએ ટપાલના સીપાઇએ આવીને **માણેક**, જરબાનુ અને **વાચ્છા**ના નામના કેટલાંક સમાચાર પત્રો અને કેટલાંક કાગળો આપ્યા પોસ્ટમેનને તેમને શોધવામાં બહુ જ પરિશ્રમ વેઠવો પડયો હતો, તેથી તેણે કાંઇક ઇનામ મેળવવાની આશા બતાવી. **વાચ્છા**ને પણ એમ લાગ્યું કે, બેશક તેને મહેનત પડી હશે, એટલે તેણે ગજવામાથી થોડા પૈસા કાઢીને આપ્યા, જે લઇ સલામ કરીને તે ચાલતો થયો સઉ પોતપોતાના કાગળો અને સમાચાર પત્રો લઇ પોતપોતાના ઓરડામા ચાલ્યાં ગયા **જર** કાગળોને એક તરફ મૂકી, સમાચાર પત્ર ખોલીને વાંચવા બેઠી. તેણે પ્રથમ રૂટરના તારો ઉપર નજર દોડાવી અને તેમાં પહેલો જ તાર નીચે પ્રમાણે હતો —

"દરિયામાંથી નીકળેલો હિંદીવાન—**જા**પાનના કિનારા ઉપર એક હિન્દીવાન એક લાકડાના તખ્તા સાથે ઘસડાઈ આવ્યો છે દરિયાના મોજાના મારથી તેની જીભ બંધ છે, અને તેના ભેજાપર પણ પાણીની સખ્ત અસર થયેલી છે. તેની પાસેથી એક નસ્તર નીકળ્યુ છે, તેથી અનુમાન કરી શકાય છે કે, તે કોઇ ડાકટરી કામ કરનાર હોવો જોઇએ તેની ન્યાત જાત વિશે હજી કાંઇ જાણવા જેવો ખુલાસો થઈ નથી શકયો, પણ તે મુંબઇનો નિવાસી છે, એમ કેટલીક તપાસ પછી નિશ્ચય થયો છે. ડાકટરોનો એવો અભિપ્રાય છે કે, એકાદ મહિનામાં તે સારો થશે. હાલમા તે **જા**પાનમાં વસતા **બ્રીટિશ** એલચીની સંભાળ અને સારવારમાં છે"

**જરે** એ વર્ત્તમાન ફરી ફરીને વાગ્યા—અસખ્યવાર વાંચ્યા—વાંચીને તે ઘડીમા આનદિત તો ઘડીમા શોકાતુર થઈ જતી હતી કોઈવાર તેના હૃદયમાં આશાના અકુરો નવીનતાથી ઉદ્‌ભવતા હતા, તો કોઇવાર નિરાશાનો અંધકાર તેના હૃદયમાં વિસ્તરી જતો હતો અનેક વિચારોથી તેનુ મસ્તિષ્ક ભ્રમિષ્ટ થઈ જવા લાગ્યુ થોડી-કવાર વિચારમા પડી તે ચૂપ બેઠી ત્યાર પછી કાગળો વાચ્યા અને મૂકી દીધા. ટેબલપરથી આલ્બમ ઉચકી તેમાથી તેણે બે ફોટો કહાડ્યા અને તેને તકિયાપર ગોઠવી તેની સામે આળોટી નીચે પ્રમાણે તે એકાંતમાં મન સાથે જ બબડવા લાગી,—

"આહાહાહા—બન્ને એક જેવા જ! પણ એક જ્યારે મારો હમદીન ત્યારે બીજો જુદદીન! એક તન્દુરસ્તીનો નાદર નમુનો અને બીજો સિકલી—સ્હેરાઈ સુકાઈ ગીયેલો! બન્નેના ચહેરાપર ગભીરતા, વફાદારી, મોહોબત, ચાલાકી અને સાલેસાઇ એક સરખી જ છે. કોઈબી કહી સકસે કે એ ભાઇઓ છે. ઇન્સાન છેતરાઈ જાય, તેટલુ બધુ મલતાપનું ને વરી નામ બી એકજ એકપર મારું જિગર કુરબાન છે ને બીજાને જોવાને જ મારી આંખ ઇન્તેજાર છે. એકને હું મારું જીવતર આપી ચુકીચ ને તેને લીધે જ આય બીજાને જોઇને ખુશ થાઉચ. હાય! પ્યાર!! ઓ દિલ્બર! આ પેપરમાં આવેલો હિન્દીવાન તુ જ મારો દિલ્દાર હોસે કે? વ્હાલા

માનેક! તારાથી એક મહિનો મુશ્ કેમ રહેવાસે? તુ વ્હાલો કોની આગલ હોસે? તારી સારવાર કોન કરતું હોસે? યા યા ખોદાય! પાકયજદાન! મારા એ દિલ્દારને તુ જ સબર અને હિંમત આપજે હાય! હું તો તેની તસવીર ઉપરાંત એક તેના જેવા ઇન્સાનમાં તેના દીદાર કરી સબર એખ્તિયાર કરુચ-પણ તેની હજારો ગાઉ ઉપર કેટલી બધી દયામની હાલત હોસે! ઓ દાદાર-ઓ કરીમે કારસાજ! રહેમ કર-સુ કરું? કહાં જાઉ? એક કાગજ લખુ? સુ તે પહોંચસે? બ્રીટિશ કોન્સલની કેરમાં લખુ?"

એવો વિચાર કરી પલગપરથી ઉઠીને જરબાનુ કાગળ લખવા બેઠી હાથમાં કલમ લઈ જેવી તે લખવાની શરુઆત કરવા જતી હતી, કે અચાનક તેના મનમાં બીજો વિચાર આવ્યો ને તેથી તે ઝટ માણેકના રૂમમાં ગઇ ત્યાં જઇ તેણે પૂછ્યુ કે, "માણેકચંદ! જાપાન તાર જઈ શકે છે ખરો કે? તમુને એની ખબર છે કે?"

"જી નહિ;" માણેકે કુરસીપરથી ઉઠીને ઉત્તર દીધુ. જરબાનુ નિરાશ થઇને પાછી પોતાના રૂમમાં આવી અને પત્ર લખવા બેઠી લગભગ પાંચ મિનીટ સુધી વિચાર કરી, "વ્હાલા માનેક!" લખ્યું, પણ તે ઠીક ન લાગવાથી છેકીને "મારા મસીહા માનેક" લખ્યું તે પણ ન ગમવાથી બીજીવાર ચ્હેરી નાંખીને "વફાદાર દિલ્દાર!" લખ્યુ. તેને કાપી નાંખી વળી "જરના જાન! જરના અરમાન" લખ્યું એ વેળાએ કાગળમાં પાંચ છ છેકા પડ્યા એટલે તે ફાડીને બીજો કાગળ લીધો હવે આપણે જરને પોતાના વિચારના વમળોમાં ગોથાં ખાતી મૂકી આપણે આપણા પુરાણા એમ એ માણેકચંદ ઉર્ફે ઈન્તેહામચંદના બિસ્તર પાસે જઇશું, તો યોગ્ય જ કહેવાશે

માણેકચંદ એક કુરસીપર વિચારમાં બેઠેલો હતો એક અંગ્રેજી કાગળ ઘડી ઘડી વાંચતો અને પાછો મુકી કાંઇ ગંભીર વમાસણમાં પડતો જોવામાં આવતો હતો એ પત્ર એદલજીનું હતું અને તેમાં નીચે પ્રમાણેની હકીકત લખેલી હતી;-

"ભાઈ માણેકચંદ,

આશા રાખું છુ કે, તમો તનદોરસ્ત હશો અહી તમારી જગ્યાએ જે કામ ચલાઉ માણસ રાખ્યો છે, તે ઠીક છે. કામકાજ ચાલે છે. હાલમાં મારા જાપાનના એજંટનો કાગળ આવ્યો છે તે લખે છે કે, ત્યાં એક અસાધારણ મોટી પેહેડી ખોટમાં આવી ગઈ છે અને તેના કરોડો રૂપિયાના માલનું લીલાઉ, પાણીના મુલે થવાનું છે જો કોઈ માણસ આવી પોતાના ખરનો માલ જોઇને લઈ જાય તો બહુ લાભ થાય તેમ છે મારો વિચાર છે કે, હુ એક માણસ ત્યાં મોકલું તમારામાં મારો જેટલો વિશ્વાસ અને પ્રેમ છે, તેનો લાભ તમને આપવાની મારી ઇચ્છા છે હુ તમને એકસો રૂપિયાનો પગાર અને ખાધા ખર્ચ તથા ભાડુચોડુ આપીશ તમે જાતે જઈ આપણા ખરનો માલ જોઇ તપાસીને મારાપર પત્ર લખો, એટલે હુ હુંડી મોકલાવું અને માલ ખરીદી તમે રવાના કરો એજંટના લખવાપરથી તો હજારોનો, બલ્કે લાખોના નફા જેવો મામલો હોય, એમ જણાય છે વળી દરિયાઈ

## પ્રકરણ ૨૩ મું.

## દરિયામાંથી નીકળેલો હિંદીવાન.

બીજે દિવસે સવારે સાતેક વાગે જ્યારે આપણાં ત્રણે પ્રવાસીઓ એક મેજ આગળ ચાહ પીતાં બેઠાં હતાં, તે વેળાએ ટપાલના સીપાઇએ આવીને માણેક, જરબાનુ અને વાચ્છાના નામના કેટલાંક સમાચાર પત્રો અને કેટલાંક કાગળો આપ્યા પોસ્ટમેનને તેમને શોધવામાં બહુ જ પરિશ્રમ વેઠવો પડયો હતો, તેથી તેણે કાઇક ઇનામ મેળવવાની આશા બતાવી. વાચ્છાને પણ એમ લાગ્યું કે, બેશક તેને મહેનત પડી હશે, એટલે તેણે ગજવામાથી થોડા પૈસા કાઢીને આપ્યા, જે લઇ સલામ કરીને તે ચાલતો થયો સઉ પોતપોતાના કાગળો અને સમાચાર પત્રો લઇ પોતપોતાના ઓરડામાં ચાલ્યાં ગયા જર કાગળોને એક તરફ મૂકી, સમાચાર પત્ર ખોલીને વાચવા બેઠી. તેણે પ્રથમ રૂટરના તારો ઉપર નજર દોડાવી અને તેમાં પહેલો જ તાર નીચે પ્રમાણે હતો —

"દરિયામાથી નીકળેલો હિંદીવાન—જાપાનના કિનારા ઉપર એક હિન્દીવાન એક લાકડાના તખ્તા સાથે ઘસડાઈ આવ્યો છે. દરિયાના મોજાના મારથી તેની જીભ બધ છે, અને તેના ભેજાપર પણ પાણીની સખ્ત અસર થયેલી છે તેની પાસેથી એક નસ્તર નીકળ્યું છે, તેથી અનુમાન કરી શકાય છે કે, તે કોઇ ડાકટરી કામ કરનાર હોવો જોઇએ તેની ન્યાત જાત વિશે હજી કાંઇ જાણવા જેવો ખુલાસો થઈ નથી શકયો, પણ તે મુબઇનો નિવાસી છે, એમ કેટલીક તપાસ પછી નિશ્ચય થયો છે ડાકટરોનો એવો અભિપ્રાય છે કે, એકાદ મહિનામાં તે સારો થશે. હાલમા તે જાપાનમાં વસતા બ્રીટિશ એલચીની સંભાળ અને સારવારમાં છે"

જરે એ વર્તમાન ફરી ફરીને વાંચ્યા—અસખ્યવાર વાંચ્યા—વાંચીને તે ઘડીમા આનંદિત તો ઘડીમા શોકાતુર થઈ જતી હતી કોઈવાર તેના હૃદયમાં આશાનાં અકુરો નવીનતાથી ઉદ્ભવતા હતા, તો કોઇવાર નિરાશાનો અંધકાર તેના હૃદયમાં વિસ્તરી જતો હતો અનેક વિચારોથી તેનુ મસ્તિષ્ક ભ્રમિષ્ટ થઈ જવા લાગ્યુ થોડી-ક્વાર વિચારમા પડી તે ચૂપ બેઠી ત્યાર પછી કાગળો વાચ્યા અને મૂકી દીધા. ટેબલપરથી આલ્બમ ઉચકી તેમાંથી તેણે બે ફોટો કહાડ્યા અને તેને તકિયાપર ગોઠવી તેની સામે આળોટી નીચે પ્રમાણે તે એકાતમાં મન સાથે જ બબડવા લાગી,—

"આહાહાહા—બન્ને એક જેવા જ! પણ એક જ્યારે મારો હમદીન ત્યારે બીજો જુદદીન! એક તન્દુરસ્તીનો નાદર નમુનો અને બીજો સિકલી—સ્હોરાઈ સુકાઈ ગીયેલો! બન્નેના ચહેરાપર ગભીરતા, વફાદારી, મોહોબત, ચાલાકી અને સાલેસાઇ એક સરખી જ છે કોઈબી કહી સકસે કે એ ભાઇઓ છે. ઇન્સાન છેતરાઈ જાય, તેટલું બધુ મલતાપનું ને વરી નામ બી એકજ. એકપર મારુ જિગર કુરબાન છે ને બીજાને જેવાને જ મારી આંખ ઇન્તેજાર છે એકને હું મારુ જીવતર આપી ચુકીચ ને તેને લીધે જ આય બીજાને જોઇને ખુશ થાઉચ. હાય! પ્યાર!! ઓ દિલમર! આ પેપરમાં આવેલો હિન્દીવાન તુ જ મારો દિલ્દાર હોસે કે? વ્હાલા

માનેક! તારાથી એક મહિનો મુગું કેમ રહેવાસે? તુ વ્હાલો કોની આગલ હોસે? તારી સારવાર કોન કરતુ હોસે? યા યા ખોદાય! પાકયજદાન! મારા એ દિલ્દારને તુ જ સબર અને હિંમત આપજે હાય! હું તો તેની તસવીર ઉપરાંત એક તેના જેવા ઇન્સાનમાં તેના દીદાર કરી સબર એખ્તિયાર કરુંચ–પણ તેની હજારો ગાઉ ઉપર કેટલી બધી દયામની હાલત હોસે! ઓ દાદાર–ઓ કરીમે કારસાજ! રહેમ કર–સુ કરું? કહાં જાઉ? એક કાગજ લખુ? સુ તે પહોંચસે? બ્રીટિશ કોન્સલની ફેરમા લખુ?"

એવો વિચાર કરી પલગપરથી ઉઠીને જરબાનુ કાગળ લખવા બેઠી હાથમાં કલમ લઈ જેવી તે લખવાની શરુઆત કરવા જતી હતી, કે અચાનક તેના મનમાં બીજો વિચાર આવ્યો ને તેથી તે ઝટ માણેકના રુમમાં ગઇ ત્યાં જઇ તેણે પૂછ્યુ કે, "માણેકચદ! જાપાન તાર જઈ શકે છે ખરો કે? તમુને એની ખબર છે કે?"

"જી નહિ," માણેકે કુરસીપરથી ઉઠીને ઉત્તર દીધુ. જરબાનુ નિરાશ થઇને પાછી પોતાના રુમમાં આવી અને પત્ર લખવા બેઠી. લગભગ પાંચ મિનીટ સુધી વિચાર કરી, "વ્હાલા માનેક!" લખ્યું; પણ તે ઠીક ન લાગવાથી છેકીને "મારા મસીહા માનેક" લખ્યુ તે પણ ન ગમવાથી બીજીવાર ચ્હેરી નાંખીને "વફાદાર દિલ્દાર!" લખ્યુ. તેને કાપી નાંખી વળી "જરના જાન! જરના અરમાન" લખ્યું એ વેળાએ કાગળમાં પાંચ છ છેકા પડ્યા એટલે તે ફાડીને બીજો કાગળ લીધો હવે આપણે જરને પોતાના વિચારના વમળોમાં ગોથાં ખાતી મૂકી આપણે આપણા પુરાણા એમ. એ માણેકચદ ઉર્ફે ઈન્તેહામચંદના બિસ્સ્તર પાસે જઇશું, તો યોગ્ય જ કહેવાશે.

માણેકચદ એક કુરસીપર વિચારમાં બેઠેલો હતો. એક અંગ્રેજી કાગળ ઘડી ઘડી વાંચતો અને પાછો મુકી કાંઇ ગભીર વમાસણમાં પડતો જોવામાં આવતો હતો એ પત્ર એદલજીનું હતું અને તેમાં નીચે પ્રમાણેની હકીકત લખેલી હતી,–

"ભાઈ માણેકચદ,

આશા રાખુ છુ કે, તમો તનદોરસ્ત હશો અહીં તમારી જગ્યાએ જે કામ ચલાઉ માણસ રાખ્યો છે, તે ઠીક છે કામકાજ ચાલે છે હાલમાં મારા જાપાનના એજટનો કાગળ આવ્યો છે તે લખે છે કે, ત્યાં એક અસાધારણ મોટી પેહેડી ખોટમાં આવી ગઈ છે અને તેના કરોડો રૂપિયાના માલનું લીલાઉ, પાણીના મુલે થવાનુ છે. જો કોઈ માણુસ આવી પોતાના ખરનો માલ જોઇને લઈ જાય તો બહુ લાભ થાય તેમ છે. મારો વિચાર છે કે, હુ એક માણસ ત્યાં મોકલું તમારામાં મારો જેટલો વિશ્વાસ અને પ્રેમ છે, તેનો લાભ તમને આપવાની મારી ઇચ્છા છે હુ તમને એકસો રૂપિયાનો પગાર અને ખાધા ખર્ચ તથા ભાડુચોડુ આપીશ તમે જાતે જઈ આપણા ખરનો માલ જોઇ તપાસીને મારાપર પત્ર લખો, એટલે હુ હુડી મોકલાવું અને માલ ખરીદી તમે રવાના કરો. એજટના લખવાપરથી તો હજારોનો, બલ્કે લાખોના નફા જેવો મામલો હોય, એમ જણાય છે. વળી દરિયાઈ

હવાથી તમારી તનદોરસ્તીમાં પણ વધારે સુધારો થશે ત્યાં તમારા અભ્યાસને પણ વધારવા ચાહશો તો વધારી શકશો બીજા કોઈ વિશ્વાસપાત્ર મનુષ્યને અત્યારે હું ક્યાં શોધવા જાઉ? બસ, મારા અને તમારા બન્નેના માટે આ સારો અને લાભનો સમય છે. જો તમારી જવાની મરજી હોય તો જલ્દી જવાબ આપો જર ખુશીમાં હશે, અને તમે મોટા ભાઇ તરીકે તેની સંભાળ રાખતા હશો મારા જગે તો તેના મામા છે જઃ- લી. શુભેચ્છક,

**એદલજી**

એ અંગ્રેજીમાં લખેલો કાગળ **મા**ણેક વાચતો જતો હતો અને વિચારમાં પડતો હતો. ઘડીમા કાંઈ બબડતો હતો, ઘડીમાં ચૂપ થઈ કાંઈ વમાસણ કરતો હતો "પણ જવું જ જોઇએ," તે વળી પત્ર ઉઘાડીને બોલ્યો "જો બની શકે, તો આજ જ જવામાં વધારે શોભા છે આવો શેઠ શોધ્યોય ક્યાથી મળે! એણે મને નોકર રાખ્યો છે કે દત્તક? હું નોકરી કરુ છુ કે શેઠાઈ? વીસ રૂપિયાનો એક કોમન ક્લાર્ક અને **કા**શ્મીર હવા ખાવા! ઘેર જવાની રજા ઉપરાંત ગરમ સુટો. તેની પુત્રી તરફથી જુદી ભેટ! વીસપરથી એકદમ સોનો ચાન્સ! અરે પાઈ પગારપર જાઉ તો પણ એ લોકોના ઉપકારનો બદલો વાળી શકાય તેમ નથી" આમ બબડી, વળી કાગળ વાંચ્યો અને અતે વિચાર કરીને તે **જર**ના રુમ આગળ ગયો

"મે આઈ કમ ઈન? જરબાનો!" તેણે પર્દા આગળ ઉભા રહી પૂછ્યું

"બાઈ ઓલ્મીન્સ," અંદરથી ઉત્તર મળ્યુ

**મા**ણેક અંદર ગયો. **જ**રે દશેક મથાળાં છેકેલો કાગળ ફાડીને ફેંકી દીધો, અને એક કુરસી સામી આંગળી બતાવી **મા**ણેકને બેસવા કહ્યું.

"તમારા અગત્યના કામમાં મારા આવવાથી અડચણ તો નથી થઇ?" **મા**ણેકે બેસતાં સભ્યતાની રીતિથી પ્રશ્ન કર્યો

"જરાબી નહિ," **જ**રે સભ્યતાથી જ ઉત્તર આપ્યુ

"ત્યારે આ પત્ર કૃપા કરી-" **જ**રે પત્ર લઇ જલદી જલદી વાંચ્યું પણ એથી તેના મુખમડળમાં કાંઈ વિચિત્ર પરિવર્તનો થવા માંડ્યાં બીજીવાર આખો ફાડી ફાડીને તેણે કાગળ વાંચ્યો અને થોડીવાર ચુપકીદી ધરી રહી **મા**ણેક **જર**નો અભિપ્રાય જાણવા જ આવ્યો હતો, એટલે તે **જર**ને ચૂપ બેઠેલી જોઇને બોલી ઉઠયો કે, "કેમ આટલા બધા વિચારમા પડયાં, **જર**બાનો! આટલો બધો વિચાર શાનો?"

"મને કંઇ સમજ ન્હે પરતી કે સુ જવાબ આપુ?" **જ**રે વિચારના વમળમાં ડુબકી મારીને કહ્યુ. "તમુને જવામાં જો "ના"ની સલાહ આપુ, તો એક સારો ચાન્સ તમારા હાથથી જાયચ, ને જો હા કેઉચ, તો-હા કેઉ તો-આપરે-હા-તમારી હેલ્થની ફિકર લાગેચ"

"હું તો ધારું છુ કે, મારે જવું જ જોઇએ," **મા**ણેકે પોતાનો મનોભાવ ખુલ્લો કરવા માંડયો "હવે હું સારો છુ, મારા શરીરમાં શક્તિ પણ આવવા માંડી છે; વળી **જા**પાનમાં મારે કાંઇ ટેબલપર બેસી રહી કલાકોના કલાક લખવાનું

નથી–આ તો જાણે કોઇ અમીરજાદો ફરવા જતો હોય, તેવો ઘાટ છે લીલાઉનો માલ જોવો, એ તો એક પ્રદર્શન જોવા બરાબર છે અને રકમ વધી લઇ લેવામાં પણ મને શી મહેનત પડવાની છે? ભગવાને આ તો મારા માટે એક અલભ્ય લાભ શોધી કાઢયો છે. છતાં આપની જે સલાહ હોય તે ખરી."

"મને કોઇ બીજું નથી લાગુતુ;" જરે વિચારમાંથી ચમકી કહેવા માંડયુ માણેક જે બોલ્યો હતો તેમાંના અડધા શબ્દો પણ તેણે સાંભળ્યા નહોતા. "હું એકલી વાયેઝાન જેવી પડી જવસ તમારો પંડોસ મને ઘનો પડી ગિયોચ છતાં તમે જાવ, મિસ્તર માનેકચંદ! ત્હાં મારું બી એક—"

"કેમ કહેતાં કહેતાં રહી ગયાં, જરબાનો?" માણેકે આશ્ચર્યથી પૂછ્યું.

"જાને આજના પેપરમાં આય ખબર આવીચ," સમાચાર પત્ર ઉચકીને જરે માણેકને આપ્યું ને તેણે તે વાચ્યું "હવે જો તમો જાવ, તો તો જાને કે આય માનસને મલીને–પન તે જો તે–તેજ ન હોય, તો પછી–પન નહેં–તે તો તેજ છે તમે નહે જાવ તો ઠીક, પન તોબી–જાવ તો હું ખુસ થવસ"

"ક્ષમા કરજો જરબાનો!" માણેક ગુંચવાડામાં પડી જવાથી હસીને કહેવા લાગ્યો "તમારું વાક્ય યાતો ફરીથી બોલાય તો સારું અથવા તેનો પૂરો અર્થ સમજાવવામાં આવે તો સારું. આપ હા કહો છો કે ના, તે કાંઇ સમજી શકાતું નથી"

"હા, હું તમુને સમજાઉં;" જરે ઉંડા શોકમાં પડીને કહ્યુ "સપોજ કે આય શખ્સને તમારે બહુ સંભાળથી સાથે લાવવો પરે, તો તમો લાવો, એ તો વગર શકે હું માનુંચ પન તે ધનીને માટે જ હું તમુને મોકલુંચ ને તે જો ભલતો માનસ હોય, તો કદાચ મને બહુ દુઃખ વેઠીને બી સુ લાભ મલે?"

"આપ કદાચ બરાબર બોલતાં હશો, પણ હું જાપાન જવાની ધુનમાં બાધા ભુલી ગયો હોઉં, એમ લાગે છે;' માણેકે વિસ્મયતાથી પૂછ્યું

"જર! હું અંદર આવવા માગુંચ;" ડાક્ટરે પૂછ્યું

"આવો જી–મામાજી!" જરે ચમકીને જવાબ દીધો; અને ડાક્ટર વાચ્છા જરબાનુના રૂમમાં દાખલ થયો

"અલો!" ડાક્ટરે માણેકને જોઇ ખુરસીપર ગોઠવાતાં કહ્યુ "હું જે વાસ્તે જર પાસે આયોચ તે જ કામ માટે તમેબી આવિયાચ કેમ? હું રાઇટ છેઉંને ઇસ્તેહામચંદ?'

'હા જી–આપ ખરા છો!' માણેકે ઇસ્તેહામચંદ નામથી હસી કહ્યુ

"મારા જોગા લેટરમાંબી માનેકચંદને જલદી પેક કરવા લખેચ પન હું વિચાર કરુંચ કે, એ હજુર થોરો ટાઇમ અહીં રહે ત્હારો સું વિચાર છે દીકરી જર?"

"બરાબર છે મામાજી!' જરે ઉંઘમાંથી ઝબકીને જાગી હોય, તેમ ચમકીને કહ્યુ. "પપાને એમ જ લખો!"

હવાથી તમારી તનદોરસ્તીમાં પણ વધારે સુધારો થશે. ત્યાં તમારા અભ્યાસને પણ વધારવા ચાહશો તો વધારી શકશો બીજા કોઈ વિશ્વાસપાત્ર મનુષ્યને અત્યારે હું ક્યાં શોધવા જાઉ? બસ, મારા અને તમારા બન્નેના માટે આ સારો અને લાભનો સમય છે. જો તમારી જવાની મરજી હોય તો જલ્દી જવાબ આપો **જર** ખુશીમાં હશે, અને તમે મોટા ભાઇ તરીકે તેની સંભાળ રાખતા હશો મારા જગે તો તેના મામા છે જ.- લી. શુભેચ્છક,

**એદલજી**

એ અંગ્રેજીમાં લખેલો કાગળ **મા**ણેક વાંચતો જતો હતો અને વિચારમાં પડતો હતો. ઘડીમાં કાંઈ બબડતો હતો, ઘડીમાં ચૂપ થઈ કાંઈ વમાસણ કરતો હતો "પણ જવું જ જોઇએ," તે વળી પત્ર ઉઘાડીને બોલ્યો "જો બની શકે, તો આજ જ જવામાં વધારે શોભા છે આવો શેઠ શોધ્યોય ક્યાંથી મળે! એણે મને નોકર રાખ્યો છે કે દત્તક? હું નોકરી કરુ છુ કે શેઠાઈ? વીસ રૂપિયાનો એક કોમન કલાર્ક અને **કા**શ્મીર હવા ખાવા! ઘેર જવાની રજા ઉપરાંત ગરમ સુટો. તેની પુત્રી તરફથી જુદી ભેટ! વીસપરથી એકદમ સોનો ચાન્સ! અરે પાઈ પગારપર જાઉ તો પણ એ લોકોના ઉપકારનો બદલો વાળી શકાય તેમ નથી" આમ બબડી, વળી કાગળ વાંચ્યો અને અંતે વિચાર કરીને તે **જર**ના રુમ આગળ ગયો

"મે આઈ કમ ઇન? જરબાનો!" તેણે પર્દા આગળ ઉભા રહી પૂછ્યું

"બાઈ ઓલ્મીન્સ," અંદરથી ઉત્તર મળ્યું

**મા**ણેક અંદર ગયો. **જ**રે દશેક મથાળાં છેકેલો કાગળ ફાડીને ફેંકી દીધો, અને એક કુરસી સામી આંગળી બતાવી **મા**ણેકને બેસવા કહ્યું

"તમારા અગત્યના કામમાં મારા આવવાથી અડચણ તો નથી થઇ?" **મા**ણેકે બેસતાં સભ્યતાની રીતિથી પ્રશ્ન કર્યો

"જરાબી નહિ," **જ**રે સભ્યતાથી જ ઉત્તર આપ્યું

"ત્યારે આ પત્ર કૃપા કરી-" **જ**રે પત્ર લઇ જલદી જલદી વાચ્યું પણ એથી તેના મુખમડળમાં કાંઈ વિચિત્ર પરિવર્તનો થવા માંડ્યાં બીજીવાર આંખો ફાડી ફાડીને તેણે કાગળ વાંચ્યો અને થોડીવાર ચુપકીદી ધરી રહી. **મા**ણેક **જર**નો અભિપ્રાય જાણવા જ આવ્યો હતો, એટલે તે **જર**ને ચૂપ બેઠેલી જોઇને બોલી ઉઠયો કે, "કેમ આટલા બધા વિચારમાં પડયાં, **જર**બાનો! આટલો બધો વિચાર શાનો?"

"મને કઇ સમજ ન્હે પરતી કે સુ જવાબ આપુ?" **જ**રે વિચારના વમળમાં ડુબકી મારીને કહ્યુ. "તમુને જવામાં જો "ના"ની સલાહ આપું, તો એક સારો ચાન્સ તમારા હાથથી જાયચ, ને જો હા કેઉચ, તો-હા કેઉ તો-આપરે-હાં-તમારી હેલ્થની ફિકર લાગેચ"

"હું તો ધારું છુ કે, મારે જવું જ જોઇએ," **મા**ણેકે પોતાનો મનોભાવ ખુલ્લો કરવા માંડયો "હવે હું સારો છુ, મારા શરીરમાં શક્તિ પણ આવવા માંડી છે; વળી **જા**પાનમાં મારે કાંઇ ટેબલપર બેસી રહી કલાકોના કલાક લખવાનું

પત્ર કવરમા બીડી બ્રીટિશ કોન્સલદ્વારા માણેકજી અરદેશરને મળે, એમ ઠેકાણું લખી ટેબલના ખાનામા મૂક્યુ બીજે દિને સહુ ગુલમર્ગ ઉપડી ગયાં



## પ્રકરણ ૨૪ મું.

### કોમરાસ્કી અને હિન્દીવાન

એક નાનકડી નારી, લાકડાની ઢુબડી, ચીનાઇ ઢીંગલી, અઢી વેતની પુતળી, અવસ્થા વર્ષ પચીસેકની, પણ પદર સોળ વર્ષની બાળા જેવું સુકુમાર શરીર, ચપકવર્ણી, મુખનો ઘાટ અડાકાર, નાક બેઠેલું બલકે બેસાડી દીધેલું, ઘરમાં જાપાની ઝબ્બો અને બહાર ફિરંગી જેવો પહેરવેશ, કાળાભમર જેવા રેશમના લચ્છાને લજવનારા મુલાયમ વાળ, ને તે વળી અગ્રેજી કાસકી સાથે ગુથેલા, સુરાહીદાર લાંબી ગર્દન, ચમચારોકા હાથ, લમણાંના હાડકાં ઉંચા અને નયનો ઉડા-જાણે મીણની પુતળીને આખના ખાડા કરી માહી કાચની લખોટીઓ દબાવી દીધી હોય, ઓરડામાં એક ચાહની કીટલી નિરંતર ઉકળતી, પાસે જ નાની નાની ચીનાઇ પ્યાલીઓ-જાણે ચકલીઓના ચારા માટેજ બનાવવામાં આવી હોય, એવી દેખાતી હતી એક અગ્નિપાત્ર કે જેને જાપાનીઓ હુબાશીના નામથી ઓળખે છે તે સળગતુ જોવામાં આવતુ હતુ વીરમના વાળાથી પણ ઝીણી સળીઓના નાજુકડા ચકો ભીંતપર આડાઅવળા લટકાવેલા હતા. નાની નાની ટિપાઇઓ ઉપર ઉત્તમોત્તમ કારીગરોના હાથનાં બનાવેલા ફુલદાન ત્યાં શોભી રહ્યાં હતાં. ઓરડો પણ દાણો જ-નાનકડો હતો-જાણે કબુતરીનો માળો. એક ખુણામાં કેટલીક સુંદર પુઠાથી બાધેલી ચોપડીઓનો ઢગલો પડેલો હતો અને એક કાચના ફાનસ જેવા ચોકઠામાં ગૌતમ બુદ્ધની સ્ફટિકની મૂર્તિ-બીજા ખુણામા મૂકેલી હતી એ મૂર્તિ, પલાઠી મારેલી, જાંગોપર બે હાથ, નેત્રો બધ અને ધ્યાનસ્થ અવસ્થામાં બેઠેલી હતી એ મૂર્તિપર તાજા ફુલના હાર ચઢાવેલા દૃષ્ટિગોચર થતા હતા કોમરાસ્કી પ્રતિદિન એ મૂર્તિને નહવડાવી ધોવડાવીને, ફુલહાર ચઢાવી, પગે લાગી, તેના સમક્ષ, માળા લઈ, જપ કરવાને બેસતી હતી તે કલાકોના કલાકો પર્યંત પૂજા પાઠ કરતી હતી. બૌદ્ધધર્મના પુસ્તકોના અવલોકનનો તેને નિત્યનો અભ્યાસ હતો. જાપાનમાં બુદ્ધધર્મની તેર શાખાઓ છે તેમાંની શિશુ અને નચિરનશુ નામની બે શાખાઓ વધારે પ્રસિદ્ધ અને પ્રજાપ્રિય છે. બૌદ્ધમતના પ્રાચીન તત્ત્વોને લોકોએ પાછળથી ઘણીજ આડી-અવળી પંક્તિઓમાં વહેચી નાખ્યાં છે. પ્રત્યેક દેશમાં જેવી રીતે ધર્મ સબધી વિવિધ શકાઓ ઉત્પન્ન થાય છે, તેમ જાપાનમાં પણ થયુ હતુ એક રમિતુ નામનો પુરુષ થઇ ગયો છે, તેણેજ પ્રથમ બુદ્ધ ધર્મમા કેટલાક સુધારાવધારા કરીને એક નવિન સપ્રદાય ઉભો કર્યો હતો કોમરાસ્કી એ નવિન સંપ્રદાયનીજ અનુયાયિની હતી એ અબળાની ધર્મશ્રદ્ધા એટલી તો પ્રબળ થઇ ગઇ હતી કે, તેને બુદ્ધ જેવા

મોકલો કે–પન એવન જાય તો સારુંને મામાજી! મજેનો ચાન્સ છે ને વરી–કેમ તમારા સુ વિચારો છે?" **જર**બાનુએ ગુચવાઇને કહ્યુ

"એ બધુ સુ કચુંબર કરી ગેઇ?" **વાચ્છા**એ હસીને પૂછયું "પન આજ તારા ચહેરાપર કાંઇ બેહદ ગમગીનીનો છાપ દેખાયચ, દીકરી **જર**!"

"ગમગીની વરી સાની હોય જે! આજે ઘનું વાંચિયુંચ તેથી બધી આંખ તનાઇ આવીચ," **જર**ે પોતાના મનનો ભાવ છુપાવવાનો પ્રયત્ન કરતાં જવાબ વાળ્યો પણ તેનું મન તો **મા**ણેકચદ, સમુદ્ર અને **જા**પાન એ ત્રણ વસ્તુઓના ચક્રપર ફર્યા કરતુ હતુ

"ત્હારે હુ લખુચ કે **મા**નેકની તબીયત તો ઠીક છે, પન જરા નબલાઇ છે. જો એકદમ અગત હોય તો તમો તાર કે કાગજથી જનાવો તેમ કરીએ, કેમ ઠીકની!" **વાચ્છા**એ પૂછયુ.

"હા–હા–એમ જ! એમ જ લખો!" **જર**ે ઉતાવળથી કહ્યુ

"ત્યારે હુ તો એમ લખુ છુ કે, મને બે દહાડા મારા ગામ જવાની રજા મળે તેટલો સમય આપી, જ્યારે આજ્ઞા કરશો ત્યારે, જ્યાં કહેશો ત્યાં જવા તૈયાર છું," **મા**ણેકચદે **જર** અને ડાકટર બન્નેને પૂછયુ અને એમ જ થાય તો ઠીક, એમ એકમત થયા પછી, **મા**ણેક અને **વાચ્છા** પોતપોતાના ઓરડામાં ચાલ્યા ગયા.

"યા પરવરદિગાર! સું હું **મા**નેકચંદ નથી બની સકતી કે ખુદ જાતે જ **જા**પાન જાઉ!" **જર** બધાંના જવા પછી મન સાથે કહેવા લાગી, "અરેરે પાખો ક્યાંથી મલે! ઉડતું, ઇનસાનથી કેમ બને?" એવા વિચારો કરતા કરતાં તેણે એક કાગલ લખવાનો ઠરાવ કર્યો તે ટેબલપર જઇ બેઠી અને નીચે પ્રમાણે કાગળ લખી કાઢયો;—

"કેશ્મીર તા૦ – ૧

"મારા દિલના કરાર, જિગરના મુખ્તિયાર અને વ્હાલા દિલ્દાર.

આજ મહિનાઓના મહિના થયા કઇ બી જાતના સમાચાર વગર દિલ બેક-રાર હતુ. ઈન્તેજાર આંખની પ્યાલીઓ બનાવી તુજ દિલ્દારના દીદારની ભીખ દરદર માગુચ, જુદાઇની આગના શોલા જિગરમાંથી ઉઠી જિગરમાંજ સમાઇ જાયેચ. એપોલોની ખબર જાણવા રાતદિન પેપરો વાંચતાં આજે એક માનસ **જા**પાનને કિનારે નિકલિયોચ એમા વાંચિયું ને મારું દિલ પુકારેચ કે તે તુ વ્હાલો જ છે! ખોદાય મારી અટકલ ખરી પારે. દાદાર મારી ધારના સાચી કરે. હાલ મામાજી સાથે કેશ્મીરની મુસાફરીએ હુ નીકલીચ. પન તારા વગર જન્નત બી દોજખ બરોબર છે આય કાગજ મલતાં જ તારી તંદુરસ્તીના મુબારક સમાચાર મોકલી, આય બલતા જિગરને રાહત આપ. ઘનુ લખવા માગુચ, પણ કઇ સુઝતુ જ નથી. દિલ કહારીને કાગલમાં લપેટવાનું કામ આસાન નથી. બસ યજદાન તુ દિલજાનને હિન્દુસ્તાન પહોંચારે અને ફક્ત તારે ખાતર જીવનારથી મેલવે. આમીન

લી. ફક્ત તુ દિલબરની ઇન્તેજાર

**જર** દિલ્ફિગાર"

હતી કે, લીલામને હજી ચાર મહિનાનો અવકાશ પડચો હતો, એટલા માટે અચાનક આવી પડેલા હિન્દીવાનની મુલાકાત માટેની તે આવશ્યકીય તૈયારીઓ કરવામાં, તન મન ધનથી લીન થઈ ગઈ

થોડા દિવસ પછી માંદાની જીભ ઉઘડી. તે થોડુ થોડુ બોલવા લાગ્યો જેવી જીભમાં બોલવાની શક્તિ આવી કે, તેણે પ્રથમ પોતાનાં જુનાં લુગડાં વિશે સવાલ કર્યો બ્રીટિશ કોન્સલ આવ્યો, તેને પણ તેણે એ જ પ્રશ્ન પૂછયો કે, “મારા શરીરપરથી કપડાં કઇ મળ્યાં હતાં? અને તે કયા છે?” કોન્સલની આજ્ઞાથી એક નોકર દોડતો જઈ એક પોટલુ લઈ આવ્યો અને તે છોડીને કપડાં ટિપાઈપર મૂક્યાં માદો માણસ કોઇ ગાંડા જેવી ચેષ્ટાથી ઉભો થયો અને પોટલું ખોલી તેમાંથી એક ધોળુ અર્ધી બાંહ્યનુ કુડતુ અને એક લાંબી દોરી, એ બે વસ્તુ કાઢી તેને વારવાર ચુમી, આખે લગાડવા માંડ્યાં—આસપાસવાળાઓ એ તમાસો જોઇને આશ્ચર્યચકિત થવા લાગ્યા ડાકટરને હવે તેના આરોગ્ય માટે ચિતા થવા લાગી

“તમે બેસી જાઓ!” એમ કહીને ડોકટરે તેને ખાટલાપર બેસાડી દીધો “આ શુ છે કે, જેને જોઇને તમે આટલા બધા હરખાઇ ગયા?” બ્રીટિશ એલચીએ બેસવા પછી, તે માંદાને સવાલ કર્યો

“એ અમારા ધર્મની માનીતી નિશાની છે, માય લોર્ડ!” માંદાએ હર્ષથી ઉછળતી છાતીપર હાથ ઠોકીને કહ્યુ “હું પારસી છુ અને તેથી જો એ ચીજો મને પાછી ન મળી હોત તો, કદાચિત દુ ખથી હું વધારે માદો પડી જાત”

“તમારુ નામ શુ?” એલચીએ પાછો સવાલ કર્યો

“**માણેકજી અરદેશર**!” માંદાએ જવાબ આપ્યો “હુ આર્મી મેડીકલ સર્વિસમા લેફ્ટનંટ તરીકે **હોં**ગકોંગ જવા, **એ**પોલો સ્ટીમરપર સવાર થઇ જતો હતો, અને માર્ગમાં ભરદરિયે સ્ટીમર ડૂબતાં એક પાટિયાને વળગી અહીં ઘસડાઈ આવ્યો છુ”

“ અતે **એ**પોલો ડૂબી જ ગઈ કે?” એલચીએ ઉદાસી ભરેલા મુખથી સવાલ કર્યો.

“યસ સર!” **મા**ણેકજી માંદાએ જવાબ દીધો પછી પોતે થાકથી બહુ જ અશક્ત થયેલો હોવાથી, બીજી હકીકત પછી પૂછવાની તેણે એલચીને નમ્ર વિનતિ કરી રૂટરની એજન્સીદ્વારા એ સમાચાર ચારે તરફ ફેલાઇ ગયા **જા**પાનના પત્રોમાં પણ કોલમોનાં કોલમો એ જ સમાચારથી ચીતરાયલાં બહાર પડવા માંડ્યા લોકો અનુમાન તો કરી જ ચૂકયા હતા, પણ આશાના કાચા તાંતણાને વળગી સારા સમાચારની વાટ જોતા હતા, તે આશાના તાતણા પણ હવે તૂટી ગયા

કેટલીક સ્ત્રીઓ રંડાઇ, બાળકો માબાપ વિનાનાં થયાં, ભાઈઓ, બહેનો, માતાઓ, મિત્રો અને બીજાં હજારો મનુષ્યો એ સ્ટીમર ડૂબવાથી શોકના સમુદ્રમાં ડૂબી ગયાં હજારો ઘરોમાં રડારોળ અને હાયપીટ થવા માડી સ્ટીમરના

મહાત્માની જન્મભૂમિમાં અવતરેલા પુરુષ સાથે જ લગ્ન કરવાની ઘેલછા લાગી ગઇ હતી, એ આપણે પ્રથમ જાણી ચુક્યા છિયે. કોઇપણ પ્રકારે ભારતવર્ષમાં બુદ્ધધર્મની જાગૃતિ થયેલી જોવાને તેનુ ચિત્ત અત્યન્ત આતુર હતુ જે દિવસે તે બ્રિટીશ લિગેશનમાંથી પાછી ફરી તે દિવસથી એમ જ માની બેઠી હતી કે, ભગવાન્ બુદ્ધે, જાપાનના કિનારાપર લાવી નાખેલો પુરુષ, તેની સાથે લગ્ન કરવા જ સરજાયલો છે. અત્યારે તે આચાનથી અને બનજી નામના જાપાની સમાચાર પત્રો નિહાળવામા રોકાયલી હતી. એ તો જગતપ્રસિદ્ધ વાત છે કે, જરા જેટલી નવી વાત હાથ આવી જતાં જ, પેપરવાળાઓ કાગનો વાઘ કરી, પોતપોતાની ઇચ્છાનુસાર અભિપ્રાયો આપવા મંડી પડે છે. ઉક્ત બન્ને પત્રોમાં અનેકાનેક અટકળના ઘોડાઓ દોડાવવામાં એડિટરાચાર્યોએ કશી પણ કચાશ રાખી હતી નહિ. એકે લખ્યું હતુ કે, "એ હિન્દીવાન કોઇ જાસુસ છે કે, જે જાણીજોઈ મૌન્ય ધારણ કરીને પડ્યો છે?" બીજે સ્થળે લખ્યું હતુ કે, "એ કોઈ ઢોંગી છે અને લોકોને બનાવી નાણાં કઢાવવા આવ્યો છે." વળી એક ચર્ચાપત્રી મહાશયે ચીતરી માર્યુ હતુ કે, "એ કોઈ જાપાની લેડીનો આશક હોવો જોઇએ; અને આવી રીતે હોસ્પિટાલમાં આવીને પડવાનું કારણ એ કે, તેની માશુક તેને જોવા જાય છે? દયા ખાય છે કે?" એ શબ્દો કોમરાસ્કીને બહુ જ મીઠા લાગ્યા. વળી એક સ્થળે લખ્યુ હતુ કે, "કોઈ ભારતવર્ષ નિવાસી યોગી સમુદ્રને તળિએથી ચાલી જાપાન જોવા આવ્યો છે." ટુંકમાં જેના મનમાં જેમ આવ્યું, તેણે તેમ લખી માર્યુ હતુ કોમરાસ્કી એ બધું વાંચતી, મનમાં અનેક જાતિના હવાઇ કિલ્લા બાંધતી હતી-તે એટલે સૂધી કે, કોઈ કોઈવાર તો તે ઘેલા માણસ પ્રમાણે જાણે પોતે પરણી જ ચૂકી હોયની તેમ નાચવા જ મંડી જતી હતી. હિન્દુસ્તાનનો નકશો અને હિન્દુસ્તાનની ભૂગોળ તો તેણે પોતા પાસે જ રાખી મૂક્યાં હતાં તે જોઇને તે ભારતવર્ષનાં નગરો અને ગ્રામોનાં નામો યાદ કરતી હતી અને કયા ગામમાં કયા વિષયને લઇને વ્યાખ્યાન (Lecture) આપવું, એનો મનમાં ને મનમાં નિશ્ચય પણ કરી રાખતી હતી એવી રીતે દિવસો પછી દિવસો વીતતા ગયા એક દિવસ એક સમાચાર પત્રમાં એક જાહેરખબર તેના વાંચવામાં આવી કે, "જાપાનના પ્રસિદ્ધ વ્યાપારી લગુચીનું દીવાળુ નીકળી ગયુ છે......માસની......મી તારીખે તેના લાખો રૂપિયાના સામાનનું જાહેર લીલામથી વેચાણ થવાનુ છે એની ખરીદી માટે દેશદેશના વ્યાપારીઓને ખબર આપવામાં આવી છે અને બધા દેશના વ્યાપારીઓ પોતાના ગુમાસ્તાઓને મોકલી ખરીદી કરશે, એવી દૃઢ આશા રાખવામાં આવે છે."

એ સમાચાર વાંચવાથી કોમરાસ્કીના હવાઈ કિલ્લા વધારે ઊંચા ચણાવા લાગ્યા તેણે દૃઢ નિશ્ચય કર્યો કે, "આવતા હિન્દીવાનોની વાટ જોવી અને બધામાંથી એકને ચૂંટી કાઢી તેને બુદ્ધિષ્ટ બનાવવો અને તેની સાથે પરણીને હિન્દુસ્તાન ચાલ્યા જવું. વળી પતિને એવો વશ કરવો કે પૂછ્યા વિના પાણી પણ ન પિયે, કહ્યા વિના કદમ ન ભરે અને આજ્ઞા વિના અન્ન ન આરોગે" પણ પીડા એ

"લેફ્ટનન્ટ **માણેક**જી!" કોમરાસ્કીએ એક કામિનીને છાજતી છટાથી, ડોક નીચી નમાવી, નમ્ર સ્વરે બોલવા માંડયુ "આપના મેલાપથી મને જે આનદ થયો છે, તેનાં વર્ણનની મારી જિહ્વામાં શક્તિ નથી"

"તેમજ સેવકને બી," **માણે**કે સભ્યતા અને મર્યાદાથી ઉપકાર માનતાં કહ્યુ "આવા બહોળા શહેરમાંથી, મુજપરદેશીની દાઝ દિલમાં ધરી, ખબર પૂછવા આવનાર આલિમ અમીરજાદીના એકે એક કદમ મારી આંખોપર!"

"વારુ–હવે આપની તબીયત કેમ છે?" **કો**મરાસ્કીએ ગજવામાંથી રુમાલ કાઢી, સેન્ટની લપટથી આખો રુમ મઘમઘાવી નાંખતાં પૂછ્યું

"આપની નવાજેસથી ઘણો સારો છેઉ," **માણે**કજીએ બહુ જ નમ્રતાથી ઉત્તર આપ્યું "જો કે હજી ફરી હરી નથી શકતો, અને બાજે વખત બહુ બોલવાથી બી થાકી જાઉચ, પણ હવે ચંદરોજમાં ખોદાયની મહેરથી તનદુરુસ્ત થઈ જવસ"

**કો**મરાસ્કી એક સુધરેલી ને શીખેલી લેડી હતી, એટલે ડુબેલી સ્ટીમર વિશે કાઇ વાતચિત છેડીને **મા**ણેકના હૃદયને ઉશ્કેરવાની વાતને વાજબી ન ધારી. વળી આ પહેલીવારનો જ મેલાપ હોવાથી, તેણે સાધારણ વાતો કરી ને બીજી વાતો બીજીવારના મેલાપ ઉપર મુલતવી રાખવાનુ ઉચિત ધારી, નીચે પ્રમાણે વાતચિત છેડવાનો આરંભ કર્યો,

"અહીંનાં હવાપાણી આપને હિંદુસ્તાન કરતાં કાઇ જુદી જ જાતનાં લાગતાં હશે, નહિ વારુ!" **જા**પાની ચસ્કેલ લેડીએ પ્રથમ પ્રશ્ન કર્યો.

"જી હા," **માણે**કજીએ ધીમે સ્વરે ઉત્તર દીધું "અહીંનાં હવાપાણી ત્યા કરતાં જૂદાં તો છે, પણ ફાયદાકારક છે. તમારો દેશ ટાપુ હોવાથી હવા છુટથી મળી શકે છે; ને અમારો દેશ એ વાતથી બેનસીબ છે."

'ત્યારે તો તમારા દેશમાં બહુ જ ગરમી પડતી હશે?" **કો**મરાસ્કીએ હડપચી ઉપર આંગળી મૂકી, પોતાના હાથમાંની વીંટીના હીરામાણેક ચમકાવતાં કહ્યુ

"હા જી–કેટલીક જગ્યાએ તો **આ**ફ્રિકાને પણ હટાવે એવી સખત ગરમી પડે છે અલબત્ત **હિ**માલય, **કે**શ્મીર, **સિ**મલા, **મ**સુરી, **મ**હાબલેશ્વર અને **ને**નીતાલ વગેરે જગાએ ઠડી સારી રહે છે. એ જગાઓએ પૈસાવાળા લોકો, ગરમીના દિવસોમા, હવા ખાવા જાય છે બાકી ગરીબો તો બિચારા તેવે ટાઇમે બી પેટનો ખાડો પૂરવા તડકામાં બળતા ભટકે છે **મુ**લતાન તરફ તો ગજબની ગરમી પડે છે," **માણે**કે વિસ્તારથી ઉત્તર આપતાં કહ્યુ

"તમારી જીદગી સલામત છે, એ વાતની તમારાં સગાંવહાલાને જાણ થઇ હશે કે?" **કો**મરાસ્કીએ પૂછ્યુ અને ખુરસી જરાક આગળ ખસેડી.

"કાલે જ મે કાગજ લખ્યુચ!" **માણે**કજીએ જન્મભૂમિના સ્મરણથી દીર્ઘ નિ.શ્વાસ નાખીને કહ્યુ "તે પંદરેક દહાડે પહોંચશે. વરી બનવા જોગ છે કે, પેપરો વાચવાથી પણ તે લોકોને ખબર પરી હોય અથવા તો બ્રિટિશ કોન્સલ સાહેબે

માલેકને ત્યાં પણ શોક છવાઇ ગયો. એક **માણેક**જીના ઘરમાં હર્ષ અને ચિંતા મિશ્રિત આશામાં ડોળતાં હતાં. શેષ જેટલાં ડૂબનારાંનાં લાગતાંવળગતાં, સ્ટીમરના સમાચારની વાટ જોતાં હતાં, તે સર્વ નિરાશ અને નિરૂપાય થઈ ગયાં **માણેક**જીના દેખતાં, તો ઘણાંક માણસોને લાઇફ બોટોમાં ઉતારવામાં આવ્યાં હતાં, પરંતુ પાછળથી તેમનું શું થયું, તે **માણેક**જીના જાણવામાં હતુ નહિ

સમાચાર પત્રોમાં ખબર વાંચવા પછી, **કોમરાસ્કી** એક દિવસે સવારના પ્રહરથી નહાવા ધોવા અને કેશ સમારવા મડી. **જા**પાની સ્ત્રીઓ વેણી ગુંથવામાં કેટલી નિપુણ હોય છે, એ વાંચકોથી અજાણ્યું તો નથી જ કેશ સમારવા પછી તેણે બે ત્રણ પ્રકારના ડ્રેસો પહેર્યા અને કાઢ્યા. અંતે એક કલાક વીત્યા પછી એક ડ્રેસ કાંઇક મનગમતો થયો, તે પહેરીને હીરામોતીથી શરીર શૃગારવા માંડયું હીરામોતીના અમૂલ્ય અલકારોથી તેની શોભામાં ઘણો જ વધારો થયો. નીળકતી વેળાએ પોતાના રેશમી રુમાલપર તેણે ઉચામાં ઉચું સેન્ટ છાંટયું અને તે બ્રીટીશ એલચીને ત્યા પહોચી, કાર્ડ મોકલ્યો. એલચી જાણતો હતો, એટલે તત્કાલ આવવાની આજ્ઞા આપી. તે ઠાઠમાઠથી અદર આવી એલચીએ રીતિ પ્રમાણે તેનો આદરસત્કાર કર્યો, પછી તેના આગમનનું કારણ પૂછ્યું

"મારે પેલા હિદીવાનને મળવું છે તમે જો તેની સાથે મારુ ઓળખાણ કરાવી આપશો, તો મોટો ઉપકાર થશે!" **કોમરાસ્કી**એ રુમાલ સાથે રમત કરતાં, ઉપરની કાંઇક બેપરવાઇ અને અતરની કાંઈક ઉત્કંઠાથી, આવવાનું કારણ જણાવીને, બીજી વાત માગી લીધી

"ભલે ચાલો; હું પણ તેને મળાવા જ જવાનો હતો;" તેણે કહ્યુ.

એલચી અને **કોમરાસ્કી** બંને **માણેક**જી પાસે પહોંચ્યાં રોજ કરતાં આજે **માણેક**જી ઘણી જ સારી સ્થિતિમાં હતો

"મીસ્તર **માણેક**જી **એદલ**જી લેફ્ટનંટ! હુ આપને આહીની એક ઉચ્ચ શ્રેણિની ઉમરાવજાદી સાથે ઈન્ટ્રોડયૂસ કરાવું છુ!" એલચીએ હસતે મુખે ઓળખાણ કરાવતાં કહ્યુ "આ બાઇ અહીની વિદ્વાન્ તથા ધનવાન્ સોસાઇટીનું એક સુગધિત પુષ્પ છે એઓ ઈંગ્લીશ, લેટિન, ફ્રેંચ, જર્મન, સંસ્કૃત, હિન્દી અને **પાલી** ભાષાનું બહુ જ સારુ જ્ઞાન ધરાવે છે, અને **જા**પાની તો એમની માતૃભાષા જ છે એ ભાષાનાં એ પડિતા હોય એમાં તો નવાઇ જ શાની? વળી એઓ ઘણાં જ સારાં લેક્ચરર અને ઉત્તમ લેખક પણ છે. **જા**પાની વિદુષીઓ એમનાથી બહુ જ અભિમાન ધરાવે છે હુ ધારું છુ કે, આપ એમના મેલાપથી બહુ જ પ્રસન્ન થશો એમનું શુભ નામ મિસ **કોમરાસ્કી** છે!" હાથમાં હાથ મેળવી **કોમરાસ્કી** તરફ ફરી તે એલચી કહેવા લાગ્યો કે; "લેફ્ટનન્ટ સાહેબનું નામ મી૦ **માણેક**જી **અરદેશર** છે" આટલું બોલી થોડીવાર બેસી, તબીયતની ખબર પૂછીને, શેકહેન્ડ કરી. એલચી સાહેબ તો પોતાને માર્ગે ચાલતા થયા

"હાસ્તો—વરી હિંદુઓ પોતાની જાતમા બીજાઓને નથી લેતા તેમ યાહુદીઓ પણ નથી લેતા;" માણેકજીએ કહ્યુ. "મારો એક ફ્રેન્ડ એક યાહુદનપર ઘનો જ મરી ફીટયો હતો અને તે પોતાને યાહુદી બનાવવા ચાહતો હતો. પણ યાહુદીઓએ તેને પોતાની જાતમાં લેવા સાફ ના કહ્યુ"

"પણ આજકાલના સુધારાએ બધાને એક ગણવાની—ન્યાતજાતનો અતર તોડી નાંખવાની, બહુ ચેષ્ટા કરવા માંડી છે. મારા ધારવા પ્રમાણે તો એ વાત બહુ જ સારી છે," કોમરાસ્કીએ પોતાનો વિચાર દર્શાવ્યો.

"દુનિયામાં સૌથી પહેલો એ વિચાર મહાત્મા ગૌતમ બુદ્ધના મનમાં આવ્યો હતો," માણેકજીએ યાદ કરતાં કહ્યુ. "અને ખરુ જોતા તેમ જ થવું જોઇએ. માણુસ તે બધાં માણુસ જ છે કોઇ ચાર આંખવારો કે બે પાંખવારો હોય, તો તેને પરજાત ગની શકાય, એ જુદો સવાલ છે. બુદ્ધે ન્યાત, જાત, દેશ વગેરેના ઝગડાને ઉરાડીને પોતાના ધરમમાં દરેક જાતના માનસને આવવાના દરવાજા ખુલ્લા મૂકી દીધાતા."

"એમ તો જેસસ અને મહમ્મદે પણ દરેકને પોતાના ધર્મમાં આવવાની છૂટ મૂકેલી છે," કોમરાસ્કીએ બુદ્ધની પ્રશસાથી ફૂલી ફાટી જતાં, જાણી જોઇ માણેકજીની પરીક્ષા લેવા માટે, ઈસા અને મહમ્મદનું નામ રજુ કર્યું અને હવે એનો તે શો જવાબ આપે છે, તે સાંભળવાની તે વાટ જોતી, ગાલે હાથ ટેકાવીને બેઠી.

"હા;" માણેકજીએ કોમરાસ્કીને સમજણ પાડતાં કહ્યુ. "પન તે બુદ્ધ કરતાં લગભગ પાંચસો વર્ષ પાછળ. હિસ્ટરી કહી દે છે કે, ખુદ જેસસે બુદ્ધના ચેલાઓ પાસેથી ઘનુંક જાણ્યુ હતુ અને મહમદસાએ તો જેસસ કરતાં બી લેટ પોતાનો મજહબ ચલાવ્યો હતો. એ હીસાબે ખરું જોતાં ઇન્સાનની હમદર્દીનો જાણનાર પહેલો ફિલસુફ બુદ્ધ જ ગની શકાય."

"ત્યારે આપ બુદ્ધને એક સત્ય મહાત્મા અને 'આત્મવત્ સર્વ ભૂતેષુ' એ સિદ્ધાંતનો માનનાર તો સ્વીકારો છો, કેમ નહિ?" કોમરાસ્કીએ મલકાતાં મલકાતાં પૂછ્યુ.

"સર્ટનલી!" માણેકજીએ માનથી કહ્યું "મને મહાત્મા બુદ્ધ તરફ ઘનું માન છે. જો કે યુરોપિયન પાદરીઓએ તેને બહુ ભુંડો ચીતરિયોચ અને નાસ્તિક તેમ જ જડવાદી તરીકે ઓળખાવ્યોચ, પન હાલની યુરોપની શોધ પ્રમાણે સુધરેલા લોકો તેને એક મહાત્મા તરીકે કબુલ રાખેચ. અમારા જરથોસ્ત સાહેબે જન્દઅવસ્તામાં તેનુ કેટલુંક બયાન આપ્યુંચ."

"મી૦ માણેકજી!" કોમરાસ્કીએ હર્ષથી છલકાઇ જતાં કહ્યુ. "તમે જાણો છો કે, જાપાનનો મોટો ભાગ તે મહાત્માને માનનારો છે, કે જેણે સૃષ્ટિમાં ભ્રાતૃભાવનો પાયો નાંખ્યો હતો વારુ—આપના અભિપ્રાય પ્રમાણે બુદ્ધના ગુપ્ત સિદ્ધાંતો કીયા સારા છે?"

મારું એડ્રેસ પૂછ્યુ હતુ તેમને બી' મારાં માયબાપને ખબર આપી હોય તો કંઈ અજબ નથી”

“જો મને આજ્ઞા હોય, તો હું પૂછું કે, આપની જાત શું છે?” કોમરાસ્કીએ આતુર હૃદયે પૂછ્યું

“જી–હું પારસી છેઉ!” માણેકજીએ પોતાની જાતની ઓળખાણ આપતાં કહ્યુ. “તમે સમજિયું હોસે કે ઇરાનમાં મુસલમાનોનું રાજ થવા પછી, ધર્મે સબંધી ખટપટોને લીધે, હિન્દુસ્તાનમાં ઉતરી પરેલાં ઇરાનીઓનાં ટોલાંએ, હિદવાસીઓનો આસરો લીધો હતો હાલ તો ખુદાના ફજલથી પારસી કોમ એક આગળ પડતી કોમ તરીકે બ્રિટિશ રાજ્યમાં મશહુર છે.”

“જો હું ભૂલતી ન હોઉં, તો જરદસ્ત પયગમ્બરના સમ્પ્રદાયવાળા આતિશ પરસ્ત લોકોમાંના જ આપ હશો!” કોમરાસ્કીએ વાતમાં રસ લઇને પૂછવા માંડયુ

“જી, કાંઇક તમારા વિચારોમાં તફાવત છે અમો જરથોસ્તી મજહબના તો છીએ, એમાં શક નથી; પણ આતિશપરસ્ત નહિ–બલકે ખુદાપરસ્ત છેઇએ!” માણેકજીએ તેની ભૂલ ભાંગવાનો પ્રયત્ન કરતાં કહ્યુ “અમે લોકો જેમ આતિશ–આગને માનીયેચ–તેમ જ સુરજને, ચાંદને અને પાનીને–દરેકને માનીયેચ પણ તે ખુદા તરીકે નહિ–પણ ખુદાની પેદા કીધેલી એક નુરાની અને લાસાની ચીજ તરીકે અમુને આતિશપરસ્ત તરીકે જાહેર કરનારા મુલ્લા અને પાદરી સાહેબો બહુ ભૂલમાં ભમે છે પારસીનું એક બચ્ચુ બી પોતાને ખુદાપરસ્ત તરીકે જાણેચ ને માનેચ, કે જયારે પરાઈ કોમના મોટા ઉલ્મા અમુને આતિશપરસ્ત સમજવાની થાપ ખાયેચ”

“વારુ–કોઇ જાતનું માણસ જો ચાહે તો પારસી થઇ શકે ખરુ કે?” કોમરાસ્કીએ અચકાતાં અચકાતાં પૂછ્યુ

“જી–નહિ” માણેકજીએ મુખ મલકાવી ઉત્તર આપ્યું

“એમ કેમ વારુ?” કોમરાસ્કીએ શાસ્ત્રાર્થ કરવા માંડયો “જે ધર્મ સાચો હોય, તેમાં બીજાને આવવા દેવાથી શી હાનિ થવાનો સંભવ છે?”

“મારા ધારવા પ્રમાણે કંઇ નુકસાન જેવું તો નથી, પણ રિવાજ પડી ગયો છે કે, બનતાં વેર જુદ્દીનોને જરથોસ્તી નહી બનાવવા!” માણેકજીએ બેપરવાઇથી કહ્યુ “રિવાજ આગળ દલીલોનું કાંઇ પણ જોર ચાલી શકતુ નથી. અસલવારાના લોક પોતાના મજહબ, પોતાના દેશ અને પોતાના ધર્મની કેતાબોથી બહારનાં માણસોને પારકાં બલ્કે દુશ્મન સમજતા હતા. મુસલમાનો પોતા સિવાય બધાંને કાફર કહેચ; હિંદુઓ બીજાને મલેચ્છ ને પારસીઓ દરવન કહેચ હાલમાં બોરબેમાં જુદ્દીન ઝગરાની જુમ્બેસ ચાલી તો રહીચ, પણ હું મહિનાઓથી દરિયા ડોહોલતો હોવાથી શું સેવટ આયુ, તે જાણતો નથી”

“વર્તમાનકાળમાં એવી બીજી પણ જાતિ તમારા ધ્યાનમાં છે કે, જે વિધર્મીઓને પોતાના ધર્મમાં ન લેતી હોય?” કોમરાસ્કીએ આતુરતાથી પૂછ્યું

"હાસ્તો—વરી હિંદુઓ પોતાની જાતમાં બીજાઓને નથી લેતા. તેમ યાહુદીઓ પણ નથી લેતા;" માણેકજીએ કહ્યું "મારો એક ફ્રેન્ડ એક યાહુદનપર ઘનો જ મરી ફીટયો હતો અને તે પોતાને યાહુદી બનાવવા ચાહતો હતો પણ યાહુદીઓએ તેને પોતાની જાતમાં લેવા સાફ ના કહ્યુ"

"પણ આજકાલના સુધારાએ બધાને એક ગણવાની—ન્યાતજાતનો અતર તોડી નાંખવાની, બહુ ચેષ્ટા કરવા માંડી છે. મારા ધારવા પ્રમાણે તો એ વાત બહુ જ સારી છે," કોમરાસ્કીએ પોતાનો વિચાર દર્શાવ્યો.

"દુનિયામાં સૌથી પહેલો એ વિચાર મહાત્મા ગૌતમ બુદ્ધના મનમાં આવ્યો હતો," માણેકજીએ યાદ કરતાં કહ્યુ "અને ખરું જોતાં તેમ જ થવું જોઇએ. માણસ તે બધાં માણસ જ છે કોઇ ચાર આંખવારો કે બે પાંખવારો હોય, તો તેને પરજાત ગની શકાય, એ જુદો સવાલ છે બુદ્ધે ન્યાત, જાત, દેશ વગેરેના ઝગડાને ઉરાડીને પોતાના ધરમમાં દરેક જાતના માનસને આવવાના દરવાજા ખુલ્લા મૂકી દીધાતા."

"એમ તો જેસસ અને મહમ્મદે પણ દરેકને પોતાના ધર્મમાં આવવાની છૂટ મૂકેલી છે," કોમરાસ્કીએ બુદ્ધની પ્રશંસાથી ફૂલી ફાટી જતાં, જાણી જોઇ માણેકજીની પરીક્ષા લેવા માટે, ઈસા અને મહમ્મદનું નામ રજુ કર્યું અને હવે એનો તે શો જવાબ આપે છે, તે સાંભળવાની તે વાટ જોતી, ગાલે હાથ ટેકાવીને બેઠી.

"હા;" માણેકજીએ કોમરાસ્કીને સમજણ પાડતાં કહ્યુ. "પન તે બુદ્ધ કરતાં લગભગ પાંચસો વર્ષ પાછળ. હિસ્ટરી કહી દે છે કે, ખુદ જેસસે બુદ્ધના ચેલાઓ પાસેથી ઘનુંક જાણ્યું હતુ અને મહમદસાએ તો જેસસ કરતાં બી લેટ પોતાનો મજહબ ચલાવ્યો હતો એ હીસાબે ખરું જોતાં ઇન્સાનની હમદર્દીનો જાણનાર પહેલો ફિલસુફ બુદ્ધ જ ગની શકાય."

"ત્યારે આપ બુદ્ધને એક સત્ય મહાત્મા અને 'આત્મવત્ સર્વ ભૂતેષુ' એ સિદ્ધાંતનો માનનાર તો સ્વીકારો છો, કેમ નહિ?" કોમરાસ્કીએ મલકાતાં મલકાતાં પૂછ્યું.

"સર્ટનલી!" માણેકજીએ માનથી કહ્યુ. "મને મહાત્મા બુદ્ધ તરફ ઘનું માન છે જો કે યુરોપિયન પાદરીઓએ તેને બહુ ભુંડો ચીતરિયોચ અને નાસ્તિક તેમ જ જડવાદી તરીકે ઓળખાવ્યોચ; પન હાલની યુરોપની શોધ પ્રમાણે સુધરેલા લોકો તેને એક મહાત્મા તરીકે કબુલ રાખેચ. અમારા જરથોસ્ત સાહેબે જન્દઅવસ્તામાં તેનુ કેટલુંક બયાન આપ્યુંચ"

"મી૦ માણેકજી!" કોમરાસ્કીએ હર્ષથી છલકાઇ જતાં કહ્યુ "તમે જાણો છો કે, જાપાનનો મોટો ભાગ તે મહાત્માને માનનારો છે, કે જેણે સૃષ્ટિમા ભ્રાતૃભાવનો પાયો નાંખ્યો હતો વારુ—આપના અભિપ્રાય પ્રમાણે બુદ્ધના ગુપ્ત સિદ્ધાંતો કીયા સારા છે?"

૧૧

"જો બુદ્ધે ખુદાયની હસ્તી માની હોતે અને દોજખ બેહસ્ત કબુલ રાખ્યા હોતે, તો દુનિયાના બધા પયગમ્બરોથી હું તેને કોઇબી રીતે ઓછો નહિ, બલ્કે વધારે સમજતે;" **માણેકજી**એ પોતાના સ્વતંત્ર વિચાર જણાવવા માંડ્યા. "હાલ તો હું તેને એક ખરો માનસ માનુંચ. જે વાત તે સમજતો નહતો, તેનો તેણે ફક્ત દેખાવને વાસ્તે સ્વીકાર કીધો નથી, એ તો પોતપોતાની સમજની વાત છે. ખોદા અને રુહની વાત તેના ધ્યાનમા નહિ ઉતરી હશે તેના વિચારો તેની સાથે પણ બીજી ઘની બાબતોપર તેણે અજવાળુ નાખ્યુંચ. ગુલામી બાજાર બંધ કરાવનાર, ઇન્સાનોની હમદર્દી વધારનાર, ઉચ્ચ નીચના વિચારો કાઢી નાંખનાર અને જીવદયાનો દાખલ કરનાર તથા સપ જ મુખ્ય ધર્મ છે, એમ ખુલ્લી રીતે બોલનાર, તે જ પ્રથમ નર હતો"

કોમરાસ્કીને દેખાયું કે બહુ બોલવાથી **માણેકજી** થાકી ગયો હતો, તેથી બીજીવાર મળવાનો નિશ્ચય કરીને તેની રજા માગી અને ફેશનથી હાથ ઢીલો મૂકી શેકહેન્ડ કરી, ટુંકાં ટુંકાં પગલાં, બલ્કે પગલીઓથી, તે ત્યાંથી ચાલતી થઇ. બહુ થાકી જવાથી **માણેકજી** તે **જાપાની** લેડીના જવા પછી શાંતિથી નિદ્રાનો ઉપભોગ લેતો બિછાનામાં પડયો.



## પ્રકરણ ૨૫ મું.

## ખબરપત્રી સોરગત

સાંઝને છેડે "કલકત્તા સ્ટેટમેન"નો કોરેસ્પોન્ડન્ટ **માણેકજી**ને મળવા આવ્યો જો કે એ પહેલાં અનેક રિપોર્ટરો, **ઍપોલો** સબંધી કેટલાક ખુલાસા મેળવવા માટે ધક્કા ખાઇ ગયા હતા, પણ **માણેકજી** તે હ્રદયભેદક ઘટનાના સ્મરણથી બહુ જ શોકાતુર થઇ જતો હતો, તેથી મંદવાડનું બહાનું કરીને, વાતને ઉરાડી દેતો હતો. પણ 'સ્ટેટમેન' સાથે હિંદનું લાગતુ વળગતુ હોવાથી લાચારીએ **માણેકજી**ને તેની સાથે વાતચિત કરવી જ પડી. વળી પોતાનાં સગાંવહાલાં અને ઇષ્ટમિત્રો માટેનો એક વિચાર પણ તેના મનમાં ઘૂમી રહ્યો હતો—તે લોકો પણ વાચીને જાણીતા થશે, એમ ધારીને તેણે કોરેસ્પોન્ડન્ટ સાથે વાત કરવા માડી; અને તે શોર્ટ હેન્ડમાં એ વૃત્તાંત લખતો ગયો.

"હું **હોંગકોંગ** માટે **ઍપોલો**માં સવાર થયો મારી પલ્ટન એમાં હતી સ્ટીમરમાં બીજા કેટલાક દેશી, તેમ જ અગ્રેજ ઉતારૂઓ પણ હતા. માલ અસબાબ થી ચિકાર ભરેલો હતો. સ્ટીમર મઝેથી ચાલી જતીતી. કોઇને સ્વપ્ને બી એ ખ્યાલ નહતો કે, એમ આસમાની સુલતાનીના પનજામાં સપડાવું પડશે. જ્યારે ગલ્ફ ઓફ **સીયામ** પાસેથી નીકળીને સ્ટીમર **ચીન**ના દરિયામાં દાખલ થઈ, ત્યારે તોફાની પવનની નિશાનીઓ જણાવા માડી. કેપ્ટન ઘણો ગભરાયો. થોડા ટાઇમ પછી તેણે અમને બધાને ચેતવણી આપી કે, તોફાની પવન જોસબંધ ચાલુ થયોચ ને જે વખત જાયચ તેમાં એક ભારી દરિયાઈ તોફાન સાથ આપને બાથ

ભરવી પડશે જોતજોતામાં દરિયો ભયંકર રૂપ લઇ પડયો એક એક મોજો એવો જબરદસ્ત આવતો'તો કે, સ્ટીમર તેની આગળ મગતરાંરૂપ દેખાતી'તી કોઇવાર સ્ટીમરને ઉપાડી પહાડી મોજો છેક આસમાને લગાડતો'તો, તો કોઈવાર વગર આસરે નીચે ફેંકી દેતો'તો ને સ્ટીમર ઠોઠરી થઇ જતી'તી ખલાસીઓ જીવપર આવીને દોડાદોડી કરતા'તા ને તોફાન સામે ટક્કર લેવામાં બકાત નહોતા રાખતા; પણ જ્યાં પવનનો ફરેસ્તો દરિયાના ફરેસ્તા સહિત ખફગીમાં આવ્યો તો, ત્યાં બીજા કોન્નું ચાલી શકે વારૂ? હજારો ગાંસડીઓ ને સેંકડો બોકસો ઉચકી ઉચકી દરિયાને હવાલે કીધા ને લાખો રૂપિયાનો માલ દરિયાને તળીએ જઇ બેઠો, પણ કંઇ નહી-બેફાયદા! બસ જાણે પાણી, સ્ટીમરને જ પોતાના પેટમાં લેવા ચાહતી'તી કેપ્ટન દુર્બીન લઇને ચારે બાજુ તપાસતો'તો કે કોઈ બચવાનો રસ્તો છે! ડેન્જર સિગ્નલનો વાવટો બી ચઢાવી ચૂક્યા હતા તેટલાં ઘણે દૂરથી એક જર્મન અને બીજી ફ્રેન્ચ સ્ટીમર મદદે આવતી દુર્બીનથી કેપ્ટનના જોવામાં આવી 'તે લોકોએ પોતાની સ્પીડમાં બી ઘણો વધારો કીધોચ' એમ કેપ્ટન બધાને ધીરજ દેતો બોલ્યો, અને પોતાના માણસોને જૂદા જૂદા હુકમો આપતો રહ્યો. બધાંએ તનમનથી મહેનત કીધી, પણ ખુદાની મરજી આગળ કોન્નું પેશ જાય? મોજાનો એક તમાચો તે જબરદસ્ત સ્ટીમરને ઉંધી કરી નાંખનો હતો, તો બીજો કઇ ચારી આપી ઊચકી આપતો'તો લાઇફ બોટો ઉતારીને તેમાં લોકોને નાંખી, કેપ્ટને ખુદાના આસરાપર છોડ્યા કેપ્ટન, એન્જીનિયર અને એક બુઢો ખલાસી, સ્ટીમરપર રહ્યા લાઇફ બોટો કોઇ કહાં તો કોઇ કેમ તનાવા લાગી અમારી આંખ આગળ તે ખુબસુરત સ્ટીમર દરિયામાં ગરક થઇ ગઇ. તે પછી અમે તો બે દહાડાવેર અનાજ પાણી વગર રખડતા રહ્યા અમે લોક વીસ જન ઉતાં લોચુના ટાપુ આગળ અમારી કમનશીબીએ પાછો તોફાનના દેવને લાવીને ખરો કીધો. અને એક ખડક સાથ અથડીને બોટ ભાંગી ગઇ અને મને જીંદગી બખસનાર ખાવિંદે બચાવી અહીં ઘસરી નાખ્યો આય ટુંક દાસ્તાન છે. મી૦ મોરગન! જો હું બધો હાલ કહું તો થાકુ, તેમ જ તે બનાવની યાદીથી વરી પટકાઇ પડુ, માટે હાલતુરત માફ કરો બીજી મુલાકાતે ઇન્શાઅલ્લાહ વિગતવાર બધું કહી સંભળાવીશ"

"એ બધાં સંકટોમાં તમને કોઈ યાદ આવતુ હતુ વારૂ, લેફટનન્ટ માણેકજી?" મોરગને ભોળા ભાવથી પૂછ્યું "હ્રદય શુ કહેતું હતું?"

"બસ, એટલું જ!" માણેકજીએ દીર્ઘ નિં શ્વાસ નાંખી કહ્યુ "જો મરી જાઇશ, તોબી આબરૂને મ્હોતે હિઝ મેજેસ્ટીની સેવા કરતો અને પોતાની ડયુટી અદા કરતો મરસ ખુદાયનો સહારો હતો, તેની જ યાદ હતી એમજ ધારતો'તો કે, તે યજદાનને જો મારી જીદગી રાખવી મંજુર હશે, તો કંઇ મોટી વાત નથી નહિ તો મોતના મોઢામાં પડયોચ જ પણ તે યજદાને કોઈ એક જ જનને નસીબે-ફક્ત એક જ શખ્સની ખાતર-મારી સામું જોયું હા, ખુદા! જાણે તેનો શુ હાલ હોસે? તે કેમ દહાડા ગાલતી હશે? જે યજદાને તેની દુઆથી મને જીવાર્યોચ-તે દાવર મારી

દુઆમાં તાકત બક્ષે, અને તેને ધીરજ આપે!" એ શબ્દો બોલતાં **માણેકજીના** હૃદયપર દુઃખનો આઘાત લાગતો હોય એમ સ્પષ્ટ જણાવા માંડયું, એટલે ચતુર **મોરગન** તેને વધારે દુઃખી ન થવા દેવાના વિચારથી, જવા માટે રજા માગવા લાગ્યો. પણ પ્રેમના આવેશમાં આવેલા **માણેકજીએ** તેને રોકયો "શું કહુ મી૦ **મોરગન**! મે લાઇફ્ બોટપર ચઢતી વખતે ફક્ત એક જ સખી, એક જ પ્યારો ફોટો, એક જ વહાલી તસબીર, મારા જીગર સાથે રાખી લીધી હતી. પણ અફસોસ! દરિયાના દયાહીન મોજાઓએ તેની હસ્તી નેસ્તીમાં બદલી નાંખી. જો કે તે દરિયાનો મોજો, મારા મગજની પલેટપરથી તે પ્યારો ફોટો ધોઇ નાંખવામા કોઇબી રીતે ફતેહમદ નીવડયો નથી; પણ હાય! અફસોસ! મારી તે ધીરજ દેનારી તસવીર મારું દિલ જિતી લેનાર સખી!!"

"આપનું ચિત્ત અત્યંત વ્યાકુળ થયેલું દેખાય છે, મી૦ **માણેકજી**!" **મોરગને** દયાથી આર્દ્રચિત્ત થતાં કહ્યુ. "મારાથી આપને બીજી તે શી સહાયતા કરી શકાય, પણ હા—જો તમે તમારા પ્રેમપાત્રનું ઠેકાણું આપો, તો તમારા જીવન તથા આરોગ્યના સમાચાર હુ તમારી માશુકપર તાર મારફત પહોંચાડુ જે સ્ટીમર અહીથી કાલે ઉપડશે, તે **હોંગકોંગનું** બંદર કરતી જશે અને ત્યાંથી જો તાર કરવામાં આવે, તો ચાર દિવસમાં તમારી સ્વીટહાર્ટને સમાચાર મળી શકે જો કાંઈ પણ અડચણ ન હોય, તો મને તેનું નામ અને ઠેકાણું લખાવો."

"હું તમારો જનમોજન્મ ઉપકારી રેહવસ, મી૦ **મોરગન**!" **માણેકજીએ** ગદ્દગદ્ કંઠે કહ્યુ "તેનું નામ મીસ **જરબાનો એદલજી** સોદાગર—કેર—ઓફ **એદલજી** સોદાગર **લાહેર**—ઇન્ડિયા મી૦ **મોરગન**! તમુને બી કોઇનો ઇશ્ક લાગોછ કે! તમે કદી મહોબતના ખડબચડા રસ્તામાં ઠોકર ખાધીચ કે?"

"મે?" **મોરગને** હસતે મોઢે કહ્યુ "લેફટનન્ટ **માણેકજી**! એવો કોણ યુરોપિયન બચ્ચો હશે કે, જે જુવાનીમાં લેલીમજનુ થવાથી બચ્યો હોય? હવે તો પાઉ માખણ સાથે ઇશ્ક કરીએ છીએ પેલી કહેવત છે કે;—

**"ભુલ ગયે રાગરંગ—ભુલ ગયે જકડી;**
**તીન બાત યાદ રહી, નોન તેલ લકડી?"**

એ પછી થોડીક વાતચિત કરીને મી૦ **મોરગન** ચાલ્યો ગયો તેણે, **હોંગકોંગથી** '**સ્ટેટસમેન**'ની ઓફીસપર તાર કરવામાં આવે અને '**સ્ટેટસમેન**'વાળો **જરને** પહોંચાડે, એવી વ્યવસ્થા કરી, અને તેમ થયુ

મીસ **કોમરારકી માણેકજીને** મળી આવવા પછી લગભગ ગાંડી ઘેલી થઇ હતી. તે મનમાં જ વિચાર કરતી હતી કે, "અહા! કેવો ગબરુ જવાન છે! કેવો વિદ્વાન્ છે!! દેખાવ કેટલો સારો છે? વર્તન પણ કેટલું પવિત્ર છે. એ **પારસી** ધર્મને તજીને **બુદ્ધ** ધર્મનો સ્વીકાર કરશે કે નહિ?" એ પ્રશ્ન તેના હૃદયમાં વારવાર ચિંતાના પર્વત પ્રમાણે આવીને ઉભો થતો હતો. તે બાપડી કયાં જાણતી હતી કે, તે તો પોતાનું હૃદય બીજીને વેચી ચૂકયો છે

**માણેક**જીના હૃદયમાં તો કોઈ બીજી જ પ્રેમમૂર્ત્તિ નિવાસ કરી બેઠી હતી. તેનું હૃદયમંદિર, **કે**ામરાસ્કી કરતાં વિશેષ સ્વરૂપવતી પ્રતિમાને સ્થાન આપી ચૂક્યું હતુ **મા**ણેકજીનાં નેત્રોમાં સુરમો કે મેશ આંજવા જેટલી પણ જગ્યા નહોતી, તો પછી તે આંખમાં **કે**ામરાસ્કી ક્યાંથી સમાય? એક કવિએ એ વિષે બહુ જ ઉત્તમતાથી લખેલું છે કે.—

**"જિન નેનનમેં પી બસે, દુજો કોણ સમાય;**
**ભરી સરાય રહીમ લખી, આપ પાથક ફિર જાય."**

---

## પ્રકરણ ૨૬ મું.

### મંગલ તાર

આજકાલ આપણા ત્રણ મુસાફરોનો કાફલો ગુલમર્ગમાં પડેલો છે. **માણેક**ચદ ઉર્ફે **ઈસ્તેહામચંદ** પ્રથમ કરતાં હાલમાં સારી સ્થિતિમાં છે. મોઢાપર નૂર આવેલું છે; ગાલ પણ સ્હેજ સાજ ફૂલ્યા છે અને આંખો પણ કુવામાંથી બહાર નીકળી છે. ભુજ અને પિંડીઓમાં પણ થોડુ થોડુ માસ ભરાયું છે. જો હજી એક બે મહિના **કાશ્મીર**માં વધારે રહે તો આપણો **ઈસ્તેહામચંદ માણેક** કોઇ બીજો જ **માણેક** થઇ જાય પણ માલીકના હુકમ આગળ તેનું શું ચાલે? નિરૂપાયે જવા વિના તેનો છુટકો નહોતો બે ચાર કલાકમાં જ તેને ગુલમર્ગથી પ્રસ્થાન કરવાનું હતુ તેના મનથી તો **કાશ્મીર** અને **જાપાન** સરખાં જ હતાં. બલ્કે **જાપાન** જવાનો તેના હૃદયમાં અધિક હર્ષ હતો તે સ્વપ્નમાં પણ બબડતો હતો કે, "એકવાર **જાપાન** જોવું જોઇએ!" તેનું એ સ્વપ્ન સત્ય પડવા માડયું. પારકે પૈસે તેને **જાપાન** જવાનો અનાયાસ પ્રસંગ આવી મળ્યો. પણ **જર**થી થનારી જુદાઇનું દુ:ખ હવે તેને સાલવા માંડયું. **જર**ના કાંઇ તેનાપર ઓછા ઉપકારો નહોતા પ્રથમ તો તેને નોકર રાખવાની સિફારસ કરનાર, બલ્કે રોટલી ભેગો કરનાર જ, **જર** હતી ત્યારપછી તેના ઓફિસના કામોમાં સહાયતા આપનાર, ગિનીઓની પારિતોષિક બક્ષનાર, ઘેર જવાની રજા અપાવનાર, માંદગીમાં પૈસાટકા અને દવાદારૂથી સંભાળ લેનાર, દવા પાનાર, ખોરાક ખવરાવનાર, હવા ફેરબદલ કરવા લાવનાર અને પ્રત્યેક વિષયમાં તેનાં અંતઃકરણપૂર્વક ચિન્તા રાખનાર, ખરા મિત્રનું સ્થાન સાચવનાર **જર** વિના બીજું કોણ હતુ? પાળેલુ જાનવર પોતાના સ્વામીથી છુટુ પડતાં શોકની લાગણીઓ દર્શાવે છે, ત્યારે **માણેક** તો મનુષ્ય હતો, વિદ્વાન્ હતો, સભ્ય હતો અને બુદ્ધિમાન્ હતો **જર**ના ઉપકારો આ વેળાએ તેના હૃદયમાં એકઠા થઇ ચઢી આવ્યા હતા. તે પોતાના ઓરડામાં પડયો પડયો વિચાર કરતો હતો કે, "**જર**ના ઉપકારોનો બદલો કેવી રીતે વાળી શકાશે?"

**જર, માણેક** સાથે જે આટલી ઉત્તમતાથી વર્ત્તતી હતી, તેનું કારણ તો આપણાથી અજાણ્યું નથી જ. **જર** પોતાના પ્રેમપાત્રની પ્રતિમૂર્તિ તરીકે **માણેક**ને

જાળવી રાખતી હતી. તેમ જ **માણેક**ની વિદ્વત્તા, નમ્રતા અને દીનતાથી તેને દયા આવતી હતી. દયા અને પ્રેમ ઉભયના મિશ્રણથી **જર**, **માણેક** સાથે એટલા તો સારા વર્ત્તનથી વર્તતી હતી કે, દૂરથી જોનાર અવિચારી માણસ તો તેની પવિત્રતા વિશે પણ કદાચિત શંકાશીલ થઇ જાય. પણ એનું સત્ય રહસ્ય શું હતુ, એ અમે જણાવ્યું છે **જર** પોતાના ઓરડામાં બેઠી બેઠી પોતાના નિત્યના નિયમ પ્રમાણે પોસ્ટની વાટ જોતી હતી તેટલામાં બહારથી **માણેકે** પૂછયું; "હું અંદર આવી શકું એમ છે કે **જર**બાનો ?"

"બહુ ખુશીથી," **જરે** અંદરથી ઉત્તર આપ્યુ. **માણેક** અંદર આવ્યો અને ખુરસી ખેંચી **જર** પાસે બેઠો.

"**જર**બાનો!" **માણેક** ગંભીરતાથી, બહુ ઘેરા સ્વરે, બોલવા લાગ્યો એ વેળાએ તેના મુખમડળમાં શોકનાં ચિન્હો પ્રકટ દૃષ્ટિગોચર થતાં હતાં. "આજે આપણો છેવટનો મેલાપ છે વળી કયારે મળીશું, એ તો તે જગન્નિયતા જ જાણે છે ગઈ કાલ સૂધી મને જુદાઇનો અનુભવ નહોતો થયો, પણ આજે તેનો પ્રભાવ મારા ચિત્તમાં પ્રસરી ગયો છે, મન મુઝાય છે અને વિચારોથી માથુ ઘેરાઇ ગયું છે આપના જેવી એક દેવીનાં દર્શનથી મારાં નેત્રો નિત્ય નિર્મળ થતાં હતાં, તે હવે મહિનાઓ પર્યંત મલીન રહેશે! અને જો ધોવાશે તો અશ્રુધારાથી જ આહાહા! આ નાચીજ મનુષ્યપર જે આપના અસંખ્ય આભારો છે, તેના લાખમા ભાગનો પણ બદલો વાળવાની આ અશક્ત શરીરમાં શક્તિ નથી."

"હવે તે આભારો ને ઉપકારોની વાતને બાજુ મૂકોની ઈંન્તેહામચંદ!" **જરે** વચ્ચે પડી **માણેક**ને અટકાવ્યો.

"ના, બાઇ સાહેબ!" **માણેકે** ઉભરાતા હૃદયથી હઠ કરી. "મને આજે બોલવા ધો-છ મહિનાનું એક સાથે બોલવા ધો તમારાં જેવાં રત્નો આ સંસારમાં જવલે જ જડી આવે છે. ધન્ય છે તમારી માતાના પવિત્ર કુક્ષાસાગરને, કે જેમાથી તમારા જેવા ગૌહરનો ઉદ્‌ભવ થયો. હું કોણ? મારી શી શક્તિ? મારા જેવા તો તમારે ત્યાં કચરો વાળનાર નોકર!"

"મરેરે-આજે આય શું નકામો પટપટારો? કાંઈ નાતકબાતક કરવા મારચો છે કે" **જરે** પલગપરથી ઉઠી કોચપર બેસતાં કહ્યું "**માને**કચંદ! ડુ ડે યુ હેવ ગોન મેડ?"

"આય હેવ નોટ ગોન મેડ માઈ ડીયર સીસ્ટર! બટ આય સ્પીક વોટ ઇઝ ટ્રુથ," **માણેકે** પોતાની લાગણીઓને માર્ગ આપતાં કહ્યુ. "તમારા જેવી પવિત્ર ભગિની મને સાતે ભવ મળજો! અરે-મારી મરણશય્યામાં મારી માતાનું સ્થાન સાચવનાર અને વાત્સલ્યમયી જગદંબે! મને પુનર્જન્મ આપનાર દયામયી દુર્ગે! મારી અન્નદાત્રી, અન્નપૂર્ણે! તમારું કલ્યાણ થાઓ!! તમારી મનકામનાઓ પરિપૂર્ણ થાઓ અને તમારા એકનાં એકવીસ સો થાઓ!" એ શબ્દો ઉચ્ચારતો ઉચ્ચારતો હૃદય ભરાઇ આવવાથી, **માણેક** એકાએક ચોધાર આંસુએ રડી પડયો

"માનેકચંદ!" જરે ગભીર સ્વરે કહ્યુ "તમારું આવું જોસથી બોલવું મને બી રડાવી દેસે, ને તેટલાં મામાજી આવી લાગશે તો મ્હોંનાં જોતાં જ વ્હેમ ખાઇ, આપરી પાક મહોબ્બતપર કદાચ વ્હેમ લઇ જસે. મને પોતાને કઇ તમારા જવાનો ઓછો ગમ નથી. હું તમુને કેમ ને કેટલા ચ્હાઉચ, તે વાત મને અને મારા ખુદાયને રોશન છે. તમે તો જાપાનમાં નવીનવાઈ જોવામાં, માલતાલ ખરીદવામાં અને ફરવા હરવામાં પોતાનો ટાઇમ ગાલી સકસો, પણ હું એકલી વાયેજહાન શુ કરસ? કેમ રેહવસ? તેની ફિકર, મને બાવાજીનું કાગજ આયું તે દહારાથી પરીચ માનેકચંદ! મારા તમારા સાથના વર્તાવથી કોઈ સુ ધારે, પણ મે જે મ્હારી પાકીજગી ને સત્યથી તમારા સાથે નિખાલસ વરતાવ રાખિયોચ, તેના તમે ને મારા ખોદાય બેજ ગવાહ છે! અને મને તીજા ગવાહની કાંઇબી અગત નથી ભાઇ માનેકચદ! મે મારી તમારી મુલાકાત દરમ્યાન આજેજ તમોને ભાઈ કહી ને બોલાવિયાચ, પણ તેની પહેલા મારા દિલમાં હુ તમોને ભાઈજ સમજતી હતી–હવે એક ભેદ મારે તમુને કહેવોચ પણ તે તમે તમારા દિલમાં જ દાટી રાખજો. જોવ જાને કે તમે જાપાન જાઓચ–અને–અને–"

"કેમ બ્હેન જરબાનો! તમે બોલતાં બોલતાં અટકી પડ્યાં? હું તમારો વિશ્વાસપાત્ર માણેકચદ છુ! તમારો ભાઇ છુ! તમારા પિતાને પૈસે ખરીદેલો દાસ છું! પણ તમારો તો બે બદામનો ગુલામ છુ! મારેથી કેમ અચકાઓ છો? જાપાનથી જે કાંઇ મગાવવું હોય, તે મને આજ્ઞા કરો. જો કે મુજ દીનની ગણત્રી જ શેમા છે, છતાં મારી શક્તિથી ઉપરાંત પણ જે સેવા કહેવામાં આવશે, તો તે પણ કરીશ જ કહો બ્હેન! કહો મને, શુ કહેતાં અચકી ગયાં? યાદ કરો અને કહો"

"માનેકચદ! તમોને કહુ?" જરે નીચી નજરે સકોચાતાં સંકોચાતાં કહેવાના ચાળા કીધા. "હું એમ કેઉચ કે મારુ કહેલું તમે દિલની પેટીમાં બંધ રાખી શકશો કે?"

"બહેન, એ કેવો સવાલ?" માણેકે આશ્ચર્યયુક્ત મુદ્રાથી પૂછ્યું. "બહેન! તમારો ભાઇ અન્ન ખાય છે, ધુળ નથી ખાતો વળી તમારો ભાઇ બે અક્ષર ભણેલો પણ છે, મૂઢ નથી. શું ભાઈ પોતાની બહેનની કહેલી વાત લોકો આગળ કહેતો ફરશે? બ્હેન! નિશ્ચિન્તતાથી કહો, વિશ્વાસ રાખીને કહો–હું તમારી વાત કોઇને કહેવા પહેલાં મારી જીભમાં કીડા પાડેલા જોવા–"

"ઓ ખુદાને વસ્તે મુગા રેઓ માનેકચદ!" માણેકને આગળ બોલતો અટકાવી જરબાનો બોલી. "લો ત્યારે કેઉચ; તમે બહુ ધ્યાનથી સમજો, અને બોલે બોલ યાદ રાખો પણ તે પ્હેલે મને બતાવો કે, તમે જાપાન જવા કાહરે ઉપરસો અને ત્હાં કાહરે પહોચસો?" એ શબ્દો બોલી જર એવી તો આતુરતાથી માણેકના મુખ સામું જોતી બેઠી કે માણેક ચાર પળ બોલે તો તેને મોતીથી વધાવી લે! વાહ પ્રેમ!! વાહ!!!

"લગભગ એક મહિનો!" માણેકે વેઢા ગણી, વિચાર કરીને કહ્યું.

"તમુને યાદ છે?" જરે એક દીર્ઘ નિ.શ્વાસ નાખીને પૂછ્યું; "કે જાપાનમાં એક માણુસ, ભાંગેલી લાઇફ્ બોટના પાટિયાને વળગેલો નીકલિયોચ તે?"

"હાજી–એકવાર તમે મને વંચાવ્યું હતુ ખરું." માણેકે વાતને આગળ જાણવા, તરત જ અધીરાઇથી જવાબ આપ્યો.

"માનેકચદ! તે કોન હોસે?" જરે ઇન્તેજાર હૃદયથી લગભગ રડમસ થઇ જઈ પૂછ્યું. "મુંબઇનો રહેનારો તે કોન હોસે? બોલ–મારા ખુદાઈ ફરેસ્તા! તું જે કહેશે તેજ તે હોસે. નહિ હોય તો થઈ જસે. તારી દોઆથી, તારા અતકરનની પાક લાગનીઓથી બોલાયલો એક બોલ, મારે વરે આબેહયાતનો પ્યાલો થઇ જસે. બોલ, મારા ભાઈ! બોલ તે કોન હોસે?"

માણેક કાંઇ પણ પ્રત્યુત્તર આપે, તે પૂર્વે બહારથી પોસ્ટમેનનો સાદ આવ્યો અને સાથે જ એક સિપાહી તાર લઇને આવ્યો માણેકે પોતાના રેજીસ્ટર્ડ કાગળની સહી કરી આપી અને જરે તારની રસીદપર સહી કરી જરે બહુ જ આતુરતાથી તારનુ પરબીડિયું ફાડયુ અને તાર કાઢી વાંચ્યો વળી વાંચ્યો, ફરી વાંચ્યો, પાછો વાચ્યો, પુનઃ વાંચ્યો તે હર્ષથી ગદ્દ્ગદ્દ્ થઈ કોચપર બેસી ગઇ. આંખોમાથી હર્ષનાં અશ્રુ વહેવા માડ્યાં એક હાથે રુમાલથી આખો લુછતી અને બીજા હાથમાં લીધેલો તાર પાછો વાંચતી હતી. એ તાર તે હતો કે જે મિસ્ટર મારગને "સ્ટેટસમેન"ની ઓફિસદ્વારા જરપર મોકલાવ્યો હતો તેમાં આ પ્રમાણેનો સન્દેશો લખેલો હતો;–

> "આપને, લેફ્ટનન્ટ માણેકજી અરદેશરના સલામત દરિયામાંથી નિકળવા પામવા અને બોલવા માટે, મુબારકબાદી આપવા અમને અમારો જાપાનનો ખબરપત્રી તારદ્વારા જણાવે છે."

સેંકડો વખત તાર વાંચી, જર, માણેક ભણી ફરી તેને કાંઈ કહેવા જતી હતી, પણ માણેકનું મુખ નિહાળતાં વાર તે ચમકી ઉઠી અલ્પવારમાં માણેક એવો ફીકોફચ કેમ પડી ગયો? તેનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેતી જોઇને, જરે ફાળ ખાઇને પૂછ્યું, "કેમ માનેકચંદ! કાગળમાં સું સમાચાર આયાચ? તમારી આંખમાં પાણી કેમ આયાં? સુ છે ભાઈ! ખુદાને ખાતર જલદી કહો."

માણેકે માથુ ઉચુ કરીને જવાબ આપવાનો પ્રયત્ન તો કર્યો, પણ દુ.ખથી ગળુ રુધાઈ જવાથી તેનાથી બોલી શકાયું નહિ! તે અશ્રુ વર્ષાવતો મૌન્ય ધારી બેસી રહ્યો.



## પ્રકરણ ૨૭ મું.

### મરણ સમાચાર.

"જરબાનો!" માણેક ગુગળાઇ જતા અવાજને પરાણે બહાર કાઢવાના વૃથા ચિહ્ન દર્શાવતો અંતે છાતીપર પત્થર રાખીને બોલ્યો. પણ તેનું ગળુ જાણે કોઇએ

દબાવી દીધું હોય તેમ તેને ભાસવા માંડ્યુ "બહુ જ માઠો બનાવ બન્યો છે–મારી સુશીલ પત્ની પરલોકવાસિની થઇ છે!"

"ઓ ખુદાય! આ સુ આફત!" **જર** આંખપર રુમાલ દબાવી, કોચપર પાછી બેસી જતાં, પોકારી ઉઠી. **જર**નો આનદ અડધો થઇ ગયો **મા**નેકચદપર આ અણધારેલી આવી પડેલી આપત્તિથી તેનું સુકોમળ હૃદય, જે કમળ પ્રમાણે ખીલ્યું હતુ, તે કરમાઇ જવા લાગ્યું **મા**ણેકને તે કેવી ચાહતાં શીખી હતી, એ તો આપણે જાણી આવ્યા છિયે લગભગ પાચેક મીનીટ તે ગાજતો ઓરડો શૂન્ય થઇ ગયો પણ પાછી **જર** ધીરજ ધરી ઉઠી અને એક ગલાસમાં પાણી ભરી, **મા**ણેક પાસે જઇ બોલી, "ભાઈ! કિરતારની જેવી મરજી હુતી, તેમ થઇ ગયું. હવે એમ અફસોસ કરવાથી સું ફાયદો થવાનો છે! સબર એખ્તિયાર કરો–ખોદાય પાસ સબર માગેથી સબર આવશે–હાથ મ્હોનું ધોવ, દુનિયા એવી જ દુ ખની ભરેલી છે!"

"**જર**બાઇ!" **મા**ણેકે ઉભરાતા આંસુઓ લૂછતાં કહ્યુ "શુ મારા પ્રારબ્ધમાં દુ:ખ અને દુ ખ જ સૃજાયું હશે કે? શું આ અલ્પ જીવનમાં સુખ જેવો શબ્દ, મારા માટે પ્રભુએ રાખ્યો જ નહિ હોય? અરેરે! બાઇ! શું કહું? તે કેવી સુશીલ, સહનશીલ અને સદાચારિણી સ્ત્રી હતી? મારું રત્ન ખોવાઈ ગયું! અરે! હજારો સકટો છતાં, તેણે મારા ઘરની વાત બહાર પાડી નહોતી **લા**હોર આવવા તેણે મને કેટલુંય કહ્યુ, પણ હાય! મને અભાગિયાને તે ન સુઝ્યુ! તે કહેતી જ હતી કે, હું નહિ જીવું–હવે તમારું મોં જોવા વારો આવવાનો નથી–હવે તો હુ બીજે જન્મે તમારી દાસી થઇ, સેવા કરીશ! પણ હાય–"

"બસ કરો ભાઈ!" **મા**ણેકનાં આસુ પોતાના રુમાલથી લ્હોતાં લ્હોતાં **જર** બોલી "જેમ જેમ તેના ગુનો યાદ કરતા જસો, તેમ તેમ વધારે ગીલીગ થતાં જસે. મ્હોનું ધોવ, જરા ફરો હરો ને ખોદાયની યાદ કરી તે મરનારી નઇયતે કંઈ ભનો ગનો ને બે પૈસા આધરાં લુલાને આપો ને જીવને કાબૂમાં રાખો."

**મા**ણેકે ઉભા થઇ **જર**ના હાથમાંથી ગ્લાસ લઇને હાથ મોઢું ધોયા પછી ગ્લાસ બાજુએ મૂકી, ઓરડા બહાર ગયો, સઘળાં વસ્ત્ર કહાડી, સ્નાન કરી, બીજાં વસ્ત્ર પહેરી, **જર**ના રુમમાં આવ્યો અને પાછો કુરસીપર બેસીને લાબા શ્વાસો અને નિઃશ્વાસોનો અવ્યાહત વ્યાપાર ચલાવતો, તે પોતાની પત્નીના મરણ સમાચારવાળું પત્ર વાચવામાં લીન થઈ ગયો.

"હવે એ કારમખા કાગજને દૂર મુકોની તો!" **જ**રે, **મા**ણેકના હાથમાંથી પત્ર પડાવી લઇ દૂર મૂકતાં કહ્યુ "તમારું કંઇ બાલબચ્ચું નથી, એબી આય ટાઈમે શુકર કરવા જોગ બાબદ છે નહિ તો બોરબી આફત થતે,"

"**જર**બાનો!" **મા**ણેકે ખોખરે અવાજે અને દબાઇ જતી છાતીએ બોલવા માંડ્યું. "દુ ખ આવે છે ત્યારે ચારે તરફથી વાદળ માફક ઘેરાઇને આવી પડે છે. મને કેવળ

મરનારનું સ્મરણજ દુ:ખી નથી કરતુ, બલ્કે તે સાથે બીજી પણ એક આપત્તિ મારી સામી ડોળા ધૂરકતી ઉભી છે."

"ખુદાય રહમ કરે!" જરે ફાળ ખાઈ કહ્યુ "વરી બીજી સું આફત છે?"

"મને પત્ર આપો–હું આપને વાચી સૂંભળાવું;" માણેકે કહ્યુ જરે પત્ર આપ્યુ અને માણેકે તે વાંચવા માડયું. મથાળાપર જ લુગડાં ઉતારીને વાંચજો, એમ લખેલું હતુ

"સ્વસ્તિશ્રી કાશ્મીર મધ્યે ભાઇ માણેકચદની ચિરંજીવી ઘણી હોજો.
"એતાન શ્રી ગામ અમોટેથી લા૦ તમારા પિતા ગોવિંદરામ તથા માતુશ્રી પ્રેમ-
"દેવીના બહુ પ્રેમથી આશીર્વાદ સ્વીકારશો. જત લખવા કારણ એ છે કે, તમારાં
"પત્ની બાઇ રુકિમણી, ચૈતર કૃષ્ણપક્ષની દશમીને દિવસે, સોમવારે, દેવલોક
"પામ્યાં છે એ બહુ ખોટુ થયું છે, પણ પ્રભુની ઇચ્છા સમક્ષ કોઇનું કશુ પણ
"ચાલતુ નથી, એમ માનીને સંતોષ ધરવો જોઈએ. બીજું આ કાગળ વાંચતાની
"વાર અહી ચાલ્યા આવજો, કારણ કે, રુકિમણીનું તેરમું આપણા રિવાજ પ્રમાણે
"કરવાનાં જ્યારે નોતરાં ફેરવ્યાં, ત્યારે ગુલાબચદનો પુત્ર ત્રિભુવન, હાલ ચાર
"દિવસથી કાશ્મીરથી આવ્યો છે, તેણે તમારા માટે એવી ચરચા ચલાવી છે કે,
"તમે તો પારસી થઈ ગયા છો અને તેણે તમને પારસીનાં લુગડાં પહેરેલો તથા
"પારસીઓ સાથે ટેબલપર બેસીને ખાતાં નજરેનજર જોએલો છે. તેથી ન્યાતવા-
"ળાઓ આપણા ઘરને છેટું મુકવા તૈયાર થએલા છે મારે હવે તમને નોકરી કરા-
"વવી નથી; મને જે મઠ બાજરી મળશે તે તમને ખવરાવીશ તમે બસ આ
"કાગળ વાંચતાં જ એકદમ ચાલ્યા આવો

**લા૦ ગોવિન્દરામ અભયરામ**

ના આશીર્વાદ

કાગળ સાંભળી જરનું મુખ ફીકું પડી ગયું થોડીવાર વિચાર કરીને તેણે માણેકચંદને પૂછ્યું કે; "કેમ માણેકચંદ! ત્યારે હવે તમારેથી જાપાનબી કેવી રીતે જવાસે?"

"શું કહું બાઇજી!" માણેકે વિચારના વમળમાં ગોથાં ખાતાં ઉત્તર આપ્યું "નિરક્ષરો સાથે પાલવ પડયો છે હું તો એક પગે ન્યાત બહાર રહેવા ખુશી છું, કારણ કે મારે હવે પરણવું નથી તેમ જ મારે કાઇ બાલ બચ્ચાં તો છે જ નહિ, કે જેમને પરણાવવાની પીડા હોય પણ મારાં વૃદ્ધ માતા પિતાને લીધે મારે ન્યાતવાળાઓ આગળ હાથ જોડીને ઉભુ રહેવું જ પડશે અને એકવાર તેઓ જે કાઇ પણ કહેશે, તે મારે સાંભળવું જ પડશે. મરનારીનો દહાડો કરીને પછી હું મારે ચુપચાપ જાપાન ચાલ્યો જઇશ. મારા પાછળ ખોળ કરવાને કોણ આવવાનું છે? કાગળ પત્ર મંગાવવાની હું જૂદી જ વ્યવસ્થા કરીશ. અરેરે! હું મારા દીન:પીતાને કષ્ટ દેવા જ જન્મ્યો છું બાપડાએ ઘરબાર ગિરવી મૂકીને મને ભણાવ્યો; જમીન ઘરાણે

મૂકી પરણાવ્યો ને હવે બાયડીની આ મરણ ક્રિયાનો ખર્ચ પણ તેને જ માથે આવી પડયો અધૂરામાં પૂરું વળી ન્યાતવાળાઓ પજવવા બેઠા છે અને તેઓ કાંઇ સો બસોના ખાડામાં ઉતાર્યા વિના રહે એમ તો લાગતુ નથી જ. હાય! ભગવાન્! મારી સ્ત્રી કરતાં મને જ મોત આવ્યું હોત, તો કેવું સારું થાત?"

"માનેકચંદ!" જરે દયાથી માણેકચંદ સામુ જોઈને કહ્યુ. "સુખ દુ ખ ઇન્સાનપર જ આવી પરેચ! તમે સુ એમ ધારોચ કે, તમારો કોઈ મદદગાર છે જ નહિ? જાઓ, હવડે તો તમારા ઓરડામાં જાઓ અને આજે જવાનું બધ રાખી આવતી કાલપર મુલતવી રાખો હું તમુને એક કામ સોપવા માગુચ એ કામ તમે જાપાન પહોંચ્યા પછી કરજો ને જાપાન જવાનો વિચાર તમારા મનમાં મક્કમ રાખજો હુ એક કાગજ લખી કાઢુ, તેટલાં તમે ફરીહરી દિલ બહેલાવો આ દારાબી કાંઇ સદા રહેવાના નથી તો"

'હા બાઈ! આવા દિવસ તો નહિ જ રહે!" માણેકે નિશ્વાસ નાંખીને કહ્યું "પણ મરનારીની યાદ સદા રહેશે! અરેરે! મારી સ્થિતિ જુઓ અને તેનો પ્રેમ જુઓ! બિચારીએ મને ઘણો જ વિનવ્યો હતો કે, મને લાહોર લઇ જાઓ, પણ મેં અભાગિયાએ ન માન્યુ-બાઇ! જો તમે તેને જોઇ હોત, તો પોતાની દાસી તરીકે સદા પાસે રાખી હોત અને તેણે તમને જોયાં હોત તો તમારા પગ ધોઇધોઇને પીત! હાય! શોક! મારા મનમાં એ અરમાન રહી જ ગયો! અરે મરતી વેળાએ મેં તેનું મુખ જોયુ હોત, તો પણ મારા મનમાં જરાક સંતોષ થવાનો સભવ હતો! બાઈ! હું જરા બહાર હરીફરી મન મોકળું કરુ છુ આપ મને જરૂર પડે બોલાવજો" એમ કહીને માણેક બહાર ચાલ્યો ગયો તે પોતાના મનને બહુએ ધૈર્ય આપતો હતો, પણ ન્યાત, પચ, નિર્ધનતા, વિપત્તિ અને કલહની ભયંકર મૂર્તિઓ, પ્રતિપલે તેનાં હૃદયનેત્રો સમક્ષ આવીને ઉભી રહેતી હતી, અને તે તેને પુન પુન ભય અને ચિન્તાના ઉંડા મહાસાગરમાં હડસેલી દેતી હતી

માણેકના જવા પછી જરે ઉઠીને ટ્રન્ક ઉઘાડી. તેમાંથી જાત જાતનાં નોટપેપર અને એન્વેલપમાંથી એક સારી જોડી કાઢીને નીચે પ્રમાણે પ્રેમપત્રિકા લખવાનો આરંભ કર્યો.

"ગુલમર્ગ તા૦ મી ૧.

"જરના જાન, જરના ઇમાન! જરના અરમાન, જરના સુલતાન! અન્તે તે
"દાદારે મુજ દુખિયારીની દાદ લીધી મહિનાઓના મહિનાથી જે ઉમીદોના દરિયામાં
"હું ગરકાવ હતી, તેમાંથી તે યજદાને મને મદદ કરી બહાર કાઢી વહાલા! તાર આજ-
"રોજે મલિયોચ, તમારી સલામતીનો સ્ટેટસમેનની ઓફીસ તરફથી તાર આયોચ,
"પન તે તમો પ્યારાની ભલામનથી જ આયોચ, એ સાફ દેખાય આવેચ હા,
"મારી ફરિયાદમાં હવે અસર છે, એમ હું માનુંચ

"ગયા હય અર્શમો અબ્બાયે શોર નાલોંકા;
"ખુદા ભલા કરે ફરિયાદ કરનેવાલોંકા.

"તમારા તરફનો તાર સાધારણ તાર નહોતો, બલકે તેણે મારી જિંદગીના તાર "સાથે જોડાઇને તેને વધારે મજબુત કીધો છે. એ તાર સું હુતો? મારી ખુશાલીના "બંધ પડેલા સિતારનો તાર હુતો–કે તેણે બંધ પડેલા સાજપર એક મિજરાબ મારી, "પાછુ ગાયનના ખુદાઇ સરોદોનો ઝનકાર મારા કાનોમાં ગુંજાવી દીધો છે. આ તારથી "પહેલાં મારાં દિલને ઉમેદો, નાસુદારીઓ, વસ્વસન, ચિન્તા અને અફસોસ વગેરેએ, "જૂદા જૂદા તારોનું મથક બનાવી મૂકયુ હતુ પન તમારા પ્યારા તારે આવતાંની "સાથે જ તે બધાનાં રૂપો ફેરવીને ખુશાલી, મુબારકબાદી અને ચેનની દુહાઇ ફેરવી "દીધી છે. તમો વહાલાને જે જે આફતો ખુદ સ્ટીમરમાં બેસીને વેઠવી પડીચ, તેજ "સુસીબતો મુજ અભાગનીને ફકત સ્ટીમર નામ યાદ આવવાથી ભોગવવી પરતી "હતી. મારા કરતાં જાનવરોબી વધૂ કિસ્મતવાલાં છે કે જેઓ પાંખ ધરાવે છે. અફ- "સોસ! જો મને આય વખતે પાંખ હોતે, તો દરિયાપાર ઉરી આવી તમો વહા- "લાનાં દર્શન કરતે. મારી છાતીપરથી તમારાં પ્યારાં પ્યારાં અબરૂઓની લકીરનો "છાપ દૂર થઇ શકતો નથી. તે ધીમું ધીમું હસવું અને બેઉ ભમરોનું મળી જવું, "એ તીર જેણે ખાધા હોસે, તેનુંજ દિલ જાનતું હોસે'–

"જબતક ન જખ્મ કારી દિલપર લગે કિસી કે;
"આગાહ જાય કેસે કેયુ કર હો દિલ્લગીકે?

"એપોલો બંદરપરની મુલાકાત વખતે ગોરા ગોરા હાથોથી બક્ષેલો ગુલદસ્તો અને "જહાંગીરજીની દીકરીનાં લગનને દારેની પહેલી મુલાકાત વખતે તમે જે આંખથી "મારી સામું જોયું હતુ તે બાબતનાં હું રોજ સપનાં જોઉચ. ખુદાય જલદી "તમારી મનમોહન સૂરત દેખારે.

"હાલમાં હું કાશ્મીર જેવી જન્નત સમાન જગામાં છેઉં. મામાજીની સાથે "આવેલી છેઉ તેઓ મને તરેવાર દેખાવો દેખારેચ, પન ખુદાય ગવાહ છે કે, મને "જરાબી ચેન પરતુ નથી. તમે રોજ કાગજ લખજો અને જેમ બને તેમ જલદી "આવવાની ગોઠવન કરી, આય તરસતા ચકોરને તમારા ચાંદ જેવા મુખરાથી ખુશ "કરજો હું શું લખુચ અથવા શું લખવા જાઉચ અને સું લખાયેચ તેનું મને ભાન "નથી ખેર! ખુદા મેળવસે તારે દિલના અરમાનો કાઢસ. આય છાલકા કાગજનાં "પરબીડિયામાં દિલના અરમાનોનો દરિયો ખાલી થઇ શકે તેમ નથી.

લા **ફકત તમારી જર.**

કાગળ લખી એક રેશમી રુમાલમાં લપેટીને જરે પોતા પાસે રાખ્યુ. ત્યાર પછી એક કાશ્મીરની કારીગરીનો નાજુકડો બોક્સ કાઢી, તેમાં કેટલાક કાશ્મીરી દેખાવોની છબિયો, પોતાના બે ત્રણ જાતના ફોટો, એક મખમલની નાની સુશો-ભિત દાબડીમાં હીરાની વીંટી અને સેટની શીશીઓ ભરી, બોક્સ બંધ કર્યો. તેનાં મનમાં આનંદનો પાર નહોતો. જાણે પોતે જ જાપાનમાં જઇ બેઠી હોય તેમ મગ્ન મનથી, તે પોતાના ઓરડામાં ફરવા લાગી એટલામાં ડોકટર વાચ્છા રજા માગી અંદર આવ્યા અને ફરવા જવા માટે તેને કપડાં પહેરવાની આજ્ઞા કરી.

"નહિ મામાજી!" જરે સભ્યતાથી કહ્યુ "બિચારા માણેકચંદની બૈરી ગુજરી ગેઇચ ને કાલે તો તે જવાનો છે એથી આજે હું તેનું દિલ બહેલાવવા અહીં જ રેવસ."

"હા," ડાક્ટર વાચ્છાએ માનેકની દયા ખાતાં કહ્યું "બિચારો બહુ કમનસીબ! જેમ તેમ મહોનાપર લોહીપાણી આયુંતું, તે પાછો ફકરે ને ધસકે જેવોનો તેવો જ થઇ જસે. પન ચાલ તારે દીકરા! હું તો છે તે આજ તમો લોક કોઇ સાથે નથી, તેથી સકકારો જ આવસ;" એમ કહીને ડોકટર વાચ્છા ફરવા ચાલ્યા ગયા.

વાચ્છાના જવા પછી જરે માણેકને પોતાના ઓરડામાં બોલાવ્યો પોતે કોચપર બેઠી ને સામી કુરસીપર માણેકને બેસાડીને તે કહેવા લાગી કે, "માનેકચંદ! કાલે સવારના તો તમે જસો તમારા ઉપરની દરેક આફત ખુદાય દુર કરે, એવી હું ખરા અંત:કરનથી દુઆ ચાહુંચ ને ઘના દારા વેર નહાઈ ધોઈ ભનતી વખતે ચ્હાવસ! તમારાપર આય જે આસમાની સુલ્તાની આવી પરીચ, તેની અંદર મદદ કરવા મારું જિગર ઘનું ચ્હાયેચ, પન મારી પાસે એટલા પૈસા સ્પેર નથી કે, જે ચાહું તે આપી સકું ખુદાય છે–ફરીથી બી અવાર નવાર મદદ કરસ. હાલતર તો આ એક હજાર રૂપિયાની રકમ, જે આય નાચીજ બહેનની અદના ભેટ તરીકે હું તમુને આપુંચ તે તમે કબુલો," એમ કહી એક કવરમાં બીડેલી નોટો કહાડીને તેણે માણેકચંદના હાથમાં આપી. માણેકચદ સભ્યતાને ખાતર સહજ આનાકાની કરવા જતો હતો, પણ જરે તેને પોતાના સોગંદ આપી બોલતો અટકાવ્યો એક હજાર રૂપિયાની રકમ માણેક જેવા માણસને કેવી કીમતી થઈ પડી હશે, એની કલ્પના વાંચકોએ પોતે જ કરી લેવી.

માણેકના ભાગી ગએલા પગોમાં બળ આવ્યું તે ઉભો થઈ બે હાથ જોડીને જરનો ઉપકાર સ્વીકારતાં કૃતજ્ઞતાથી બોલ્યો કે, "બહેન! તમે તો મારા માટે એક અવતાર જ જનમ્યાં છો આ તો કંઈ પરભવની લેણાદેણીનો જ સબંધ છે હું આ વખતે કેવી વિપત્તિના વમળમાં પડ્યો હતો, અને તેમાંથી આપે મને હાથ આપી સહેલાઇથી બહાર કાઢ્યો છે, એનું વર્ણન કરવા જેટલી પણ મારી જીભમાં શક્તિ નથી હું મારી ચામડીના જોડા શીવડાવી આપના પગમાં પહેરાવું, તો પણ આપના ઉપકારોના બદલાનો હજારમો ભાગ પણ વળી શકે તેમ નથી હવે તો દુ:ખે કે સુખે જેમ અને જેવે પ્રકારે બની શકે તેવે પ્રકારે મને તમારી સેવામાં જ રાખવાની ત્રેવડ કરતા રહેશો, તો જ હું કદાચિત્ જીવીશ. બીજાને ત્યા હવે મારાથી નોકરી નહિ જ થાય આપે સદાય મારી નોકરી સાચવવાના પ્રયત્નો કરેલા છે, પણ હવે પછી તો તેથી પણ વિશેષ કરી આપે મને પોતાની પાસે જ રાખવો પડશે મને આપે વેચાતો લીધેલો ભાઈ છે. મારા પ્રત્યેક સંકટ સમયે તમે જ મારાં સહાયક થએલાં છો. એક હજાર રૂપિયાની રકમ હું નજરે જોવા પણ ન પામ્યો હોત–"

"મિસ્ટર માનેકચદ!" જરે તેને બોલતો અટકાવી બેસવાની ઇશારત કરીને કહેવા માંડ્યું "ઉપકાર અને આભાર જેવા શબ્દો બોલી તમે તો મને મગરુર કરી

મૂકવાની વાત કરોચ. તમે એ બધી વાતોને એક બાજુ મૂકો ને મારા એક કામને માટે તૈયાર થાઓ લેઓ આય બોક્સ" એમ કહીને જરે તે ભરી રાખેલો બોક્સ માણેકના કબજામાં આપ્યો, અને કહ્યું કે, "જો જો-એની અંદર એકાદ ચીજ કીમતી છે. પન તેના કરતાં બી મારાં કાગજો સો ગનાં વધારે કીમતી છે. એને જીવની કાની સાચવજો. જરાબી કેઅરલેસ થસો તો, મારો જીવ જોખમમાં નાખસો. તમે જેવા જાપાન પહોંચો કે તરત જ બ્રીટીશ લિગેશનમાં જજો. તાં માનેકજી અરદેશર લેફ્ટનટનું નામ પૂછી તે ધનીને હાથોહાથ આય બોક્સ સોંપજો સમાલજો, કોઈ બીજાને હાથ જાય નહિ. અંદર ગની સીરિયસ મેટર છે. તે માનસ સિક છે,- તમારેથી જેટલી બને તેટલી તેની સારવાર કરવાની કોસેસ કરજો તે જ્યારે બોમ્બે આવવા નીકરે, ત્યારે પહેલાં તમે સ્ટીમર તપાસી આવજો. નવી જ સ્ટીમરમાં બેસારજો. સરસામાન જે કઇ જોઇએ તે જાતે પોતે હાજર કરજો. પૈસાટકા જે જોઇએ તે આપજો, અને મારી પાસથી લેજો. માહરી જગાપર તમે છેવ, તેમ સમજીને જરાબી અચકાયા વગર કામ કરજો. તમે કદાચ અજબ થતા હોસો કે, હું આટલી બધી એક્સ્ટ્રાઓર્ડિનરીલી જેની રેકમેન્ડેશન કરુચ, તે કોન હોસે. લેવ હું તેબી તમુને કહી દેઉચ તે મારો પસદ કીધેલો અને ધારેલો ભવિષ્યનો ભરથાર છે!!"

જર શરમથી જરા અટકીને પાછી કહેવા લાગી, "તેઓ હાલમાં જ પાસ થયાચ પોતાની સર્વિસપર હોંગકોંગ ખાતે જવા ઍપોલો સ્ટીમરમાં બેઠા હતા. રસ્તામાં એક્સિડન્ટ નરિયું, સ્ટીમર ડુબી ગઈ ને તેઓ એક લાઈફ્ બોટના ભાગેલા તખ્તા સાથે વળગી રહ્યા. પરવરદિગારે મારા નસીબે તેવણ જીનરૈ ભરેલાને જાપાનના કિનારાપર પહોંચારિયા. અમારા વચમાં જલદીથી જોડાઈ જવાની વાત ચાલતીતી, પન હમે હમારાં માંય બાપોને હમારા પ્યારની વાત જાહેર કરિયે, તે પહેલાં જ તેઓને સરકારી ઓર્દર આયો અને તેવણ જીભરાયા સ્ટીમરપર સધાવિયા. જો, જો, તેવણ મારી બધી હાલત તમુને પૂછસે પન મેં જે તમારી સાથે વર્તાવ કીધોચ, તે બાબત ચરચવાની જરાબી અગત નથી મારી તારીફના પુલ તેવણ આગળ બાંધતા ના બસ એમ જ કહેજો કે, તમે બાવાજીની પહેડીના એક નોકર છેઓ. મામાજીની સાથે હું કેશ્મીર ગઇ ત્યારે મામાજીએ પોતાના હિસાબ કિતાબ ને બીજાં પ્રાઇવેટ કામો વાસ્તે માગી લીધા. તમારી બીમારીની અથવા અહીંયાં પારસી ડ્રેસમાં ફોટો ઉતરાવાની ઇતિઆદી વાતો બાઇ જ જજો."

હવે માણેકના ધ્યાનમાં ઉતર્યું કે, જર ઍપોલોની આટલી બધી ચિંતા શામાટે રાખતી હતી, વારંવાર દુખી કેમ દેખાતી હતી; રાત દિવસ વર્તમાનપત્રો કેમ ઉથલાવતી હતી અને અરદેશરના ખાન્દાન વિષે ચીપી ચીપીને શાને પૂછતી હતી. માણેક સુશિક્ષિત મનુષ્ય હોવાથી તેને વધારે સમજાવવાની અગત્ય પડી નહિ. શું કહેવું અને શું ન કહેવું, એ તે સારી રીતે સમજતો હતો. એટલા થોડા જવાબમાં તેણે જરને સંતોષ આપ્યો. બીજે દિવસે સવારમાં માણેક લાહોર જવા માટે ઉપડ્યો. આખે રસ્તે તેને જર, ન્યાત અને જાપાનના વિચારોએ

આવરોઆવરો બનાવી નાંખ્યો. "ન્યાતવાળાઓને કેવી રીતે સમજાવવા? જુઠુ બોલવું કે નહિ? પ્રાયશ્ચિત્ત કરવાનું જો તેઓ કહે તો તેનો સ્વીકાર કરવો કે નહી? દંડ માગે તો આપવો કે નહિ? ન્યાત પાસેથી **જા**પાન જવાની રજા માગવી, કે ગુપ્ત રીતેજ ચાલ્યા જવું?" ઇત્યાદિ વિચારોની ઘડભાંગમાં વખતને વીતાડીને **લા**હોર પહોચ્યો. ત્યાં તેણે **એદલજી**ને મળી **જર** તથા **વા**ચ્છાના સમાચાર કહી **જા**પાન સબંધી કેટલીક પૂછપરછ પણ કરી લીધી ભલામણ પત્રો, હુંડીઓ, ચેકો ઇત્યાદિ જે જે શેઠે આપ્યું, તે સર્વ સંભાળથી લઇને શેઠની કહેલી બધી વાતોની તેણે નોધ કરી લીધી. મુસાફરીનો સરસામાન તેને જોઇએ તેના કરતાં દુકાનમાંથી વધારે મળ્યો. ભાડાના રૂપિયા, વાટ ખર્ચના પૈસા અને પગારના પેટામા એક સો રૂપિયા જુદા જ મળ્યા એ બધી ખટપટમાથી મુક્ત થઇ **મા**ણેકે પોતાના શેઠને પોતાની સ્ત્રીના મરણના સમાચાર સંભળાવ્યા અને તેના ખરચપાણી માટે આઠ દિવસ ઘેર જઈ, ત્યાર પછી ત્યાથી **જા**પાન જવાનું કહ્યુ. શેઠે ખુશીથી એ માગણીનો સ્વીકાર કર્યો **મા**ણેક ત્યાંથી **અમોટે** જવા નીકળ્યો

ગુલમર્ગમાં **જર**નું હૃદય હવે અકળાવા માંડ્યુ. ડોકટર **વા**ચ્છા જડીબુટ્ટીની શોધમાં, પાણીની બાટલો ભરવામાં અને પાતરાંના ફોટો લેવામાં, તેમજ તેમના આકારોની નોધ લેવામાં તથા જાત જાતના પતગીઆ ભેગા કરવામાં જ સર્વથા લીન થઇ ગયા હતા **જર** **જા**પાનના વૃત્તાંત વાંચવામાં, સ્ટીમરોની ગતિ અને વેગને જાણવામાં અને અકસ્માત્ થાય તો તેમાથી બચવાના ઉપાયો ઇત્યાદિના અવલોકનમાં સમય ગાળતી હતી હવે તેનું હૃદય **લા**હોર થઇને **મુમ્બઇ** જવા માટે ઉત્સુક થઇ રહ્યુ હતુ પણ **મા**ણેકના જવાથી તેમ કરવામાં તેને બદનામીનો ડર લાગતો હતો ગુલમર્ગમાં તેને બિલકુલ ગમતુ નહોતુ ગમે ક્યાંથી? પ્રેમી પણ નહોતો, તેમ જ પ્રમીની પ્રેતિમૂર્તિ પણ નહોતી. આખો દિવસ **જર**ના મુખમાંથી **નજીર** કવિનો આ શેર નીકળતો સંભળાતો હતોઃ-

"છુટ જાયે ગમકે હાથોસે, જો નિકલે દમ કહી,
ખાક અયસી જિન્દગીપર, તુમ કહીં ઔર હમ કહીં"

—※—

## પ્રકરણ ૨૮ મું.

## ન્યાત બહાર!

**અમોટે** ઉતરતાં જ **મા**ણેકચંદે તુલારામના ઘર ભણી ચાલવા માડ્યુ ઘર પાસે આવતાં તેણે વરંડા આગળથી અવાજ માર્યો, બ્રહ્મદેવ બહાર આવ્યા ને **મા**ણેકને સરસામાન સાથે પોતાના ઘર આગળ આવી ઉભેલો જોઇને, આશ્ચર્યથી દોહરાનું એક ચરણ બોલ્યા;-

"**મા**ણક! મારગ ભુલી શુ, આવ્યા મારે ઘેર?"

"તુલારામજી!" **મા**ણેકે બે હાથ જોડી નમન કરવા પછી કહ્યુ; "હું બે દિવસ આપને ત્યાં પરોણો રહેવા માગુ છુ; કારણ કે, મારાપર ન્યાત રૂઠી છે અને મને

માબાપના ઘરમાં રહેવું યોગ્ય ન લાગવાથી સ્ટેશનપરથી સીધો આપનો આશ્રય શોધતો આવ્યો છુ શુ મને આપને ત્યાં બે ત્રણ દિવસ માટે ઉતારો મળી શકશે કે?"

"યજમાન ઉતરે ગોરઘરમાં, લાભનું શું પૂછવું!" તુલારામે **માણેક**ને ઉતારો આપવાનું સ્વીકારતાં દક્ષિણાનું નિમિત્ત આગળ મૂક્યું.

ત્યારપછી અંદર જઇને તેણે **માણેક**ને રહેવા માટે એક ઓરડો કાઢી આપ્યો. **માણેકે** સરસામાન ગોઠવી પોતાના પિતાને બોલાવવા એક માણસને, બે પૈસા આપવા કરી મોકલ્યુ. અડધા કલાકમાં **ગોવિંદરામ** આવી લાગ્યો અને બાપ દીકરા વચ્ચે નીચે પ્રમાણે વાતચિત થવા માંડી,-

"છોકરા! આ તેં શું કર્યું?" **ગોવિંદે** લમણે હાથ મૂકી, દુ ખથી કંપતા સ્વરે પૂછયું "અરે ભુંડા! તને આવાં કર્મ માટે ભણાવ્યો ગણાવ્યો કે? હાય-હાય-મારા કુળનું નામ બોળ્યું; મારું મોં કાળું થયું; ન્યાતજાતમાં લાજ ગઇ. અરે રામ! રામ!"

"બાપા! **માણેકે** પિતાને હાથ જોડીને કહ્યુ. "મે આપનું નામ ડુબાવવા જેવું એક પણ કાર્ય કર્યું નથી. જે લોકો આપણા શત્રુ થઇ લાગ્યા છે તેઓ ભલે વગોવે; પણ અત્યારે હું આપને એક વાત કહું તે સાંભળો-હાલ તો મને ન્યાત બહાર જ રહેવા દ્યો અને આપ મારાથી છૂટા પડી ન્યાતના પક્ષમાં જ રહો, કારણ કે, મને સો રૂપિયા પગારની નોકરી મળી છે"

"શુ કહ્યુ?" **ગોવિંદ** કાંઇક ટટાર થઇને બોલ્યો. "વીસ ઉપરથી ઓચિંતા સો રૂપિયા?"

"હા, બાપા!" **માણેકે** ધીમેથી કહ્યુ "પણ મારે **જા**પાન જવું પડશે અને હું એ વાત કબુલ કરી ભાડાચોડાના રૂપિયા લઇ, કેવળ આપનાં દર્શન માટે જ અહીં આવ્યો છું!"

"પણ એથી તો વળી ન્યાતના ગુન્હેગાર થવાનું આવ્યુ!" **ગોવિંદે** મોઢું બગાડીને એ વાક્ય ઉચાર્યું.

"હા-ને તેથી જ હુ તમને કહુ છુ કે, તમે મને હમણાં તો આઘો જ કાઢો!" **માણેકે** બાપને સમજાવવા માંડયો. "બબ્બેવાર દડાવા કરતાં ત્યાંથી આવ્યા પછી બધુ સામટું કરી લઇશુ લ્યો, આ પાચસો રૂપિયા." **માણેક** તુલારામની ગેરહાજરીનો લાભ લઇ પાંચસોની નોટો બાપની ગાંઠે ઝટપટ બંધાવી દીધી. "હવે હુ દર મહિને પોણોસો રૂપિયા આપપર મનીઓર્ડરથી મોકલતો રહીશ તમે એક ઠેકાણું જુદુ નક્કી કરો કે, જેથી આપણી વાતો ન્યાતમાં ચર્ચાય નહિ."

"પણ મારે ન્યાતને શો જવાબ દેવો?" **ગોવિંદ** ધરવખુ પુત્રની વાતોથી આનંદિત થતો બોલ્યો.

"કાલે ભેગા કરો;" **માણેકે** ધીમા સ્વરથી બાપને ઉપાય સુચવવા માંડ્યો "હુ છતુ ઘર મૂકીને અહીં ઉતર્યો, તેનું કારણ એ જ છે બધા ભેગા થશે, એટલે હું એવી વાત કાઢીશ કે, જે એ લોકોની બુદ્ધિમાં ઉતરશે નહિ અને ઉતરશે તો ઝગડો રહેશે નહિ જો એ લોકો મને ભેળવે, તો તમે ચુપ રહેજો અને જો ન માને, તો તમે એમ કહી દેજો કે, જ્યારથી એ ન્યાતનો ચોર ઠર્યો છે, ત્યારથી મે એને મારો દીકરો જ નથી ગણ્યો! ઘરમા ઉતરવાએ નથી દીધો અને ન્યાત એને લેશે, તો જ હું પણ મારા ઘરનું પાણી એને પાઇશ,, નહિ તો હુ એનો બાપ નહિ ને એ મારો દીકરો નહિ."

"ઠીક છે," **ગોવિંદરામે** વાત ધ્યાનમાં ઉતરવાથી મલકાતા મુખે એ આનંદનો ઉદ્ગાર કાઢ્યો "સાજેકે તારી માને અહીં મોકલીશ, અત્યારે તો હુ જાઉ છુ"

થોડી ઘણી વાતચિત કરીને **ગોવિંદરામ** ઘેર ગયો સાંજે પ્રેમદેવી પોતાની પુત્રી સાથે **માણેકને** મળવા આવી અને પોતાના પુત્રને પવિત્ર અને ન્યાતવાળાઓને અદેખા ઠરાવી કલાકેક બેસીને ચાલતી થઇ **માણેકે** માતાને પંદર અને બહેનને દશ રૂપિઆ આપી ખુશ ખુશ કરી દીધા રાતે **તુલારામે** બધી ગઈ ગુજરી વાતોથી **માણેકને** જાણીતો કર્યો અને પોતે ખાધેલો લાકડીનો ઘાવ પણ દેખાડ્યો **માણેકે** તેનો આભાર માન્યો અને કેટલીક સલાહ પૂછી—જેના **તુલારામે** ગદ્ય અને પદ્યમાં ઉત્તરો આપ્યા છેલ્લામાં છેલ્લી વાત આ હતી,—

"લગાવી કાઢ લાંબા હાથથી બેચારને લઠ તુ"

"એમ ન થાય, બ્રહ્મદેવ!" **માણેકે** કહ્યુ "ગમે તેવી તો પણ ન્યાત છે. એવું સાહસ કરી લાબો ઝગડો કરવા કરતાં ટુંકામાં, કાંઈ ખેત ઉતરતો હોય તો સારું. ગોળે મરે ત્યાં સૂધી ઝેર દેવાની શી જરૂર?"

"સલાહ સંપથી તારું ભેજુ ભર્યું છે;
"ખરું છે, ખરુ છે, ખરું છે, ખરુ છે"

**માણેકની** પીઠ ઠોકી ભુદેવે ભુજંગીને ડોલાવ્યો

"બધાને ભેગાં કરી નમી પડ, અને ન માને તો લાડુથી બધાનાં મોઢાં બધ કર—

સમજી મોદક નામ, કોઈ મુખથી નહિ બોલે;
લાડુનો દે બુચ, વદન કોઇ નહિ ખોલે"

એવા એવા કેટલાક ગપાટા હાંકીને બંને સુઈ ગયા **માણેચદને** આખી રાત નિદ્રાદેવીએ દર્શન આપવાની કૃપા કરી નહિ એનાં કારણો બે હતાં—એક તો તેના મનમાં ન્યાતની ભીતિ હતી કે, તેઓ કોણ જાણે ન્યાય શો આપશે? અને બીજું એ કે, તેની પાસે રૂપિયાની મોટી રકમ હતી અને **તુલારામની** આંટ ઘણી જ સારી! એટલે બાપડાને ઉંઘ આવે તે કેવી રીતે? સવારે ન્હાઇ ધોઈ તેણે ગામમા ઘાંચજી (હજામડી) ને ફેરવીને ન્યાતીલાઓને એકઠા કર્યા કેટલાને પેલા વખતની મારપી-

ટનું સ્મરણ થવાથી દુમ દબાવી ઘરમાં જ બેસી રહ્યા અને કેટલાક લાજ શરમથી બોલવું નહિ, એવો નિશ્ચય કરીને પરાણે પરાણે આવીને બેઠા આમ છતાં પણ લગભગ બસો સવા બસો માણસ ન્યાતને ચોરે એકઠા થયા માણેકે, કોઈ બોલે ચાલે તે પહેલાં પોતે જ બોલવાનો આરંભ કર્યો;–

"ન્યાતીલા ભાઇઓ! હું મારા આરોગ્ય માટે કાશ્મીર ગયો હતો ત્યાં મારા પિતા તરફથી મને એક પત્ર મળ્યુ, કે જેમા મારી પત્નીના અકાળ મૃત્યુના સમાચાર ઉપરાંત ન્યાત ગંગા, તે મરનારનો વરો ખાવાની ના પાડે છે, એમ પણ લખેલું હતુ એટલા માટે જ મારે હાથ જોડતાં અહીં આવવાની અગત્ય પડી છે. અમારા ઘરનો એવો તે શો અપરાધ થયો છે, કે જેથી ન્યાતીલા ભાઇઓ અમારે આંગણે એઠવાડ નાખવાની પણ ના પાડે છે?"

થોડીક વાર ચુપાચુપ–બધા એક બીજાનાં મોઢા જ જોવા લાગ્યા, પણ અંતે ધોળા મૂળા જેવો, "ઘરમાં ભૂત ભુસકા મારે ને હનૂમાનજી હડિયો કાઢે" તેવો દાઢીયો બહાદરચંદ હિમ્મત કરીને બોલ્યો, "તમે એકલા જ કાંઈ કાશ્મીર નહોતા ગયા–ન્યાતના બીજા કેટલાક લોકો પણ ત્યા હતા, અને તેમણે તમને પારસી પારસણ સાથે તેમનાં જેવાં જ લુગડાં પહેરીને ખાતા દીઠા હતા; એટલે તમારા ઘરનું ખાઇ ન્યાતીલા પોતાનો કોઠો ભ્રષ્ટ કરવા નથી ઈચ્છતા."

"આપના કહેવા પ્રમાણે ત્યાં ન્યાતના કેટલાંક માણસો ગયા હતાં, વારુ બહાદરચંદ કાકા?" માણેકે ગજવામાંથી નોટબુક કાઢી બહાદરચંદનું નામ લખતાં પૂછ્યુ, "અને તેમનામાંથી કેટલા જણે મને પારસી સાથે ખાતો પીતો જોયો હતો? આ આરોપ સાબિત કરવા માટે કોણ છાતી ઠોકીને તૈયાર થાય છે?"

વળી એકવાર મેદાન સુનું સટ થઇ ગયું દદુકિયાઓ ડગ થઈ બેઠા રહ્યા

"ન્યાત ગંગાને હું વિનતિ કરુ છું કે, મને કોણે વગોવ્યો છે અને કોના કહેવાથી મારા શિરે અપરાધનો આ ટોપલો ચઢાવવામાં આવ્યો છે, તેનું નામ આપી, મારા મોઢા સામુ ખરું ખોટુ ઠરાવી, પછી મને જે શિક્ષા કરવી હોય તે ભલે કરજો," માણેકે સુકો દમ કસવા માંડયો

"માણેકચંદનું બોલવું ખરુ છે;" એક આકળો જવાનિયો વચમાં બોલી ઉઠયો "વાંક પૂરવાર કરીને પછી ન્યાત જો કાઇ પણ પગલુ ભરે તો વધારે સારું આ તો 'ડોશીને લઈ જાય છે, હા ભૈયા! હા ભૈયા!' પેઠે બનાવટના બુટ્ટા ઉભા કરી કોઇની આબરુપર અમથો હાથ નખાય છે, એ ઠીક નથી થતુ!"

"મેં તમને નજરો નજર જોયા છે," બહાદરચંદે સાહસથી કહ્યું.

"કાકા સાહેબ, આપના એકલાના કહેવાથી ન્યાતે મને ન્યાત બહાર મૂકયો હોય, તો કાલે ઉઠીને હું એમ કહીશ કે, તમે ઢેડ ભેગુ ખાધુ અને મેં જોયુ, તેનું કેમ કરશો?" માણેકે બચાવ કરવા માંડયો "તમારા કહેવાથી એટલું તો સાબિત થઇ ચૂકયું છે કે, તમે એકલા જ નહિ; પણ બીજા કેટલાક આપણા જ્ઞાતિ-

બંધુઓ પણ કાશ્મીરમાં હતા. ત્યારે આપે કોઈ એકાદ બેની સાક્ષી તો રાખી હોત! હશે-તેમ નહિ, તો ન્યાતના કયા ભાઇઓ ત્યા પધાર્યાં હતા, તેમનાં નામ ઠામ કાંઈ આપશો?"

બહાદરચંદ ગભરાયો, પણ સાક્ષી પુરાવાના નામથી દૂર ભાગનાર, ને કેવલ દાંતમાં ઘાલ્યો હોય તેને કચરી નાંખવાનો જ હેતુ રાખનારા અભણ લોકો તે ક્યાં જુવે છે?

"એ તો ભૈ બધા વકીલ બાલસ્ટલના પોંટ છે," એકજણ ભીડમાં મોઢું સંતાડીને બોલ્યો એ એક દીવાસળી પડતાં જ બીજે ખૂણેથી છછુંદર છૂટ્યુ "વીહ રૂપયડીના પગારમાં રઘવારિ બ્રાહ્મણ ને એક વાહણ ધોનાર હારે રાખ્યો હશે?" વળી બીજી બાજુથી અંગારી પડી "ભાઈ સુધરેલા છે" એટલામાં એક સીસમ કે અબનૂસના લઠ્ઠા જેવા રગનો લાંબો તાડ બોલી ઉઠ્યો, "ભાઇઓ! ઉધું ન બોલશો—ન્યાતવાળા બીજાઓ પણ ઘણું જોણે છે હું મારા સાથે રમેલા ભાઇબંધને બોલું તો આબરુ જાય, માટે ન બોલ્યાના નવ ગણ"

"ના-ના-ભાઇ રાઘવભાઇ! આપને મારા સમ છે આપે મને જોયો હોય, તો વગર અચકાવે કહો;" માણેકે મનમાં બીક છતાં પણ મુદ્રામાં ગભીરતા જાળવી રાખીને કહ્યુ

આ રાઘવભાઇ વીરિતમદાસ ચારેક ચોપડીઓ ભણ્યો હતો, થાણા પાસે અરજીઓ લખી, કજીયાદલાલી કરી અથવા ઇટ માટી પહોંચાડવાનું કોન્ટ્રાકટ લઇ ગુજરાન ચલાવતો અને આખી ન્યાતને પોતાને કબજે કરી લેવાનાં ફાંફાં મારતો હતો એટલા માટે લોકોનાં સાત સાત પેઢીઓનાં છિદ્રો, ઘરડી ડોશીઓના મોઢેથી સાંભળીને, ટપકાવી રાખતો હતો માણેક બહુ જ ભણેલો હોવાથી, તેનાપર એ બહુ જ બળતો હતો, એટલે ભૂલી બેઠેલા ન્યાતવાળાઓને દેવારામવાળો વીતેલો કિસ્સો તેણે યાદ દેવરાવ્યો. બસ પછી શું પૂછવું? માણેક ચટ ને પટ અપરાધિ સાબિત થયો મનમાં તો તે ચોર હતો જ, એટલે વિશેષ ગડબડ કરી ન શકયો—મનમાં તે સમજી ગયો હતો કે;—

"યે અબકે તો ટલતી નહીં બાત હય;
મસલ હય જમાઅત કરામત હય."

એટલે વાત ટુંકી કરવાના વિચારથી માણેક ઉભો થઇ હાથજોડીને કહેવા લાગ્યો કે, 'ભાઇઓ! ન્યાતથી કોઈ પણ મોટુ નથી. પંચ ત્યાં પરમેશ્વર ધારી, હું પણ કહું છુ કે,

"કહે પચ બિલ્લી તો બિલ્લી સહી,"

"હું તમારો લાખ વાર અપરાધી અને તમે મારા તારણ તરણ છચો—જો તમે મને વટલેલો અને અપવિત્ર ગણો છો, તો તમો ભાઇઓ જ પાવન કરો તમે જે શિક્ષા કરો તે માથે ચઢાવવાને હું તૈયાર છુ."

થોડીક ઘુસપુસ પછી એક જણ હોકો ગુડગુડાવતો બોલ્યો કે; "ભાઇ માણેકલાલ! તમે વેદવાન છો, ભનીયો ભૂલે ને તારો ડૂબે–પણ હવે ફરીથી હભાળીને હેડજો. અતારે તો નાત્ય તમારા ઉપર રહેમની નજર કરે છે જાઓ–અચ્છેરીકા ઘીનું ચૂરમુ કરી હરખતાંગાને જમાડો પછી તમારા કળની શોભા હોય, તો તેવો બાયડીનો વરો કરવાની તમને છૂટ છે."

"એમ તો ન કરું;" માણેકે વિચાર કરીને ઉત્તર આપ્યું "મરનારીનું તેરમું ખવરાવું, પણ દંડનું ચૂરમું તો ન ખવરાવું. હા–એક નાત કરું–જો ચૂરમાનો વરો ખવરાવું તો બસે અઢીસેમાં પતે એટલી આપણી વસ્તી છે; હું બસે ને ઠેકાણે પાંચસો રૂપિયા આપું, પણ સહુ ભાઇઓ ઉઘરાણું કરીને આપણા ગામમાં એક નાનકડી ઉદ્યોગશાળા કાઢે. એક વર્ષ સુધી હું દશ રૂપિયા મહિને આપુ"

લાડુ ને દુધપાક ને ચુરમા ને ધારી ને મગજના ભૂખ્યા, દકાલવા, આળસુ અને ઉદ્યોગહીનોને, ઉદ્યોગશાળા ને કેલવણીનો વધારો ને ન્યાતનો સુધારો તે કેમ ગમે વારુ? માણેકના શિરે ચારે કોરથી ટોળટપ્પાના ધપ્પા પડવા માંડ્યા

"ભાઈ દંડાયા તે બીજાને પણ લેતા પડે કને?"

"હ–મી મરું ને તુલા રાંડ કરું"–(હસાહસ)

"ઠીક જ તો, હમતો ડૂબેગે, મગર યારકો લે ડૂબેગે."

"ભાઇ, રાંડી પાસે માંડી ગઇ, તે કહે બ્હેન! મારા જેવી થજે"

"યાર! ન્યાત એમને દંડે તો એ ન્યાતને પણ દંડે કે નહિ?"

આવાં આવાં આડકત્રાં મેણાંનાં વચનોથી અકળાઇને માણેક હાથ જોડીને, બોલ્યો કે, "જેવી ભાઇઓની મરજી!" એમ કહીને તે ચાલતો થયો ન્યાતીલાઓ વિખરાઇ જતા હતા, પણ ગોવિન્દે બધાને રોકીને પૂછ્યું કે;–

"કહો, ભાઇઓ, મારે શું કરવું? છોકરો વંઠયો તેમાં મારે શું? મે તો જ્યારથી તેનાપર આળ આવ્યું છે, ત્યારથી ઘરમાંય પેસવા નથી દીધો. વળી જ્યાં સૂધી ન્યાત ભેળવશે નહિ, ત્યાં સૂધી હું એનો બાપ નહિ ને એ મારો દીકરો નહિ, એટલે વહુનું તેરમું હું કરું, તો એ છોકરાને મૂકીને સર્વ ભાઇઓ ખાશો ખરા કે?"

ન્યાતે મોઢા સૂધી આવેલા લાડવાને છટકી જતા જોઇને, ઝટપટ એ વિનતિનો સ્વીકાર કરી લીધો હાલ તો એમ. એ. બહાદર ઇન્તેહામચન્દ માણેકદદૌલા ન્યાત બહાર રહ્યા અને રુક્મિણીનું તેરમુ સુધર્યું

માણેક ન્યાતમાંથી ઉઠીને તુલારામને ત્યાં ગયો અને બનેલી બધી બીના કહી સંભળાવી તુલારામે બેપરવાઇથી સલાહ આપી કે;–

"ઝખ મારે છે બધા યાર, તું ચાલી જાને;
પારસ છે પારસણ મઝા કર, ભેગું ખાને."

"ડરમાં કંઇ દિલ સાથ-માણુક! ડરમાં કંઇ દિલ સાથ." ભાંગના તરંગમાં તુલારામ બ્હેકવા માંડ્યો-

"પૂછે તેને દે લાત, માણુક! ડરમાં તું દિલ સાથ."

પોતાની પવિત્રતા અને જરની વિશુદ્ધતાપર શંકા નાંખનાર પટવારીપર માણેક મનમાં તો જો કે બળી ગયો, પણ શું કરે?

"ચુંચું મત કર તોલમે આઇહય."

બસ. બીજા દિવસે સવારમાં ઉપડી જવાના હેતુથી તેણે એક કાશ્મીરી કારીગરીનું ચાંદીનું પ્યાલું અને પાંચ રૂપિયા રોકડા તુલારામને દક્ષિણા તરીકે તોલ્યા. બ્રહ્મદેવે કવિતામાં આશીર્વાદ આપ્યો;

"પી ભાંગ આમાં નિત્ય જપશું, શંભવમ્ જયશંકરમ્," તું જીવતો રહે મિત્ર માણક! આયુ કીર્ત્તિયશો બલમ્."

રાતે અગિયારેક વાગે આખું ગામ નિદ્રાવશ થઇ ગયુ. તે તકનો લાભ લઇ ગોવિન્દ પોતાની પત્ની તથા પુત્રી સાથે ભરાતો છૂપાતો આવ્યો. તુલારામ નિશાની ધુનમા બેભાન પડ્યો હતો. માણેકે પોતાના ગયા પછી બાપે કરેલી વ્યવસ્થાના સમાચાર સાંભળતાં જ ટક ઉઘાડી વરો કરવાના ખરચ માટે બસો રૂપિયા બાપને કાઢી આપ્યા અને જાપાનના જનરલ પોસ્ટ માસ્ટરની કેરમાં પોતાને મળે એટલા માટે થોડાંક કવરોપર પોતાના નામનાં સરનામા અંગ્રેજીમાં ચીતરી આપ્યાં. બીજી પણ કેટલીક ભર ભલામણો કરી અને લાહોરમાં શેઠ એદલજીનું ઠેકાણું આપી, ત્યાંથી દર માસે પચોતેર રૂપિયા લાવવાનું કહ્યુ કમાતા દીકરાને માતા પિતાએ છાતી સરસો ચાંપી મ્હોંચા ચૂમ્યા અને બ્હેને ઓવારણાં લીધાં. એ પછી રુકિમણીની વાતો કાઢી બધાંએ થોડાં આંસુ ઢાળ્યાં અને સર્વ છૂટાં પડ્યાં. પ્રભાતના પહોરમાં માણેક ટ્રેનમાં બેઠો અને તે પણ સેતાન-અરે સેકન્દ કલાસમાં!

ન્યાતે રુકિમણીનું તેરમું ખાઇને ગોવિન્દને પાવન કરી નાંખ્યો, અને માણેક જયારે પણ આવે, ત્યારે બરફી ચૂરમાનું ભોજન જમીને જ ભેળવવાનો ઠરાવ તેમણે પોતપોતામાં પસાર કર્યો જોઇએ હવે માણેક જીવતો ક્યારે આવે છે; અને ક્યારે બરફી ચૂરમાનાં ભોજન ઉડે છે!



## પ્રકરણ ૨૯ મું.

## વાર ખાલી ગયો.

માણેકજી અરદેશરનું શરીર હવે લગભગ આરોગ્ય હતુ. તે સારી રીતે હરી ફરી શકતો હતો. પણ ડોક્ટર હજી તેને મુંબઇ જવા જેટલો શકિતમાન્ ન ધારતો હોવાથી તે જાપાનમાંજ પડ્યો હતો કોમરાસ્કી વળી એકવાર તેની મુલાકાતે આવી. સાધારણ રામ રામ, સાહેબ સલામ અને અલેક સલેકના રિવાજ રસમ અદા

કરીને તે યોગ્ય સ્થાને બેઠી તેણે ગજવામાંથી રુમાલ કાઢીને સુગંધનો થોડોક ફેલાવો કર્યો, વીંટીઓ ચમકાવી અને અંતે રહી ન શકવાથી બોલી ઉઠી કે,–

"કેમ માંદાઓને સાજા કરનાર! હવે શરીરની સ્થિતિ કેવી છે?"

"તમારી મેહેરબાનીથી હવે તો બહુજ સારો છેઉ," માણેકજીએ એક કાગળ સાથે રમત કરતાં કહ્યુ. "ફ્રેંચ હરેંચ ને થોડા વખતમાં ડોકટર રજા બી આપસે, એવી આશા રાખુંચ."

"ડોકટર શેની રજા આપશે, સાહેબ?" કોમરાસ્કીએ કાંઇક ખસિયાણી પડી પૂછ્યુ.

"હિન્દુસ્તાન જવાની !" માણેકજીએ હર્ષથી કાગળને હાથમાં ફેરવતાં ફેરવતાં ઉત્તર આપ્યું. "આ પખવાડિયામાં અંગ્રેજી સ્ટીમર અહીં થતી જસે, તેમાંજ જો યજ્દાન ચાહસે, તો જવસ"

"ત્યારે તો આપનાં સગાં વ્હાલાને પણ આપના આરોગ્યના શુભ સમાચાર પહોચી ચુક્યા હશે?" હાથમાંથી છૂટી જતા શિકારની ચિંતાથી તેણે સવાલ કર્યો.

"જી હા," હસ્તે મોઢે માણેકજી બોલ્યો "સહુએ ખબર સમજીચ. આય લેટર બી હાલમાં ત્યાંથીજ આવિયુંચ," અને કોમરાસ્કીના મોઢામા થતા ફેરફારોને જોતો તે ચુપ થઇ ગયો.

"એ કોનું પત્ર છે, એમ હુ પૃછુ, તો અવિવેક જેવું લાગશે, કેમ, ડાકટર માણેકજી?" કાગળ સાથે માણેકજીને વિશેષ પ્રેમથી રમતો જોઈને શકાશીલ થતી કોમરાસ્કીએ શીઠે મોઢે પ્રશ્ન કર્યો

"અરે વરી એમાં અવિવેક ને વિવેક જેવું સુ છેજે!" માણેકજીએ કાગળ વળી વળી ઉકેલતાં લજ્જા અને હર્ષથી કહ્યુ; "આય લેટર મારા એક દિલીદોસ્તનું છે."

"તમારા વારંવાર વાંચવાથી એ બહુજ રસીલું પત્ર હોય એમ લાગે છે," વધારે ચટપટથી ફુરસીપર ઉચીનીચી થતાં તેણીએ પૂછ્યુ

રસીલું ?" એક નિશ્વાસ–દીર્ઘ–ઉષ્ણ નિઃશ્વાસ નાંખી માણેકજીએ ઉદ્‌ગાર કાઢવા માંડ્યા "માત્ર રસીલુજ કે, લેડી? અરે રસથી ભરેલું, રસથી છલકાઇ જતું અને રસથી ઉભરાઇ જતુ એ પત્ર છે. દિલના જખ્મોનો મલમ, મરતા માનસના મ્હોમાં આબેહયાતનાં ટીપાં, બે રુહોનું કનેકશન કરનાર રુહાની તાર–તે એ પત્ર જ છે' હાય ! હજુર વચ્ચે દરિયો ડોહવવો પડયો છે'!"

કોમરાસ્કી વિચારના સમુદ્રમાં ડુબી ગઇ. તે મનમાં જ વિચારવા લાગી કે "શુ એ પરણ્યો હશે ?" તેણે એ પ્રશ્ન ન પૂછવાની બહુજ ઇચ્છા કરી, પણ સ્રીનું ચટપટિયુ ચિત્ત ચુપ રહેવાની રજા આપી શક્યું નહિ. તેણે તો મનમાં લગભગ લગ્ન પણ કરી નાંખ્યાં હતાં; માણેકજીને બુદ્ધિષ્ટ બનાવી, જાપાનથી ઉપડવાના

હવાઇ કિલ્લા તેણે ચણી રાખ્યા હતા અને આ ચાલતી ગાડીમાં રોઢું અટકેલું જોઇને તેનું મન માન્યું નહિ; એટલે તેણે અતે સવાલ પૂછયો જ–

"લેફ્ટનન્ટ માણેકજી! શું બહુ પ્રાઇવેટ પત્ર છે કે? પત્ર કોઇ બહુજ પ્રિય મનુષ્યનું હશે, નહિ?"

"હાજી!" માણેકજીએ પત્રને નેત્રમાં દાબીને કહ્યું. "બહુ જ પ્યારા માનસનું પત્ર છે એમાંનો એક એક બોલ એકેક મોતીના મુલનો અને એક એક હરફ હીરાની કીંમતનો છે અંદરથી પ્યારનાં જવાહેર ચમકી રહ્યાંચ એક એક લાઇન એક એક સાંકલ છે, કે જે વાંચનારના દિલને જકડીને બાંધી લેચ. એકેક પાતું એકેક જંગલ છે, કે જેની અંદર ભૂલું પરેલું દિલ રસ્તો જ નહીં પાઇ સકે. લાસ્ટ બોલો જાદુની કલમથી લખાયલાં છે કે જે દિલને દીવાનું બનાવી દરિયો તરી જવા ઉશ્કેરી દેચ."

"ઓહોહો! લેફ્ટનન્ટ!" કોમરાસ્કી ફીકી ફીકી હસતી જતી બોલી. "હું સાંભળુ છું તે પ્રમાણે તો તમે લયલા મજનુનું દાસ્તાનજ ખોલી નાંખ્યું છે! મારી ધારણા પ્રમાણે એ પત્ર તમારી પત્નીનુંજ હોવું જોઈએ"

"તમે કેમ જાનિયું કે, હું પન્નેલો છઉ?" માણેકજીએ હસતે મુખે પૂછયુ, અને એનો હવે તે વિદુષી જાપાની લેડી શુ ઉત્તર આપે છે, તે સાંભળવા માટે તે ઉત્સુક થઇ બેઠો.

"આપના અંત:કરણના ઉદ્દગારોપરથી હું કલ્પના કરી શકુ છું;" કોમરાસ્કીએ સંક્ષિપ્ત ઉત્તર આપ્યું.

"ત્યારે તમારી ધારણામાં તમે કાંઇક રોંગ છેવ," માણેકજીએ કાગળ તકિયા તળે મૂકતાં કહ્યુ. "એ મારી બૈરીનું કાગજ નથી. હું ધારૂંછ કે, હજી તમે ફક્ત ચોપડીઓજ વાંચીચ; દુનિયાનો ઘેરો અનુભવ નથી મેલવિયો. મિસ કોમરાસ્કી! તમે ઇશ્કનો મીનીંગ જનોચ કે? અહાહા–જોવ–શેક્સપીયર કહેચ કે, ઇશ્ક એક મેડનેસ છે–એટલે ગેલા માનસની કાની આશકને બી એક અંધારી કોઠરીમા બદ કરી, ચાબુકથી દુરુસ્ત કરવો જોઇએ. પણ હું પૂછવા માગુંચ કે, એ ઇલાજ કોઇ અમલમાં લાવ્યું કે? કેટલાક દીવાના આશકોને કોઇએ ચાબુકથી સુધારિયા વારુ? કહાંથી સુધારે? ઇલાજ કરનારાઓ પોતેજ બિચારા એ રોગમાં ગિરફતાર પડિયા હોય તે! હા–ઇશ્ક!!"

બાપડી મિસ કોમરાસ્કી કેવળ એટલુંજ જાણતી હતી કે, પરણીને ધણી સાથે પ્રેમ રાખવો અને સંસારનું ગાડુ ગબડાવવું, એનુંજ નામ તે પ્રેમ અથવા ઇશ્ક પરણવા પહેલાં પવિત્ર પ્રેમથી પતિને પડતાળી જોવો, તાવી તપાસીને ભવિષ્યનું જોડુ જોડવાની યુક્તિ એ ભોળી ભામિનીને તલભાર પણ ખબર હતી નહિ. તડપવામાં મોજ છે કે મળવામાં મજા છે, એ વિષયનો એ બાપડીએ શોધ કર્યો નહોતો. આશક માશુકના વૃત્તાંતો તેણે વાંચ્યાં હતાં, પણ કોઇ આશકને

આંખે જોયો નહોતો. વાટ જોવામાં જે આનંદનો સમાવેશ થએલો હોય છે, એની-તેને બુઝ કે કદર હતી નહિ. વિરહાનળ જ્વાળાઓની વિપત્તિઓ વેઠવા કરતા પ્યારાને પોતાનો કરી લેવામાંજ વિશેષ આનદ હશે, એમ તેનું ધારવું હતું તેને આજેજ પ્રથમ અવસર મળ્યો હતો, કે જે અવસરમાં તેને સત્ય સ્નેહીની સ્થિતિનું દર્શન થયું તેનો ઇશ્કના ખંજરની ધારથી આ પ્રથમવારજ પરિચય થયો તે અંજાઇ ગઇ, ગભરાઈ ગઇ, માણેકજીના ઉદ્દગારોથી હેબતાઇ ગઇ. જો કે તેનાથી કશું પણ બોલી શકાયું નહિ, તો પણ વિદુષી હોવાથી, એ તો તરતજ સમજી ગઇ કે, તે પોતે સમજતી હતી, તેના કરતાં કોઇ ભિન્ન પક્ષીનું નામ પ્રેમ હતુ.

"મિસ કોમરાસ્કી!" માણેકજીએ પાછા મનના ભાવો પ્રકટ કરવા માંડ્યા. "તમે નથી જાનતાં કે દિલની ચોટ કેવી અને કેટલી સખત હોયછ તે; વીતસે ત્હારેજ જાનસો. ખરું કહ્યુછ કે;—

"જા કે નયન પાય બિવાઇ; સો કહ જાને પીર પરાઇ ?"

"ત્યારે હું ધારુ છુ લેફ્ટનન્ટ માણેકજી! કે પ્રેમની સાંકડી શેરીઓના તમે મારા કરતાં વધારે ભોમિયા છો," કંઇક નિરાશાથી ઓશિયાળી થઈ જઇને બનાવટી હસતા ચહેરાથી તે આપાની અબળા વાત કઢાવી, વધારે ખાતરી કરવાના હેતુથી બોલી; "આ પત્ર આપની માશુકનું હોવું જાઇએ, અને આપ તેને પરણવાની આશામાં પોતે પોતાને વાળે બાંધ્યા કેદી ધારીને જીવનનો વ્યય કરોછો. એમજ છે ને?"

"હાજી, તેમજ છે." માણેકજીએ પ્રસ્વેદનાં બિન્દુ લુછતાં કહ્યુ "મારા દિલને કેદી કરી જેમ ચાહે તેમ વાલવા આય કાગજ લખનાર મુખ્તિયાર છે."

"ત્યારે શુ આપનું હૃદય કોઇએ માગી લીધુ છે?" કોમરાસ્કીએ પૂછ્યું.

"જી નહી, બલ્કે છીનવી લીધુચ," માણેકજીએ ઉત્તર આપ્યું; અને તેના પ્રમાણ તરીકે એક શેર કહી સભળાવ્યો;—

"કૌન કહતા હય દિલ દિયા હમને ?!
છિન કર લે લિયા દિયા કિસને ?"

"ત્યારે મારા અને તમારા વિચારોમા અતર છે," કોમરાસ્કીએ હૃદયની ગાંઠ ઉઘાડી. "હું તો એટલુંજ સમજું છું કે, મનુષ્યને વિનાકારણ પ્રેમ નથી ઉદ્દભવતો. સ્ત્રી પુરુષને પ્રકૃતિએ એટલા માટે ઉત્પન્ન કર્યા છે કે, તે મળીને સતતિની ઉત્પત્તિ કરે અને તેમનું પોષણ કરે, તેમને ભણાવે ગણાવે, વેપાર રોજગાર શીખડાવે, હુન્નર કળામાં કુશળ કરે અને પોતાને સ્થાને તે લોકોને મૂકીને મરણ શરણ થાય. એટલા માટે પ્રત્યેક સ્ત્રી પુરુષે લગ્નની ગાંઠથી ગઠાવાની આવશ્યકતા છે. આશક માશુકના ઝગડા તો એક પ્રકારની ઘેલછા છે

"મારા વિચાર પણ લગ્ન કરવાનોજ છે. જો કોઇ હિંદુસ્તાની માણસ મારા યોગ્ય મળે, તો આજેજ તેના સાથે પરણવા હું તૈયાર છુ હિંદુસ્તાનમાં જ રહેવું,

મહાત્મા સિદ્ધાર્થ ગૌતમ બુદ્ધની પવિત્ર જન્મભૂમિમાં જીવન ગાળવું, તેમના નામનો જ જપ કરવો, ત્યાંની માટી માથે ચઢાવવી ઇત્યાદિ મારા વિચારો સાંભળીને ઘણાં માણસો હસે છે, મને ઘેલી ગણે છે અને મારી મશ્કરી કરે છે; પણ હુ કોઇની જરાય પરવા કરતી નથી ”

“અંહહ!-ત્યારે એમ કહોને-”; **માણેકજીએ** હાથપર હાથ મારીને હસતાં હસતાં કહ્યુ; “તે તમેબી ઇશ્કના મુરીદ છેઓ ખોદાય તમારી ઉમ્મીદ બર લાવે”

“પાંચ પાંચ વર્ષથી હુ એ ધૂનમાં છુ,” કોમરાસ્કીએ ચિંતિત વદને કહ્યુ, “પણ હજી સૂધી મારી આશા મનમાં ને મનમાં જ રમ્યા કરે છે”

એ પછી કોમરાસ્કીએ પોતાની દાળ ગળતી ન જોઇ, આડી અવળી વાતો કાઢી, રજા લીધી અને પોતાના ઘર તરફ ચાલતી થઈ બાપડી મનમાં જ પરણીપછી અને મનમાંજ રાડી. જેને તેણે બુદ્ધિષ્ટ બનાવી પતિ કરવો ધાર્યો હતો, તે તો બીજીનો આશક નીકળ્યો! એટલે વળી ધૈર્ય ધરી બીજા કોઇ મુઆ જીવતાની વાટ જોવાનું ગરીબડીને માથે આવી પડ્યુ શુ કરે? ઇશ્ક બુરી બલા છે.

**માણેકજી** તો કોમરાસ્કીના જવા પછી વિચારમાં જ પડી ગયો કે; “એ શુ બખડી ગઈ? **જા**પાની સ્ત્રી અને હિન્દુસ્તાની પુરુષ સાથે લગ્નની અભિલાષા!” પ્રથમ તો તેણે ધાર્યું કે, “જો એ બીજીવાર આવે, તો એના એવા ગાંડા ઘેલા વિચાર માટે એને કાંઈક કહેવું” પણ પછીથી તે વાત વિસારે પડી ગઇ. ત્યારપછી બીજે દિવસે મેલ જવાનો હોવાથી તે પોતાની પ્રિયાપર પત્ર લખવા બેઠો સાંજે થવા પછી, તે જરપર આ બીજુ પત્ર લખતો હતો હજી એને ઉપડવામાં એકાદ અઠવાડિયાની વાર હતી, અને એના મનને એકેક પળ કલ્પસમાન ભાસતી હતી, એટલે “વસ્લ નહીં હસરતહી સહી,” એ પ્રમાણે તે કાગળ લખીનેજ મનને ધૈર્ય આપતો હતો

થોડા દિવસમાં હેન્ડબિલ બહાર પડ્યાં કે-“**ઓટો** નામના વ્યાપારીનુ દીવાળુ નિકળ્યુ છે અને તેની દુકાનનો સરસામાન અમુક દિવસે લીલામથી વેચાશે” એપરથી એક વર્તમાનપત્રવાળાએ પ્રકટ કર્યું કે, “તે લીલામમા દેશ દેશના વ્યાપારીઓના એજન્ટો આવશે” વળી ગામમાં એવી પણ અફવા ઉડેલી હતી કે, “**પંજાબ, મદ્રાસ, બંગાલ** આદિ **ભારતવર્ષનાં** જૂદા જૂદાં સ્થાનોમાંથી પણ લોકો આવવાના છે” આ સમાચારોથી કોમરાસ્કીનું મન તલપાપડ થઇ રહ્યુ કારણ કે, તેણે જ્યોતિષ જોઇને નિશ્ચય કર્યો હતો કે, આવનાર ત્રણ ચાર પરદેશી પરોણાઓમાંથી કોઈ ને કોઇ તેની આશાનો ખોળો સફળતાનાં પુષ્પથી ભરશે જ”

અંતે તે દિવસ પણ આવી પહોંચ્યો **હિન્દુસ્તાનથી** ઉપડેલા ત્રણ જણ **જાપાનમાં** ઉતર્યાં **જાપાની** પુતળી કોમરાસ્કીએ તેમનાં ઠેકાણાં મેળવ્યાં અને હાથમાં દીવો લઇ વરની ખોળ કરવા નીકળી! માર્ગમાં એક સરખી સમાની સાહેલી મળી અને તેણે કાળા વરને શોધતી પીળી સ્ત્રીને એક બે મેણાં માર્યાં. એના ઉત્તરમાં કોમરાસ્કીએ નીચે પ્રમાણે લીટીઓ કહી,-

આંખે જોયો નહોતો. વાટ જોવામાં જે આનંદનો સમાવેશ થએલો હોય છે, એની તેને બુઝ કે કદર હતી નહિ. વિરહાનળ જ્વાળાઓની વિપત્તિઓ વેઠવા કરતાં પ્યારાને પોતાનો કરી લેવામાંજ વિશેષ આનંદ હશે, એમ તેનું ધારવું હતુ. તેને આજેજ પ્રથમ અવસર મળ્યો હતો, કે જે અવસરમાં તેને સત્ય સ્નેહીની સ્થિતિનું દર્શન થયું તેનો ઇશ્કના ખંજરની ધારથી આ પ્રથમવારજ પરિચય થયો તે અંજાઇ ગઇ, ગભરાઈ ગઇ, **માણેકજી**ના ઉદ્‌ગારોથી હેબતાઇ ગઇ. જો કે તેનાથી કશુ પણ બોલી શકાયું નહિ, તો પણ વિદુષી હોવાથી, એ તો તરતજ સમજી ગઇ કે, તે પોતે સમજતી હતી, તેના કરતાં કોઇ ભિન્ન પક્ષીનું નામ પ્રેમ હતું.

"મિસ કોમરાસ્કી!" **માણેકજી**એ પાછા મનના ભાવો પ્રકટ કરવા માંડ્યા. "તમે નથી જાનતાં કે દિલની ચોટ કેવી અને કેટલી સખત હોયછે તે; વીતસે ત્હારેજ જાનસો. ખરું કહ્યુછ કે;-

"જા કે નયન પાય બિવાઇ; સો કહ જાને પીર પરાઇ ?"

"ત્યારે હું ધારું છું લેફ્ટનન્ટ **માણેકજી**! કે પ્રેમની સાંકડી શેરીઓના તમે મારા કરતાં વધારે ભોમિયા છો," કંઇક નિરાશાથી ઓશિયાળી થઈ જઇને બનાવટી હસતા ચહેરાથી તે **જાપા**ની અબળા વાત કઢાવી, વધારે ખાતરી કરવાના હેતુથી બોલી; "આ પત્ર આપની માશુકનું હોવું જાઇએ, અને આપ તેને પરણવાની આશામાં પોતે પોતાને વાળે બાંધ્યા કેદી ધારીને જીવનનો વ્યય કરોછો. એમજ છે ને?"

"હાજી, તેમજ છે." **માણેકજી**એ પ્રસ્વેદનાં બિન્દુ લુછતાં કહ્યું "મારા દિલને કેદી કરી જેમ ચાહે તેમ વાલવા આય કાગજ લખનાર મુખ્તિયાર છે"

"ત્યારે શુ આપનુ હૃદય કોઇએ માગી લીધું છે ?" કોમરાસ્કીએ પૂછ્યુ.

"જી નહી, બલ્કે છીનવી લીધુછ;" **માણેકજી**એ ઉત્તર આપ્યું; અને તેના પ્રમાણુ તરીકે એક શેર કહી સભળાવ્યો,-

"કૌન કેહતા હય દિલ દિયા હમને ?!
છિન કર લે લિયા દિયા કિસને ?"

"ત્યારે મારા અને તમારા વિચારોમાં અંતર છે," કોમરાસ્કીએ હૃદયની ગાંઠ ઉધારી "હુ તો એટલુંજ સમજું છું કે, મનુષ્યને વિનાકારણ પ્રેમ નથી ઉદ્‌ભવતો. સ્ત્રી પુરુષને પ્રકૃતિએ એટલા માટે ઉત્પન્ન કર્યા છે કે, તે મળીને સતતિની ઉત્પત્તિ કરે અને તેમનુ પોષણ કરે, તેમને ભણાવે ગણાવે, વેપાર રોજગાર શીખડાવે, હુન્નર કળામાં કુશળ કરે અને પોતાને સ્થાને તે લોકોને મુકીને મરણ શરણ થાય. એટલા માટે પ્રત્યેક સ્ત્રી પુરુષે લગ્નની ગાંઠથી ગઠાવાની આવશ્યકતા છે. આશક માશુકના લગડા તો એક પ્રકારની ગેલછા છે.

"મારો વિચાર પણ લગ્ન કરવાનોજ છે. જો કોઇ **હિંદુસ્તાની** માણસ મારા યોગ્ય મળે, તો આજેજ તેના સાથે પરણવા હું તૈયાર છું. હિંદુસ્તાનમાંજ રહેવું,

મહાત્મા સિદ્ધાર્થ ગૌતમ બુદ્ધની પવિત્ર જન્મભૂમિમાં જીવન ગાળવું, તેમના નામનો જ જપ કરવો, ત્યાની માટી માથે ચઢાવવી ઇત્યાદિ મારા વિચારો સાંભળીને ઘણાં માણસો હસે છે, મને ઘેલી ગણે છે અને મારી મશ્કરી કરે છે; પણ હુ કોઇની જરાય પરવા કરતી નથી.”

“અંહહ!–ત્યારે એમ કહોને–” માણેકજીએ હાથપર હાથ મારીને હસતાં હસતાં કહ્યુ; “કે તમેબી ઇશ્કના મુરીદ છોઓ. ખોદાય તમારી ઉમ્મીદ બર લાવે”

“પાંચ પાંચ વર્ષથી હું એ ધૂનમાં છું;” કોમરાસ્કીએ ચિંતિત વદને કહ્યુ; “પણ હજી સૂધી મારી આશા મનમાં ને મનમાં જ રમ્યા કરે છે.”

એ પછી કોમરાસ્કીએ પોતાની દાળ ગળતી ન જોઇ, આડી અવળી વાતો કહી, રજા લીધી અને પોતાના ઘર તરફ ચાલતી થઈ બાપડી મનમાં જ પરણીપછી અને મનમાં જ રાંડી. જેને તેણે બુદ્ધિષ્ટ બનાવી પતિ કરવો ધાર્યો હતો, તે તો બીજીનો આશક નીકળ્યો! એટલે વળી ધૈર્ય ધરી બીજા કોઇ મુઆ જીવતાની વાટ જોવાનું ગરીબડીને માથે આવી પડયું શું કરે? ઇશ્ક બુરી બલા છે.

માણેકજી તો કોમરાસ્કીના જવા પછી વિચારમાં જ પડી ગયો કે, “એ શુ બબડી ગઈ? જાપાની સ્ત્રી અને હિન્દુસ્તાની પુરુષ સાથે લગ્નની અભિલાષા!” પ્રથમ તો તેણે ધાર્યું કે, “જો એ બીજીવાર આવે, તો એના એવા ગાંડા ઘેલા વિચાર માટે એને કાંઈક કહેવું” પણ પછીથી તે વાત વિસારે પડી ગઇ. ત્યારપછી બીજે દિવસે મેલ જવાનો હોવાથી તે પોતાની પ્રિયાપર પત્ર લખવા બેઠો. સાન્ત થવા પછી, તે જરપર આ બીજુ પત્ર લખતો હતો. હજી એને ઉપડવામાં એકાદ અઠવાડિયાની વાર હતી, અને એના મનને એકેક પળ કલ્પસમાન ભાસતી હતી, એટલે “વસ્લ નહીં હસરતહી સહી,” એ પ્રમાણે તે કાગળ લખીનેજ મનને ધૈર્ય આપતો હતો.

થોડા દિવસમાં હેન્ડબિલ બહાર પડ્યાં કે–“ઓટો નામના વ્યાપારીનુ દીવાળું નિકળ્યું છે અને તેની દુકાનનો સરસામાન અમુક દિવસે લીલામથી વેચાશે” એપરથી એક વર્તમાનપત્રવાળાએ પ્રકટ કર્યું કે, “તે લીલામમાં દેશ દેશના વ્યાપારીઓના એજન્ટો આવશે.” વળી ગામમાં એવી પણ અફવા ઉડેલી હતી કે, “પંજાબ, મદ્રાસ, બંગાલ આદિ ભારતવર્ષનાં જૂદાં જૂદાં સ્થાનોમાંથી પણ લોકો આવવાના છે.” આ સમાચારોથી કોમરાસ્કીનું મન તલપાપડ થઇ રહ્યુ કારણ કે, તેણે જ્યોતિષ જોઇને નિશ્ચય કર્યો હતો કે, આવનાર ત્રણ ચાર પરદેશી પરોણાઓમાંથી કોઈ ને કોઇ તેની આશાનો ખોળો સફળતાનાં પુષ્પથી ભરશે જ.”

અંતે તે દિવસ પણ આવી પહોંચ્યો હિન્દુસ્તાનથી ઉપડેલા ત્રણ જણ જાપાનમાં ઉતર્યા જાપાની પુતળી કોમરાસ્કીએ તેમનાં ઠેકાણાં મેળવ્યાં અને હાથમાં દીવો લઇ વરની ખોળ કરવા નીકળી! માર્ગમાં એક સરખી સમાની સાહેલી મળી અને તેણે કાળા વરને શોધતી પીળી સ્ત્રીને એક બે મેણાં માર્યાં. એના ઉત્તરમાં કોમરાસ્કીએ નીચે પ્રમાણે લીટીઓ કહી;–

"પ્રેમને કાળા ગોરા સાથે કશું લાગતું વળગતું નથી. જો.-

દિલ દેખિયે ઔર જુલ્ફે *સુવયદાકો દેખિયે;
ગુલ દેખિયે ઔર બુલબુલે શયદાકો દેખિયે;
મજનુકો ઔર સૂરતે લયલાકો દેખિયે;
રાધાકો ઔર કૃષ્ણ કન્હૈયાકો દેખિયે."

મશ્કરી કરનાર સાહેલીથી એનો કશો પણ જવાબ વાળી શકાયો નહિ અને તેથી મૌન્ય ધારણ કરીને પોતાને માર્ગે ચાલી ગઇ.

સાહેલીનું મોઢું બંધ થઇ જવાથી કોમરાસ્કીના મનમાં બમણો ઉત્સાહ થયો-એને તે ઉત્સાહના બળથી પોતાની ઇચ્છા પૂર્ણ કરવાનો નિશ્ચય કરીને પોતાના સ્વીકારેલા માર્ગમાં વિચરતી આગળ વધી

-※※※※※※-

## પ્રકરણ ૩૦ મું.

## વરની ખોળાખોળ

હિન્દુસ્તાનમાંથી જાપાન આવેલાઓમાં આપણો એમ. એ. બહાદુર પણ હતો બીજો એક મદ્રાસી હિંદુ-ઈસામસીહના સમ્પ્રદાયપર મરી ફીટી, વગર મહેનતે મુક્તિ મેળવવાનો હકદાર થવા ક્રિશ્ચિયન થઇ ગયો હતો અને તે મદ્રાસના એક વ્યાપારી તરફથી આવ્યો હતો ત્રીજો એક કચ્છી મેમણ-મુંબઇની એક ધીખતી પેઢી તરફથી આવેલો હતો માણેકચંદે એક હોટલમાં ઉતારો કરી, ઝટપટ પોતાનો સરસામાન ગોઠવવા માંડયો; કારણ કે, તેને ડાકટર માણેકજી પાસે જવું હતુ

આપણે ગત પ્રકરણમાં જોઈ આવ્યા પ્રમાણે, વરની શોધખોળમા નીકળેલી કોમરાસ્કી, ભટકતી ભટકતી એક હોટલમા આવી લાગી હોટલના મેનેજરે તેને મુંબઇથી આવેલા કાસમભાઈ નામના મેમણ પાસે મોકલી આપી કોમરાસ્કીએ પોતાના નામનો કાર્ડ મોકલ્યો પરદેશી માણસ ઈન્કાર કેમ કરી શકે? અર્થાત્ લાયકીવાળા કાસમભાઇએ દરવાજા સૂધી ઇકસ્તબાલ આવી, કોમરાસ્કીને પોતાના ઓરડામાં પધરાવી શરિસ્તાની અલેકસલેક પછી કોમરાસ્કીએ હીરાની વીંટીઓ ચમકાવી અને ગજવામાંથી સેન્ટથી ભીંજવેલો રુમાલ બહાર ખેંચી કાઢયો આખા રુમમાં સુગધ પ્રસરી ગઇ અને તે કહેવા લાગી કે "મારા આવવાથી આપને અડચણ તો પડી નથીને?"

"મારો અસલ ગામ તો માંડવી બંદર છે, પણ હાલ તો મારો રેઠાણ મુંબઇમા છે," કાસમભાઇએ ઉત્તર આપ્યું.

"મારા મનમાં હિન્દુસ્તાનીઓને મળવાની સદા અભિલાષા રહે છે;" કોમરાસ્કીએ નાજુકડી ગર્દન, મોર પેઠે હલાવતાં કહ્યુ-"જે કોઈ પણ હિંદી અહીં આવે છે, તેને હુ અવશ્ય મળુ છુ અને ત્યાંની રીતભાતની વાતો પૂછીને આનદ મેળવું છુ આપને અત્યારે કાંઇ અગત્યનુ કામ તો નથી ને?"

"જી કઈ નહી!" કાસમભાઇએ કોમરાસ્કીની તર્રાર જબાનથી અંજાઇ જતાં જવાબ આપ્યો.

"ત્યારે કૃપા કરી મને જણાવશો કે, હિન્દુસ્તાનમાં કયા કયા ધર્મો પ્રચલિત છે?" કોમરાસ્કીએ મતલબપર આવતાં પૂછ્યું

"મને ધર્મ સંબંધી બાબતોનો વધારે ગિનાન નથી માત્ર એટલો જાણું છુ કે, હિન્દુ, મુસલમાન, પારસી ને ખીસ્સ્તાન-તેમજ છૂટા છવાયા યાહુદીઓ પણ મુબઇમા રહે છે ખરા એમ તો ચીનાઓ અને જાપાનીઓ પણ તિયાં વસે છે," કાસમભાઇએ કહ્યુ.

"હિન્દુ ધર્મ માટે તમારો શો અભિપ્રાય છે?" કોમરાસ્કીએ અત્યત ઉત્કઠાથી પૂછ્યું

"બુતપરસ્તો છે!" કાસમભાઇએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો. "જાતજાતના દેવી દેવતાઓની પૂજા કરે છે એ લોકોનો કોઇ પયગમબર જ નથી. કોઇનો અડકેલો ખાનો ખાય નહી. એથી વધારે હું જાણતો નથી."

"ને ક્રિશ્ચિયન મત માટે?" કોમરાસ્કીએ વાત લબાવતાં પૂછ્યું

"એમના બી મહજબનો કોઇ ઠેકાણો નથી"; કાસમભાઇએ કહ્યુ. "અમે લોકો ઇસામસિહને પેગમબર તરીકે માનીએચ, પણ એ લોકો તો તેને ખુદાનો બેટો બતાડે છે પાદરીઓ અને પાદરણો જગે જગે વાજ કરે છે અને તેમણે હજારો હિન્દુ મુસલમાનોને જાતજાતની લાલચોથી લોભાવીને વટલાવી નાંખ્યા છે પોતાના ધરમમાં બીજાને ખેંચી લેવાનો તે લોકોનો ચાલુ હથિયાર મડમડીઓ છે-તમારે તાંબી એ લોકોએ પગપેસારો જરુર કીધો હશે!"

"હાજી;" કોમરાસ્કીએ વાતમાં રસ લેતાં કહ્યુ. "અહીં પણ તેઓ ફાંફાં તો બહુએ મારે છે, છતાં જાણવાજોગ સફળતા મેળવી શકયા નથી."

"હમારે તાંબી એમ જ છે," કાસમભાઇએ કોમરાસ્કીના મતને મળતા થઇને કહ્યુ "ઢેડીઆ ચમારીઆને અને ભુખે મરતાં ગરીબોને વટલાવવામાં તેઓ ફાવી જાય છે, બાકી મજહબની ખુબી સમઝાવીને તો પાંચ પચાસ માંણસ બી તેઓએ વટલાવ્યા હોય તેમ થયો નથી"

"આપના ધર્મના શા શા સિદ્ધાન્તો છે વારુ? જો આપને અડચણ ન હોય, તો મને સમઝાવો," ધર્મ-ઉન્માદિની કોમરાસ્કીએ પાછો ધર્મ વિષે પ્રશ્ન પૂછ્યો

"હમારામાં બે ફિર્કા છે. એક સુન્નત જમાત અને એક શિયા જમાત વળી હમણા નેચરીયાઓ પણ ઘણા થયા છે પણ મોટે ભાગે આટલી બાબતો તો બધા માને છેઃ–એક *અલ્લાહ વાહીદ છે, બીજું હજરત મહમદ આલેસલામ તેના રસુલ છે, ત્રીજું કયામતપર યકીન રાખવું, ચોથું દોજખ બિહિશત માનવાં અને પાંચમું કુરાન મજીદને †કલામે ઇલાહી માનવો અને તેમા લખેલી આયાતો મુજબ ચાલવું."

ત્યારે બૌદ્ધ ધર્મ વિશે આપે કાંઇ સાંભળ્યું નથી?" કોમરાસ્કી ચતુરાઇથી પોતાના મતલબની જાળમાં કાસમભાઇને ફસાવવાના હેતુથી પૂછવા લાગી.

"જી–એટલો સાંભળ્યો જે કે, બૌદ્ધ કોઈ મોટો માણસ થઇ ગયો છે અને તમારા દેશમાં તેનો મહજબ વધારે ચાલે છે," કાસમભાઇએ કહ્યુ.

"બહુ જાણવા લાયક ધર્મ છે;" કોમરાસ્કીએ દાણા નાંખવા માંડ્યા "હુ નથી ધારતી કે, એવો સરળ, નિષ્પક્ષપાત અને સાચો ધર્મ બીજો કોઇ હોય! દરેક માણસ અને દરેક જાતિ એ ધર્મ સ્વીકારી શકે છે. યુરોપિયનોએ એકી અવાજે બૌદ્ધ ધર્મને વખાણ્યો છે અને સાયન્સવાળાઓ તો ખુલ્લેખુલ્લા તેના ચેલા થઇ ગયા છે"

"એ મજહબના ‡ઉસૂલો શું શું છે?" કાસમભાઇએ ઉત્કંઠાથી પૂછ્યું "જો તકલીફ ન થાય, તો મહેરબાનીની રાહે સમઝાવો"

"હું કાલે આપને એક ચોપડી મોકલીશ;" કોમરાસ્કીએ કહ્યુ. "તે જરૂર વાંચજો. અમેરિકાના એક મોટા પ્રોફેસરે એ ચોપડી લખેલી છે એનું નામ પાલકેસ છે. ઉપર ઉપરનો વિષય હુ આપને સમજાવું છુ. બુદ્ધ ઈશ્વર અથવા ખુદા સબધી અજાણપણુ બતાવે છે, સ્વર્ગ અને નરક અથવા જેને બિહિશત અને દોજખના નામથી ઓળખવામાં આવે છે, તેનો અને કયામત આદિનો તે માનનાર નહોતો. બુદ્ધદેવે ધર્મનો પાયો સર્વની સમાનતા અને ભ્રાતૃભાવ ઉપર રચેલો છે કરણીનાં ફળ અવશ્ય ચાખવાં જ પડે છે–અને તે ફકત કરનારને જ નહિ, પણ તેનાં સંબંધીઓ, તેનાં ઓળખીતાં, કિબહુના તેના સમસ્ત દેશને. બુદ્ધદેવ, ચમત્કાર કે જેને તમારામાં મોજજા કહે છે, તેને સર્વથા માનતા નહોતા. પ્રાણી ઉપર દયા અને ન્યાય તથા ભ્રાતૃભાવના પોતે બહુ જ પક્ષપાતી હતા, સમસ્ત સસારને તે સર્વથા દુઃખરૂપ માનતા હતા અને જાતિભેદને તે અંતઃકરણપૂર્વક ધિક્કારતા–તિરસ્કારતા હતા"

"તૌબા–તૌબા–લાહૌલવલા!" કાસમભાઇએ મિજાજ ખોઇ દીધો. "એમ કહોનાં કે તે દેહરિયો કાફર હતો. ખુદાની હસ્તીપર શક? દોજખ બિહિશ્તનો ઇન્કાર? કયામતથી મુન્કિર? થુ! થુ!! થુ!!! અમારા ઇસ્લામીઓની વસ્તીમાં જો એવો ઇન્સાન આવે તો તેને તિરંદાજીથી ખુદાનો કાયલ કરવામાં આવે."

"બનવા જોગ છે;" કોમરાસ્કીએ રંગ ફેરવાએલો જોઇને વાત ઉડાવવા માંડી. "ફરીથી મળીશ હાલ તો સલામ"

---

* પરમેશ્વર એક અને અદ્વિતીય છે. † ઈશ્વર વાક્ય ‡ સામાન્ય સિદ્ધાંતો

નિરાશ થયેલી જપાની સ્ત્રી બીજા હોટલ ભણી ગઈ એણે તો આજ બસ એમ જ ધારી લીધું હતુ કે.–

"યા તો સર દેતે હયૅ યા લેતે હયૅ દિલ્બર અપના,
આજ ઝગડા હી ચુકા લેતે હયૅ ચલકર અપના"

મદ્રાસી અંકૈયાને મળી, પોતાની રમણિતાની રીતિ પ્રમાણે તેણે બસ તે જ ધર્મનો ઝગડો આગળ ચલાવ્યો મદ્રાસીભાઇએ બધા ધર્મોથી ઊંચો અને ખરો ધર્મ ક્રિશ્ચિયનોનો બતાવ્યો હિંદુ, મુસલમાન, પારસી અને યહુદી, બલ્કે સમસ્ત જગતના ધર્મો એટલા માટે નીચા બતાવ્યા કે, તેમના ભગવાનનો કોઇ પુત્ર જ નથી; અને ઈસા તો પરમેશ્વરના પેટનો પુત્ર છે અને તેના સંપ્રદાયને માનનારા વિના પરિશ્રમે મુક્તિ મેળવે છે આવા આવા દુરાગ્રહથી કંટાળીને કોમરાસ્કીએ તે મદ્રાસીને એક પ્રશ્ન કર્યો

"ખોટુ ન લગાડશો, મહાશય!" કોમરાસ્કીએ નમ્રતાથી કહ્યુ "તમારો ઈસા ભગવાનનો સપુત પુત્ર છે કે કપુત?"

'સપુત છે;" અંકૈયાએ અભિમાનપૂર્વક ઉત્તર આપ્યું.

"ત્યારે જો તે સપુત છે, તો બાપની બનાવેલી સૃષ્ટિમાં તેણે કઈ કઈ વસ્તુનો વધારો કર્યો છે અને કપુત છે તો કઇ કઈ વસ્તુ ગિરવી મૂકી વારુ?'

અંકૈયાથી એ વિચિત્ર પ્રશ્નનું ઉત્તર આપી શકાયું નહિ અને તેને અંધ, દુરાગ્રહી તથા મૂર્ખ માનીને કોમરાસ્કીએ ધર્મચર્ચાની સમાપ્તિ કરી

'કોઈ અન્ય ગૃહસ્થ પણ આપ સાથે ઊતર્યા છેની વારુ?" કોમરાસ્કીએ લગભગ હતાશ થઇને પૂછ્યું

"હા;" અંકૈયો બોલ્યો "એક પંજાબના પારસી વેપારીનો એજંટ આવ્યો છે ખરો, તે પેલા સામેના હોટલમાં છે; પણ કદાચ જ મળશે, કેમકે તે અહીં એક માંદા પડેલા પારસીને મળવા માટે બહુ જ આતુર હતો અને કહેતો હતો કે, સર્વથી પ્રથમ એ કાર્ય બજાવીને પછી જ હું અન્ન ખાઈશ"

અધીરી કોમરાસ્કી કે જે હોટલ હાટડીઓમાંથી હિંદીવર વહોરવા નીકળી હતી તે–સીધી ત્યાં ગઈ. માણેકચંદનો મેલાપ ન થયો, એટલે તે પારસી હોસ્પીટલ ભણી વળી ત્યાં જઈ પોતાનો કાર્ડ મોકલ્યો અને માણેકચંદજીએ લાચારીએ આવવાની પરવાનગી આપી તે સાહેબ સલામ કરી બેઠી પ્રથમ જ માણેકચંદને જોતાં તેના હૃદયમાંથી એક અદ્વિતીય ભાવ પસાર થઈ ગયો. એ ભાવ શો હતો, એ તે પોતે પણ સમજી શકી નહિ માણેકજીએ કોમરાસ્કી સાથે માણેકચંદની ઓળખાણ કરાવી એક શૂરવીર જાતિના, સભ્ય, સાક્ષર અને રૂપાળા માણસ સાથે ઓળખાણ કરાવવા માટે નમીને માણેકચંદે ઉપકાર માન્યો અને કોમરાસ્કીએ પણ તેવો જ ભાવ પ્રકટ કર્યો કાશ્મીરની સેલગાહ અને દરિયાની સફરથી માણેકચંદનુ શરીર બહુ જ સુધર્યું હતું એ યોગ્ય ભરથારને કોઈ પણ રીતે મેળવવો,

એવો દૃઢ સંકલ્પ કરીને હોટલમાં મળવાનો વાયદો અને સમય લઇ, તે ઉતાવળી બાવરી ઉઠી. માર્ગમાં ચાલતાં નીચેની બે લીટીઓ વારંવાર તેના મુખમાથી નિકળતી સંભળાતી હતી;–

"ઇશ્ક કહતે આયે હયે શાયદ હંસી ખંજરકા નામ;
આજ પહલી બાર હય દિલ જિસ્સે ઘાઇલ હો ગયા."



## પ્રકરણ ૩૧ મું.

### પ્યારીનો પયગામ.

"હાં, ત્યારે તમેબી તે લોકોની સાથે કેશ્મીર ગિયાતા કે?" કોમરાસ્કીના જવા પછી માણેકજીએ અધુરી રહેલી વાત છેડી.

"હાજી," માણેકચંદે નમ્રતાથી કહ્યુ. "ડાકટર વાચ્છાએ, શેઠ એદલજી પારોથી થોડા દહાડાને માટે મારી નોકરી માગી લીધી હતી, અને શેઠે મને તેમના સાથે જવાની આજ્ઞા કરી હતી."

"ત્હાંનાં હવાપાણી કેવાં છે? જર ત્હાં ખુશખુશાલ છેની?" માણેકજીએ અધીરાઇથી પૂછ્યુ.

"કેશ્મીરના હવાપાણીનું પૂછવું જ શુ?" માણેકચદે કહ્યુ "ભૂમિમાં સ્વર્ગ જોવું હોય, તો તે માત્ર કેશ્મીરનો જ પ્રદેશ છે. લાહોરની ગરમ લુની દાઝેલી જરબાનો ત્યાંની ઠંડી હવાથી ગુલાબની કળી સમાન ખીલી છે. શરીરને તો અલબત બહુજ લાભ થયો છે, પણ હૃદયની કળી મુઝાયલીજ રહ્યા કરે છે. નિરતર ઉદાસ રહેવું અને ઘેલા માણસ પેઠે ન્યુસપેપરોની વાટ જોયા કરવી, એજ તેમનુ કામ હતું હું હમેશા જરબાનોની સ્થિતિ માટે ગુચવાયા કરતો હતો, પણ જ્યારે ખરા ભેદથી જાણીતો થયો, ત્યારેજ તેમની ઉદાસી અને ચિંતાનું કારણ મારા સમજવામાં આવ્યુ"

"ખુદા સૌ સારુ કરશે!" માણેકજીએ એક આહ નાંખી કહ્યુ. "કાગજ તો મે વાંચી લીધુચ,–પન વરી વાંચસ, ને તેમાં તમારી મદદની અગત નહીં પરે પન આય વ્હુજ મને સમજાવો કે, કેશ્મીરના કિયા કિયા ઠેકાનાં છે?"

માણેકચંદે તે બધા દેખાવોનુ વિસ્તારથી વર્ણન કર્યું. તેની વર્ણન શૈલી એટલી બધી રસીલી હતી કે, માણેકજીએ એકેક વાત બબ્બે ચારચારવાર ઉલ્ટાવી ઉલ્ટાવીને પૂછી કેશ્મીરનો વૃત્તાંત સાંભળીને તે એટલો બધો આનંદિત થયો કે, જાણે ત્યાં જર પાસેજ બેઠો હોયની, એવો તેને ભ્રમ થઈ ગયો

"વેલ માનેકચંદ!" માણેકજી હસતે મોઢે બોલ્યો. એ વેળાએ એના બના વળ ખાઈ એકમેકને ચુંબન કરવા મળ્યાં હતાં અને નીચેનો હોઠ નમીને કાંઇક વિલક્ષણ સૌન્દર્ય વધારવા માંડ્યો હતો માણેકચંદ જાણે આરસીમાં પોતાને

હસતો જોતો હોય, તેમ તેના સ્હામો એકી ટગરે જોતો બેસી રહ્યો "તમે એક ઉમદા લેક્ચરર કે પોપટ લાગોચ તમારી વાતોથી મને બહુ રાહત મલી; પણ હલ્હું એમ પૂછુ, મ્હારે વિષે જરે તમુને શુ શુ કહ્યુ?"

"જી-એટલુંજ કે, તમારાં બન્નેનાં લગ્ન થવાનો સભવ હતો, અને તેજ અરસામાં આપની હાંગકાંગ ખાતે બદલી થઇ," **માણેકચદે** કહ્યુ

"તમે એજ્યુકેટેડ મેન છેવ," **માણેકજીએ** વિચાર કરતાં ભમ્મરનો ચિલ્લો ઉચો ચઢાવીને પૂછ્યું "ડાકટર **વાચ્છા** કે **એદલજી** શેઠને કઈ અમારી મહોબત વિશે શક પડચો હોય, એમ તમે ધારી શકોચ?"

"હુ હિમ્મતથી કહું છુ કે, તેવું કાંઇ પણ બન્યું નથી;" **માણેકચદ** બોલ્યો. "**જરબાનો** એક સુઘડ, શ્યાણી અને વિચારવત અબળા છે. તે પોતાના પ્યારને એવી સફાઇથી દબાવી શકી છે કે, તેના મનની વાત દેવો પણ જાણી શકે નહિ જો કે સ્ટીમર **એપોલો** માટેની તેમની પ્રતિપળની પરપુછ એવી હતી કે, મને તો તેથી કાંઇક શકા થતી હતી, પણ ઓલિયા જેવા ભોળા શેઠ **એદલજી** કે પોતાની રસાયન વિદ્યાના નાદમાં ગુથાયલા ડાકટર **વાચ્છાને** એની જરા જેટલી પણ સમજણ પડી હોય, એમ મારું ધારવું તો નથીજ **જરબાનોએ** મને પણ છેક છેલ્લે દિવસેજ આ રેહસ્યથી જાણીતો કર્યો અને તેમાં પણ સો સોવાર ગુપ્ત રાખવાની પ્રતિજ્ઞાઓ લેવરાવી?"

"કેશ્મીરમા તે લોક કહાંવેર રહેશે?" કાંઇક વિચિત્ર ઉત્કઠાથી **માણેકજીએ** પૂછ્યુ

"કદાચ મહિનો!" **માણેકચદે** વિચાર કરીને ઉત્તર આપ્યુ "કારણ કે, જ્યારથી આપના સમાચાર સાંભળ્યા છે, ત્યારથી **જરબાનોનુ** ચિત્ત કેશ્મીરથી અકળાઈ ગયું છે અનેકવાર હું હતો ત્યારે તેમણે ડાકટરને **લાહોર** પાછા ચાલવા વિનવ્યા હતા, પણ તેઓ તો વનસ્પતિઓના શોધમાં એટલા બધા લીન થયા છે કે, હજી પણ કદાચિત્ થોડા દિવસ ત્યાંજ ગાળશે"

એ પછી બીજી થોડી ઘણી વાતચિત કરીને બીજે દિવસે પાછો મળવાનો વાયદો કરી **માણેકચદ** હોટલ ભણી ચાલતો થયો. **કોમરાસ્કીની** વિદ્વત્તા વિશેની થોડી ઘણી વાત તો તે **માણેકજીના** મુખથી સાંભળી ચુક્યો હતો, અને એવી એક વિદૂષી સ્ત્રીના મેલાપથી કાંઇક લાભજ થશે, એવા વિચાર અને ધારણામા રમતો તે પોતાને સ્થાને પહોચ્યો



## પ્રકરણ ૩૨ મું.

### પરણેલો હશે તો?

**માણેકચદને** હોટલમાં પહોંચ્યાને અર્ધોએક કલાક થયો હશે, કે એક બોયે આવી સલામ કરી, એક કાર્ડ તેના હાથમાં આપ્યો. "આવવા ધો," કહીને **માણે-**

ચન્દ્ર બારણા આગળ ગયો અને એકાદ મીનીટમાં એક સાડા ત્રણ વેંતની પૂતળી બારણાનો પડદો કાઢી ઓરડાના સ્ટેજપર નાટકનો પાર્ટ ભજવવાની અદાથી આવીને ઉભી રહી. ગટમેની (ગુડ મોરનિંગ) અને હાથ મેળવણાં થઇ રહેતાં જ, બન્ને જણ ધબાધબ સામાસામી કુર્સીપર બેઠાં

“મે આવીને આપના કામમાં જો કાંઇ હરકત નાંખી હોય, તો હું ચાલી જાઉં;” કોમરાસ્કીએ મનભાય મૂડી હિલાયચવાળા ચાલા કરતાં કહ્યું. હીરાનો હાર ખૂંચતો હોય, તેમ મુખ કરી ઠીક કરતાં તેણે માણેકચન્દનું ધ્યાન ખેચ્યું.

“અત્યારે મને કશું પણ કામ નથી;” માણેકચન્દે હસતાં હસતાં ઉત્તર આપ્યું “અત્યારે તો સર્વથા નવરા જેવો જ છુ”

“આપ પોતે પોતા માટે અથવા બીજા કોઈ માટે કદાચિત્ નકામાં હશો,” કોમરાસ્કીએ ચાટુડીઓ જેવા હાથ ચપાચપ આડા અવળા ફેરવતાં, વાતના મંગલાચરણનો પ્રારંભ કરવા માંડયો “પણ મને તો આપ બહુ જ કામના દેખાઓ છો આર્યાવર્ત્ત જોવાની મારા મનમાં બહુ જ ઉત્કંઠા છે માટે આપના જેવા એક વિદ્વાન્ માર્ગદર્શકની મને તો અત્યંત આવશ્યકતા છે. આપનો નિવાસ ભારતવર્ષના ક્યા ને કેવા સ્થાનમાં છે?”

“ફળદ્રૂપ પંજાબમાંના હોશિયારપુર જિલ્લા તાબે આવેલા આમોટા નામના ગ્રામનો હુ નિવાસી છુ;” માણેકચન્દે મહાવરાથી ભરેલી અંગ્રેજી ભાષાથી, જાપાની પૂતળીને આંજી નાંખતાં કહ્યું. “મારી જાતિ રાજપૂત છે-કે જે જાતિ એક કાળમાં ભૂમંડળમાં તલવારનું પાણી રાખનાર અદ્વિતીય જાતિ તરીકે પ્રસિદ્ધિમાં આવી ચૂકી છે. મારા દુર્બળ દેહને જોઇને કદાચિત્ આપ મનમાં હસશો, કે અમારી જાતિએ તે વળી શી છાણમાં તલવાર મારી હશે! પણ ના-મને તમે રાજપૂતના પગની રજ પણ ગણશો નહિ; કારણ કે, લેખણની તલવાર ફેરવવા જતાં હું ચૂસાઈ ગયેલો છું”

“ત્યારે હાલમાં શસ્ત્રકળામાં પ્રશસાને પાત્ર હોય, એવી કોઈ જાતિ ભારતવર્ષમાં અસ્તિત્વ ધરાવતી જ નથી કે શું?” કોમરાસ્કીએ સવાલ કર્યો

“છટ, છટ!” માણેકચન્દે જવાબ આપવા માંડયો “ભારતવર્ષની ભૂમિ એમ કાંઈ સર્વથા વંધ્યા તો નથી જ થઈ. મરાઠા, ગુરખા અને સિખ્ખ લોકો ભલભલા વીરોનાં શસ્ત્ર છોડવે તેવા છે. પણ સિખ્ખ લોકો જરા દેશભક્ત કરતાં અન્નભક્ત વિશેષ હોવાથી, પલટનમાં ભરતી કરીને તાબેદારીમાં રહે છે. મૂર્ખતાનો અંશ એ જાતિમાં વિશેષ છે, અને તેનું કારણ એ છે કે, એઓ લાંબા બહુ હોય છે. વિદ્વાનોનો એ વિષે એવોઅભિપ્રાય છે કે, “કુલ્લતવીલુન અહમકુન”-“શિર બડાસો સકર્મિ ને પાઉ બડાસો અકર્મિ!” અને “ટોલેસ્ટ ધિ ફૂલેસ્ટ”-“બાત લંબા સો બેવકૂફ” તેમ જ ગોરખાઓ પણ અભણ, ગંવાર અને જડબુદ્ધિના છે. અર્થાત્ જ્યાં વિદ્યાનો જ પૂર્ણ અભાવ હોય, ત્યાં દેશભક્તિ અને દેશોન્નતિના વિચાર મસ્તિષ્કમાં આવે જ ક્યાંથી? એ સર્વે હબશી ગુલામો જેવા ગવર્નમેન્ટના જરખરીદ દાસો છે!

માત્ર મરાઠા બન્ને રીતે સારા છે જેવા તેઓ વિદ્યાકળામાં નિપુણ છે, તેવા જ તેઓ શસ્ત્ર ધારવામાં પણ ઉત્સાહી અને શૂરવીર છે. દેશોન્નતિની અભિલાષા, દેશનું ગૌરવ જાળવવાની ઉત્કંઠા, સાહસ, દૃઢતા અને પાણી–ઈત્યાદિને એકલી એ જાતિ જ જાળવી રાખી છે. પરંતુ ખેદનો વિષય છે કે, એમનાં હથિયાર ઝુટવી લઇને અમારી સરકારે પ્રજાને સર્વથા બાયલી બનાવી દીધી છે. તોપો, બંદૂકોએ, હીચકારી લડાઇઓની ઉન્નતિ કીધી છે; અને બાહુબળથી, સામી છાતીએ યુદ્ધ કરવાની રીતિની, સામે પગલે રણસંગ્રામમાં રહી લડવાની વીરતાની અવનતિ કરી નાખેલી છે છતાં જ્યાં જ્યાં ઐયાશી ગોરાઓની પલટનોએ નામ ડુબાવ્યુ છે, ત્યાં ત્યા અમારી દેશી પલટનોએ વિજય વાવટો ચઢાવીને આર્યોની મુછના વાળ ઉંચા રાખ્યા છે. અમારી જાતિની વસ્તીનું પ્રમાણ દિવસે દિવસે ન્યૂન થતુ જાય છે અને શસ્ત્ર અસ્ત્રના અભાવથી સાહસ તથા વીરતાનો પણ લોપ થતો ચાલ્યો છે કેશ્મીરી અને બંગાળી લોકો પણ પ્રશંસાને પાત્ર છે, પણ માત્ર જીભ અને લેખણની તલવાર ચલાવવામાં જ એ લોકોનાં ભેજાં સારું બળ ધરાવનારાં છે સ્વદેશાભિમાનમાં હાલમાં બંગાળીઓ અદ્વિતીય કહેવાય છે. એક પારસી જાતિ પણ અમારા દેશમાં જાણવા જોગી સાહસી છે. વ્યાપારમાં તેમ જ રાજરજવાડામાં પગપેસારો કરવામાં એ લોકો બહુ જ ચતુર છે”

“આપની શરીર સ્થિતિને જોતા આપનુ ભેજું વધારે બળવાન્ દેખાય છે,” હીરાની વીંટીઓથી ભરેલી આંગળીઓ ગાલપર મૂકી આશ્ચર્યયુક્ત મુદ્રાથી, કાષ્ટ પ્રતિમા કોમરાસ્કી, ભ્રૂવિભાગને કંપિત કરતી બોલી “વર્ણનશૈલી અને અભિપ્રાય એવાં તો ઉત્તમ છે કે, મારુ મન આપને બોલતા જ જોવા ઇચ્છે છે”

“એ માત્ર આપનો અનુગ્રહ અને આપની અનુકંપા જ છે, હું તો સર્વથા અયોગ્ય મનુષ્ય છુ;” માણેકચંદે સભ્યતાને અનુસરીને પોતાની નમ્રતાનું દર્શન કરાવતાં કહ્યુ

“મી૦ માણેકચંદ!” કોમરાસ્કીએ વાંકીટીકી થઇને હાવભાવ–નખરા કરતાં પૂછ્યુ “તમારા દેશની કેળવણી શુ એવી નબળી છે કે, જેથી દેશાભિમાનનો નાશ થઈ જાય છે? તમે ભણ્યા ગણ્યા છો, એ ભણવાને પ્રતાપે જ તમારી વર્ણનશૈલી તથા નિર્ણય કરવાની શક્તિ એટલી તો ઉદાર છે કે, તેનાં હુ જેટલાં વખાણ કરું તેટલાં ઓછાં છે. પરંતુ તમારી શારીરસંપત્તિ જોઇને મને લાગે છે કે, તમે ભણવા ગણવાથી ઘણા જ કટાળી ગયા છો તમારા દેશમાં કેળવણી કેવી રીતે અપાય છે?”

“બાઈ સાહેબ! મારા દેશની કેળવણી વિષે તમે વાત જ ન પૂછો જીવતાં માણસોને મરણ પથારીએ જલદી કેમ પહોંચાડવા, તેનું ખરેખરુ સ્વરૂપ અમારા દેશની કેળવણી છે અરે! એ કેળવણી નહિ પણ ખરેખરી બલા જ છે! અમારી કેળવણી એવી છે કે, અમારા દેશના અભિમાનને હૃદયમાંથી જડમૂળથી ઉખેડી નાંખે છે. અમારા કેટલાએક લોકો દેશાભિમાન દેશાભિમાને કુટ્યા કરે છે ખરા, પરંતુ ખરા દેશાભિમાનનો શાળામાં અને પાઠશાળામાં અપાતી કેળવણીએ નાશ કર્યો છે વિદ્યાનો અભ્યાસ

કરીને એમ એ, બીએ ડાકટર અને ઇજનેર બનીએ છીએ, પણ રાજકાજમાં અને દેશના કાર્યભારમાં, બીલકુલ નાલાયક નિવડીએ, એવી કેળવણી આપવાથી, વાસીમુડદા જેવી અમારા શરીરની હાલત થઇ પડે છે”

“એનું શું કારણ?” કોમરાસ્કીએ મોહભરી દૃષ્ટિ નાંખીને પૂછ્યું.

“કારણ તે વળી શુ હોય?” માણેકચંદે નિ:સાસો નાંખતાં પ્રતિઉત્તર આપ્યો “કારણ એજ કે અમારી સરકારની ઇચ્છા! અમે પરાધીન! સરકારનો પોતાની પ્રજાના કલ્યાણનો સ્વાર્થ! અમારી સરકાર પરદેશી ને પરધર્મી સરકાર છે તે દેશના હિતાહિતને માટે બહુજ થોડીજ લાગણી ધરાવે છે. ભણીગણીને દેશના બચ્ચા પાવરધા થાય, દેશપ્રતિ ભક્તિ બતાવતાં શિખે, રાજકાજમાં લાયક થાય, અને પોતાના હક સમજતા થાય, તે જોવાને અમારી સરકારના અધિકારીઓ જરાય રાજી નથી અમારામાં દેશભક્તિ વધે અને તેથી કોઈ કાલે શસ્ત્રનો ઉપયોગ કરતા થઇએ અને કાળે વરસે સરકારની સામા, યુનાઇટેડસ્ટેટની પ્રજા પેઠે, હક્ક લેવાને લડત ચલાવીએ તેવા ભયથી, પહેલેથી અમને શસ્ત્રરહિત બનાવી દીધા છે એટલેથી ન ધરાતા, લાકડી સોટાથી પણ કોઈ દહાડો ધમાચકડી કરવાને તયાર થઇએ એવા વિચારથી–પાણી પહેલાં પાળ બાંધવાનો રસ્તો, અમારાપર રાજ્ય કરતા મહા પુરુષોએ, ગ્રહણ કર્યો છે. કેળવણીને નામે અમારી શરીરસપત્તિનું સત્વ જેમ ઓછુ થાય તેનો પ્રયત્ન પણ એવી તો ખૂબીથી આરંભ્યો છે કે, પચાસ પચીસ વર્ષ પછી અમારી ને આખા દેશની સ્થિતિ એવી થઈ જશે કે, અમને હથિયારો આપવામાં આવશે તો તેને ઉચકવાને પણ અમારામાં શક્તિ રહેશે નહિ, તો પછી વાપરવાની વિદ્યા તો ક્યાંથીજ આવડશે? કોમરાસ્કી બાઈ! પ્રારંભથીજ અમારી કેળવણીનુ સ્વરૂપ નિર્બળ બનાવનારું છે મંગળાચરણમાથીજ બાળકોને બબ્બે ભાષાનું જ્ઞાન સપાદન કરવાનું છે. એક અમારી દેશી ભાષા અને બીજી ઇંગ્રેજી આ બન્ને ભાષાનું જ્ઞાન સપાદન કરતાં ને પરીક્ષાઓનાં લફરાઓમાંથી સાજાસમા પસાર થતાં, દેશનાં બાળકો નિર્બળ થઇ જાય છે, જુવાનીમાં જ હાફતા ઝુકતા થઇ જાય છે. કેટલાએક છાતિના દરદી બની જાય છે, સેકડે નેવું વિદ્યાર્થીઓ ચરમેચબ બની જાય છે, તેઓમાં ચાર ગાઉ પણ ચાલવાની શક્તિ રહેતી નથી, તો નવા વિચાર કરવા, નવી કળાઓ શોધી કાઢવી, એવી શક્તિ તો આવેજ ક્યાથી? વિદ્યાભ્યાસનો આખો ક્રમ પૂરો કરતાં લગભગ એકસો આઠ તો પરીક્ષાઓ આપવી પડે છે પ્રત્યેક પરીક્ષા વખતે વિદ્યાર્થીને એટલી બધી મહેનત કરવી પડે છે કે. ઘણા વિદ્યાર્થીઓ પરીક્ષાના મંડપમાં મૂર્છાદેવીને વશ થઈ પડે છે અને કેટલાએક પાસ થનારા, પરીક્ષાના પરિણામ જાણતાં અગાઉ જ પરલોકમાં પધારી જાય છે, અને આટલી બધી જેહેમતનુ ફળ એ જ કે, સરકારી પદર વીસ રુપિયા સુધીની નોકરી!! અમારા દેશમાં જ્યારે પરદેશીઓને સોનામાં પગાર આપવામા આવે છે ત્યારે દેશના મૂળ વતનીઓને રૂપાનો અને તાંબાનો પગાર આપવામાં આવે છે આ સ્થિતિમા સ્વદેશાભિમાનની વાતો કરવી, એ કેવળ

મૂર્ખાઇ જ ગણાય અનનનન તો તનનનન ! કેળવણીનો પ્રકાર જુવો, રાજ્ય વહીવટમાંથી બાતલ ને ભીખારીઓની ભીખપેરે પગાર આપવો ! આવી સ્થિતિમા કોઇ પણ દેશી, દેશહિતના વિચાર કેમ કરી શકે ? જ્યારે બીજા દેશની પ્રજાની જુવાની ચાળીસ વર્ષે શરૂ થાય છે ત્યારે અમારા દેશનો ભણેલો ગણેલો ગ્રાજ્યુએટ, એ ઉમરે મૃત્યુનો ગ્રાસ થવાને તયાર થાય છે. અમારા દેશમાં બે સ્થિતિ છે. બાળપણ અને ઘડપણ ! જુવાનીનું અમારા દેશમાં નામ જ નથી. આ અમારા દેશની કેળવણીનું ફળ-સ્વરૂપ, રાજાનો ઉપકાર-અમારૂ સ્વદેશાભિમાન-જે કહો તે !"

"ત્યારે તમારા દેશની પ્રજા એને માટે કંઇ ઉપાય કરતી નથી ?" કોમરાસ્કીએ ખીસામાંથી સુગધી રૂમાલ ખેચતાં ખેચતાં પ્રશ્ન કીધો "તમારી સરકાર તો ઘણી જ ડાહી કહેવાય છે અમારા દેશમાં ઈંગ્લંડની પ્રજાના રીતિરીવાજ, કેળવણી, સૈન્યવ્યવસ્થા, રાજ્યવ્યવસ્થા વગેરેનું અનુકરણ કરવામાં આવ્યું છે-આ દેશના વિદ્વાન્ પુરુષો ઇંગ્રેજ પ્રજાને અને રાજ્યને સપૂર્ણ ગણે છે પણ તમારા કહેવા પ્રમાણે તો મી૦ **માણેકચદ** !" કોમરાસ્કીએ આંખ મટમટાવતાં ને ગળાંમાંના હીરાના હારને સરખો કરતાં કહ્યુ, "તમારી સરકાર બહુ જ સ્વાર્થી અને પરદેશી પ્રજાપર ઘણો જ જુલમ કરનારી ગણી શકાય, નહિ ?"

"તમે ગમે તેમ-માનો ને ગમે તે બોલો, મારા દેશના રાજકર્તાને હુ જો જુલમગાર કહું તો ખરેખરો રાજદ્રોહી કહેવાઉ ! મે તો માત્ર તમારા પ્રશ્નનુ ઉતર જ આપ્યુ છે અમારા દેશના રાજકર્તા પોતાના દેશમાં જે ધોરણે રાજ્ય કરે છે, જે ધોરણે કેળવણી આપે છે, જે ધોરણે વેપારનો વધારો કરે છે, તેનાથી તદ્દન ઉલટી જ રીતે અમારા દેશમાં વ્યવસ્થા રાખી છે અને તેની સામે જો કોઈ પણ ફરીયાદ કરે તો તેને રાજદ્રોહ ગણવામાં આવે છે માટે હાલ તો એ વાત મોકુફ રાખો, બીજે પ્રસગે વાત કરીશુ"

"વારુ, હિંદુ મુસલમાનમાં પરસ્પર કેવો સંપ છે ? તેમનામા પરસ્પર ધર્મ સબધી કેવી લાગણીઓ છે ?" કોમરાસ્કીએ પૂછ્યું.

"બધુ ઠીકાઠીક છે !" **માણેકે** ડોકુ હલાવતાં કહ્યુ "એમ તો **હિન્દુ**, મુસલમાનોને **ઈસલામી** ભાઇઓના નામે બોલાવે છે અને **મુસલમાનો**-'**હિન્દુ મુસલ**માનકા ચોલી દામનકા સાથ' કહે છે પણ એ બધો જીભનો જ વિવેક હોય એમ લાગે છે કારણ કે, કલમને ઘોડે સવાર થએલા **હિન્દુ** બચ્ચા, ધોતિયુ તગ બાંધી **મુસલમાનોને** 'મ્લેચ્છ' 'યવન' અને 'બાંડિયા' લખતાં ચૂકતા નથી, અને **મુસલમાન સાહેબો** 'કાફર' 'બુતપરસ્ત' 'મુન્કિર' આદિ શબ્દોની પુષ્પમાળા અમારા ગળામાં આરોપે છે તેઓ કહે છે કે, હશ્રને દિવસે પોતાના ધર્મસંપ્રદાયના ગમે તેવા ગુનાહગારને પણ '**પયગમ્બર** મહમ્મદ સાહેબ ગુનાહ બક્ષાવી દેશે' અમારા લોકો કહે છે કે, 'કરોડો મણ અપરાધો કરી **ગંગા**માં ડુબકી મારી આવો, એટલે અવશ્ય સ્વર્ગમાં જ સદન થવાનું.' એક જાતિ માટીના **ગણપતિ** બનાવી આઠ દશ દિવસ ઘરમાં રાખી ગાતા બજાવતા પાણીમાં ટાઢા કરી આવે છે અને બીજી જાતિવાળાઓ

કપડાં ને કાગળના તાબુતો બનાવી દશ બાર દિવસ રાખી રોતા કુટતા પાણીમા ઠંડા કરે છે. રિવાજને જોતાં કામ બન્નેનાં સરખાં છે, તોપણ બન્ને વર્ણો એક બીજાના શિરે અસંખ્ય આક્ષેપોના ટોપલા ચઢાવે છે! લાંચીયા ને સ્વાર્થી અમલદારો બે કોમોમાં સંપનો પ્રસાર જોવાને રાજી નથી, એવો પણ બહુધા અનુભવ થઇ ચૂક્યો છે પોલીસખાતાં માટે મારા એક મિત્રે ગાયન લખ્યુ હતુ કે, “અલ્લા મિયાં ઝઘડા ભેજો તો હમારી રોજી ખુલે!” ‘તમે કોણ છો’નો સવાલ થતાં પોતાની જાતિ ઓળખાણ આપવામાં ગૌરવ સમજશે પણ હિન્દી કે ઇન્ડિયન કહેવામા તેઓ મહત્તા માનશે નહિ. આહહા!! જો એ બે જાતિઓ પોતપોતામાં સંપી જાય, તો અમારા દેશની બહુ ત્વરાથી ઉન્નતિ થાય! પણ દુર્ભાગ્યવશાત્ એવો તો ઘેટાબાર પડી ગયો છે કે, એઓ પોતપોતાની રોટલી ભણી અંગારા તાણવા-ખેચવા-મિથ્યા માનપાન મેળવવા-વિના બીજી વાત જાણતા જ નથી-તેમા ધ્યાન જ દેતા નથી.”

“સાયન્સની કેળવણીએ આર્યાવર્ત્તમાં શું અજવાળું પાડયુ છે વારુ?” કોમરાસ્કીએ એકનું ઉત્તર સાંભળી લઇને બીજો પ્રશ્ન પૂછયો.

“આર્યાવર્ત્તમાં પ્રથમ તો સાયન્સની કેળવણી જેવી જોઇએ તેવી મળતી જ નથી,” **મા**ણેકે પોતાના મનના ઉભરા કાઢવા માંડ્યા. “યુનીવર્સીટીના કાયદાઓ બળી જળી જાય કે જેમણે હજારો અમૂલ્ય જીવોને, સમય થવા પહેલા જ શરીરથી સુવર્ણપુરી મોકલી દીધા છે મિશન-ધર્મની સ્કુલોના પાદરીઓ પોતાના ધર્મમાં ખેચવાની ખોટી ખાચિશોને વળગી, બાળકો અને યુવાનોને તેમના પોતાના ધર્મના સત્ય અને ગભીર સિદ્ધાન્તોનો ભેદ બતાવતા જ નથી ઉપર ઉપરના અધુરા વિષયોપર હડહડતી અસત્ય ટીકાઓ કરીને વિદ્યાર્થીઓના મન એવાં તો ગોટાળામાં મૂકી દીધા છે કે, ન પૂછો વાત-એનું વર્ણન થવું અશક્ય છે.”

“તમારા દેશમાં બૌદ્ધમતનો પણ કાંઇ પ્રચાર છે ખરો કે?” કોમરાસ્કીએ ‘ફિરતી જાઉ, ફિરતી આઉ, ઘરકી નજર કરતી જાઉ’ વાળી કહેવતને અનુસરીને અતે પોતાના હેતુવાળો પ્રશ્ન પૂછયો

એના ઉત્તરમાં **મા**ણેકચદે કહ્યુ કે, “કાંઇ જાણવા જેવો તો નહિ જ. કલકત્તામાં એક સોસાયટી ચાર પાંચેક વર્ષથી થઇ છે ખરી. **સિ**લોનનો નિવાસી એક ધર્મપાળ નામનો પુરુષ, બુદ્ધીઇઝમના જીર્ણોદ્ધારની યુક્તિઓ કરી રહ્યો છે અને એ વિશેના એક યુરોપિયન અબળાના સ્તુત્ય પ્રયત્નો પણ જાણીતા છે. પરતુ કોટયાવધિ મનુષ્યોમાં એક બે કડોનો ધ્વનિ શુ કાર્ય કરી શકે વારુ? કહ્યુ જ છે કે-

“મસલ મશહૂર હય સુન લીજિયે સારે જમાનેમે;
સદા તુતીકી સુન્તા કૌન હય નક્કાર ખાનેમે.

“**હં**ટર નામક ઇતિહાસકાર લખે છે કે, ‘વળી પણ એકવાર ભારતવર્ષમાં બૌદ્ધ ધર્મનો પ્રભાવ થવાનો સંભવ છે. પણ મારા દીન અને આધીન અભિપ્રાય પ્રમાણે, મને તો એવું કશુ પણ દેખાતું નથી.”

"આટ આટલા હિન્દુસ્તાનીઓની મે મુલાકાત લીધી, પણ આપના જેવો વિશાળ જ્ઞાન ધરાવતો જો કોઇ પણ મારા જોવામાં આવ્યો હોય, તો તે આપ જ છો!" કઠપુતળીએ પાણી ચઢાવવા માંડયું "બૌદ્ધ ધર્મ વિષે આપના કેવાક અભિપ્રાય છે, તે જાણવાની મને બહુ જ અભિલાષા છે."

"હુ એને સર્વોત્કૃષ્ટ ધર્મ ધારું છું!" માણેકચંદે છાતીએ હાથ મૂકીને કહ્યું "પણ એ વાત સર્વ સાધારણ સમાજના ધ્યાનમાં ઉતારી, તેમને એ માર્ગમાં ચલાવવાં, એ કઠિન-કિબહુના અશકય જેવું જ લાગે છે મને તો બૌદ્ધ ધર્મના સિદ્ધાન્તો ઘણા જ ગમે છે. ભ્રાતૃભાવ અને દયાનું સત્ય દર્શન એણે જ કરાવ્યુ છે. એ મહાત્મા અમારી જ જાતિનો એક મહાપુરુષ હતો. રોહિણીતટ નિવાસી ગૌતમ કુળમાં કાશીક્ષેત્રથી ઉત્તરે એ જન્મ્યો હતો. એ શાકય વંશીય ક્ષત્રિયના કુળદીપકે પ્રાચીન આર્યધર્મપર બહુ જ મોટી અસર કરી દીધી છે. કેવળ ભારત-વર્ષ જ નહિ, પણ ટિબેટ, રશિયા, તાતાર, ચીન, જાપાન, કોરિયા, સિયામ, બ્રહ્મદેશ, સીલોન અને જાવા ઇત્યાદિ અનેક દેશોમાં, પોતાના યશનો દુંદુભિ વગાડી, પરમ પવિત્ર સાત્વિક જ્ઞાનમય પ્રેમ મૂર્તિરૂપ એ મહાત્માએ સૃષ્ટિના ઇતિહાસમાં એક અદ્વિતીય અને ભવ્ય પ્રકાશનો વિસ્તાર કરેલો છે. સ્ત્રી પુત્રના પ્રેમબંધનને પલકમાં ચીરી નાંખી, સંન્યાસ ધારણ કરવો, એ, તે મહાત્માનું જ સાહસ હતું તે પરમ તત્ત્વવેત્તા-જ્ઞાતા હતો. માત્ર પોતે જ જાણીને બેસી રહ્યો, એમ નહિ, પણ દયાર્દ્ર હૃદયથી સર્વ સાધારણને પોતાના જ્ઞાનનો લાભ પહોંચાડવા માટે તેણે પૂર્ણ પ્રયત્નો કર્યા, સઘો સ્થાપ્યા, દેશદેશમાં વ્યાખ્યાન કરનારાઓ મોકલ્યા, વર્ણ વ્યવસ્થાની કલ્પિત બેડીને એક ઝટકાથી તોડી નાંખી, સર્વને મોક્ષનો સત્ય માર્ગ બતાવ્યો, 'આત્મવત્ સર્વભૂતેષુ' એ વાકયને માત્ર વચનથી નહિ, કિન્તુ કર્મથી નિભાવી બતાવી સર્વ સમાનતા અને સર્વ ભ્રાતૃભાવનો ઊંડો પાયો ઠેઠ પાતાળમાં નાંખી, ધરતીપર એણે પોતાના ધર્મની ઇમારત ચણી છે"

કોમરાસ્કી તો દિગ્મૂઢ જ બની ગઇ. "આવો વિદ્વાન્, આવો વક્તા-નાનકડો જાદુગર-પોતે બૌદ્ધ ધર્મ સ્વીકારશે કે મને જ કોઇ અન્ય ધર્મની અનુગામિની બનાવશે?" એવા પ્રશ્નો તે પોતાના મનને જ પૂછવા લાગી. તેના મનમાં એક નવીન ચિન્તા ઉત્પન્ન થઇ-"એ પણ પેલા પારસી પેઠે કોઇનો આશક હશે અથવા તો પરણેલો હશે તો?"

"પ્રાચીન મહાત્માઓનાં વચનોનો પણ બુદ્ધે તિરસ્કાર નથી કર્યો," જરાક શ્વાસ લઇને માણેકચંદે પાછુ બોલવા માંડયું. "સત્યશોધક અને સત્યગ્રાહક એ મહાનુભાવે પુનર્જન્મ આદિ વિચારોને સ્વીકારીને પ્રાચીન મતને માન આપ્યું છે અને પોતાથી પૂર્વે ઉદ્ભવેલા ચાર્વાક જેવા નાસ્તિકમતને જડમૂળથી ઉખેડી નાંખ્યું છે. અમારા આર્યોના પ્રાચીનધર્મમાં અમુક પરિવર્તન કરીને જ તેણે સર્વને સુધારણાને માર્ગે પ્રવર્તાવ્યા છે. પુરાણી લકીરના ફકીરોએ ભલે જૂની વાતોમાં ફેર-ફાર થતો જોઇને એને પણ નાસ્તિક ઠરાવ્યો હોય, પણ મારો તો આવો જ અભિ-

પ્રાય છે કે, એણે નવીન–કાંઇ પણ ખરાબ ઉમેરો કર્યો નથી સર્વોપયોગી, સાદો, સરળ અને કર્મમાર્ગની ગુંચવણોથી નિરાળો, તેમ જ પ્રાચીન વિચાર સંગતિને વધારે ધક્કો ન લગાડનાર બૌદ્ધ ધર્મ એણે બધાંને મનાવ્યો હતો. દુઃખમય સસારથી મોક્ષ મેળવવાના સરળ માર્ગ વિના બીજા વિવાદગ્રસ્ત વિષયો કે સિદ્ધાંતો એણે બતાવવા કે ચર્ચવાનો પરિશ્રમ જ લીધો નથી; જગત કેમ થયું, કોણે રચ્યુ અને જીવ શો પદાર્થ છે, ઈત્યાદિ વિવાદોમાં એણે લક્ષ જ આપ્યુ નથી; આત્મા અને ઈશ્વર સબંધી એ કાંઈ બોલ્યો જ નથી; જીવિતને દુઃખરૂપ જાણી બૌદ્ધ ધર્મમાં આસ્થા રાખવી, રાગદ્વેષથી અલિપ્ત રહેવું, અશ્રદ્ધા, અસૂયા અને અજ્ઞાન ઇત્યાદિનો ત્યાગ કરવો અને પાપ માર્ગથી દૂર થવું–એ ચાર માર્ગનાં એણે આઠ પગથિયાં રચ્યાં છે તે આ પ્રમાણે–સત્ય વિચાર, સત્ય મનન, સત્ય વચન, સત્ય જીવિકા, સત્ય વ્યવહાર, સત્ય સ્મરણ, સત્ય આચાર અને સત્ય સાધન. ક્રિશ્ચિયન ધર્મનાં કેટલાંક બંધારણો માટે યુરોપિયન વિદ્વાનો અભિમાન ધરાવે છે, પણ તેમના ધર્મથી પાંચસો વર્ષ પૂર્વે એ અલૌકિક મહાત્માએ તે બંધારણો બાંધ્યાં છે અને ઈશ્વરના પુત્ર ઇસુએ તો માત્ર તેનું અનુકરણ જ કર્યું છે. તલવારથી નહિ, પણ ધર્મનો ઉપદેશ કરી, ગળે ઘુંટડો ઉતારીને પોતાનો માર્ગ સામાને કબુલ કરાવવામાં બુદ્ધનો ધર્મ પ્રથમ પક્તિએ વિરાજે છે."

"ઓહહો ! !" કોમરાસ્કીએ હર્ષથી ઉછાળા મારતી છાતીપર, ચાહુડી જેવો હાથ મૂકીને આશ્ચર્ય દર્શાવતાં કહ્યુ. "તમે બુદ્ધ ધર્મ સબંધી આટલું બધુ વિશાળ જ્ઞાન ક્યાંથી ધરાવો છો ?"

"જ્યારે હું એન્ટ્રેન્સ કલાસમાં હતો, ત્યારે મેકસમૂલરની ટેક્સ્ટ બુકમાં એ વિશે મે કેટલુંક વાંચ્યુ હતું અને ત્યાર પછી રીસ ડેવિડનું 'બુદ્ધિઝમ' અને બાર્થકૃત 'રિલીજન્સ ઓફ ઇન્ડિયા' આદિ ગ્રંથો મેં બહુ જ ધ્યાનપૂર્વક વાંચ્યા હતા એક વર્ષપર લાહોરના સંગ્રહસ્થાનમાં હું મારા શેઠ સાથે ગયો હતો, ત્યાં બે મૂર્ત્તિઓ મારા જોવામાં આવી તે ગૌતમ બુદ્ધની હતી. એક ધ્યાનાવસ્થામાં બેઠેલી અને બીજી ઉભા રહી વ્યાખ્યાન આપતી વેળાની હતી. આપ જો તે મૂર્ત્તિઓ જુવો, તો ત્યાંથી ઉઠવું જ ન ગમે. બહુ જ મનોહર–અત્યંત પ્રભાવશાળી !"

"આપ દેખાડશો તો જોઇશ," કોમરાસ્કીએ એક દીર્ઘનિઃશ્વાસ નાંખીને કહ્યુ "આપના વદનમાંથી નીકળતો એક એક અક્ષર હું એક એક સુવર્ણ મુદ્રા જેવો ધારું છુ ધન્ય છે આપના પરિશ્રમને ! આપનાં દર્શન અને આપ સાથે પરિચય થવાથી મને કેટલો બધો આનંદ થયો છે, તેના વર્ણનની મારામાં લેશ માત્ર પણ શક્તિ નથી. પણ આશ્ચર્યકારક વાત તો એ છે કે, જ્યારે આપ આટલું બધું જાણો છો અને ન્યાયની દૃષ્ટિથી એક સત્ય ધર્મની પ્રશંસા કરો છો, ત્યારે તેને પ્રસિદ્ધ રીતે સ્વીકારીને બુદ્ધ ધર્મની ઉન્નતિ કરવાનાં શુભ પગલાં કેમ નથી ભરતા ?"

"મિસ મહોદયા !" માણેકચંદે હસિતવદને કહ્યું ને એ હાસ્ય કોમરાસ્કીના હૃદયમાં વિદ્યુત્પતનનું કાર્ય કરી ગયું. "અહીં તો પ્રથમ દાળ રોટલીનાં ઠેકાણાં નથી,

ત્યા અરલોક ને પરલોક, ધર્મ, બર્મ ને શર્મની વાત ક્યાં કરું? પેટના ધર્મની ઉન્નતિના વાંધામાથી મુક્તિ નથી મળતી, ત્યાં બૌદ્ધ ધર્મની ઉન્નતિ તે કેવી રીતે કરી શકાય? અમારામાં અન્નપૂર્ણા દેવીની પૂજનનો પ્રધાન ઘણો છે; અને હું પણ એ જ માર્ગનો અનુયાયી છુ ઘેર બેસીને ખેતીવાડીનો ધંધો કર્યો હોત તો પેટ ભરીને ખાવા તો મળ્યું હોત. આ તો પેટ ઠાલું અને ભેજુ ભર્યું! જો હુ મારી સત્ય સ્થિતિનું વર્ણન કરીશ, તો આપ દંગ જ થઇ જશો એમ એ. ની ડીગ્રી મેળવવાની લાલચમાં લપટાઇને સાજી કાયાને યંત્રણામાં ન નાખી હોત, તો આજે પથ્થરમાં લાત મારીને પાણી કાઢવા જેટલી શક્તિ મારામાં હોત. મારા બાપ કાકા ને જ્ઞાતીલાને તમે જુવો તો દગ જ થઈ જાઓ અહીંયા તો આઠ દહાડામાં બોતેરવાર ઔષધના દોહ્યાણુ લેવાના, જેમ તેમ કરતાં ખાવાનું, રાત્રીના તરફડીયાં મારવાનાં, બીજે દિવસે પ્રભાતના છારેટા ઓટકારથી ખાલી પેટે ઓટકાર લેવાના. આવી મારી સ્થિતિ છે. બાપ અને કાકા તો એવા પહાડ જેવા છે કે, કાલમિંઢ પણ પચી જાય ને ચોવીસ ગાઉનો ટપો કાપે, પણ પસીનો ન થાય કેળવણી જ મારો કાળ નીવડી! હાલ તો ઇશ્વરની કૃપા અને તમારી દયાથી ઠીક પગાર મળે છે, પણ સ્થિતિનું વિવેચન કરીશ, તો કદાચિત્ આપ સાંભળી શકશો નહિ"

"પણ જો આપને ધન સબધી દુ ખ હોય, તો તે ટળી શકે એમ છે જો તમે નાણાંની એક મોટી રકમના માલેક થાઓ, તો તો બૌદ્ધ ધર્મનો સ્વીકાર કરો ખરાને!" કોમરાસ્કીએ ગોળનો ગાગડો મોઢામાં આપ્યો અને કાન વિંધવાની ચાલથી એ સવાલ કર્યો

"શીરા માટે શ્રાવક થાઉ, તો પછી ભણ્યું ગણ્યુ ધૂળમાં જ મળ્યું તો!' માણેક્યંદે એક ખરા ક્ષત્રિય પુત્રને છાજતાં વચનો કહ્યાં "એમ નહિ. બુદ્ધ ધર્મ વિશેની મારી કેટલીક શંકાઓનું સંપૂર્ણ સમાધાન થાય તો હું એ ધર્મનો હર્ષથી સ્વીકાર કરુ; કારણ કે, મને તો એ ધર્મ સર્વોત્કૃષ્ટ જણાય છે"

"હું આપને ડોક્ટર શર્મ્દા અને મિસ કુવડા સાથે મેળવીશ!" આશાનાં ઝોકામા હીંચતી રમણીએ કહ્યુ. "તેઓ સસ્કૃત, પાલી, માગધી અને અગ્રેજીના અમારા નગરમાં મોટાં વિદ્વાનો ગણાય છે તેઓ અવશ્ય તમને સતોષ આપશે"

"હું એવાં મોટાં માણસોનો મેળાપ કરાવી આપવા માટે આપનો આ જન્મ આભારી રહીશ;" માણેક્યંદે નમીને ઉપકાર માન્યો "હું આજે મને પોતાને બહુ જ ભાગ્યશાળી થએલો માનું છુ કે, આપ જેવાં એક ધર્મ જેવા ગહન વિષયનાં અનુરાગિની વિદુષી સગે અહીં આવતાં જ મારો પરિચય થયો અને આશા છે કે, વારવાર શ્રમ લઈ આપ મને કૃતાર્થ કરતાં જ રહેશો"

'આંખોથી આવીશ!" કોમરાસ્કી કહેવા લાગી. "તમે કહેશો, તો હિન્દુસ્તાન સુધી આવવામાં પણ આનાકાની નહિ કરુ આપના જેવા એક અલૌકિક વિદ્વાનનું મૂલ્ય મારા જેવી એક અજ્ઞાની અબળા શુ આંકી શકે? તોપણ આપણા પ્રથમ પરિચયના સ્મારક ચિન્હ તરીકે આટલી મારી નિર્જીવ ભેટ સ્વીકારો," એમ કહીને

તેણે હીરાની એક ઝગઝગતી વીંટી આંગળીમાંથી ઉતારીને માણેકચંદ આનાકાની કરે, તે પહેલાં તો પરાણે તેની આંગળીમાં પહેરાવી દીધી અને "આવતી કાલે પાછાં મળીશું," એટલું બોલી જોતજોતામાં તે પ્રેમઘેલી જાપાની જયા, ત્યાંથી અદૃશ્ય થઇ ગઇ. માણેકચંદ આશ્ચર્ય ચકિત થઇને વારંવાર બારણાં અને વીંટી સામું જોવા લાગ્યો. પહેલી જ મુલાકાત અને લગભગ હજાર બારસોની વીંટીની ભેટ! નસીબનું પાંદડું ફર્યું કે શું? "એ શી આશા રાખતી હશે?" એ ગુંચવણમાં માણેક; અને "પરણેલો હશે તો?" એ વિચારમાં કોમરાસ્કીએ—એવી રીતે ઉભય ભિન્ન ભિન્ન વિચારના સમુદ્રમાં ગોથાં ખાવા લાગ્યાં.

## પ્રકરણ ૩૩ મું.

### પરણેલા કુંવારાના વચમાં.

"ભૂત લગે મદિરા પિયે, સબ કાહુ સુધિ હોય;
પ્રેમ સુધારસ જિન પિયો, તિન ન રહે સુધિ કોય"

પ્રેમની વાત ન્યારી છે પ્રેમ કર્યો થતો નથી, રાખ્યો રહેતો નથી અને કોઈ કાળે પણ કાઢ્યો જતો નથી. કહેવત છે કે,

"ઈશક ન જુવે જાત કજાત."

રૂપ ઉપર અંજાઇ જવું કે જવાનીપર લોભાઇ જવું, એનું નામ ઇશ્ક નથી. ઈશ્ક બે પ્રકારનો છે. એક ઇશ્ક હકીકી અને બીજો ઇશ્ક મજાજી. ઇશ્કને ઇશ્ક ટેટે પણ કહે છે. હકીકી ઈશ્ક તો પતંગિયાનો છે અને મજાજી ઇશ્ક બુલબુલનો છે. એક ફારસી કવિએ કહ્યુ છે કેઃ—

"અય મુર્ગે સહર ઇશ્ક જે, પર્વાના બિઆમોજ;
કાં સોખ્ત તારાજાં શુદો અવાજ નેઆમદ.

કળીનું ફુલ થતાં સુધી તેના ઉપર બુમાબુમ કરી લોકોને જણાવનાર બુલબુલને ઉદ્દેશીને કવિ કહે છે કે, "તુ પતંગ પાસે જઇને ઇશ્કનો પાઠ ભણ કે જે દીપક ઉપર શરીરને બાળીને ભસ્મ કરી નાંખે છે, છતાં મોઢેથી એક આહ કે દુઃખનો શબ્દ નથી કાઢતુ." કોમરાસ્કીનો ઇશ્ક કંઇક હકીકતને લઇને સ્ફુર્યો હતો તે માણેકચંદના રૂપરંગ કે બીજા કોઇ અવયવપર નહિ, કિન્તુ માત્ર તેના ગુણોપર મોહી પડી હતી કહ્યુ જ છે કે, "गुणाः पूजास्थान गुणिषु न च लिंगं न च वयः। તે ચાહતી હતી, તેવો જ વર તેને મળ્યો હતો તે જ્યારથી માણેક સાથે વાતચિત કરીને ઘેર આવી હતી, ત્યારથી સર્વત્ર માણેકચંદ જ માણેકચંદ તેના જોવામાં આવતો હતો. ઘરમાં આવતાં જ તેણે પ્રથમ પ્રશ્નાવલી કાઢી આંખો મીચીને એકાદ આંકડાપર આંગળાં મૂક્યાં, અને તેનો જવાબ એ નીકળ્યો કે, "તમારા મનમાં એક અભિલાષા બહુ દિવસથી રમી રહેલી છે. એ તમારી આશા હવે બહુ જ શીઘ્ર પરિપૂર્ણ થશે તમે કીડિયોને લોટ નાંખજો. મહાત્મા ગૌતમ બુદ્ધનું એ વચન છે;

અને એનું પ્રમાણ એકે, તમારી હથેલીમાં એક તલ છે.” બસ હથેલીમાં તલ જોયો અને બુદ્ધનું વચન વાંચ્યું, હવે પૂછવાતું રહ્યુ શું? કોમરાસ્કી મનમાં જ વિચારના ગોફણિયા વાળવા મંડી પડી.

“બસ હવે મેદાન મારી લીધુ છે રાજપૂત જાતિ! રાજપૂત જેવી વીર જાતિનો વિદ્વાન પુરુષ, કેળવણી પામેલો, ડિગ્રી મેળવેલો, ભરજુવાનીના જોમમાં, કોમળ શરીરવાળો, વકતા અને ધર્મ સંશોધક, બુદ્ધનો માનનાર–બસ અચ્છું જોડુ મળી ગયું;–

હું તરૂણી એ તરૂણતનુ, માણેક મીઠું નામ;
પરણી જાઉ હિંદમાં, ઝખ મારે છે ગામ

થોડીવાર રહીને પાછી તે સ્વગત બોલવા લાગી કે, “નિર્ધન છે એટલુંજ, કે બીજું કાંઇ? હું એને એક ઘડીના છઠ્ઠા ભાગમાં લક્ષાધિપતિ કરી નાંખીશ! હા–કયારે લાહોર જાઉ, અને કયારે મહાત્મા ગૌતમની મૂર્ત્તિ જોઉ! અહા! અહા! એની ભ્રૂ કેવી ભરેલી અને કાળી ભ્રમર જેવી છે! એનું હાસ્ય પણ કેવું અને કેટલું મનોમોહક છે! એનું વાકચાતુર્ય અલૌકિક છે! પણ મારી આશા નિરાશાનું રૂપ તો ધારણ નહિ કરે? મારી ભાવના પૂરી થશે ખરી? જો એ પરણેલો નીકળશે તો?”

એ શકાએ તેનું મુખ ઝાંખું કરી નાંખ્યું થોડીવાર વિચાર કરી ઉઠીને તેણે કાગળો કાઢચા અને બે ચીઠ્ઠીઓ લખી. એમાંની એક ડોકટર શર્મા અને બીજી મિસ કુવડા ઉપર હતી એમાં તેણે તેમને બીજે દિવસે સાંઝે પાંચ વાગે નોતર્યાં હતાં અને રાતનું ભોજન લઇને પછી ઘેર જવાની વિનતિ કરેલી હતી. એક નમુનેદાર કાગળ કવરમાં માણેકચંદને પણ સાંઝે સાત વાગે આમંત્રણ કર્યું. જેમ તેમ રાત વીતી અને સવારમાં ઉઠીને તે,

“જા શબેહિજ, તેરા મુંહ કાલા.”

એમ કહીને દાવતની તૈયારીઓ કરવા લાગી. દિવસ કાપ્યો કપાતો ન હોતો. “એકેક અલ્પ કલ્પ સમજાય” મારી કૂટીને સાંઝ તો પડી. ડોકટર શર્મા અને મિસ કુવડા આવ્યાં. કોમરાસ્કીએ લયલામજનૂનો કીસ્સો રસ લઇ લઇને કહી સંભળાવ્યો તે પરણેલો છે કે કુંવારો, એ વાત ચતુરાઇથી પૂછી લેવાનું મિસ કુવડાએ માથે લીધુ સાત વાગ્યા અને ઈત્તેહામચંદ ધબ્બ દેતા કે આવી પડ્યા. કહ્યુ જ છે કેઃ–

“ફૂદા કોઇ યૂ ઘરમે તેરે ધમસે ન હોગા;
જો કામ હુવા ઇન્સે વો રૂસ્તમસે ન હોગા.”

ડ્રાઇગ રુમ કોમરાસ્કીએ એવો તો ટેસ્ટથી સજાવ્યો હતો કે, જેની પ્રશંસા કરવામાં “ગિરા અનયન, નયનબિન બાની” હતાં. જાપાની સ્ત્રીઓની ઘર સજાવટ આગળ જંગલીઓ પણ ઝંખવાણી પડે છે, એ વાત જગતપ્રસિદ્ધ છે. સાહેબડીઓ પોતાનો ઓરડો જાપાની સ્ટાઇલે જ સજાવામાં ગર્વ માને છે. માણેકચંદ કોમરાસ્કીની સાહેબી જોઇને છક થઇ ગયો તેણે આખા જન્મમાં પોતાના

શેઠની પુત્રી જરનો સજાવેલો ઓરડો જ જોયો હતો. પણ આ સરસામાન, રાચરચીલું અને તેની ઘટતી ગોઠવણોએ તો તેને આશ્ચર્યના સમુદ્રમાં નાખી દીધો. સલામો થઇ, માથાપરથી ટોપીઓ ઉતરી, હાથ મળ્યા અને ઓળખાણો અપાઇ, ઠીકરુ ( થેંક્યું અને ડોઢ મણ ડોઢ શેર ઇટના સોંઘાસટ) શબ્દો બોલાયા અને સર્વ ખુર્સીઓપર બેઠાં ગામ ગપાટા ચાલ્યા અને "દીદારબાજી ખુદારાજી"નું થોડુ થોડુ કામ પણ એક તરફથી ચાલુ હતુ. પણ માણેકની જાણે બલાઃ–

"ચાહત વો કિસ કામકી, અનચાહત કે સંગ,
દીપકકે મન ભાય ના, જલ જલ મરે પતંગ."

ભોજનની તૈયારીના સમાચાર આવ્યા અને બધા જમવાના ઓરડામા ગયાં. ભપકાનું તો પૂછવું જ શુ? ગુલ્દાઉદીનાં કુંડાએ તો બાગ જ બનાવી દીધો હતો ટેબલપર બિછાવેલું ગુલકારીનુ વસ્ત્ર જોઇને એમ એ તો એમ જ સમજ્યા કે, ખરાં ફુલપાનથી ટેબલ શણગારી છે. ફુર્સીઓ જોઇને તે અંજાઇ ગયો–કારણ કે, તેમનાપર એવું તો ઉત્તમ કારીગરીનું કામ કરેલું હતુ કે, જો કે નાદિરશાહ કાચાર જુવે, તો દિલ્લીનુ તખ્તે તાઉસ (મયુરાસન) આપીને એ ફુર્સીઓ ઉપાડી જાય!। વળી ફુર્સીઓ હલકી એવી કે હવામાં ઉડી જાય નાજુકપણામાં પણ એ ચકલીના માળાની પ્રત્યેક વસ્તુ એક એકને આંટે એવી હતી. ચીનીનાં વાસણો, ચાદી સોનાનાં પાત્રોનું પાણી ઉતારી નાંખતાં હવાં. ઈત્તેહામચંદ એક હુક્ષક જાનવરની ઢબછબથી એ ઓરડો જોવામાં લીન થએલો હતો, એટલામા કોમરાસ્કીએ સઘરાઅપુરી (દહિતરાં) ભજીયાં પેઠે ભુકો ભુકો થઇ જતા કહ્યુ કે,–"તમારા જેટલી બલ્કે તમારા દેશના જેટલી ચોખ્ખાઇ તો તમને અહી કયાથી જ જોવામાં આવે! કયાં ગદુ ગોબરું જાપાન અને કયાં ચોખ્ખાઇ ચતુરાઇમા આગળ વધેલું હિન્દુસ્તાન!"

"હાજી–ઠીક કહો છો;" માણેકે હસીને ઉત્તર આપ્યું "અમારા દેશની સુઘડતા અને સ્વચ્છતા સાથે તમારા દેશો બરાબરી કરી શકે તેમ નથી જ. બળદ, ભેંસ અને ગાયના છાણના અબોટ આગળ આ ટેબલ ગદી તો ખરી! તાંબા, પીતળ અને કાંસાના વાસણો, આ ચીનીનાં પાત્રોને ભાંગે એવાં ભારી હોય છે, એમાં નવાઇ જ નથી."

ખાવાનું આવ્યુ અને ખંધી મિસ ફ્વડાએ માણેકચંદને પજવવા માટે ચમચા કાંટા સંતાડીને, ખાસ જાપાની રીત પ્રમાણે લાકડાની સળીઓ જ મંગાવી માણેકચંદે દેખાદેખી સળીઓથી ભાતના દાણા ખાવાની ઘણીએ ચેષ્ટા કરી જોઇ, પણ દાણા પ્લેટમાં અને ભુખ પેટમાં! તેમાં વળી ફુટડી મિસ ફ્વડા, "એ પડી ગયા, એ દાણા વેરાયા, એ સળીઓ મ્હોંમાં પેઠી;" ઇત્યાદિ મશ્કરીઓથી તેને ગભરાવવા માંડયો. કંટાળીને માણેકે હાથ ખરડવાનો વિચાર કર્યો, પણ ઉપહાસક થવાના ભયથી તેમ કરતો અટકયો. એટલામાં દુધ આવ્યુ, મેજબાનો તો સળીથી દુધ ઉડાવવા મંડયા, પણ મેહમાન તેમ ન કરી શકયો. તે મનમાં જ હસવા મંડયો કે, "આ બચ્ચે બાલેકા ખેલ જેવું ખાવાનું તે કેમ પાલવશે?" દેશમાં

છોકરાઓ સાબુના પાણીમાં સળીઓથી ફુંકીને પરપોટા ફુલાવે છે, તેવી રીતે દુધ પીતાં **માણેક** પ્રથમ તો શરમાયો, પણ જ્યારે તેણે જોયું કે કેમ્બ્રીજ યુનીવર્સિટીના રેંગ્લેર ડી સી. **એલ**, અને **જાપાન**ની કોલેજના પ્રોફેસર ઓફ થિયોલોજી પણ એમજ કરે છે, ત્યારે લાચારીએ તેણે પણ તેમજ દુધ પીવા માંડયું. પણ કોમરાસ્કીથી એ જોવાઇ ન શકાયું" એમ તો તેનો મનનો માન્યો ભુખ્યો રહી જાય, અને તે જોયા કરે તો આશકીપર પાણી ફરી ન જાય! તે ઝટપટ ફુર્સી-પરથી ઉઠી અને ચાકરોને ધમકાવીને ચમચા કાંટા લાવી. બિચારા **માણેક**ચંદના જીવમાં હવે જીવ આવ્યો અને તેણે પેટલાદમાં અન્ન ભર્યું પછી ચાહ આની પ્યાલીઓ જોઇને **માણેક** મનમાં હસ્યો. ચકલીની ચાંચ ભરાય એટલી ચાહ એક પ્યાલીમાં સમાઇ હતી બે ત્રણ પ્યાલીઓ પી તેણે કંટાળીને ચાહ મૂકી દીધી ત્યાર પછી ફળ મેવાપર થોડો હાથ સફા કરી 'ધૂમ્રપાનં મહાપુણ્યમ્,' ગોટે ગોટે ગૌદાનમ્,' કરતાં કરતાં તે સર્વ ગપસપ ચલાવવા લાગ્યાં સમય-પ્રસંગ સાધીને ચતુર **ફ્રુવડા**એ વાતચિતનો નીચે પ્રમાણે આરંભ કર્યો,—

"તમારા દેશમાં ધણી ધણીઆણી જોડાજોડ બેસીને જમે છે કે સામા સામી?" મિસ **ફ્રુવડા**એ પ્રથમ પ્રશ્ન કર્યો.

"અરે નારે મિસ સાહેબ?" **માણેકે** કપાળ કુટીને કહ્યું "પહેલાં ધણી ભોજન કરી લે ત્યાર પછી સ્ત્રી બાપડી ખૂણામાં બેસી મોઢું ઘૂંઘટામા સતાડીને બે કોળિયા ગળચી લે, એજ તો જોડાજોડ"

"અરેરે-તમારા દેશમાં સ્ત્રીઓની એટલી બધી દુર્ગતિ છે?" મિસે આશ્ચર્ય દર્શાવી પૂછ્યુ "પણ ત્યારે તમે તો સાક્ષર છો, એટલે એવા હાસ્યાસ્પદ રિવાજોને ધિક્કારતા તો હશોજ, અર્થાત્ ઘેર જઇ તમારી સ્ત્રી સાથે અમારા પેઠે ટેબલપર બેસીને ખાવા બેસશોજ, કેમ?"

"અરે-એવાં ભાગ્ય તે ક્યાંથી?" **માણેકે** હાય મારીને કહ્યુ "આપણા પ્રારબ્ધમાં તો એક એમ એ નો તોક ગળામાં ઓળવી, બાકીનાં સમસ્ત સુખોને સલામ કરવાની રેષા વિધાતાએ ખેંચી છે ઘેર જવાની હોંશ પણ રાખતો હોય તે મરે!"

"ત્યારે તો તમે કુવારા હો એમ લાગે છે;" ડાકટર **શામ્દા**એ સમયસૂચકતાથી ભેદ કઢાવવાનો પ્રયત્ન કર્યો

"ડાકટર સાહેબ!" **માણેકે** શોકયુક્ત મુદ્રાથી કહ્યુ. "હાલમાં તો હું પર-ણેલા અને કુંવારાના વચમાં છુ!"

**કોમરાસ્કી**નો જીવ (જીવન સર્વસ્વ) તો સીંકે ટંગાઇ રહ્યો હતો આટલા આટલા હિંદીઓ આવ્યા હતા, પણ કોઇએ તેનાપર આવી મોહિની નાંખી નહોતી પ્રેમના નામપર દાંત કાઢનારી પોળી પૂતળી, હવેજ પ્રેમના સકંજામાં સપડાઇ હતી. જેવું પરણેલા અને કુંવારાના વચમાંનું વાક્ય તેણે સાંભળ્યું કે, તે તરતજ

ફાળ ખાઇ ગઇ. દુધનો દાઝેલો છાશ પણ ફુકીને પીએ છે તેમ **માણેકજી અરદે-**
**શર**ના સંબંધમાં નિરાશ થએલી **જા**પાની યુવતી, "રખેને **માણેકચંદ** પણ કોઇ
સાથે વચનથી બંધાયો હોય," એમ સમઝીને લગભગ નિરાશ થઇ ગઇ. પણ ખંતીલી
**ફ**વડાએ ચીપી ચીપીને તે વાત કઢાવી લીધી.

"ત્યારે તમારી સગાઈ થઇ ચૂકી છે, એમ જ ને, મિસ્તર **માણેકચંદ?**"
**ક**નડાએ પૂછ્યું.

"તેમ પણ નહિ;" **માણેકચંદે** ફાટી જતા હૃદયથી કહ્યુ "અમારામાં તો
ઢીંગલા ઢીંગલીનાં લગ્ન થાય છે. હું પણ બાલ્યાવસ્થામાં જ પરણ્યો હતો, પણ
દુર્ભાગ્યે મારી ગરીબડી ગૃહિણીને હોણ જ પરમેશ્વરે બોલાવી લીધી છે"

એ વાક્ય સાંભળી **કોમરાસ્કી**ના જીવમાં જીવ આવ્યો.

## પ્રકરણ ૩૪ મું.

### "મામાજી ઘેર ચાલોની!"

ગુલ્મર્ગમાં **જર** પોતાના તંબૂમાં બેઠી બેઠી એક પત્ર સાથે પ્યારથી રમી
રહી હતી. એ **માણેકજી**નું પ્રથમ લખેલું પત્ર હતું. **માણેકચંદ** સાથે મોકલેલા
પત્રના પ્રત્યુત્તરની વાટ જોવામાં અને આવેલા પત્રને વારંવાર વાંચવામાં **જર**
પોતાનો સમય ગાળતી હતી. ડોકટર **વાચ્છા** પોતાની શોધખોળમાં જ લીન હતો.
**જર** ઘેર જવાની ઉતાવળમાં ચકચૂર હતી. તે બહુ ઇચ્છતી હતી કે, એકદમ
**કાશ્મીર** છોડી જઇએ; પણ **વાચ્છા** આગળ તેનું કશું ચાલતું નહોતું જો વધારે
હઠ કરે તો કદાચ મામાને વ્હેમ જાય, એની પણ તેના મનમાં ભીતિ હતી.
**માણેકજી**એ મંદવાડમાં એક ટુકો કાગળ લખ્યો હતો અને **જર** તેને ક્ષણે ક્ષણે
જુદા આકારમાં વાંચતી હતી. તે કાગળ આ પ્રમાણે;—

"ડીયર **જર**!

તે પાકપરવરની રહેમ નજરથી અનેક જીવરાઓમાંથી એક જ જીવ બચી ગયો
છે, અને તે તારા હુસનનો પૂજારી પોતે છે. જિગર! હજુર કમજોરી અને ધ્રુજરાં
બહુ છે અને જીભબી લથરે છે. ડોકટર કહેચ કે, 'એ કસર ઘના દહાડા રહેસે,'
પન હું ધારુંચ કે, જો તું જાન મારી પાસે હોય, તો હું ચાર દહાડામાં સાઝો
થઈ સકુંચ. વ્હાલી! ખુદા ગવાહ છે કે, જે દહાડથી તું પ્યારીથી જુદો પરિયોચ,
તે દહાડથી આજ વેર એકાદ કલાક બી એવો ગીયો નથી કે તારી યાદે દિલમાં
ઘેર કરી જીગર કોતરી નાખિયું ન હોય! ડુબતાં ડુબતાં બી ખોદાય અને તારું
નામ જ જબાનપર ઉતું. મલસું ત્હારે તે દિલ ઉસ્કેરનાર એક્સિડંટનું બ્યાન કરસ
આય ડોકટરો મારો ઇલાજ કરી સકે તેમ નથી. અલબત્તા તું મારા રૂહની હકીમ
મલસે, તે દહારેજ હું સારો થવસ. બે તન અઠવાડિયાંમાં ઇન્શાઅલ્લાહ બોમ્બે

આવસ. તુ જાન બી અને તો કોઇ બહાને વતનની સેલગાહે આવજે; નહિ તો હું હવાપાની બદલવાને મસે કેશ્મીર આવસ મારે વરે ફૂર્ન એકઠાં કરજે હાલ એજ.

લા. તારા દીદારનો ઇન્તેજાર ચાકર,

**મા. અરદેશર**

**જર** કાગળ વાંચતી, મૂકી દેતી, વળી વાંચતી અને હર્ષથી ચુમતી ને આંખોમાં દાબતી, છાતીએ ચાંપતી, રેશમી રૂમાલમા લપેટતી, ચાંદીના ડબ્બામાં બધ કરતી અને વળી કાઢી નકલ કરતી કે, એક નકલ કદાચ ક્યાંય પડી જાય, તો બીજીથી હૃદય બ્હેલાવી શકાય! પ્રથમની જૂની પ્રેમપત્રિકાઓ કાઢીને તે સાથે આ પુત્રના અક્ષરો તે સરખાવતી હતી. એવી રીતે પોતાના પ્રેમીના પત્રને અનેક પ્રકારના લાડ લડાવીને તે મનમાં બહુ જ હરખાતી હતી **માણેકજી** થોડા દિવસમાં મુંબઇ આવે છે અને તેને બોલાવે છે, એ વાતે તેને કાવરીબાવરી બનાવી દીધી હતી

"મામાજી! હવે **લાહોર** ચાલોની મરૂ. હવે તો અહીંયાં કંટારો આવી ગિયો," સાંજે આંગણાં આગળ હવા ખાતાં **જરે** **વાચ્છાને** કરગરીને કહ્યુ

"એ બે ચાર દહાડાથી તુને એ શુ વેડું આયુંચ **જરા**?" **વાચ્છાએ** **જરને** **કાશ્મીરથી** આટલી બધી કંટાળેલી જોઇને અચરજ પામતાં કહ્યું, "આય બાગેબેહસ્ત જેવું **કાશ્મીર** મૂકી અગલી હેલ જેવા જીવતા જાગતા દોજખ **લાહોરમાં** જવું તને કેમ ગમેચ?"

"ઓ! ઓવારૂંરે મારા **લાહોરપરથી** તમારા **કેશ્મીરને**!" **જરે** આંગળીઓના કડાકા ફોડીને મોઢું ચડાવી કહ્યું "અબ્બઇ રહ્યા મારા બાવાજી જીનરઇ ભરેલા જ હોય તાંજ મારું તો જન્નત છે!"

"**અહાહાહા**–" **વાચ્છાએ** હસી **જરના** માથે **હાથ** ફેરવીને કહ્યુ. "અરે! વાહરે દીકરી! તે તો મને લોજિકથી બધ કીધો ને! પણ હવે ચાલ, તું જ જવાબ દે કે, તું અને તારો મામો બન્ને કાં જન્નતમાં બેઠાંચ કે દોજખમાં?"

"અરે–નહિરે મરૂ મામાજી!" **જરે** ગુંચવાઇ જઇ લાડ કરતાં કહ્યું "તમે મને બાંધી લેવા માગોચ કે શું? લેઓની–**લાહોર** અને **કેશ્મીર** બેઉ જન્નત પણ આય જન્નતમાંથી દિલ ભરાઇ ગયું, માટે હવે પેલાં જન્નતમાં ચાલો!"

"ભલે–દીકરી! જો તારી એમ જ મરજી છે, તો આવતા અઠવાડિયામાં આપડે અહીંથી ઉઠાંગરી કરસું. બસ હવે તો તું ખુશ થઇને?" **વાચ્છાએ** **જરની** ઇચ્છાને આધીન થઇ કહ્યુ "હાજી!" **જરે** જવાબ દીધો અને તેનું દિલ બાગબાગ થઇ ગયું–તેના હર્ષ અને આનંદનો પાર રહ્યો નહિ બસ એ પછી તેણે ફૂર્ન એકઠાં કરવાનું કાર્ય આરંભ્યું એક એક ફૂર્ન વીણતી તે પ્રેમ બાગની માલણ, **માણેકજીનું** નામ લેતી, ફુલી નહોતી સમાતી. વાતની વાતમાં અઠવાડિયું વીતિ ગયું, પણ જડીબુટ્ટીના શોધમાં લાગેલા **વાચ્છાએ** જવાનું નામ પણ લીધું નહિ પણ અકળાઇ **રહેલી** **જરથી** તે કેમ ખમાય? વળી તેણે "મામાજી! ઘેર ચાલોને!" ના પોકાર કરવા માંડ્યા

"પણ ઘેલી પોરી! કઈ ગાડીનોબી બંદોબસ્ત કરું કે નહિ? તું જાનેચ કે, ઢગલેઢેર અંગ્રેજો ટુટી પડ્યાચ. ગાડી ગાડાં તો મળવાં એક તરફ રહ્યાં, પણ કુલીઓ બટીક નથી મળતાં. આય ચાલુ અઠવાડિયામાં બદોબસ્ત કરી નાંખુચ;" વાચ્છાએ એમ કરીને બીજો વાયદો કર્યો.

"જોવ-હું, મામાજી! તમેબી હવે આજ/કાલનું નામ ભૂલી ફક્ત અઠવાડિયાના નાનલા નાનલા જ વાયદા કરવા પરિયાચતે!" જરે રીસાઇ જઇ રડવા જેવું મોઢું કરીને કહ્યુ. "બરી ગઇ ગાડી! નહીં મળે તો ચાલોની ચાલતાં જ ચાલ્યાં જઇએ. સુ આપરા પગોમાં ચાલવાની તાકાત નથી કે સુ?"

"હા-તેં ચારેક ખટારાં ભરીને જે અહીંથી માલ ખરીદ્દિયોચ-કઈ ટ્રીપાઈ, ને કઇ ફ્રેમો, લાકડાંના બોકસીસ, ચાંદીનાં વાસણો, દુશાલાઓ, ચ્યુનો-એ બધું તારે માથે મૂકી લે બા-પછી રસ્તામા થાકી જસે, તો હું ઉચકાવસ નહિ, હાં!" વાચ્છા ડોકટરે ટકોર કરી.

"અને તમે જે આય બધાં લાકરાં અને પાતરાંનાં ગાંસરા બાંધિયાચ, તેનું સું મામાજી! તેબી બધુ મારે જ માથે લાદોની!" જરે કહ્યુ. "જો બાર મહિના વેર ગારી ગારાં નહીં મળે તો અહીં જ બેસી રેહસું કે ત્હારે? વરી બે અઠવાડિયા પછી જે ગાડાંમાં માલ ભરસો, તેમાં આજે જ કાંઇ નહીં ભરતા વારું?"

"અરે-પણ તે કેથેથી મળે તો કેની?" વાચ્છાએ હારીને જવાબ દીધો.

"પણ-તારે ચાલોની-આપરે છરાં ચાલી જઇએ અહીં કોઇને કોન્ટ્રેકટ આપી દો, તે બધો માલ આપરે ઘેર પોંચારશે," જરે યુક્તિ બતાવી.

"ને તેમાંથી સો પચાસ રૂપિયાનો માલ ખાઇ જાય; તો ફરિયાદી માંડવા પાછો લાહોરથી અહીં આવું કે?" વાચ્છાએ શકા કાઢી

"ચાલો બા, તમને ગમે તારે લઇ જજો;" એટલું બોલી રીસાઇને જર પોતાના તંબૂમાં ચાલી ગઇ

વાચ્છાએ પોતાની ભાણેજીને આટલી બધી કટાળેલી જોઇને કેશ્મીરમાં વધારે દિવસ રહેવું યોગ્ય ન વિચાર્યું. બનતી ત્વરાએ ઘટતો પ્રબંધ કરી કેશ્મીરને સલામ કરીને તેણે લાહોર ભણી મોઢું ફેરવ્યું.

પહાડપરથી ઉતરતાં જે ગરમ લુઓ અને દુર્ગન્ધની આપદાઓ વેઠવી પડે છે, તે ત્યાં જઇ આવેલાઓ જ જાણે છે. વાચ્છાના ચહેરાપર તાપથી લાલ ઝામાં પડી ગયાં, અળૈયોથી આખુ શરીર ભરાઇ ગયું આખો દિવસ બરફ બરફનો પોકાર કરતો તે ભલો ડોકટર અકળાઇ ગભરાઇ ગયો હતો. પણ એથી વિરુદ્ધ કોમળાંગી જરના શરીરને એ તાપ કાંઇ પણ અસર કરી શકતો નહોતો. આખો દિવસ તેનું વદન હર્ષથી પ્રફુલ્લ રહેતું હતું. તેને પરસેવો પણ થતો નહોતો અને તૃષા પણ લાગતી હતી નહિ. નહોતાં કપડાં કરડી કટાળો આપતાં કે નહોતી લાગતી લૂ! બસ માત્ર માણેકજીનું સ્મરણ જ તેના માટે સૌગન્ધ્યપૂર્ણ સમીર અને

"તુ ગુલ હું બુલબુલ તું દીપક હું પતગ;
"બસ તુજ સાથે ભતકું દિલ રાખી કુમગ;
"તું જન્નતની હુરીના ગોલાબી ગાલ;
"છે તારા વીના દુન્યા દોજખ મિસાલ;
"તું સાચી છે પ્યારી તુ સાચી જીગર;
"છે જુઠ્ઠો જમાનો ફક્ત જર વગર

"પીયારી જરા! તારા મુબારક હાથનુ લખાયલું કાગજ મલિયું. એથી જે "ખુસાલી મારા તૂટેલા જીગરને થઇચ, તે લખવાની મારી અદના કલમમાં તાકત "નથી કેશ્મીરના વ્યુજ મલિયા. બેશક બાગે બેહેસ્તની સીનરી છે. કેશ્મીરના બેહેસ્ત "હોવામાં જો કંઈ કસર હુતી, તો ફક્ત એક હુરની, અને તે જીગરે જઇને તે કસર "પુરી કીધી હવે તારો અદના આશક તદન તંદુરસ્ત છે ડાકટરે બોમ્બે જવાની "રજા આપીચ બસ હવે થોડા જ દહારાની જુદાઈ બાકી છે. પાંચમે દહારે સ્ટી- "મરપર સવાર થવસ કે બે અઠવારિયામાં બોમ્બે આવસ દિલ તો ચ્હાય છે કે, "પેહલો કલકત્તા થતો કેશમીર આઉ, પન માયબાપની ફિકર તેમ કરતો રોકે છે. "હાય! પાલવે ઉતરસ, તે વખતે તુજ પ્યારીના દીદાર નહી થાય, એ કેવું અજબ "ગજબ જેવું! જાન, જો બને તો તુંબી જલદી બોરબે આવવાની ટ્રાઈ કરજે કે, "મારું બલતું જીગર તારાં દરસનથી ઠંડુ કરું તારો પયગામ લાવનાર હિન્દુ ઘનો જ "ભલો માનસ છે મને તે ઘનો જ ગમેચ ગ્રેજ્યુએટ પન થએલો છે પન અહીંયાં "એક જાપાનીસ લેડી તેને કબુતર બનાવી દે એમ લાગે છે મને બી તેણી એક બે "વખત મળીતી તેણીને એ જ મેડનેસ લાગુંચ કે, કોઈ ઇન્ડિયન માનસથી ચાર "આંખા પારી લે; પન પેહલાં તેને બુદ્ધ કરી પછી પન્ને આપુને તો ગરીબરો "જરથોસ્તી મજહબ અને સાદી માદી જરથી કામ હતુ, એતલે તેણીતું કંઈ વરિયું "નહીં પન હું ધારુચ કે, તારો હિન્દુ અહીં ગોથુ ખાઈ જસે એમ તો ઘનો જ "સમઝદાર ને બાહોશ છે પન કડક છે, એટલે પૈસાની લાલચમાં લપસી પરે, એ "બનવા જોગ છે વરી એ જાપાની લેડી બહુ ચીકાસવારી છે, એતલે વખતે તે "ગરીબ થાપ ખાઈ જાય ચાલ રજા લેઉચ, ખુદા કરસે તો બહુ જલદી મલસું

લી તારો સદાનો ચાહનાર ચાકર,

**એમ. અરદેસર**

"એક બે અઠવાડિયાંમા મુંબઈ આવશે? કોણ? માણેકજી? ઓહોહો!" આ શબ્દો જરને કેવા લાગ્યા? તીર જેવા કારણ? કારણ એ જ કે, તેના મનનો માલિક મુંબઈ આવે અને તે પોતે લાહોરમા હોય, એ જીવતું જ સું કામનું?

"છુટ જાયેં ગમકે હાથોસે જો નિકળે દમ કહીં;
ખાક એસી જિન્દગીપર તુમ કહી ઔર હમ કહીં"

વળી જાપાની લેડીની વાત પણ કાંઇક ફાંસ જેવી ખટકવા માંડી. "માણેકને સારૂ 'ચંદ' જો જાપાનણ સાથે પરણી જાય, તો કઇ નહિ; કારણ કે, તે

રાડેલો છે પણ **માણેક** સાથે 'જી' જો એવો ભુલે ચુકે વિચાર કરે, તો "ગોપી-યનકી કૌન ગતિ?"

શોક! ઓ ગજબ! એ શબ્દ ગમે તેના કાનના પડદા ફાડી નાંખવાને સમર્થ છે. બસ હવે **મુંબઇ** જવું જ જોઇએ-**લાહોર**માં ભલે લાહ્ય લાગે! **જાપાન** જવાનુ હોય, તો તેમ કરવાની ઈચ્છા પણ ઉભરાઇ આવી. પરતુ પાંખો ક્યાં? રજા કોની? બસ **મુંબઈ** અને **મુંબઇ**નો જ ઘોષ કાનના બહેર ફાડી નાંખવા લાગ્યો. પણ કેવી રીતે જવાશે, એની તેના મનમાં બહુ જ જબરી ગુચવણ હતી.

---

## પ્રકરણ ૩૬ મું.

## મુંબઈનું નોત્રું.

સાંઝના પોસ્ટમેને આવીને બે પરબીડિયાં **જર** સામે મુકયાં. એકમાં કંકોત્રી અથવા ઇન્વિટેશન કાર્ડ હતો અને બીજામાં એક કાગળ હતો. કાર્ડ નીચે પ્રમાણ હતો;–

"**મુંબઈ** તા૦ ૧૦ મી મે ૧૯૦... ..

"મેહેરબાન બેહેનજી,

"જત બેહેનજીને લખવા વિનતિ એ છે જે, હમારાં દીકરી બાઈ **સીરીન**ની શેહાદી હમારા ભાણેજ **દાદાભાઈ માણેકજી** મામાની સાથે રોજ ૧૧ મો ખોરસેદ માહા નવમો આદર શાહેનશાહી સને ૧૨ .....ઇઝદેજરદી-તા૦ ૨૪ મી મેને વાર મગલને દિને છે. માટે મેહેરબાની કરી એ શુભ અવસરે ગિરગામ મધે આલ-બ્લેસ બાગમાં વહુ દીકરીઓ સાથે પાછલા પહોરના ચાર કલાકને અમલે સોપારા તથા વરણીની મીજલસમાં સામેલ થઇ રાત્રે સાત કલાકે એજ મુકામપર ખાણાં-પર બીરાજી અમોને આભારી કરસોજી.

લા૦ દુવાગો બહેન,

**આવાંબાઇ મંચેરશાહ બરજોરજી છાપગર**

ની દુઆ સલામ"

કાર્ડ વાંચતાં જ **જર**ના હૈયામાં **મુંબઈ** જવાની આશા પ્રકટી. ત્યાર પછી તેણે કાગળ ઉખેડીને વાંચ્યો-તે નીચે પ્રમાણે,–

"બ્હેન **જરાં** જોગ–

"જત આય સાથે એક કાર્ડ લગનનાં નોતરાંનો તમો બેહેન તથા તમારા બાવાજીને મલસે મારાં લગનને તાંકને તમો બેહેનનું આવવું ઘનુંજ ખુસાલી ભરિયું ગનાસે. બેહેનજી! આપરી સગાઇને એક તરફ મુકી ફકત દોસ્તી તરફ જોતાંબી તમારી આવવાની ફરજ છે. હું બહોસ કરી લખુચ કે તમારે આવવું જ

પરસે. ગુલાંના લગન વખતે તો તમો મુંબઇ હુતાં એટલે આયાતાં જ, પન આજે મારાં લગન વખતે લાહોરથી આવસો તોજ આપરાં સહીપનાં તેમજ સગાઇને સોભા મલસે જો તમો નહી આવો તો તમારાં લગનમાં હું તેનો બદલો લેવસ. જર! તુને મારા સમ છે, જો એ બહાને ઘને ઘને દહારે મલસુ. જો ખુદાને ખાતર આવજેજ •

"લા૦ તારી સદાની ખેરખાહ બેહેન,

"સીરીન મંચેરશાહ બરજોરજી છાપગર.

- તા૦ ક૦–વરી લાહોરવેર દસ્તુરનાં તેરાંની વાર નાં જોતી હા!

સી. મં. બ. છા."

એ મંચેરશાહ બરજોરજી છાપગર, એદલજીના મામાનો છોકરો થતો હતો અને તે પૈસે ટકે સુખી હતો. તેનો રહેવાનો બંગલો વાલકેશ્વરમાં હતો અને પેઢી કોટમાં હતી. જરે એ તકનો લાભ લીધો અને કાર્ડ તથા કાગળ લઇને તે એક પથ દો કાજ કરવા પોતાના પિતા પાસે દોડી.

"હુ સમજિયો, તુ સું કામ આવીચ તે, દુકતી!" એદલજીએ પેપરને ટેબલપર મુકતાં હસતે મુખડે કહ્યુ. "પન હું કઇ તુને મુબઈ જવા દેવાનો નથી"

"આં આં બાવાજી! એમ કાંય?" જરે લાડથી ડોકું હલાવીને પૂછ્યુ. "હું તો એજ વાસ્તે આવીતી"

"મને બી નોતરાનો કાર્ડ મલિયોચ," એદલજીએ પોતાને આવેલો કાર્ડ ટેબલપરથી ઉચકી બતાવતાં કહ્યુ "વરી મંચેરશાહનો એક જુદો કાગજ બી મારીપર આયોચ તેમાં જો કામકાજનું બહાનું કરી હું નહી જાઊં, તો તુને તો જરૂર મોકલું, એવી બહોસ કીધીચ"

"બાવાજી!" જરે એદલજીના બોલ પકડી લીધા "મને બી સીરીને એક જુદુ કાગજ લખિયુચ ને વરી ગુલાંના લગન વખતે હું ઉતી ને તેના લગનપર નહી જવસ તો તે મારાં–"

"હા–હા–સરમાયચ કાંય?" એદલજીએ સમજી જઇને જરને ખીજવવા માંડી. "કેહની કે તારાં લગનમાં તેબી નહીં આવસે, એમજ ની? અરે વાહરે પોરી! તારે તુ બી વરી પનવાનાં કે, હે? તુને કારીમેસ જેવીને પનસે કોન?"

"હવે જોવ હાં બાવાજી! તમે બી મને જાગલા જેવી ગોરીને ઇન્સલ્ટ કરોચ તે!" જરે એદલજીનાં પાસાંમાં બેસીને ગેલ કરતાં કહ્યુ "વરી હું હમણાજ કેશ્મીર જઇને બધી ગોરી થૈ આવીચ ને તમે એમ સુ બોલોચ જે?"

"તારી મરજી હોય, તો ભલે જા મારાં ફરજન્દ!" એદલજીએ આનદથી આજ્ઞા આપી અને જરનું હૈયું હાથ હાથ ઉછળવા માંડ્યુ. "પન મને વરી એકલા રહેવું પરસે."

"હું બહુ જલદી પાછી આવસ, મરૂ-બાવાજી!" જરે કાલાવાલા કરીને કહ્યુ. "મારી સીરીન સાથ મલસ, પછી મને બીજું કામ સું છે?"

જો કે જર એ શબ્દો બોલી તો ગઇ ખરી, પણ તેના નિર્મળ અંતઃકરણમાં અવશ્ય એમ તો લાગ્યું જ કે, કોઇ પ્રબળ શક્તિએ તેને ન ધારેલી રીતે જુઠું બોલાવીને પિતા પાસે અપરાધીની બનાવી હતી એ પ્રબળશક્તિ તે પ્રેમભાવના હતી જરના મનમાં સીરીનને મળવા કરતાં માણેકજીને મળવાની અભિલાષા પ્રબળ અને વધારે હતી અને તેણે જ તેને મુંબઈ જવા ઉશ્કેરી હતી

"કાલથી જ તૈયારી કરવી પરસે," એદલજીએ કહ્યુ. "સીરીનને એક હીરાની વીટી કરસુ ને દાદી મામાને એકાવન રૂપિયા કરસુ એટલે ગંગા ન્હાયાં! બાકીનો મુંબઈ જવાઆવવાનો ખરચ તારા ગજવામાંથી આપજે,-કેમ બસની?"

"ઓ હું મરુ રે મારા હાતમદિલ બાવાજીપરથી!" જર વારણાં લઈ બોલી. "બધું જ તો તમો જીનરઇભરિયા આપોચ; વરી હું કોન ને મારું ગજવું સું. પન હું એમ પુછુ બાવાજી! કે દાદી મામો તો મોટો મેસ્મેરાઇજમનો પ્રોફેસર થવાની ને આખો જનમ ભરમચારી રહેવાની ડફાંસ મારતો થો ને વરી એ ગરામાં તોક સાનો ઓરવવા નિકરિયો?"

"અરે એ બધા ધનક જ તો બેટા!" એદલજીએ પોતાનો ખરેખરો અભિપ્રાય આપતાં કહેવા માંડ્યું "આજકાલના પારસીના દુકતાઓ થોરુ ઘનું અગરેજી વાંચતાં લખતાં સીખેચ કે બસ ધરપર સરજ નથી રાખતા સબ મે મયેનો તો જાને, એ અધુરા ઘરાઓએ નિયમ જ બાંધી રાખિયોચ ને વરી પેપરોવાળા તે લોકને જરાજરામાં એવાં તો ઉત્તેજન આપેચ કે તેવા અધકચરાઓ અમથા ફુલીને મરેચ તેમાં પોશાકની ઘેલછા તો ગજબનીજ વધી પરીચ બોલે બોલ અગરેજી બોલ ગોઠવી જાને કેવાક સીખેલા હોય તેમ ખોટું ડોલ ઘાલવું, નેકટાઈ કોલર વેર તો ધુર વારી, પણ જાગલાનાં ટોપાં પહેરીને ગેપાઉ જેવા થઇ ફરવામાં જ આબરૂ માનેચ. ઘેરમાં વાંસ ફરે તો હાંલ્લું નહી નરે, પન તરીમતરાક થઇને મોરામાં ચિરૂટ ઘાલી અકરમાં ને અકરમાંજ ફરી મરેચ. ખોદાય જરથોસ્તી કોમપર રહેમ કરે! છકેલા પોરિયાઓ હદજ કરેચ. તેમાં વરી દેખાદેખી દુકતીઓ સાઇકલીસ્ટ થઇ સુઇચ તે સારીપર મડમનાં ટોપલાં ઘાલી ફરી મરેચ તે તો એવી કડવા ઘાયચ કે તોબા ખોદા! ને ધુરપર લીંપન, ગરાંપર રુમાલ બાંધેચ."

"પન બાવાજી! એક બીજો બી વાંધો આય લગનમાં થાય, એમ મને લાગેચ" જરે ડાહી થઇને કહ્યુ. "મામો તો સુધરેલો ને વરી કદમી છે ને મંચેરજી તો આપરી કાની પાક્કો સેહનસાહી છે. ત્હારે બીજી વખતના આસીરવાદના વાંધાનું સું થસે?"

"કંઇ નહીં રે દીકરી! એ કદમી ને સહેનસાહી બધા જ જરથોસ્તી," એદલજીએ ઇઝીચેરપર પગ લાંબા કરીને કહ્યુ "બેહેસ્ત બિચારા સુલ્લાં ફીરોજને તે

તેણે વરી આલસુઓ માટે દર્દીને જોઇએ તેવું તબીબ ફરમાવિયું કહાં છે તે પુરાતન જરથોસ્તી વીરો? આય નકલી જાંગલાઓએ બધો તરાપો ડુબારિયો! સુ જન્દભાસામાં આપેલા આસીરવાદ છે ને સસ્કૃતના આસીર્વાદ તે ગારભેર છે? ખોદાય ગોરથમાન બેહેસ્ત આપે સર જમસેદજીનાં અશોરૂહને! બેહેસ્તી આખો દહારો ઘેરમાં બી પાઘરી રાખતા, કે જ્યારે આય છકેલા જાંગલાઓ ટોપી પહેરીતાં બી ગરમીથી ગભરાઇને બેહોસ થઇ જાયચ! બેહેસ્તન કવીન વિક્ટોરિયાથી માંડીને અદ્દના અંગરેજ વેર પારસીની ઓરખાન આપતાં સર જમસેદજીની જાત છે, એમ કેહેચ. બીજો કોઈ એવો નહી જનમિયો કે તેની જાત તરીકેની આપરે વરે કોઈ ઓરખ આપી સકે."

"અરે રે-તેવા નરો તો ખરે જ પેદા થવા મુસ્કેલ છે," સાચી જરે દીર્ઘ નિશ્વાસ નાંખીને પોતાની અનુમતિ દર્શાવી.

"અરે દીકરી! સર બાલ્ટર ફ્રીયર એક ટાઈમમાં મુંબઇનો ગવર્નર ઉતો. તે એક દહારો આપરા ફરામજી કાવસજી બનાજી વારાના મજગામના બગલામાં કંઈ કામસર વગર ખબર આપવે ગિયો ફરામજી તે વખતે હજામત કરાવતા થા બિચારો ગવર્નર જેવો ગવર્નર, લગભગ દસ મીનીટ મુગો મુગો ઊભો રહ્યો ને તેવન હજામત કરાવી ઉઠિયા તહારે જ મુલાકાત લીધી. જો કે તેવને આરસીમાથી પાછલ ઊભેલા ગવર્નરને આબેહુબ જોયો તો, પન અરધી હજામતમાંથી ઉઠી ખુસામત કરવી, એ હીનપસતી ભરેલું ધારી પોતાનો ટેક છોરિયો નહી. પન હવે તો પારસી કોમનો તે દહારો આયોચ કે, એક કચરાપટીનો અમલદાર કોઈ પારસીના ઘેરમાં જાય, તો તે ખાતો ખાતો અનાજપરથી ઊઠીને ઊભો થઇ તેની ખુસામદ કરવા મંડી પરે, ને વરી પોતાને હાથે જ એકાદ આર્ટીકલ લખી પેપરમાં મોકલે કે, આજે ફલાના સાહેબે ઢીકરા પારસીને ત્હાં પધરામની કીધી વરી અંગરેજો બી તેવા સાલેસ અને ખાનદાન હિંદમાં નથી આવતા રીપન જેવા માંયના પુત કહાં આવેચ? હવે તો આય કર્ઝન જેવા ગવર્નર જનરલો આયા કે, જેમણે આખા દેસનો નાસ કીધો તો કીધો, પન બધાના બાપદાદાને મ્હોને મ્હોન જુઠ્ઠાબી કહ્યા! ને ફુલર જેવા અકડખાં રૈયત મારુ અડસુઠા આયા કે, ગરીબડી બગાલી રૈયેતપર હથિયાર ઉચકાયાં ને એમર્સન જેવા મગરૂર માજીસ્ત્રેટ કે જેણે સુરેન્દ્રનાથ જેવા બાહોશ લીડરને દંડ કીધો. વરી તે ટાઇમ જેવો કોમી સપ (સંપ) બી સપના પેઠે ઉરી ગિયોચ બેઠી! સર ને બનાજી સાથે નાનાશકર સેઠને નાખુદા જેવા હિંદુ અને મોમીનો બી સામેલ ઊતા, કે જે વાતની વાતપર ચ્હાય તે કરી સકે હવે તો ઘોરા ગારીપર હવા ખાવા જતાં જાંગલાઓના હાથમાં હાથ ભેરવીને ફરતાં મડમ સાહેબોને ભડકા જોઈ બીક લાગી તે બેહેસ્તી નાનાશકરના બનાવેલા સોનાપુરની ભીતપર બીજી ભીત ચનાવવી પરી!"

"ઓ હું ઓવરૈ પોવરૈ જાણૈ રે મારા પાક્કા વિચારના બાવાજી પરથી,"

જુની વાતોથી જોશમાં આવી બાપની બલાઓ લેતી જર બોલી. "એ આટલી બધી વાતો તમે જાનોચ, એમ તો મને સપનેબી ન્હોતો"

"અરે દીકરા! એવી જુની વાતો કેહેઉ તો એક મોટો પોથો ભરાય; એદલજીએ કહ્યું એટલામાં ટેબલપર પડેલા એક બીજા કાગળપર નજર પડતાં તે પહેલી વાતોને કોરણે મૂકીને કહેવા લાગ્યો કે, "હાં, જરાં! તારા માનીતા માણેકચંદનું કાગજ બી આજે જ બપોરે આયુચ તે લખેચ કે થોરા દહાડામાં લીલાઉ સરુ થશે. તનેક ઇન્દ્રિયનો આયાચ, જોઇએ બીજા કોન કોન આવેચ તે ને માણેકચંદ શું અકલમંદીથી માલ મોકલેચ તે."

"તમારી નીયત સારી છે તો, બાવાજી! યજદાન સૌ સારું કરસે માનેકચંદ બી સમઝદાર માનસ છે, ને દુકાનનો બી અનુભવ મેલવિયોચ, એટલે કઇ આરું દહોરું તો નહીં જ કરે-સારુ કરીને જ આવસે, એવી મારી સોએ સો ટકા ખાતરી છે;" જરે માણેકચંદનાં વખાણ કર્યાં.

પિતા પુત્રીની વાતચિતનો અહીં અંત આવ્યો એ પછી બીજી ત્રીજી વાતો થઈ અને જર બાપની રજાથી મુંબઈ જવાની તૈયારીમાં પડી. ખરશેદજી પોતાની સ્ત્રી અને પુત્ર સહીત જરબાનો સાથે મુંબઈ જાય એવી વ્યવસ્થા કરવામાં આવી અને જર આનંદાબ્ધિમાં ખેચાતી આ શેર બોલવા માંડી:-

"ખુદા રખ્ખે મહબ્બતને, કિયે આબાદ દોનો ઘર,
મયે ઉન્કે દિલમે રહતી હું, વા મેરે દિલમે રહતે હયે."



## પ્રકરણ ૩૭ મું.

## મને તમારી કરો?

"આપનાં આપેલાં પ્રમાણો બહુ જાણવા જોગ અને ગભીર છે, છતાં મારી બુદ્ધિની સીમાથી બહાર હોવાને લીધે મારા ધ્યાનમાં ઉતરી શકતાં નથી, અને તેથી ઈશ્વરનું અસ્તિત્વ ન માનવા મારી છાતી ચાલતી નથી;" એ શબ્દો આપણા માણેકચંદ વર્મા એમ એ. ઉર્ફે ઈસ્તેહામચંદ બહાદરના મુખકમળમાંથી ખરી રહ્યા હતા. ડાકટર શમ્દા સાથે આજે શાસ્ત્રાર્થ થયો હતો. બુદ્ધિઝમનો લગભગ પૂજારી થઇ પડેલો માણેક, જેનું ચિત્ત બુદ્ધના નિયમોપર કુર્બાન થઇ ગયુ હતું, તે કેવળ એક જ વાતથી ચમકતો અને દુર ન્હાસી જતો હતો. ઈશ્વર જેવો એક, મનુષ્યના માથે ટોઇયો-સ્વામી-પૂછનાર-હોવો જ જોઇએ, એમ તેનું દૃઢતાથી ધારવું હતુ ડાકટર શમ્દા અને મિસ ફુવડા તેના મનનું સમાધાન કરી શક્યાં નહિ. કોમરાસ્કી આશા અને નિરાશાના ઝુલામાં આન્દોલન કરતી જોવામાં આવતી હતી

"મારા મનમાં ગમે તો ધખારો જ કાં ન બેઠો હોય," માણેકચંદે પાછું બોલવા માંડયું. "પણ તે એટલો દૃઢ છે કે, ઈશ્વર શબ્દનો ઇન્કાર અસ્વીકાર કર-

વાના નામથી મારું હૃદય કંપી જાય છે. હું તો મૌલવી હાલી સાહેબની ચાર લીટીઓને હીરાના અક્ષરેથી મારા હૃદયપટમાં કોતરી ચૂકયો છુ–તે આ પ્રમાણે–

"હિન્દુને *સનમમે જલ્વા પાયા તેરા;
"આતિશયે †મુગાં ને રાગ ગાયા તેરા;
"‡દહરીને કિયા દહરસે §તાબીર તુઝે,
"‖ઈન્કાર કિસીસે ન બન આયા તેરા.

"આપ મારા વાદનું ધ્યાનપૂર્વક મનન કરશો, તો કદાચિત્ એ હીરાએ લખેલી લીટીઓનું પાણી ઝાંખુ પડી જશે," ડાકટર શમ્દાએ હસતાં હસતાં કહ્યુ "લ્યો આજે તો બહુ અસુરું થયું વળી કોઇવાર મળી પાછી તકરાર ચલાવીશું;" એમ કહીને ડાકટર હાથ મેળવીને સહુને નમી ચાલતો થયો પાંચ દશ મીનીટ પછી મીસ ફેવડા પણ ગચ્છતિ કરી ગઇ

"ત્યારે હવે મને પણ આજ્ઞા આપશો?" માણેકચંદે કોમરાસ્કી ભણી માનની દૃષ્ટિથી જોતાં કહ્યુ

"હવે તમારે હોટલમાં શી હુંડીઓ લખવી છે?" જાપાનણે કાંઇક કચવાતાં માણેકને રોકયો "તમે હવે તો નવરા છો. માણેકજી અરદેશરને પરમ દિવસે વિદાય કરી આવ્યા અને બે દિવસથી લીલાઉમાં જઇને શેઠનું કામ પણ બજાવો છો, એટલે અત્યારે તો કાંઇ પણ હોય એમ લાગતુ તો નથી તમને એકલા જવું કેમ ગમે છે? મને તો તમારાથી છૂટી પડતા દુઃખ થાય છે. જુઓ માણેક! મને છોડીને ન જાઓ!" એ શબ્દોએ માણેકના હૃદયમાં કાઇ એવી લાગણી પેદા કરી કે, જેનુ વર્ણન થવું અશકય છે. તે ટગર ટગર કોમરાસ્કી ભણી જોતો જ રહ્યો. આમ કરગરી લાડથી બોલવામાં જાણે કોઇ ભેદ સમાયલો હોય, એમ તેને ભાસવા લાગ્યું

"લ્યો ને–હું તો આ બેઠો. મને તો તમારા સમયનો ભય હતો," માણેકે ઉત્તર આપ્યું.

"આપણે તો આજકાલ કરન કરતુતખાનેમેં મજબુત છિયે. તમારી એમ ઈચ્છા છે, તો આ આપણે પણ બેઠા."

"આપણી એ વાતમાં પણ હાજ છે!" માણેકે અનુમતિ આપી

પછી ગાડી જોડાઇ અને બન્ને જણ વાતો કરતાં કરતાં સમુદ્ર તીરે આવ્યાં. કોચબાન અને સાઇસ જાપાનીઓ જ હતા અને આપણાં પ્રેમી પંખીડાં તો અંગ્રેજીમાં જ વાતો કરતા હતાં; એટલે ન ફુત્તેકા ખટકા ન બિલ્લીકા ગમનો જ મામલો હતો કોમરાસ્કીના પ્રેમના ઊભરા છેક હોઠ સુધી આવી પહોંચ્યા હતા. આશાની ઉર્મીઓને અતરમાં દાબી રાખવા જેટલી શક્તિ હવે એ અબળામાં

---

* પ્રતિમા–મૂર્તિ. † અગ્ન્યુપાસક ‡ નાસ્તિક § ભિન્ન ‖ અસ્વીકાર

અવશેષ રહી નહોતી. લજ્જા અને સંકોચ તેનો પાલવ પકડીને તેને પાછળ ખેંચતાં હતાં, તેમ પ્રેમ અને યૌવન બધાંપર પાણી ફેરવીને તેને સાફ વાતપર ઉતરવાની ઉશ્કેરણી કરતાં જોવામાં આવતાં હતાં. બાપડી નાઝુકડી **કોમરાસ્કી**, પળે પળે દીર્ઘ નિશ્વાસ નાંખીને કંઇ બોલવા જતી હતી, પણ દિલકી દિલમે રહી જતી હતી, અને બીજી બીજી વાતોમાંજ વખત વહ્યો જતો હતો.

"હું એમ પૂછું મિસ્ટર **માણેક**ચંદ!" હિમ્મત એકઠી કરીને **કોમરાસ્કી** કહેવા લાગી. "આ .....લોકો જે ઇશ્ક ઇશ્ક અને પ્રેમ પ્રેમ શબ્દ બોલે છે તે કંઇ વજુદ ધરાવનારો બોલ છે, કે અમથી બનાવટી વાતોજ છે?"

"મિસ **કોમરાસ્કી**!" **માણેકે** જરા વિચાર કરીને પોતાનું મત આપતાં કહ્યું "હું પોતે તો આજ પર્યન્ત એ શબ્દને સાધારણજ જાણું છું." એ સાંભળીને **કોમરાસ્કી**એ એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો અને **માણેક** આગળ બોલવા માંડ્યો, "કારણ કે, મને પંજાબ યુનિવર્સીટીના પાંજરામાંથી મુક્તિ મળતાંજ નોકરીના કોળવૈયામાં પૂરવામાં આવ્યો હતો—

*"પિનહાં થા †દામે સખ્ત ‡કરીબ આંશિયાનકે;
"ઉડને ન પાયથે કે ગિરફતાર હો ગયે;"

"એટલે આપવીતી તો આપણે કહી શકતા નથી. હા-પરવીતી કહું તો એમ કહી શકું કે ઇશ્ક એક રોગ છે, કે જેની ઔષધિ, વૈદ્ય, પથ્ય અને આરોગ્ય એ સર્વ કેવળ માશુકનો મિલાપજ છે. કોઇને કશું દુ:ખ ન હોય, ને તેને દુ:ખ ભોગવવાની ઉત્કંઠા હોય, તો તે ઇશ્ક શબ્દનો અર્થ પ્રેમ પુસ્તકના પાનામાં ખોળવા જાય એક મારી ધર્મની બ્હેન, કે જે લાખો સુખની માલિક હતી, તેણે એ રોગ વેચાતો લીધો હતો અને મે તેની સ્થિતિ આ મારી આંખે જોઇ હતી—ઊંઘ, ભૂખ, ચેન, આરામ અને પોતાનાં તથા પારકાં બધાને ભૂલી ને ભૂલી પડેલી હરણી પેઠે મારી મારી ફરતી હતી જેણે ફુલનું બિછાનું અંગારાનું કરી નાંખવું હોય, મોતીના દાણાને ઘંટીમાં દળવા હોય, ખુણા ખોળી ખોળી રડવું હોય, ભર્યાં ભાણાને ઠોકરો મારવી હોય, મિત્રોને રડાવવા અને શત્રુઓને રાંધ્યાં ધાન ધૂળમાં મેળવવાં હોય ને હસાવવા હોય, તેમણેજ ઇશ્ક અથવા પ્રેમ શબ્દથી પૂર્ણ પરિચિત થવું. એક શાયરે લખ્યુ છે કે;—

"યે ઇશ્ક વો હય કે પત્થરકો દમમે આબ કરે;
"લગાય દિલવહી જિસ્કો ખુદા ખરાબ કરે."

એ ભાષણ અથવા વિવેચને **કોમરાસ્કી**ના હૃદયમાં શો પ્રભાવ નાંખ્યો હશે? તે બધું શાંતિથી સાંભળતી ગઇ—જરાય ડરી નહિ અને જ્યારે **માણેક** બોલી રહ્યો, ત્યારે તેનાં નેત્રો સામી બહુજ પ્રેમ તથા દયા ભરી દૃષ્ટિથી તે જોવા લાગી, અને બોલી;—

---

* ગુપ્ત—ગુપ્ત. † જાળ—પંશ ‡ પાસે—નજદીક.

"પણ મિસ્ટર **માણેક**ચંદ! જેણે આખા ભવમાં ઇશ્ક એ શબ્દને એક પ્રકારની મૂર્ખતાનું જ રૂપ માન્યું હોય, અને પરાણે એ બલા જેને ગળે પડી ગઇ હોય, તેમ જ કોઇ ન ધારેલા સંયોગોથી કોઇની અમુક અદાના તીરથી જે મનુષ્ય ઘાયલ થઇ પડ્યુ હોય, તે શું કરે વારુ?"

"કરે વળી શું? પોતાના પ્રેમપાત્ર–માશુકને મેળવવાના પ્રયત્નો કરે–પોતાના રોગની દવા કરે;" **માણેકે** ભોળે ભાવે કહ્યુ

"ત્યારે ઇશ્કના રોગની દવા છે ખરી કે? એના રોગીઓ આરોગ્ય થાય છે ખરા કે?" પ્રેમજાળમાં સપડાયલી પુતળીએ ગદ્‌ગદ્ કઠે પૂછ્યું.

"સંસારમાં એવો તે કયો રોગ છે કે, જેનો ઉપચાર ન હોય?" **માણેક**-ચદે હજી પણ તેના મનોભાવને ન સમજતાં જ કહ્યુ.

"ત્યારે આપ મને ઇશ્કના રોગથી મુક્ત થવાની દવા દેખાડી શકશો ખરા?" **કોમરાસ્કીએ** આશાથી પોતાના નાનકડા હાથો ઉંચા કરીને વિનીત ભાવથી પૂછ્યું.

"હું કાંઈ ડાકટર, વૈદ્ય, કે હકીમ નથી!" ભોળા **માણેકે** હસતે મોઢે કહ્યુ. અને તેનું એ કહેવું–તેનું એ હાસ્ય, અનાથ **કોમરાસ્કીના** હૃદયમાં બાણના પ્રહારનું કાર્ય કરી ગયું.

"જો આપ પાસે દવા હોય, આપ ડાકટર, હકીમ કે વૈદ્યને સ્થાને, પોતે જ ઇસા, લુકમાન અથવા ધન્વંતરી હો, તો મારો ઉપાય કરો ખરા કે?" **કોમરા**-**સ્કીએ** દયામણું મોઢું કરીને **માણેક** ભણી આશાથી જોતાં પૂછ્યું.

"આપના જેવી સભ્ય, શ્રીમતી અને વિદુષી સ્ત્રી માટે મારાથી જે બને તે કરવામાં હું કદાપિ પાછી પેની નહિ કરું," **માણેકે** શકા અને વિચારના વમળમાં ગોથાં ખાતાં કહ્યુ

"જો મને આપનો જ ઇશ્ક લાગ્યો હોય, મારુ અત કરણ આપની સેવાની જ અભિલાષા ધરાવતુ હોય......"

"મારો ઇશ્ક અને મારી સેવા?" **માણેકે** આશ્ચર્યચકિત થઇને પૂછ્યુ. "**માણેક**ચદ અને તેનામાં કોઇને મોહિત કરવાનો ગુણ! બાપડા દીન **ઈમ્તેહામ**-ચદનું પણ કોઈ ચાહનાર!! બને જ કેમ? થાય જ ક્યાંથી? સભવે જ શી રીતે? ન રૂપ, ન ગુણ, ન બાંધો, ન કાઠી–કહેવત છે કે, "જર ન જોરફિર કિસ બિર્તેપર શોર?" ક્યાં આપ અને ક્યાં હુ?

"કહાં જરો કહાં મેહરે મુનવ્વર!;
"જમીકી ગર્દ પહોચી આસમાંપર!!"

"**માણેક**ચદ! એમ ન બોલો;" **કોમરાસ્કીએ** તેને બોલતો અટકાવ્યો. "કોણ કહે છે કે, તમારામાં ગુણ નથી? હું કહું છુ કે, તમે અનેક ગુણના ભંડાર છો, યુવાન્, વિદ્વાન્, કુળવાન, સોહામણા, લેખક, વક્તા ને નમ્ર સ્વભાવના છો.

કોઇ પણ સ્ત્રી એના કરતાં એથી વધારે સારા ગુણની આશા રાખી શકે નહિ. કેઇ વાત તમારામાં નથી? માત્ર લક્ષ્મી જ કે કાંઈ બીજું? પ્રેમને લક્ષ્મી સાથે શું લાગે વળગે છે? ફર્હાદ પત્થર તોડનાર–સંગ તરાશ–હતો, શીરીને તેનામા શું જોયુ? મજનુ ગાંડાની કઇ અદા લયલીને ભાવીતી? યુસુફમાં જલીખાની શી લાલચ હતી?"

"એ બધાંમાં કઇ ને કંઇ તો હશે જ;" માણેકે હજી પણ ન માનતાં હઠ પકડી રાખી. "પણ મારામાં શું છે, તે કંઇ મારાથી અજાણ્યું હોય વારુ? મન આનમ્ કે મન દાનમ્–હું જે છુ તે હું જાણું છુ. જેના હાથનાં વીણ્યાં ચાર બોર કોઇ ન લે, તેનાપર મિસ કોમરાસ્કી જેવી ચતુર વિદુષી મોહી પડે, એ બને જ કેમ? મિસ સાહેબ!! આપ શા માટે મુજ ગરીબની હાંસી કરો છો?"

"મિસ્ટર માણેકચંદ!" કોમરાસ્કી ગંભીર મુદ્રાથી બોલી. "આપ પોતાને જ નહિ, પણ મને અને મારી પરીક્ષણ શક્તિને પણ અન્યાય આપો છો અને અપમાન કરો છો હું અભણ બાળકી નથી, તેમ જ રખડતી રેઢિયાળ, ભોટ કે ભોળી નથી. મે આપમાં બહુ જોયું છે, કે જે આપ નથી જાણી શકતા. ભ્રૂની મનોહરતા નેત્રોના જોવામાં નથી આવતી અને કસ્તુરીના સૌગંધ્યથી મૃગ જાણતો હોતો નથી મોતીનું મુલ્ય છીપ ક્યાંથી આંકી શકે? "કદ્રે ગૌહર શાહદાનદ યા બિદાનદ જૌહરી" હું આંધળી નથી. "ગૌહરકો જૈહરી સરાફ જરકો દેખતે હયે; બશરકે દેખનેવાલે બશરકો દેખતે હયે" આપ પાસે પૈસા નથી, અને પૈસાની મને ભૂખ નથી. મારી મિલકતને ઠોકર મારીને ઉછાળી નાંખું, તોપણ પચાસ લાખ–અડધા કરોડથી ઓછી ન થાય. પૈસા જેવી તુચ્છ વસ્તુને પૂછે છે કોણ? હું આપની છુ, તો પૈસા કોના છે? માત્ર એક જ વાર **મને તમારી કરો** અને આપના જીવનના દફ્તરમાંથી નિર્ધનતા શબ્દને સદાને માટે કાઢી નાંખો એમ ન ધારશો કે, હું ધનના બળથી તમને વેચાતા લઉ છું, બલ્કે હું પોતે આપની વેચાતી લીધેલી દાસી બનવા માગુ છું. આજસૂધી જે કોઇ બૌદ્ધ ધર્મનો સ્વીકાર કરે, તેની જ થવાનો મારો નિશ્ચય હતો, પણ આપે મને મારા નિશ્ચયથી ડગાવીને બીજા જ માર્ગમાં દોરી છે. જે આપનો ધર્મ તે જ મારો ધર્મ, આપની દશા તે મારી દશા, આપનું વતન તે મારુ વતન અને આપની ઈચ્છા તે મારી ઈચ્છા, એવો જ મારો દૃઢતમ નિશ્ચય થઈ ગયો છે. માણેકચંદજી! મારા બોલવામાં લેશ માત્ર પણ શંકા લાવશો નહિ–હું સત્ય જ કહુ છું કે, જો આપ મારો સ્વીકાર કરશો, તો મારાં અહોભાગ્ય!! અને નહિ તો આ સંસારમાંના સમસ્ત પુરુષો મારે મન પિતા અને ભ્રાતા સમાન છે મારું કોઈ નથી. સગું વ્હાલું મિત્ર જે કાંઈ પણ છો, તે તમે જ છો હું આપને કોઈ કાળે પણ દગો દઈશ નહિ. આપની જ થઈ રહીશ. દુખમાં કે સુખમાં, શાંતિમાં કે આપત્તિમાં, બુરાઇમાં કે ભલાઇમાં, આપના–માત્ર આપના પ્રસ્વેદના બિંદુપર મારા રક્તની ધારા વહેડાવીશ નહિ ફરું, નહિ ડગું અને નહિ ચળું–બસ **મને તમારી કરો!**" એમ કહીને કોમરાસ્કીએ માણેકચંદના બને હાથ પોતાના

હાથમાં ઝાલ્યા અને ઉત્તરની વાટ જોતી સામું નિહાળતી બેઠી. અહાહા! વાહરે મનુષ્યનું મન! સત્ય જ કહ્યુ છે કે;—

"રોકે નહીં રુકતી હય કિસીપર અગર આઇ;
"આંધીકી તરહ આઇ તબીઅત જિધર આઈ."

"મને કઇ સુઝતુ નથી–હું સમજી શકતો નથી કે, આ સ્વપ્નવત્ વાર્તાનું મારે પ્રત્યુત્તર શું આપવું?" કોમરાસ્કીના જોસભર્યા ભાષણથી દબાયલો અને ગુંચવાયલો ઇસ્તેહામચંદ બોલ્યો–શું બોલ્યો તે તે પોતે પણ સમજ્યો નહિ

"અકળાઓ નહિ–ઉતાવળ ન કરો, ધીરજથી વિચારીને અને લાભ હાનીને બુદ્ધિના કાંટામાં તોલીને મારી વાતનો જવાબ આપો." કોમરાસ્કીએ શાંતિથી કહ્યુ. "આ કંઈ અન્ન, વસ્ત્ર કે જર જવાહર ખરીદવા નથી બેઠાં; આ તો આખા ભવનો સવાલ છે, દિલ જેવી મોંઘી વસ્તુનો સોદો છે અને પારકાને પોતાનાં કરવાની વાત છે જો આજ આપને ન ગમતુ હોય, તો કાલે, પરમ દહાડે અથવા આપ ચાહો ત્યારે મારી વિનતિપર ધ્યાન દેજો. પણ મને તરછોડશો નહિ–મને હતાશ કે નિરાશ ન કરશો. હું અન્નજળ અને નિદ્રાનો ત્યાગ કરીને આપના ઉત્તરની વાટ જોતી બેસીશ. માટે બીજા કશા માટે નહિ, તો માત્ર દયાને ખાતર મારા સામું જોજો"

**માણેક**ના હૃદયસમુદ્રમાં આ વેળાએ વિચારોના તોફાની મોજાઓ એકએકને હઠાવી દેતા હતા ન્યાતજાતથી તો કંટાળી બેઠો જ હતો, પણ માતાપિતાની માયા તેને હા કહેવાથી રોકતી હતી. એક તરફ ધનના ઢગલે બેસાડવા આવેલી લક્ષ્મીનુ હૃદય અને બીજી તરફ માતાપિતાની નારાજી–શુ કરે અને શું ન કરે?

"આવતી કાલે લીલાઉમાંથી સીધો આપને સદને જ આવીશ અને આપના પ્રશ્નનું ઉત્તર આપીશ;" **માણેકે** પરાણે પરાણે બે બોલ કહ્યા

"ભલે, જેવી આપની ઇચ્છા," કોમરાસ્કીએ સંતોષથી કહ્યુ. "જોજો, ખૂબ વિચાર કરજો આપ યુનિવર્સીટીથી કંટાળ્યા છો અને જ્ઞાતિબંધનોથી અકળાયા છો સ્કુલ કરવા, વિદ્યાવૃદ્ધિ કરવા અને સ્વદેશોન્નતિ કરવાના આપના બધા વિચારોને યથેચ્છ પૂર્ણ કરી શકશો, એ વાતને ધ્યાનમાં રાખીને હાનિલાભનો તોલ કરજો આપણે ગાંઠથી લાખો રૂપિયા આપવા ઉપરાંત ભાષણોથી ફંડ ભેગુ કરીશું, ભારતવર્ષની ભાવી પ્રજાને તેમના ખરા હકો–અધિકારો શા છે, એ સમજાવવાનું બીજ રોપીશું અને આજકાલ થોડાઘણા જાગૃત થએલા ભારતવર્ષને વિશેષ સચેત કરવાને મનમાનતો પ્રયત્ન કરી શકીશું માત્ર **મને તમારી કરો**! અને જુઓ કે, આપના અગાધ પરિશ્રમથી મેળવેલા વિદ્યાજ્ઞાનનો પરમાર્થ માટે કેવો ઉપયોગ થાય છે તે "કોચમીન! ફેરવ ગાડી સાહેબના હોટલ ભણી"

ગાડી ચાલી, હોટલ આવ્યું અને કોમરાસ્કીનું વદન પડી ગયું. "અરેરે–શું હું આપથી છૂટી પડુ છુ! જુઓ મને એકલી ન છોડો;" એમ કરગરતી તે પ્રેમઘેલી આજે પરવશ થઈ રડી પડી.

"તમે આ શું કરો છો?" માણેકે દયા અને દુઃખથી તેનાં આંસુ લુછતા કહ્યું. "લ્યો ચાલો-હું તમને ઘર સૂધી મુકવા આવું. ત્યાંથી પાછો આવીશ, બસ?"

"બહુ કૃપા," કોમરાસ્કીએ આભાર માન્યો. ગાડી ચાલી, પણ કોમરાસ્કીના મનમાં તો એ જ પોકાર થયા કરતો હતો કે;–

"ગનીમત જાન ઇસ મિલ બયઠનેકો;
"જુદાઇકી ઘડી સરપર ખડી હય"

તેમ જ થયુ ઘર આવ્યું, કમ્પાઉન્ડમાં ગાડી વળી નોકરો સામા આવ્યા અને બારણું ઉઘાડી તેમને ઉતાર્યાં. ગાડીને ફેરવી ઉભી રાખવાનો હુકમ કરી કોમરાસ્કી માણેકનો હાથ પકડીને અંદર લઇ ગઇ અને લાચારીએ રજા આપી. 'જાઓ' શબ્દ કહેતાં તેનું મન કપાઇ જતુ હતું તેને પાછો બોલાવી આડુ અવળું જોઇને ઓવારણાં લઇ તેણે વીસેવીસ ટચાકડા ફોડ્યા અને તેઓ વિખુટાં પડ્યાં. નોકર ચાકર પણ આજના રંગથી કઇક એમ તો સમજ્યાં કે,–

"ઢંગ નિરાલા શૌક દુબાલા આંખો દેખા ભાલા હય,
"તુરંગ સબ પહચાન ગયે કુછ દાલમે કાલા કાલા હય."

આખી રાત બન્ને જણની ઊંઘનો ઈશ્વર બેલી!

## પ્રકરણ ૩૮ મું.

### લગ્નમાં જ શો લાભ છે?

કોમરાસ્કીથી છૂટો પડીને આપણો માણેકચંદ ઉર્ફે ઇસ્તેહામચંદ પોતાના ઉતારાવાળા હોટલમાં આવી પહોચ્યો અને ઓરડામાં જઇને બિછાનામા પડયો પરતુ મનમાં અનેક વિચારોના એક પછી એક નવીન નવીન તરગો ઉત્પન્ન થવાથી તે નિદ્રાનો લેશ માત્ર પણ આસ્વાદ લઇ શક્યો નહિ. કોમરાસ્કીની પ્રાર્થના માન્ય રાખવાથી તેને અનેક લાભો થવાનો સભવ હતો પ્રથમ તો એ લાભો વિશે જ તેના મનમા વિચાર આવવા લાગ્યા,–

"એને પરણવાથી નિર્ધનતાનો સદાને માટે નાશ થશે અને ધન હશે તો ધારેલાં કેટલાક સત્કાર્યો–પરમાર્થનાં કાર્યો પણ સહજમા કરી શકાશે વળી એ સ્ત્રી પોતે વિદુષી હોવાથી ગૃહસૂત્ર પણ ઘણાં જ સુખપૂર્વક અને સમાધાનથી ચાલ્યા કરશે હુ જાતિની ગમે તેટલી પરવા કરીશ અને ધર્મની મૂર્ત્તિ કહેવડાવીશ, તોપણ ધન વિના મને આબરુ પણ મળવાની નથી અને કોઇ સારુ કાર્ય પણ થવાનુ નથી ત્યારે એને પરણવામા આનાકાની શામાટે કરવી? પરણવું એ વધારે સારું તો છે ખરુ"

એવી રીતે તે વિચારમાં લીન થઈ ગયો અને પળવાર આખો મીચીને શય્યામાં પડી રહ્યો પાછો તેના મનમા એક સશયનો જન્મ થયો, અને પુન તે સ્વગત બોલવા લાગ્યો;–

"ના, ના, પરણવાથી કશો લાભ નથી. લાભ થવાનો જે સભવ છે, તે માત્ર ધનના યોગે ત્યારે શું કોમરાસ્કીના મનને કોઇ બીજા માર્ગે વાળી ન શકાય? તે માત્ર જો પોતાના ધનનો મારી ઇચ્છા પ્રમાણે વ્યય કરવાને તત્પર હોય, તો પછી પરણવાની કશી પણ અગત્ય નથી. હું એને પરણુ, એથી મારા માતપિતાના મનમાં કેવો ભયકર આઘાત થાય? મારા ભણ્યા ગણ્યાને લોકો શું કહે? હિંદના જુના વિચારવાળા કહે છે કે "જેઓ ગોટ પીટીયા થયા, તેઓ હાથથી ગયા," તે કહેતીને હું સાચી કરૂં? વળી જાત ન્યાત જાય, આબરુ ઇજ્જત પણ હિંદી પ્રજામાં ન રહે, બખ ગણાવું! તેમ જ માત્ર ધનના લાભે પરણવાને પ્રેમ લગ્નનું નામ પણ અઘટિત જ થઇ પડે! એ વિવાહ કહેવાય જ નહિ વળી પરણીને સંસાર વ્યવહારમાં પડવાથી અને વિલાસોપભોગની લાલસા વધવાથી, ગમે તેટલી ધનની વિપુલતા હોવા છતાં પણ, મારાથી કોઇ પરમાર્થનું કાર્ય ભાગ્યે જ બની શકવાની સભવના ધારી શકાય છે જો સસારના ચક્રમાં પરિવર્તિત રહેવા છતાં સત્કૃત્યો થઈ શકતાં હોત, તો તો સન્યાસ અને વૈરાગનું મૂલ્ય લેશ માત્ર પણ હોત નહિ માટે વિવાહના બધનમાં બધાઇને પરતંત્ર થવું અને માતપિતાના હૃદય દુ:ખવવાં, એના કરતાં ન પરણવું, એ જ વધારે સારું અને લાભકારક છે."

આવા આવા વિચારોમાં, મનની ચચળતામાં રાત્રિનો બહુધા ઘણોક સમય વીતી ગયો અને અતે તેણે એ જ, વિચાર કર્યો કે, કોમરાસ્કીને કોઇ પણ રીતે સમજાવીને તેનો નિશ્ચય ફેરવવો પરંતુ વળી પાછો તેના મનમાં એક પ્રશ્ન ઉદ્ભવ્યો કે;–"એ સમજશે ખરી કે? સ્ત્રી છે, નવ યૌવના છે અને સાથે ધનાઢ્ય છે શાસ્ત્રમાં સ્ત્રીહઠ સર્વથી દૃઢ કહેલી છે, એટલે જો તે પોતાની હઠને નહિ છોડે તો? તો પછી તે વેળાએ ઈશ્વર જેવી બુદ્ધિ આપશે, તે પ્રમાણે વર્તીશ"

એ વખતે લગભગ પાંચ સાડાપાંચ વાગ્યાનો સુમાર થવા આવ્યો હતો નભોમડળમાં તારક વિરલ થતા જતા હતા અને મંદ પ્રકાશની છાયા પ્રસરવા માંડી હતી પ્રભાતનાં લક્ષણો વ્યકત થતાં જતાં હતાં. હોટલમાંના નોકર ચાકરોની દોડધામનો ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો. ત્યાં ચાહ તયાર હતી. ચાહ પીને થોડીવાર બેઠા પછી તે બાથરુમમાં ન્હાવા ગયો. એટલામાં તેને તેડવાને કોમરાસ્કીની ગાડી આવી પહોંચી. તે જેવો ન્હાઇ ધોઇને પોતાના રૂમમાં આવ્યો, તેવો જ તેણે કોમરાસ્કીના કોચમેનને ત્યાં ઉભેલો જોયો. તરત કપડાં બદલીને તે ગાડીમાં સવાર થયો અને સાત વાગ્યામાં તો કોમરાસ્કીના ઇંદ્રભુવન સમાન સદનમાં આવી પહોંચ્યો.

કોમરાસ્કી આતુર હૃદયે પોતાના ભાવી પતિની માર્ગ પ્રતીક્ષા કરતી, ગૃહદ્વારમાં જ ઉભી હતી. માણેકચંદના આવતાં જ તે કંપાઉન્ડમા સામી આવી અને તેનો હાથ પકડીને ઘરમાં લઇ ગઇ. ત્યાં નાસ્તો વગેરે ટેબલપર આગળથી જ ગોઠવી રાખેલું હતુ, એટલે તે કઠપૂતળીએ વાતચિત કરવા પહેલાં માણેકચદને નાસ્તો લેવાનો આગ્રહ કર્યો. નાસ્તો લેવાને કોમરાસ્કી જ્યારે ટેબલપર સામી આવીને

"તમે આ શું કરો છો?" માણેકે દયા અને દુઃખથી તેનાં આંસુ લુછતા કહ્યુ "લ્યો ચાલો-હું તમને ઘર સૂધી મુકવા આવું ત્યાંથી પાછો આવીશ, બસ?"

"બહુ કૃપા;" કોમરાસ્કીએ આભાર માન્યો. ગાડી ચાલી, પણ કોમરાસ્કીના મનમાં તો એ જ પોકાર થયા કરતો હતો કે,-

"ગનીમત જાન ઇસ મિલ બયઠનેકો,
"જુદાઇકી ઘડી સરપર ખડી હય"

તેમ જ થયું ઘર આવ્યું, કમ્પાઉન્ડમાં ગાડી વળી. નોકરો સામા આવ્યા અને બારણુ ઉઘાડી તેમને ઉતાર્યા. ગાડીને ફેરવી ઉભી રાખવાનો હુકમ કરી કોમરાસ્કી માણેકનો હાથ પકડીને અંદર લઇ ગઇ અને લાચારીએ રજા આપી. 'જાઓ' શબ્દ કહેતાં તેનુ મન કપાઇ જતું હતુ તેને પાછો બોલાવી આડુ અવળુ જોઇને ઓવારણાં લઇ તેણે વીસેવીસ ટચાકડા ફોડ્યા અને તેઓ વિખુટાં પડ્યાં. નોકર ચાકર પણ આજના રંગથી કઇક એમ તો સમજ્યાં કે;-

"ઢંગ નિરાલા શૌક દુબાલા આંખો દેખા ભાલા હય;
"તુરગ સબ પહચાન ગયે કુછ દાલમે કાલા કાલા હય."

આખી રાત બન્ને જણની ઊંઘનો ઈશ્વર બેલી!

## પ્રકરણ ૩૮ મું.

### લગ્નમાં જ શો લાભ છે?

કોમરાસ્કીથી છૂટો પડીને આપણો માણેકચંદ ઉર્ફે ઇન્તેહામચદ પોતાના ઉતારાવાળા હોટલમાં આવી પહોંચ્યો અને ઓરડામાં જઇને બિછાનામાં પડયો પરતુ મનમાં અનેક વિચારોના એક પછી એક નવીન નવીન તરગો ઉત્પન્ન થવાથી તે નિદ્રાનો લેશ માત્ર પણ આસ્વાદ લઇ શક્યો નહિ. કોમરાસ્કીની પ્રાર્થના માન્ય રાખવાથી તેને અનેક લાભો થવાનો સભવ હતો. પ્રથમ તો એ લાભો વિશે જ તેના મનમાં વિચાર આવવા લાગ્યા,-

"એને પરણવાથી નિર્ધનતાનો સદાને માટે નાશ થશે અને ધન હશે તો ધારેલાં કેટલાક સત્કાર્યો-પરમાર્થના કાર્યો પણ સહજમાં કરી શકાશે. વળી એ સ્ત્રી પોતે વિદુષી હોવાથી ગૃહસૂત્ર પણ ઘણાં જ સુખપૂર્વક અને સમાધાનથી ચાલ્યા કરશે હુ જાતિની ગમે તેટલી પરવા કરીશ અને ધર્મની મૂર્ત્તિ કહેવડાવીશ, તોપણ ધન વિના મને આબરૂ પણ મળવાની નથી અને કોઇ સારું કાર્ય પણ થવાનુ નથી. ત્યારે એને પરણવામાં આનાકાની શામાટે કરવી? પરણવું એ વધારે સારુ તો છે ખરુ."

એવી રીતે તે વિચારમાં લીન થઈ ગયો અને પળવાર આખો મીચીને શય્યામાં પડી રહ્યો. પાછો તેના મનમા એક સંશયનો જન્મ થયો, અને પુનઃ તે સ્વગત બોલવા લાગ્યો;-

"ના, ના, પરણવાથી કશો લાભ નથી. લાભ થવાનો જે સંભવ છે, તે માત્ર ધનના યોગે. ત્યારે શું કોમરાસ્કીના મનને કોઇ બીજા માર્ગે વાળી ન શકાય? તે માત્ર જો પોતાના ધનનો મારી ઇચ્છા પ્રમાણે વ્યય કરવાને તત્પર હોય, તો પછી પરણવાની કશી પણ અગત્ય નથી. હું એને પરણું, એથી મારા માતપિતાના મનમાં કેવો ભયંકર આઘાત થાય? મારા ભણ્યા ગણ્યાને લોકો શું કહે? હિંદના જુના વિચારવાળા કહે છે કે "જેઓ ગોટ પીટીયા થયા, તેઓ હાથથી ગયા," તે કહેતીને હું સાચી કરું? વળી જાત ન્યાત જાય, આબરુ ઇજ્જત પણ હિંદી પ્રજામાં ન રહે, બખ ગણાવું! તેમ જ માત્ર ધનના લોભે પરણવાને પ્રેમ લગ્નનું નામ પણ અઘટિત જ થઇ પડે! એ વિવાહ કહેવાય જ નહિ વળી પરણીને સસાર વ્યવહારમાં પડવાથી અને વિલાસોપભોગની લાલસા વધવાથી, ગમે તેટલી ધનની વિપુલતા હોવા છતાં પણ, મારાથી કોઇ પરમાર્થનું કાર્ય ભાગ્યે જ બની શકવાની સભવના ધારી શકાય છે જો સંસારના ચક્રમાં પરિવર્તિત રહેવા છતાં સત્કૃત્યો થઈ શકતાં હોત, તો તો સંન્યાસ અને વૈરાગનું મૂલ્ય લેશ માત્ર પણ હોત નહિ માટે વિવાહના બધનમાં બધાઇને પરતંત્ર થવું અને માતપિતાના હૃદય દુઃખવવાં, એના કરતાં ન પરણવું, એ જ વધારે સારું અને લાભકારક છે"

આવા આવા વિચારોમાં, મનની ચંચળતામાં રાત્રિનો બહુધા ઘણોક સમય વીતી ગયો અને અંતે તેણે એ જ, વિચાર કર્યો કે, કોમરાસ્કીને કોઇ પણ રીતે સમજાવીને તેનો નિશ્ચય ફેરવવો પરંતુ વળી પાછો તેના મનમાં એક પ્રશ્ન ઉદ્ભવ્યો કે;—"એ સમજશે ખરી કે? સ્ત્રી છે, નવ યૌવના છે અને સાથે ધનાઢ્ય છે. શાસ્ત્રમાં સ્ત્રીહઠ સર્વથી દૃઢ કહેલી છે, એટલે જો તે પોતાની હઠને નહિ છોડે તો? તો પછી તે વેળાએ ઈશ્વર જેવી બુદ્ધિ આપશે, તે પ્રમાણે વર્તીશ."

એ વખતે લગભગ પાંચ સાડાપાંચ વાગ્યાનો સુમાર થવા આવ્યો હતો નભોમડળમાં તારક વિરલ થતા જતા હતા અને મંદ પ્રકાશની છાયા પ્રસરવા માંડી હતી પ્રભાતનાં લક્ષણો વ્યક્ત થતાં જતાં હતાં. હોટલમાંના નોકર ચાકરોની દોડધામનો ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો ત્યાં ચાહ તયાર હતી. ચાહ પીને થોડીવાર બેઠા પછી તે બાથરુમમાં ન્હાવા ગયો. એટલામાં તેને તેડવાને કોમરાસ્કીની ગાડી આવી પહોંચી. તે જેવો ન્હાઇ ધોઇને પોતાના રૂમમાં આવ્યો, તેવો જ તેણે કોમરાસ્કીના કોચમેનને ત્યાં ઉભેલો જોયો. તરત કપડાં બદલીને તે ગાડીમાં સવાર થયો અને સાત વાગ્યામાં તો કોમરાસ્કીના ઇંદ્રભુવન સમાન સદનમાં આવી પહોંચ્યો.

કોમરાસ્કી આતુર હૃદયે પોતાના ભાવી પતિની માર્ગ પ્રતીક્ષા કરતી, ગૃહદ્વારમાં જ ઉભી હતી. **માણેકચંદના** આવતાં જ તે કંપાઉન્ડમાં સામી આવી અને તેનો હાથ પકડીને ઘરમાં લઇ ગઇ. ત્યાં નાસ્તો વગેરે ટેબલપર આગળથી જ ગોઠવી રાખેલું હતુ, એટલે તે કઠપૂતળીએ વાતચિત કરવા પહેલાં **માણેકચંદને** નાસ્તો લેવાનો આગ્રહ કર્યો. નાસ્તો લેવાને કોમરાસ્કી જ્યારે ટેબલપર સામી આવીને

બેઠી, ત્યારે તેનાં મુખ અને નેત્રોનું અવલોકન કરવાનો **માણેક**ને પૂર્ણ અવકાશ મળ્યો. તેના મુખમાં મંદતાનું સ્પષ્ટ દર્શન થતું હતું અને તે **જા**પાની રમણીનાં નેત્રો રક્તવર્ણ થએલાં હતાં. એથી તે તત્કાળ અનુમાન કરી શકયો કે, એ પ્રેમઘેલી પ્રમદા પણ આખી રાત ઉંઘી હોય, એમ લાગતું નથી; અને હતુ પણ તેમ જ. માનવી પ્રકૃતિ સર્વત્ર સમાન જ છે. **કો**મુરાસ્કીના મનમાં પણ રાત્રે, "કાલે **માણે**કચંદ કોણ જાણે કેવો જવાબ આપશે; તે મારો પત્ની તરીકે સ્વીકાર કરશે કે નહિ?" એવા એવા અનેક વિચારો અને સંશયો થયા કરતા હતા અને તેથી નિદ્રાદેવી આખી રાત તેનાં નેત્રોમાં પણ પ્રવેશ કરી શકી નહોતી. નિદ્રાનો સબંધ શાંતિ સાથે છે–વિક્ષોભ સાથે-નથી.

ઉદર પૂજનના કાર્યની સમાપ્તિ થયા પછી તે બન્ને ઉઠીને ડ્રૉઇંગ રૂમમાં ગયાં. **માણે**કચંદ એક **જા**પાની ઇઝીચેરપર પડચો, **કો**મરાસ્કી એક કુરસીપર ટેબલને અઢેલીને બેઠી.

"મારી માગણીનો તમે વિચાર કર્યો કે મિસ્ટર **માણે**કચંદ?" **કો**મરાસ્કીએ વાર્તાનું મગળાચરણ કર્યું "મારા ધારવા પ્રમાણે તો તમે પૂરો જ વિચાર કર્યો હશે, અને તમારા મુખમાંથી સંતોષદાયક ઉત્તર સાંભળવાની જ હું આશા રાખુ છુ"

"હુ પણ એવી જ ઇચ્છા રાખુ છુ કે, મારા ઉત્તરથી આપને ખરેખરો સતોષ મળે," **માણે**કચદે દ્વિઅર્થી ઉત્તર આપવા માંડયુ "મે આપની કૃપા વિશે આખી રાત મથી મથીને વિચાર કર્યો છે, પણ હું એમ પૂછું છું કે, લગ્નમાં જ શો લાભ છે?"

"લગ્નમાં જ શો લાભ છે? આ તે વળી કેવો સવાલ?" **કો**મરાસ્કીએ તેના વાકયનો આશ્ચર્યથી પ્રતિ ઉચ્ચાર કર્યો અને એક ધ્યાનથી તેના મુખનુ અવલોકન કરવા લાગી.

"મારો પ્રશ્ન તમારા મનમાં કદાચિત્ આશ્ચર્ય તો ઉપજાવશે, પણ વિચાર કરતાં મારો એ પ્રશ્ન તમને લાભકારક જ જણાશે," **માણે**કચદે પોતાના વાકયનું સમર્થન કરતાં કહ્યું. "પતિપત્નીના સબંધ કરતા બધુભાવનો–મિત્રભાવનો પ્રભાવ બહુ જ મહાન્ છે. હું તમારી સાથે લગ્ન કરુ અને તમે મારી ઇચ્છા પ્રમાણે પોતાના ધનનો વ્યય કરો, અને તેમ ન કરું, તો નહિ–એમાં શુ એક પ્રકારની પ્રત્યક્ષ સ્વાર્થ પરાયણતા નથી દેખાતી? હું એક આર્યાવર્તવાસી છું. અમારા દેશમાં પત્ની તે પતિની એક દાસી જેવી ગણાય છે. પતિ થયા પછી, અત્યારે તમને હું જેવી માનની અને પવિત્રતાની દૃષ્ટિથી જોઇ શકું છુ, તેવી પવિત્રતા અને માનની નજરથી જોઇ શકીશ કે નહિ, એની શકા છે. વળી સસારબંધન એવું તો વિચિત્ર અને વિલક્ષણ છે કે, સસારમાં પડ્યા પછી આપણી પરમાર્થ વિશે આવી ભાવનાઓ રહેશે કે નહિ, એનો જ હું નિશ્ચય કરી નથી શકતો. ઉપરાંત મારા માતા પિતાના મનને દુ ખવીને, તમારા મનને સતુષ્ટ કરવાનાં કાર્યને પણ હું ઉત્તમ ધારતો નથી. કદાચિત જાતિ સબંધને તોડી નાખું, તોપણ માતા પિતાનો તો મારે વિચાર

કરવો જ જોઇએ ઇશ્વરકૃપાથી તમે ધનાઢ્ય છો અને પરતંત્રતાની શૃંખલામાં બંધાયાં નથી, તેમ જ હું પણ હાલ તો સંસારના ઝગડાથી મુક્ત થએલો છું–તો એવી મુક્તાવસ્થામાં જ મિત્રભાવથી આપણે ભારતવર્ષના ભદ્રનો પ્રયત્ન કરિયે, તો તે શું વધારે ઉત્તમ નથી?"

આનું શું ઉત્તર આપવું, તે કૈમરાસ્કીને સૂઝ્યુ નહિ આકાશમાં અભ્ર આવવાથી ચંદ્ર જેવી રીતે આચ્છાદિત થઈ જાય છે, તેવી રીતે ગભીર વિચારરૂપ અભ્રના આગમનથી તેના મુખચંદ્રપર આચ્છાદન–નિસ્તેજસ્વિતારૂપ આચ્છાદન–આવી ગયું. તેણે બોલવાની ઘણી ઘણી ઇચ્છા કરી, પણ શબ્દને તેના ઓષ્ઠરૂપી દુર્ગને ભેદીને બહાર નીકળવાનો માર્ગ મળી શકયો નહિ. તેની એવી અવસ્થા જોઇને માણેકચંદ જ આગળ બોલવા મડયો;–

"તમે જેટલી કૃપા મારા જેવા એક દીન મનુષ્યપર કરી છે, તેની કોઈ કલ્પના પણ કરી શકે એમ નથી. મારે માટે તમે પોતાના ધર્મને–પોતાના પ્રિયતમ બુદ્ધ ધર્મને ત્યાગીને વેદ ધર્મનો સ્વીકાર કરવાને પણ તૈયાર થયા છો, પણ મારો તમને તે માર્ગે બળાત્કારે દોરવાનો મનોભાવ નથી બુદ્ધ ધર્મ અને વેદ ધર્મ ખરી રીતે જોતાં ભિન્ન નથી જ ખુશીથી મારી સાથે ભારતવર્ષમાં પધારો, ત્યાં ભાષણો કરીને વિશુદ્ધ બુદ્ધ ધર્મને વધારો અને ધનના યોગે મારા વિચાર પ્રમાણે ત્યાંની શિક્ષણ પદ્ધતિને પણ સુધારો એથી બુદ્ધ દેવની પવિત્ર જન્મભૂમિમાં વસીને પવિત્ર થવાની તમારી ધારણા પણ સફળ થશે અને તમારા ધનના યોગે ભારતવર્ષની પતિત પ્રજાનું પણ કેટલેક અંશે હિત થશે આપણે પતિપત્નીના સબંધથી નહિ, તો પવિત્ર પ્રેમથી, પણ સાથે તો વસીશું જ શુ એથી તમારા મનને સંતોષ નહિ થાય?"

બોલી તો નહોતુ શકાતુ, છતા પણ મનને એકદમ દૃઢ કરીને કૈમરાસ્કી કહેવા લાગી; "હુ આવા ઉત્તરની આશા નહોતી રાખતી તમે શું પતિ પત્નીના સંબધને અપવિત્ર પ્રેમ માનો છો? જો એમ હોત, તો આજે આપણે આ વિશ્વનુ અસ્તિત્વ પણ જોઈ શક્યાં નહોત માત્ર પરમાર્થની સાધના કરવા કરતાં સ્વાર્થ અને પરમાર્થ ઉભયનું સાધન આપણે સિદ્ધ કરીયે, તો તેમાં શું ખોટુ છે? ભારતવર્ષના લોકોમાં સ્ત્રી દાસી તરીકે ગણાતી હોય, તો હું કાંઇ શેઠાણી થવાની ભાવના નથી રાખતી; હુ પણ તમારી દાસી જ થવા ઇચ્છુ છુ અને તે પ્રથમ પણ હું તમને જણાવી ચૂકી છુ," એમ કહીને જરાવાર તે અટકી ગઇ અને તેના મુખ સામુ જોઇને પુન બોલી કે, "માણેકચદ! આવા આવા વાદવિવાદો ઉપજાવીને તમે મારા પ્રેમની પરીક્ષા તો નથી લેતા? મને તો એમ જ લાગે છે પણ મારો પ્રેમ દૃઢ છે–વજ્ર સમાન છે, એ નિશ્ચિન્ત માનજો"

'હુ પતિ પત્નીના સબધને અપવિત્ર તો માનતો નથી જ, છતાં પણ બન્ધુભાવ–ઇંદ્રિય સુખથી રહિત હોવાથી તેને વધારે પવિત્ર અને અધિક ઉત્તમ માનું છુ તમારા પ્રેમની પરીક્ષા કરવાનો વિચાર માત્ર પણ આવવો, એ સર્વથા અશ-

કય છે. તમારા પ્રેમની દૃઢતા વિષે મારા મનમાં લેશ માત્ર પણ શંકા નથી. હું જે કહું છું, તે સર્વથા નિષ્કપટથી અને સત્યતાથીજ કહું છુ," માણેકચંદે ખુલાસો કર્યો.

એના ઉત્તરમાં કોમરાસ્કીએ જણાવ્યું કે; "તમે એમ કહો કે, લગ્ન કરુ તોજ ભારતવર્ષના લાભ માટે હું મારા ધનનો વ્યય કરવાની છું અને નહિ તો નહિ. પણ એ વિચાર મનમાંથી કાઢી નાંખજો. મે એકવાર મુખમાંથી વચન કાઢયું છે, તે હું મારી આશામાં અફળીભૂત થવા છતાં પણ, હું પૂર્ણ કરીશ. મારું ધન આર્યાવર્તના લાભ માટેજ છે, હવે તેનો બીજા કાર્યે માટે વ્યય થવાનો નથી"

"આપની એ દૃઢતા અને ઉદારતા માટે હું આપને જેટલો ધન્યવાદ આપું તેટલો ઓછો છે, અને આપની જેટલી પ્રશસા કરું તેટલી ન્યૂન છે;" માણેકચંદે અંત:કરણપૂર્વક ઉદ્‌ગાર કાઢયા

"તમારું કહેવું અને તમારા વિચારો કદાચિત્ સર્વાંશે સત્ય હશે, પણ મારી તમારામાંની આશા નીકળી નીકળતી નથી. અત્યારે મારા હૃદયમાં નિરાશાનો એટલો ભયંકર આઘાત થયો છે કે, તે સહન કરવાને સ્ત્રીનું હૃદય સમર્થ નજ હોઇ શકે માટે અત્યારે આ વાતને માંડી વાળીને આપણે બીજા ગપાંસપાં ચલાવીએ તો વધારે સારું સાંઝે નીરાતે એ વાતનો પાછો વિચાર ચલાવજો પણ મારી એટલી પ્રાર્થના ધ્યાનમાં રાખજો કે, એક સ્ત્રીના મનને દુ:ખવવું પણ સારું તો નથીજ. હજી પણ મારો સ્વીકાર કરવાનો વિચાર કરવાનો શ્રમ લેજો. તમારા નહિ, તો મારા હિતની ધારણા રાખજો."

વળી પણ વાત ખોરંભે પડી અને તેઓ બીજા ગપાંસ ઉરાડવા લાગ્યાં. પૂર્વની વાતચિતમાં લગભગ બપોર થવા આવ્યા હતા

## પ્રકરણ ૩૯ મું.

## બે પંખીડાંનો મિલાપ

બપોરનો બાર વાગ્યાનો સમય છે. સૂર્યના તાપથી હરણનાં માથા ફાટી જાય એવો તડકો પડી રહ્યો છે. ટ્રામના ઘોડાઓ પોતાનો દાણો ચારો હલાલ કરતા માર્ગમાં પછડાઇ પોતાનો પ્યારો પ્રાણ ક્ષણવારમાં છોડી દેતા સ્વધામનો માર્ગ સ્વીકારી રહ્યા છે. ટ્રામવાળાઓએ ટ્રાન્સફર ટીકીટો આપવી બંધ કરેલી છે. ઇરાની, બ્રાહ્મણો અને કાવાખાનાવાળાઓની દુકાનોપર બરફ શરબતના ગ્લાસોની માગણી કરતા ગ્રાહકોની તૂટાતૂટ પડી રહી છે. "કાંથી બરફ વેદારે નાંખેછ? છ દોરિયે સેર બરફ થેઇ ગેઇચ" "ઓ બાપજી! બે પૈસાનું ગ્લાસ તો અમને મુધું પરે! દેવારું નેહરી જાય!" "અરે બાવા! બરફ કહાંસે લાઉ? કારખાનેવાલોંકા નાસ હો ગયા હય. બેઈમાનોંને હદસે જિયાદા ભાને બહડા રખ્ખા હય," ઇત્યાદિ વાકયોનું તોરણ, ઉપહારગૃહો અને કાવાખાનાવાળાઓના મોઢેથી નીકળતા સાંભળવામાં આવે

છે એક ગ્લાસ પાણી પીતાં ચાર ગ્લાસ પસીનો નીકળતો હતો અને તેથી નવાં પહેરેલાં વસ્ત્રો ધોબીનાં વસ્ત્રો સમાન થઇ જતાં હતાં. ફુટેલા મગજના ગોરાઓની લાતોથી નિત્ય એક બે પખા કુલીઓના પરલોક પ્રયાણની વાતો, સમાચાર પત્રોદ્વારા બહાર પડતી હતી. પત્રના સંપાદકો પોતાની લેખિનીના ઘોડાઓને કાગલોના મેદાનમાં સરપટ દોડાવી, એ ઘાતકીપણાને અટકાવવા માટેના પોકાર કરી રહ્યા હતા. કુમ્ભકરણની નિદ્રામાં ઉંઘતી સરકાર એ પોકારોને એક કાને સાંભળી બીજા કાને કાઢી નાંખતી હતી ન દાદ ન ફરિયાદ! મ્યુનિસિપાલીટીના નળનાં રોદણાં, લોકોની આંખોમાં ધૂળનો બેશુમાર ભંડાર, એવી પરશુરામની ભૂમિમાં વસેલી મોહમયી નગરીની અત્યારે ઉષ્ણકાળમા અવસ્થા હતી. એવા દિવસોમાં પાલવા બંદરપર નેકટાય કોલરથી પરાણે બંગલા બની જવાના ચાળા કરતા, ગરમીને બહાને પાંથાપાંથી દેખાડતા કેટલાક ઉછાછળા પારસી જવાનીયાઓ, ગમે તેટલી ગરમી છતાં પાઘડી ન ઉતારનાર ઠાવકા જુના વિચારના ઘરડાઓ, અને લાલ, લીલી, પીળી, જામલી, ગુલાબી, બસંતી, મોતીયાઈ, પોપટિયા, પતંગી, ગંધકી, ક્રીમ અને સફેદ સાડીઓથી સજેલી, ખબુતરીયા પોલકાના ખલકાથી મલકાતી કેટલીક પારસી પ્રમદાઓનું એક મોટું ટોળું, પાલવા બંદરપર ફરતું અને અવારનવાર દરિયાભણી જોતુ દૃષ્ટિગોચર થતુ હતું પાલવાનું વિસ્તૃત વર્ણન કરવા એટલું જ કહેવું બસ થશે કે, જેને પાલવે તે ટ્રામ, વિકટોરિયા અથવા રેકડાને પાલવે વળગી નિજ નેત્રે જ ત્યાંની શોભાને નિહાળી આવે જવાનો સમય જો સાંઝનો પાંચ વાગ્યાનો હશે, તો વિશેષ લાભદાયક નીવડશે; કારણ કે, ફેશિનની ફિશિયારી અને પાઉડરના લેપડા, બનાવટી બનાવેલા સિંગાર ને આશકોનો ઇન્તેજાર બહાર જોવાનો તે જ વખતે આવે છે.

પાલવા બંદરપર પારસીઓ અને પારસણોનું આ મોટુ ટોળું હસતુ રમતુ ફરી રહ્યુ છે. પણ એક તરૂણ અબળા જમણા હાથ તરફના ખૂણામાં એકલી અટુલી દરિયાની સપાટીપર આંખો તાણી તાણીને જોઇ રહી છે. વળી વારંવાર તે દીર્ઘ નિ:શ્વાસ નાંખતી દેખાય છે તે સુંદરીએ ફીકા ઉમદા રંગની ઝીણી રેશમી સાડી પહેરેલી છે અને તેનાપર છુટી છુટી સોનેરી કટોરિયો ટાંકેલી છે અંદરથી સોનેરી રંગનાં પોલકાંની ઝળક એવી તો ચિત્તાકર્ષક દેખાય છે કે, દિનકર પોતે પણ તેના આનંદનો આસ્વાદ લેવા, પોતાનાં તેજસ્વી કિરણોથી તેને બેવડો ચમકાવવાનો પ્રયત્ન કરે છે. જ્યારે તે અવારનવાર પોતાના ચંદ્રવદનને સમુદ્ર ભણીથી ફેરવીને, ધરણી તરફ જુએ છે, ત્યારે વાદળામાંથી નીકળતા ચંદ્ર અથવા ગોરજનાં વાદળાંમાંથી ગોકુલને ગોંદરે આવતા શ્રીકૃષ્ણચન્દ્રની મૂર્ત્તિનું દર્શન થઇ જતુ હોયની, તેવો જ આબેહુબ ભાસ થાય છે પ્રિય વાચક! તારા ઓળખવામાં તો એ નવયુવતી આવી જ ગઈ હશે એ પારસી મહિલા બીજી કોઇ જ નહિ, પણ આપણી નવલ કથાની નાયિકા જરબાનો જ છે. તે, ચાતક પ્રમાણે પોતાના પ્રિયકરની, પ્રિય સ્વાતિબુંદની વાટ જોતી સમુદ્રપાર દૃષ્ટિ દોડાવી રહી છે. એટલામા બે સ્ટીમ લાંચિસ આવી અને એકમાં જર તથા મંચેરશાહ અને બીજીમાં માણેકજીનાં માતપિતા અને ભાઇઓ ઇત્યાદિ બેઠાં.

"માયજી! માયજી! જોવ પેલી જે સ્ટીમર દુરથી આવેચ તેમા જ ભાઈ આવસે," **મા**ણેકજીના સૌથી ન્હાના ભાઇએ બુમ પાડીને કહ્યુ બધાંની આખો તે તરફ ખેંચાઇ રહી. કેટલાકો દુર્બીનથી જોવામાં રોકાયા અને કેટલાંકનાં હૈયાં એકદમ કુદકો મારીને આવતી સ્ટીમરપરનો ધુમાડો જોવાને ઉસ્કેરાઇ ગયાં અન્તે સર્વની આશા ફલીભૂત થઇ સ્ટીમર આવી પહોચી લાન્ચો પણ દરિયાની પીઠપર લાડથી નાચતી ઉછળતી તેની પાસે જઈ લાગી **મા**ણેકજી તુતકના કઠેરા પાસે આવી લાગ્યો તેની પ્રથમ દૃષ્ટિ પોતાનાં માતપિતા અને ભાઇઓપર પડી હર્ષથી ઉછાળા મારી બહાર નીકળી આવતાં હૃદયપર હાથ દાબીને ઉભય પક્ષવાળાએ ધૈર્ય રાખવાની ચેષ્ટા કરી. સેકડો જીવડામાંથી પ્રારબ્ધવશ ઉગરેલા પોતાના હૃદયના કટકાને ગળે વળગાડવા બેસબ્ર–અધીર બનેલાં માતાપિતાની અધીરતા, એક ઉદરમાં પગ પસારેલા ભાઇઓની ભાઇને મળવાની ઉત્કંઠા, તેમ જ **મા**ણેકની સ્ટીમરપરથી ઉતરીને તેઓને મળવા અને હર્ષનાં અશ્રુ વર્ષાવવાની ઉત્સુકતાનો દેખાવ, યથાવત્ ચિતરવાની શક્તિ તો કોઈ મહાન્ કવિની લેખિનીમાં જ હશે **મા**ણેક પોતાનાં વ્હાલાઓ ભણી જોવામાં એટલો બધો લીન થઇ ગયો હતો કે, બીજી પાસ કોણ આવ્યુ છે, અને કોના માટે આવ્યુ છે, એનુ તેને ભાન જ હતુ નહિ **જર** મુબઇમાં આવી છે. એ વાતનુ તો તેને સ્વપ્ન પણ ક્યાથી હોય? અર્થાત્ **જર**ના આગમનથી તે સર્વથા અજ્ઞાત હતો

બીજી તરફ બીજી લાન્ચમાથી **જર**ની મુન્તજિર આશાપૂર્ણ આખો **મા**ણેકજીના વદનભણી નિહાળી પોકારપર પોકાર કરી રહી હતી કે—

"દેખ તો ઓ સરે તુર્બતસે ગુજરને લાલે!;
"હમ વહી હયેગે તેરી ચાહમેં મરને વાલે"

છાતીમા ધમણો ફુકાઇ રહી હતી, મન 'મને જો–મને જો' એમ પોકારી રહ્યુ હતુ. પણ નિરાશા. **મા**ણેક તે તરફ ઝાખતોય ન હોતો. તેમ છતા **જર**તું હઠીલું હૈયુ તો એમ જ બોલી રહ્યુ હતુ કે,–

"વો હમે દેખે ન દેખે હમ ઉન્હે દેખા કરે"

અંતે સીડીઓ સરી, નિસરણીઓ ઉતરી, પેસેન્જરો ઉતર્યા, **મા**ણેકજી પણ ઉતર્યો અને પોતાનાં પ્યારાંની મીઠી ગોદમાં અનેકવાર ચપાયો, આસુઓની ધારાઓ વહી રહી, ઓવારણા લેવાયાં, ઈશ્વરના આભારો મનાયા, પુષ્પમાળાઓ આરોપાઈ, સ્ટીમ લાચો બંદર ભણી ભમી, બીજી સ્ટીમલાન્ચોવાળાઓએ હર્ષનાદ કર્યા, **મા**ણેકે તે તરફ જોયુ. અકસ્માત્ ચાર આંખોની એકતા થઈ અને **મા**ણેકજી ચમક્યો **જર**ને ચક્કર આવ્યાં અને મુખપર રુમાલ દાબીને તે બેસી ગઈ. **મં**ચેરશાહને ત્યાં લગ્નનો લ્હાવો લૂટવા આવેલો એક રગુન નિવાસી ધનાઢય શેઠિયો સગો ઊતર્યો અને મુબારકબાદીના પોકારોમા અર્ધ બેભાન પડેલી **જર**ની કોઇએ ભાળ પણ ન લીધી. ખરુ જોતાં **જર** કેવળ **મા**ણેકજીને જોવા માટે જ આવેલી હતી તે **મં**ચેરશાહને ત્યાં જ ઊતરી હતી અને આવનાર પરોણાના ઇસ્તકબાલને

બહાને પોતાના પ્યારાનાં દર્શને આવી હતી **મા**ણેકજીવાળી સ્ટીમલાંચ તો કિનારે પણ પહોચી ગઇ ગાડીઓમાં બેસી તે લોકો ઘર ભણી ચાલ્યાં. **મં**ચેરશાહવાળાંઓ પણ પોતાના મેહમાનને લઇને બગલે પહોચી ગયાં. **જર** પોતાના ઊતારાવાળા ઓરડામાં જઇ થાક તથા હર્ષથી એક ઇઝીચેરપર પડી થોડીવાર પછી મન શાંત કરી એક ચિઠ્ઠી લખી, એક માણસ સાથે તેણે મોકલી. ચિઠ્ઠી નીચે પ્રમાણે હતી.–

"મારા દિલના માલીક,

"જો કે તમે તો મારા તરફ ઝાખીને જોવામા બી કન્જુસાઇ કીધી, પન તમારા "દીદારની ભુખી કોઈ ઝુરતી આખો, ચક્કર ન આવતાં સુધી તમુને જ જોયા કરતી'-"તી આજે તો મુસાફરીની થાકથી થાકેલા નાજુક બદનને આરામ આપો. આવતી "કાલે સાંજે છથી સવા ૭ સુધીમા મહાલક્ષ્મીની પાસે તોપખાનાપર મલવા આવવા "ઉપકાર કરસો બસ એજ અરજ-લા તમારા દીદારની ઇન્તેજાર **જર** બેકરાર."

એક કવિએ લખ્યુ છે કે —

"હોતી જુરુર ઇશ્કમે હય દિવસે દિલકો રાહ,
"દીનોતરફસે પ્યાર હો, દીનોંતરફસે ચાહ"

વળી બીજો કવિ કહે છે કે –

"ઇશ્કમે યહ બાત નહો કયા મઅની?
"જજબે કામિલમે કમાલાત નહો, કયા મઅની?
"ઇશ્કબાજીમે કરામાત નહો કયા મઅની?
"જિસકો જી ચાહે, મુલાકાત નહો, કયા મઅની?"

ત્યારે ઇશ્ક એકેકને ખેચનાર હોય, એમ આપણને માનવાનુ કારણ મળે છે કારણ કે, તેમ ન હોય, તો કવિની કલ્પના આ લીટી ન લખી શકત.–

"લયલીને ફસ્દ લીથી, તો મજનુકે ખુબહા."

વળી મહાત્મા ભક્ત શિરોમણી તુલસીદાસ પણ કહે છે,

"જાકા જાસે સત્ય સનેહુ, સો તિહિ મિલિહે નાહિ સદેહુ."

વાસ્તવિક છે હૃદય એક પ્રકારની તાર ઓફિસ છે જો વાચનારે વીજળી ખાતામાં નોકરી કરી હશે, તો તેને માશુકના પળે પળના તાર આવ્યા જશે તે હાય શા કામની કે જે હૃદયને કપાયમાન ન કરી શકે? તે નેત્રો શા ઉપયોગનાં કે, જે પોતાના દૃષ્ટિ વિષયને વીધીને આરપાર નીકળી ન જાય? જે વેળાએ **જર**ના મનમા ચિઠ્ઠી લખવાનો વિચાર સ્ફુર્યો હતો, તે જ વેળાએ **મા**ણેકજીના મનમાણિકયમાં પણ પ્રેમનું પાણી ચમકી નીકળ્યું હતુ તેણે પણ એક ચિઠ્ઠી લખી, અને ભપકામા બાયને બોલાવી નિશાની પત્તો આપી તે દમમા જ બોલ્યો કે,—

"વો બાઇ કો દેવ, ઓર બોલો એક પારસી બાઇ બૂલમે અમારે સેઠકા પાસ રે ગયા–સો સેઠ તુમપર ભેજા."

"અચ્છા સાબ!" બોલી બોય વાલકેશ્વર ભણી ચાલતો થયો. એજ બનાવ બન્ને તરફ લાગેલી એક સરખી અગનીની આપણને ચેતવણી આપે છે.

"ચાહતકા મજા જબ હયકે વોહી હો એકરાર;
"દોનોં તરફ હો આગ બરાબર લગી હુઇ."

માણેકનું પત્ર નીચે પ્રમાણે હતું:—

"દીલબર જર! જો કે થાક અને ચક્કરના લીધે બુરો હાલ છે, છતાં તારી "ખિદમતમાં બે લાઇન લખવા વગર ચાલતુ નથી. ડીયર! આજે તો કોઈ બી રીતે "નીકળી સકાય તેમ નથી. આવતી કાલે તારા હુકમ પરમાને જ્યાં કહે ત્યાં આવી "તારાં દીદાર કરવા હાજર થાઉ. તું પ્યારીના જવાબ પછી જ હું થોરી વાર સુવસ "આગ બહુ દુ:ખે છે,-માટે જવાબ જલદી લખજે

"લા. તારો સાચો આશક,

"મા. અરદેશર."

બન્ને જણને પત્રો પાંચ પાંચ દસ દસ મીનીટને અતરે મલ્યા. માણેકજીએ તો ચીઠ્ઠી લાવનારને સલામ કહેવા કહી રુખ્સત કર્યો અને પોતે બિછાનાપર પડી જરા આડો થયો આંખ મળી ન મળી કે જાણે મહાલક્ષ્મી, તોપખાનું અને જરની મુલાકાત આદિ સ્વપ્નોના તરગમાં તે તણાવા માંડયો ત્યાં જર પોતાના પ્યારાના પત્રથી હર્ષઘેલી બની તેનું ઉત્તર લખવા બેઠી. તેણીએ લખ્યું;—

"મારા યાદ કરનાર દીલદાર વફાદાર

"ગરુર નાં કરતા કે તમે જ પહેલાં ચીઠ્ઠી લખી હોય હું ધારુચ કે, મારી "ચીઠ્ઠી બી તમુને મલી જ હોસે. મલવાની જગાબી તમારા પુછવા પહેલાં જ જેને "ગરજ હુતી, તેણે લખી મોકલીચ જોઇએ કોન પોતાના વાયદાપર બરાબર લખેલે "ટાઇમે આવેચ. વરી મને બહુ ગુસ્સો લાગેચ કે તમે "આશક" બોલ લખોચ "ફરીથી નાં લખતા આશકનો દરજો તો મારો છે. ખયર તમને વાંચવાની તકલીફ "પરસે વાસ્તે વધુ લખતી નથી. લા. તમારી જ તમારી જર."

બીજો દહાડો ઉગ્યો. એ મિલાપનો દિવસ અને દિલબરનાં દર્શનનો દિન હતો ઇન્તેજારના અગ્નિને ભારવાની ભોર પછી બપોર અને ઇન્તેજારની વૃદ્ધિ, ઓહોહો! ક્યારે પાંચ વાગે, ક્યારે બગલાની બહાર નીકળાય, ક્યારે પ્યારી પ્યારાનું દર્શન થાય, એજ ઝખના, મીનીટે મીનીટે ઘડિયાળ સામું જોવું, અને જાણે બંધ પડી ગઇ હોય તેમ ભણકારા થતા તેથી પાસે જઇને તેના ખટકા સાંભળવા અને નજીરનો મિસરો વારંવાર યાદ કરવો.–

"હાય! કહાં મર ગયે ઘડિયાલ બજાને વાલે?"

એમ આકુળ વ્યાકુળતા અને તાણુતોડ કરતાં ચારનો ટકોરો થયો. તેણીએ હાથ મહોડુ ધોયુ, કપડાં બદલ્યાં, રુમાલમા સેન્ટ છાટયુ, દાગીનાનુ બાક્સ કાઢયું

અને તેમાંથી એક મોતીની તોરણમાળા ગળામાં અને કાનમાં હીરાની ઝગમગતી બુટ્ટીઓ, તેમ જ હાથમાં જડાવ બંગડીઓ પહેરીને ભાડાની ગાડી લાવવા માણસ મોકલ્યું. રૂમાલ ઉચકીને સુંઘી જોયો સુગધ ન ગમી અને તેથી તે રૂમાલ બારીમાંથી બહાર ફેંકી દીધો તરત બીજો રૂમાલ કાઢી તેમાં કેશ્મીરથી લીધેલું માટીનું અત્તર લગાડયું અને એક શેરનો ઉચ્ચાર કર્યો એ શેર અત્તરો-અત્તર વેચવાવાળાએ અત્તર આપતી વેળાએ કહેલો હતો અને જરને તે બહુ જ ગમવાથી તેણે તે લખી લીધો હતો, અને મોઢે પણ કર્યો હતો વાસ્તવિક રીતે જોતાં એ શેરનો એકે એક શબ્દ મોતીના મૂલ્યનો હતો તે આ પ્રમાણે,-

"ઇત્ર મિટ્ટીકા લગાના ચાહિયે પોશાકમે;
"ખાકસે રગબત રહે મિલ્ના હય એક દિન ખાકમે"

ગાડી આવી અને શીરીન આગળ જરા હવા ખાવાનું બહાનું કરીને ગાડીમાં સવાર થઇ, ગાડીબાનને તોપખાને લેવાનો હુકમ કર્યો દશ મિનીટમાં ગાડી તો ઉભી રહી ગઇ. એ વખતે આખા પાંચ વાગ્યા હતા. સૂર્યની મંદ ગતિપર તેને ઘણો રોષ આવ્યો. પણ હાથ એવા કયાંથી લાવે કે દિનકરને હાથેથી પકડીને પયોનિધિમાં ડુબાડી દે! અંતે ડોળા તણાવી તણાવી પોણા છ વાગ્યા અવાર નવાર ફરતા હરતા લોકોની પગરવટથી ચમકીને જોયું, ગાડીના ખખડાટપર આશા ભરી આંખો ખેંચાઈ, ઘોડાની ટાપપર ધ્યાન દોરાયું-પણ કોઈ ન મળે. પાંચ સાતવાર ગજવાથી બહાર અને ગજવામાં નાનકડુ સોનાનું ઘડિયાળ આવ્યું ગયું, પણ આવનારનો તો હજી સૂધી પત્તો પણ હતો નહિ અહાહા!-

"ગજબ કિયા તેરે વઅદેપે એ અતેબાર કિયા,
"તમામ રાત કયામતકા ઇન્તેજાર કિયા"

છ વાગ્યા અને રીસે વદનમાં રતાશ આણી, આવે તો બોલવું નહિ, એવા સંકલ્પો થયા એટલામાં પાછળથી સાહેબજીનો શબ્દ સંભળાયો અને ન બોલવાની પ્રતિજ્ઞાપર ઘડે ઘડા પાણી ફરી ગયું.

"આવો-તમે મોટા લોક! વાયદાના તો પૂરા પકચ્યુઅલ છેવ," એમ જરથી બેતહાશા બોલાઇ જ ગયું

"માફ કરજો સાહેબ! ખભાલા હિલને નાકે એક સ્કુલ ફ્રેન્ડ મલિયો ને ન ધારેલી સજોગે પાચ મીનીટ તેની સાથે સભ્યતાને ખાતર વાતચિત કરવી પડી," માણેકજીએ હર્ષથી ધડકતી છાતીએ આડુ અવળુ જોઇ, જરના હાથની આંગળીઓ પોતાના હાથમાં લેતાં કહ્યુ.

"હા-બીજાંઓ કંઇ દિલસોજી ધરાવેચ?" જરે આંખો હાથ તરફથી માણેકજીના હાથમાં સરકાવતાં કહ્યુ "મુંબઇના દોસ્તો આગલ જેક લાહોર વેરથી આવેલાંઓ તો બિચારાં કઇ ગત્રીમાં જ ક્યાંથી હોય?"

"લેવ–માફ કરો સાહેબ!" **માણેકે** નવરુ જોઇ હાથ ચાંપતાં હેતથી કહ્યુ "તમારો સેવક ગુનાહગાર, તકસીરવાર અને ભૂલનો જ ભંડાર છે તમે મારા ગુનાહો તરફ ન જોતાં પોતાની મોટાઇ ને બખશેશ તરફ જોવાની મ્હેરબાની કરો"

"પટાવી લેતાં કેટલું સારુ આવરેચ?" **જર** એમ બોલતી પરાણે પોતાના પ્યારાના પાસામાં ચંપાઇ ગઈ. "ચાલો–સાંભેના બેચપર બેસીને વાતચિત કરીએ."

પ્રથમ જઇને બન્ને જણ એકમેકથી થોડાંક છેટાં છેટાં બેઠાં. સમર સપારે આવેલાંઓ આવ્યાં ગયાં અને ધીરે ધીરે અધકારે મનમાની વાતચિત કરવાનો સમય એકાંતમાં આવ્યો. ખૂબ મન મોકળુ કરીને વાતો થઇ એકાએક આકાશ વાદળાથી ઘેરાઇ ગયુ–અચાનક એક કડાકો થયો અને વીજળીનો એક ચમકારો પણ થયો તેથી બ્હીને "ઓ માંયરે!" કહેતી **જર માણેકજીને** બાઝી પડી **માણેકજીએ** આવશ્યકતાથી, પણ વિશેષ રીતે પોતાની પ્રાણ પ્રિયાને હૈયા સરસી ચાપી રાખતાં ઈશ્વર પાસેથી માગ્યું કે,–

"લિપટ જાતે હયે વો બિજલીકે ડરસે,
"ઇલાહી યે ઘટા દો દિન તો બરસે"

પણ આકાશને એ જોડુ આટલે દિવસે મળેલું પણ ન ગમ્યુ. તેણે ભાદ્રપદપેરે જ એક ઝાપટું વર્ષાવી પાણીના પત્થરો મારવાનો આરંભ કર્યો અદેખુ આકાશ એવું જ ખારીલું છે. એટલા માટે જ કોઇ પ્રેમીએ કહેલુ છે કે;–

"યે દો દિલકો એકે ન બિઠાતા નહી;
"ઇસે વસ્લ પ્યારોંકા ભાતા નહી"

**જરે** પણ વિયોગની વેળાને ઢુકડી આવેલી જોઇને જેટલું બને તેટલું **માણેકનું** વદન નિહાળી લેવાને અનિમિષ દૃષ્ટિ રાખીને જોવા માંડયું પણ પલક ઝપકી જ ગઇ હાય પ્રેમી જોડાંનાં બધાં જ શત્રુ નીકળે છે. એક ગોપીએ બ્રહ્માપર પોતાના મનના ઉભરા ઠીક કાઢયા છે,–

"બડો મન્દ અર્વિન્દ સુત, જિહિંન પ્રેમ પહિચાન,
"પિય મુખ નિરખન દૃઘનકે, પલક રચી બિચ આન."

**માણેકે** છત્રી ઉઘાડી અને લાચારીએ ગાડી બોલાવી. તપી ગયેલો વિકટોરિયાવાળો બડબડ કરતો ગાડી લાવ્યો ને બન્ને જણ તેમાં બેઠાં થોડેક ચાલી ગાડી ઉભી રખાવી; કારણ કે, **માણેકને** ખંભાલાહીલ ઉતરીને બહારકોટ ભણી જવાનુ હતુ અને **જરને** વાલકેશ્વરમાં જઇ વિરામવાનું હતુ છેવટે હાથ મેળવી તેઓ છૂટા પડ્યાં **જર** કાંઇ બોલી હોય, એમ સંભળાવાથી **માણેકે** પૂછ્યુ કે, "ડિડ યુ આસ્ક મી એનીથીંગ?"

"યસ," **જરે** કહ્યુ

"વોટ?" **માણેકે** પૂછ્યુ

"ઓન્લી લવ મી લિટલ, બટ લવ મી લોંગ! બસ સાહેબજી! ગાડીવાળા, ચાલો વાલકેસર" પ્રેમની યાચના કરીને જરે ગાડીવાળાને હુકમ કર્યો અને વિક્ટોરિયા વાલકેશ્વર ભણી દોડવા માંડી



## પ્રકરણ ૪૦ મું.

### બસ, હિંદુસ્તાનમાં ચાલો.

પાછું એકવાર પેલું જ જાપાન, પેલું જ વિજાતીય જોડું, પેલી જ જોડીની ગાડી, પેલો જ દરિયાનો કિનારો અને પેલા જ કોચબાન કે જેમને એકવાર આપણે જોઇ ચૂક્યા છિયે એક બાજુ પ્રેમ પાશમાં ફસાઇ ગયેલી જાપાનણ અને બીજી બાજુએ વિદ્યા, ન્યાત જાત, નિર્ધન અવસ્થા આદિથી કંટાળી ગએલો શુષ્ક હૃદયી થએલો માણેકચદ બેઠો છે કોણ બોલે એ બન્ને વિચારે છે

"આપના હૃદયમા મારે માટે શુ છૂપાયું છે, તે જાણવાની આતુરતા મને બહુ જ ઉશ્કેર્યા કરે છે માણેકચદ! બોલો, મારા મનને શાંત કરો, મને ઉત્તર આપો. તમારી નિર્દયતાનો નાશ થયો છે કે નહિ?" પ્રેમના પંજામાં સપડાયલી કોમરાસ્કીએ ઉત્કંઠાથી વિનીત ભાવે પૂછ્યુ

"હા–હું આપના પાણિગ્રહણમાં લેશ માત્ર પણ–" જાણે ઉંઘમાંથી ચમકી ઉઠયો હોયની! તેમ આવરોબાવરો બનેલો માણેકચદ એ વાક્ય બોલીને પાછો ભાન ભૂલી ગયો અને વિચારોના વટોળિયામા ઉડવા લાગ્યો

"શુ લેશ માત્ર પણ?" આશા અને નિરાશા વચ્ચે ઝોકા ખાતી, જાપાની અબળાએ આતુરતાથી જાણવા માગ્યુ

વળી માણેકચદ ચમકયો અને જાપાનણ શુ બોલે છે, તે અડધુ પડધુ સમજ્યો ન સમજ્યો, તેમ બોલવા લાગ્યો–"હા હુ તેમ કરવામાં લેશ માત્ર પણ વાંધો તો જોતો નથી પણ–"

"ઓ બસ બસ! હુ આપની–પણ "પણ" કહીને અટકી કેમ પડ્યા? શું કહેવાનુ છે?" એમ પૂછતી કોમરાસ્કીએ આવેશથી માણેકચદના હાથ ઝાલીને પોતાની આંખોપર દાબ્યા

"ના–એમ ન કરશો;" માણેકે વિચારોના ગુંચવાડમાથી નીકળીને પોતાના મનપર કાબુ રાખવાનો પ્રયત્ન કરતા કહ્યુ "ઉભાં રહો, મારું કહેવું જરા ધૈર્યથી સાંભળી લ્યો"

"બોલો–બોલો–વળી વિચારોએ શો ઉથલો ખાધો?" કિનારેથી પાછા ભર દરિયે ખેચાઇ જતા માણસ પેઠે ફાળ ખાઇને કોમરાસ્કીએ પોકાર કરીને કહ્યુ

"જુઓ, તમને કેવળ પ્રેમની ઝંખના છે! તમે મારી પ્રીતિ મેળવવા માટે આતુર છો અને હું યુનિવર્સીટી તથા સોસાઇટીથી કંટાળેલો, કાયર થએલો અને

અેજાર બનેલો પુરુષ છુ. તમે વિદ્યા અને લક્ષ્મીના ખોળામાં રમીને સુખ ભોગવેલાં છે। અને હું દુર્ભાગી બચેથી ઠોકરે કુટાયલો, જમાનાની લીલી સુકીનો કેવળ કડવો સ્વાદ ચાખેલો અને રઝળી ગયેલો માણુસ છુ. માટે મેં તમને જેવો ઉપદેશ આપ્યો છે, તે પ્રમાણે વર્તો તો તે વધારે લાભકારક છે. પરંતુ જો લગ્નની ઇચ્છા હોય, તો તેમ કરવામા પણ મારી ના નથી!"

"તમે મને સ્વીકારી છે, એ શબ્દો સાંભળ્યા પછી આજ્ઞા થાય તો આ પાળ-પર ઉભી રહી ઉછળતા સમુદ્રમાં પડવાને હું તત્પર છું;" સાચા અંતઃકરણથી તે પ્રેમભરી પુતળીએ છાતી ઠોકી કહ્યુ

"પણ લગ્નનું કાર્ય ભારતવર્ષમાં જઇને મારાં માતપિતાને મળવા હળવા પછી, તેમની સંમતિ લેવા પછી, કરવામાં આવે, તો તેમાં તમને કશો પણ વાંધો છે?" માણેકચદે જેમ બને તેમ વિલંબ કરવાના હેતુથી કહ્યું.

કોમરાસ્કીએ એમાં પણ પોતાની સંમતિ આપી.

"ત્યારે સાંભળો;" માણેકે ગભીર મુદ્રાથી કહ્યુ "જુઓ, મે મારા પ્રાણના ભોગે એક સ્વતંત્ર યુનિવર્સીટી સ્થાપવા ધારી છે એને માટે એક કરોડ રૂપિયાની રકમ એકઠી કરવાનું મહાન્ કાર્ય આપણુ બનેએ માથે લેવાનું છે. પ્રથમ હુ તમારી પાસેથી ભિક્ષા માગુ છુ કે, હે જાપાન દેશની દેવી! મારી માતૃભુમિની મહત્તા માટે, મારા વ્હાલા વતનની વૃદ્ધિ માટે અને મારા પ્રિય દેશ ભારતવર્ષના લાભના હેતુ માટે, મને પચીસ લાખ રૂપિયાની પ્રથમ ભિક્ષા આપો."

"આપના માથાપરથી ઓવારીને આ પળે ને આ ક્ષણે જ હું સંકલ્પ કરુ છુ કે, ઇશ્વર ન કરે ને કદાચિત્ જો, બુધદેવ મને નિરાશ પણ કરે, તોપણ આપની પરમાર્થમયી શુભ ધારણાઓને એક અબળાના અબળ ટેકા તરીકે પચીસ લાખ રૂપિયા એક અઠવાડિયામાં જ આપનાં ચરણોમાં આવીને પડશે"

"અહો—ધન્ય ધન્ય કોટયાવધિ ધન્યવાદ છે! ઉદારચિત્ત, પરમાર્થિની, વિદુષી અને દાનશીલા રમણિ! તમારી જનેતાને! કે જેના કુક્ષિ સાગરમાં તમારાં જેવાં મુક્ત હૃદય, મુક્ત હસ્ત અને મુક્ત વિચારવાળાં મનુષ્ય મુક્તાફળો ગર્ભાયાં છે!" માણેકે આભારથી કોમરાસ્કીના નાનકડા કરોને પ્રેમથી પકડીને હૈયે ચાંપ્યા અને વિશુદ્ધ પ્રેમ પ્રતિમા, સરલા જાપાની મહિલાએ, માણેકના આટલા પ્રેમ આગળ પચીસ લાખ રૂપિયા તુચ્છ ધાર્યા

"મને મારું અંતઃકરણ સાક્ષી આપી રહ્યુ છે કે, જો પ્રથમ તમે પોતાની ગાંઠથી આવી બાદશાહી રકમ આપી મારી સાથે વ્યાખ્યાનો આપવા માટે કમર કસશો, તો મારો દીન દેશ હાલની ભાગી તુટી દશામાં પણ પાછી પેની નહિ કરે. તમે જોઈ શકશો કે, એક નાદિરી દૌરતળે કચરાયલો, ખાનારાઓથી હીણાયલો અને પરાધીનતામાં પડી, ઘંટીના ગાળામાં પીસાઈ ગયેલો રાંકડો દેશ પણ પોતાના હિતના ઘુંટડા ગળે ઉતારનારના ઉપર કેવી સુવર્ણ વૃષ્ટિ કરે છે! હું સાહસપૂર્વક કહું

છું કે, એક વર્ષની ટુંકી મુદતમાં એક કરોડ જેટલી મોટી રકમ આપણે સહેલાઇથી ભેગી કરી શકીશું. જે દિવસે આપણે આ ગડપેલું બીડું ખાઈ આપણા મોઢાં લાલ કરીશુ, તે જ દિવસે ઈશ્વર આગળ ખરાં અંતઃકરણથી બધાઇ આપણે પતિ-પત્નીનું ઉપનામ ધારણ કરીશું. ત્યાં સૂધી એક ભગિની ભ્રાતાના પ્રેમમાં આપણે સુખ માની રહીશું. બોલો–છે એ પણ તમને કબુલ?"

"એક બોલે!" તે હર્ષના ઉછળતા મોજી દરિયામા તણાતી જાપાની તરુણી, સાહસપૂર્વક બોલી; "જે આપની ઇચ્છા તે જ મારી ઇચ્છા! આપને જે ગમે તે જ મારે મન ભાવતુ. આ શરીર જ આપનું છે;–

'દિલ તેરા જાન તેરી આશકે શયદા તેરા;
સબ યે તેરા હય તો ફિર કિસલિયે મેરા તેરા?"

"ત્યારે આપણે ક્યારથી આપણાં ધારેલાં કાર્યનો કટીબદ્ધ થઇને આરભ કરવો?" માણેકે પ્રેમ અને હર્ષની મિશ્રિત મુદ્રા કરીને પૂછ્યુ.

"આજથી, અત્યારથી, આ ઘડીથી!" શરી કોમરાસ્કીએ તત્કાળ ઉત્તર આપ્યું. ધર્મના કામમાં ઢીલ શાની? કાલે પ્રભાતે આપ હોટલને સલામ કરીને પોતાના ઘરમાં આવીને વાસ કરો તમારા શેઠપર રાજીનામું લખી મોકલો, લીલાઉ પણ બે હાડામાં હવે થઈ રહેશે, તેમ હવે લેવા જોગી વસ્તુઓ પણ કાંઈ છે નહિ જે ખરીદી તમે કરી મોકલી છે, તેનો હિસાબ મોકલી દ્યો એ પછી આપણે આ મિલકત સંબંધી વિચાર કરીશુ તેને કેમ વેચવી સાટવી, નાણાં કેમ વસુલ કરવાં અને હુડીઓ લેવી કે અહીંની બેંકમાં જમે કરીને ત્યા ટ્રાન્સફર કરાવી લેવું ઈત્યાદિ વિચારો આપણે સાથે બેસીને કરીશુ આજથી ઘરબાર, વાડીગાડી, નોકર ચાકર, પૈસો ટકો અને એક અબળા આપની સેવામાં ઉપસ્થિત છે તેનું જે ચાહો તે કરો તેમની પાસેથી યથેચ્છ કાર્ય લ્યો બસ, હવે હુ બહુ નહિ બોલુ–બોલવા કરતાં કરીને જ દેખાડીશ."

"પણ ધ્યાન રાખજો કે, હું ઈશ્વરને તો માનીશ જ બુદ્ધદેવની પ્રત્યેક વાર્ત્તા અને તેના એકે એક સિદ્ધાન્તોને માન આપીશ, પણ નાસ્તિકતાનો સ્વીકાર મારાથી નહિ કરી શકાય. હા–જો મારા મનનું સમાધાન થશે, તો હું દુરાગ્રહ પણ નહિ કરું;" માણેકે વળી પણ પોતાની ખરી વાતની યાદ દેવડાવી.

"આપના પ્રતાપે હું પણ તેમ કરતાં શીખીશ. બસ હવે તો "રાજી હયેં, હમ ઉસીમે, જો *યારકી રજા હય."

કાલ સમાચાર પત્રોમાં આપણી સ્થાવર સંપત્તિના વેચાણ સંબંધી વિજ્ઞાપનો લખી મોકલીશુ અને તે પછી મારી જાગીરો અને વાડી બંગલાઓ આપને ફેરવીને દેખાડી લાવીશ. જવાહિરાત મારી પાસે બહુ જ ઉચ્ચા પ્રકારનું છે, પણ તે અહીં વેચવાને બદલે આપણે ભારતવર્ષમાં જ વેચીશું. બસ, જેમ બને તેમ જલદી–ઉતાવળે બધું પતાવીને કોઇ રીતે હિન્દુસ્તાનમાં ચાલો"

* મિત્ર, સુહૃદ્, સજ્જન.

## પ્રકરણ ૪૧ મું.

### લગ્નની ધામધૂમ.

ગિરગામના આલ્બ્લેસ બાગથી કોણ અજાણ્યુ છે વારૂ? એક વર્ષના ત્રણસોને પાસઠ દહાડા અને ત્રણસો ને પચોતેર લગ્ન! કોઈ દહાડો એવો ન હોય કે જે દહાડે એ બાગમાં વાજાં ન ગાજતાં હોય એક રાત તો એવી ન હોય કે જે રાતે એ સ્થાનમાં દીપમાળા ન ઝગમગતી હોય! કોઇ સાંઝ તો એવી ન હોય કે, જે સાઝે શ્વેત વસ્ત્રધારી દસ્તુરોના 'આવો સાહેબ! આવો મુરબ્બી! આવોજી-બેસોજી!'ના પોકારો વિનાની સુની હોય! જ્યારે જુઓ ત્યારે દિશ દશેરા અને રાત દીવાળી!

પાંચ વાગ્યાનો સમય છે. આલબ્લેસ બાગ પારસી પારસણોથી હળમળી રહ્યો છે. પહેલા દ્વાર તરફ વરવાળા અને બીજા દ્વાર તરફ કન્યાવાળાના બાપકાકા અને બબ્બે મોબેદો આવનારા પરોણાઓનું સામૈયું કરીને તેમને આવકાર આપવામા રોકાયલા છે સ્ટ્રીંગ બેડની અંગ્રેજી રાગણીઓ વાગી રહેલી છે. ગાડીઓની હાર લાગી રહી છે, સેંકડો માણસો બેઠેલાં છે અને સેંકડો આવતાં જાય છે. પારસી ઉપરાંત છુટાછવાયા બીજી બીજી જાતિના મનુષ્યો પણ પોતપોતાની રીતિ પ્રમાણેના લુગડે લપેટાઇ બેઠેલાં દૃષ્ટિગોચર થાય છે. ધોયાધોયા ધોળા જામા, ઉજલી પીછોડીઓ અને કાળી પાઘડીઓ તથા કેંટાથી સજેલા પારસીઓ, તેમ જ ધોળી મથાળીવાળા અંધ્યારૂઓ અથવા દસ્તુરજીઓથી લગ્નનું સ્થાન ઉભરાઇ રહ્યુ છે છએ વાગ્યાના લગભગમાં પહેરામણીનો આરંભ થયો શાલ, દુશાલા, વીટીઓ, નોટો રૂપિયા, ઘડિયાળો, બટનો અને લાકીટોના બન્ને તરફ ઢગ થઇ ગયા હતા. છાપગર બાપડો જુના વિચારનો હતો, એટલે તેના કપાળપર બબ્બે ઇચ કકુનો થર અને ચોખાના પોપડા બાઝી ગએલા જણાતા હતા પણ મામાના બાપના અગ્રેજી ભણેલ કપાળપર એક ચાંલ્લો થતાં અઢારવાર રૂમાલ ફરતો હતો. એ સુધરેલા શેઠિયાએ બે ચાર હજાર નોનસન્સનો મનમાં ને મનમાં ઉચ્ચાર કરી નાખ્યો હશે, અને પાંચ સાત હજાર રૂમાલના ઘસારાથી કપાળને પણ લાલ ચણોઠી જેવું કરી નાંખ્યું અને લાહ્ય લાહ્ય બળવા માંડી, ઉપરથી પરસેવાનાં બિંદુઓએ તેમાં વધારો કરીને તેને બેબાકળો કરી નાંખ્યો. જુના વિચારવાળાઓને જામા પણ કરડતા નહોતા અને પિછોડીઓ પણ ડખતી નહોતી તેઓ તો ગપસપ લડાવીને આનંદમાં પોતાનો વખત વીતાડી રહ્યા હતા બીજી બાજુએ પાશ્ચાત્ય વિદ્યાના ચેલકાઓ આકળા અને ઉના ઉના અંગારા થઇને કુર્સીઓપર ઉંચા નીચા થતા જોવામાં આવતા હતા, અને જામા પિછોડીની ઝુસરીના 'અગ્લીહેલ' રીવાજોપર નસકોરાં ગરનાળાં જેવાં કરી કાગને ડોળે ને ગીધની ડોકે તાળી પાડવાની વાટ જોતા બેઠા હતા. પણ શુ કરે? "ચુચુ મત કર, તોલમે આઇ હય!' પાન, ફુલ, ગુલાબજળ, બરફની સભ્યતા જાળદના રાઓએ ઉભા થઇને તેમને સલામો કરી પણ ભેજાના ચસ્કેલાઓની બેઠકપર ગુંદર

ચોટેલો હતો, એટલે તેમણે સામું પણ ન જોયું અને મનમાં પોતાની એ અક્કડફુસ રીતિ માટે તેઓ જમાની બહાર થઈ જવા માંડ્યા બાળકોની કાગારોળ, બૈરાંઓની ધુમાધુમ, બબરચીઓની દોડાદોડ અને વાજાના શોરબકોર વચ્ચે સાજન નિકળ્યું અને કન્યાના મંડળે ગયું, મગળ ક્રિયાનો આરભ થયો અને આશીર્વાદની રેલછેલ વચ્ચે વરકન્યાનું જોડુ જોડાયું તાળી પડી બસ, કુર્સીઓપરથી થાકયો બળદ થાનપર દોડે–તેમ દોડાદોડ થઈ સફેદ કોટ પાટલુનમાં સજ્જ થઇને ભગવાન્ સોમની કન્યાને સુરાના દર્શન અને સ્પર્શનથી, નાક ભીંજાવવા માટે પરોણાઓના સમૂહ ઉલટયા બબ્બે આંગળ અને ચાર ચાર આંગળ બ્રાન્ડી વિસ્કીએ પ્રથમ ગ્લાસો ઉઠ્યા ને જેવું મુગી બોટલમાથી બોબડુ પાણી પેટમાં ઉતર્યું કે બોલાબોલ અને ધુમાધુમથી બાગ ગાજી અને ગુજી ઉઠયો સુરાદેવીએ–સાક્ષાત્ સોમકન્યકાએ જ પેટમાં પ્રવેશ કર્યો, એટલે પછી પૂછવુંજ શુ હોય?

"પા, પી, પ્યાલા પ્રેમથી, પાપી ન રહે મન,
પા, પીધે, અડધી ગમે, પાવન ને પાચન."

સામસામા-ઠનાઠન ગ્લાસો અથડાવા માંડ્યા, ગટાગટ ઘુંટડા ગળે ઉતરવા અને ઉભરા બહાર નીકળવા લાગ્યા, હેલ્થ, વેલ્થ એન્ડ પ્લેજરના પોકારો કરતા કરતા પીનારા પોતે પણ પૃથ્વીપર પડવાની તત્પરતા કરવા લાગ્યા હિંદુઓને, તેમના કેટલાક પારસી મિત્રો ખુણે ખટોળે બાટલીઓ લઇ જઇને દારૂ પાઇ આવ્યા અને ઉપરથી મુખવાસ માટે બટેટાની સળી મગાવી આપવાની તજવીજ કરી!! એક નવા સુધરેલા હિન્દુએ મદિરાપાનમાં જરાક આનાકાની કરી–એટલે તેના મિત્રે તત્કાળ એક શ્રુતિવચન કહી સભળાવ્યું કે —

"વેદો નારાયણવડે, માન્ય થએલું મદ્ય;
હરિહર નામોચ્ચાર સહ, પિયો અમૃત સદ્ય"

એમ અડધો પોણો કલાક વીત્યો એટલે ટેબલ તયાર થઈ સ્ત્રીઓ ઓટલાપર અને પુરુષો ચોગાનમાં ગોઠવાયા ખાવા પહેલાં સલામતીઓ લેવાઇ ત્યાર પછી હિપ હિપ હુર્રેના પોકારો થયા અને પેટોબાની પૂજાનો પ્રારભ થયો વચ્ચે વચ્ચે 'ઓ દાદી ચોગા! માઠલી મોકલ' 'એ સોરાબ! એશવિયા! મરચી લાવ' 'એ નસ્લા ફ્તુરી! પપેટાની સલી લાવ' 'હાજી,' 'લાયોજી,' 'આવેચજી'ના અવાજો આવતા જતા હતા થોડુ ઘણું ભોજન પેટખાનામાં ભરાયું હશે, એટલામા તો વળી 'લેવ–સાહેબો! પરનતાં જોરાંની સલામતી લેવ–શેઠિયાઓ! બાલબચ્ચાની સલામતી! રોસ આસનાવની સલામતી!!' એવી રીતે પોકાર કરવામાં આવ્યા અને પાછાં લાલમલાલના ગ્લાસો ભરાયા ટેબલપરથી ઉભા થઇ થઇ ધડ પુછડા વગરનાં લાંબાં લાંબાંલચ લેકચરો ડિલીવર થવા લાગ્યાં જે જેના ધ્યાનમાં આવ્યું તે, તે બોલે અને સાંભળ્યું ન સાંભળ્યું કે કેફની ધુનમાં હિપ હિપ હુર્રે અને ગ્લાસનું તળિયુ દેખાવા માંડયુ લગભગ પોણી–બલ્કે એથી પણ વધારે પગત મદિરામાં

ચકનાચૂર થઇ ગઇ. બે કલાકપર તડીમતડાક થઇ શોભતી સજાવટથી શોભી રહેલા શેઠિયાઓ ગટરગીલોડા બનીને સટરપટર હાંકવા મડી પડ્યા. વાહરે! બ્રાન્ડીબાઇની બલિહારી! સુધારાની સીડીના પહેલા પગથિયાએ હજી આંખો આડો પડદો–અધાપાનો પડદો ફેરવી રાખ્યો છે! કેમ ન હોય? ભાઈ! અંગ્રેજી રાજ્યની દુઝણી ગાય મદિરા છે! કામધેનુ છે! એ જ તારશે એક તરફ કાદરમિયાં અને જાફરમિયાં ઉલટી કરી રહ્યા છે, તો બીજી તરફ પેસ્તનજી પાપડી, ખટલો ખડિયા ખડખડ ટેબલની આડે બેખે કરી રહ્યો છે. પારસી દુકતાઓ ને બાટલીજીઓના આ હાલ જોઈ, કેટલાક ભલા માણસો અને આબરૂદાર ગૃહસ્થો મનમાં બહુ જ બળી જતા હતા, પણ કોને કહે? રિવાજ જ એવો ભુંડો પડેલો એટલે! ખાવા કરતાં ત્રણગણું ભ્રષ્ટ કરવું–બગાડવું એ તો જાણે કબીરજી કહી જ ગયા છે! જો કે લગ્ન સભ્ય કુટુંબમાં હતાં અને મોટે ભાગે સારા લોકો જ એકઠા થયા હતા, છતાં પણ ઉપર વર્ણવેલો દેખાવ બોલેબોલ ખરો જ હતો

બધાં જમી ખાઈ રહ્યાં પછી પ્રોફેસર **મી**નોચહેર કુપર ઉર્ફે **મી**નો **મિ**સ્ટિકના જાદુના ખેલો શરૂ થયા તાળિયો–કલેપ્સ–પડવા માંડી, બ્રેવો–હિયર–હિયર અને એક્સેલેટ આદિ શબ્દો સંભળાવા લાગ્યા, અને દશેક વાગ્યાને અમલે એક એક બબ્બે કરીને પરોણાઓ ખરવા માંડ્યો. બાર વાગવા આવ્યા હશે, તે વખતે સરસગાંનુ સો સવાસો માણસનું ટોળું બાકી રહ્યુ, અને બાકીના સહુ પોતપોતાને ઘેર જઈ પોઢચાં

## પ્રકરણ ૪૨ મું.

### તોફાનનું બયાન.

આ મગળ મેળામાં આપણી વાર્ત્તાનું મુખ્ય જોડુ–**મા**ણેકજી અને **જર** પણ હાજર હતાં સગાંવહાલાનો મામલો એટલે એક બીજા આશીર્વાદ ન સરાય ત્યાં સુધી જવાય ક્યાંથી? જ્યારે બીજા પરોણાઓ ખાઇપી, બેવડાનો ટકોરો લગાવી વિદાય થયા પછી, ઘરના ને અતલગના પરોણાઓ ભેગા થઈ સ્ટીમર કેમ ડૂબી અને **મા**ણેકજી કેવી રીતે બચ્યો? એ વાત સાંભળવાની ખાહેશ કરવા લાગ્યા **મા**ણેકજીની માતા **જર** પાછળ ગાંડી ઘેલી થઇને ફર્યા કરતી હતી, અને પોતાના પુત્રને જો આ અમુલ્ય રત્ન મળે તો શુભદિન થાય, એવા મનના તરગોમાં મ્હાલી રહી હતી

સર્વેની પૂછાપૂછથી, **મા**ણેકજીએ બોલવા માંડ્યું–"મને જ્યારે પલ્તન સાથે ઉપરી જવાનો આર્ડર થયો, ત્યારે હું એક એવા અગતના કામમાં રોકાયોતો કે, બાબ્બે છોરવાનો હુકમ મને મોતના હુકમ જેવો સખ્ત ને જીવલેન કાતિલ લાગો' પન ચાકરી, ને તે બી વરી ગવર્નમેંટ સાર્વિસ, એટલે લાચારીએ તાબે થવા વગર

ફટકો જ નહોતો. કામ એટલું તો જરૂરનું ને સાથે ઇન્ટરેસ્ટીગ હુતુ કે જેની સાથે મારી ભવિસની જીન્દગીનો મોતો આધાર હુતો. જેમ તેમ મારા ઓફીસરોને પતાવી પતાની એક અથવારિયુ માગી લીધું તે મારા કામમાં હુ એ રજાથી કઇ સકસેસ-ફુલબી નીવરિયો ને કઇ અધુરુંબી રેયુ, જે ખોદાય ચ્હાસે તો હવે પુરુ થસે"

એ વાકયો પૂરાં થતાં અચાનક ચાર નેત્રોનો પરસ્પર મેળાપ થયો અને આ મનના આનદને કુલડીના ગોળ પ્રમાણે બને જણે ચોરી ખાધો સાંભળનારાંની બલા જાણે કે, **માણેકજી**ની પ્રસ્તાવનામા રહસ્ય શુ હતુ તે—

"દિલકી બીતી કો કોઈ ક્યા જાને ?,
દિલહી જાને યા દિલરૂબા જાને"

થોડી પળ અટકી, **માણેકજી**એ પોતાનુ બયાન અગાડી લબાવ્યુ—"અમારી પલ્તન ઉપરવાને બરાબર આથમે દહારે છેવટ, દિલે કે બે દીલીએ, મારે બી સ્ટીમરપર ખોદાયનું નામ લેઈ પગ મુકવો જ પરિયો હું ઍપોલો સ્ટીમરમાં બેઠો. એ સ્ટીમર કંઇ સરકારી નહોતી, એટલે ગાંઠનાં ગોપીચદન કરવાં પરિયાં અને બાણુશી મારી આઠ દહારાની રજાના સદકામાં મે તે દામ ખરચિયાં મારી પલ્તનના બે ત્રણ યુરોપીયન અમલદારો, કે જેઓ બચરવાલ હોવાને લીધે રજા મેલવી સકયાતા, તે લોક બી મારા સાથે જ સ્ટીમરમાં બેઠા જાનવાજોગા માનસોમાં એગ્લો ઇડીયન રિપોર્ટરો ઉતા, તે લોકો યુરોપીયનોમાં ઘુસવા માટે બહુ પછારા મારતા હતા, પન જાગલાઓ તેમને પોતાની રેકમાં મૂકતા નહોતા અને "ટાઇમ્સ"ના ચેલકાઓ બ્લેકમેનોથી તીચકુ ચ્હરાવેલું જ રાખીને ફરતાતા એ રકાસ ખરેખાટ જોવા લાયક ઉતો એ લોકો કહાં જવાના ઉતા, તે કા તે મગરૂર બુબખોને પૂછવાની આપરે તસ્દી બી લીધી નહિ બે બગાલી જવાનો ચીનાઇ હુન્નર કલાને લગતુ ગિનિયાન મેલવવા જતાતા—તે લોકોની અને પેલા ધસેલા બે હાફ સાહેબોની બિસ્મિલ્લામાં જ હોંસાતોંસી થઈ પડી ટુટકપરથી ચાલી જતાં ધસેલા સાહેબોએ ખામખાં તે લોકોને ખબાં અથરાવિયાં ને ભેજા ફાટેલ બાબુઓએ વદેમાતરમનો પોકાર કરીને તે લોકોનાં ગેરવિયાં બસ, પછી સુ પુછવું ? હુજ્જતમાં બગાલા બી મશહુર છે ને પેલાઓ અગ્રેજીના ઘમડમાં જેમ તેમ બે તન અગ્રેજો અને એક બે બીજાઓએ તે લોકને છોરવિયા. ચારેક સિખ્ખો હોંગકોંગ જવા અમારા સાથે જ બેઠેલા ઉતા, તેઓ પોતપોતામા જ મઝા મેલવિયા કરતાતા—કોઇની તારી મારીમાં પડતા નહોતા બીજા બી ઘનાં માનસો ઉતાં—એક શાહજાદો બી ઉતો, પન તેની સાથે આપુને કંઇ વધારે કામ પરવાનું નથી ખેર, ખોદાયનું નામ લઇને સ્ટીમર ઉપરી; સૌ પોતપોતાના હાલમાં મસ્ત બની જેમ જોઇએ તેમ ફરતુ—કે એક હિદુભાઇએ હોળોળોળો કરીને ખેં (ઉલ્ટી) કીધી. દાદાર હોરમજદ ! આપરે જઇને તેવનને સુવારિયા, આંખપર કપરુ નાંખિયું અને કેબિનમાં જઇ હાફપેગ બ્રાંડીનમાં લેમનેડ નાંખીને પીવા—નાક પકરી પીવા—કેયું. તેવન એ ગટગટાવી ગિયા પછી આસ્તે રહીને પુછવા લાગા કે, "બાપજી ! દારૂ

તો ન તો કે?” આપરેબી તેની તબીયત ન બગરે તેનું ધ્યાન રાખીને સસે કે તીન પાઉ કરી નન્નો જ વાસિયો. તેટલા બીજાં બે ચાર જન ઉર્રર-ગુર્રર કરવા પરિયાં પેલા વાનિયાભાઈ તો ઉઠી બેઠા ને બધાંને હસવા લાગા બપોરે પાછા તાંબિયો કાઠી બાપાચા ધર કરતા આવ્યા ને, કેહવા લાગા કે, ‘ઢાક્તર સાહેબ! બોપજી! પેલી દવા થોડી પાવ! આપરે વરી તેવનને ઝાંસિયો, ને પેટમાં આગ જે પરી તે તે કાકા તો આરુ અવરુ જોઇ બધુ જ વ્હેતવા લાગ્યા. હારમારકા ને ધરપગી ને મટન ચાપ કે છોરિયું ન્હેં!”

એ વાત સાંભળી બધાં ખડખડાટ હસી પર્‌યાં અને જરાક દમ ખાઇને માણેકજી પાછો પોતાના વૃત્તાન્તને વર્ણવવા લાગ્યો.

“પેલા સિખ લોકો જો કે કંઇ સીખેલા ભણેલા નહોતા-એક સિપાઈ બચ્ચા ઉતા-પણ મિજાજના ખરેખરા સરદારો ઉતા તુટકની એક બાજુપર દારુની બાટલી, થોરુક ખાવાનું ને એક મદારીની ડુગડુગી જેવું, પન આકારમાં ઘનું મોટુ વજાર-વાનુ લઇને, પોતપોતામાં ગાતા બજાવતા મોજ કરતાતા. કોઇ બીજાને ડિસ્ટર્બ કરતા નહોતા તેમનામાંનો એક જન ઘના જ સારા વોઈસવાલો ઉતો ને પોતાના બાંસરી જેવા સરોદથી એક ગાયન એવું સરસ ગાતો તો કે બધા પેસેન્જરો, તેમાં ખાસ કરીને યુરોપિયનો ગાંડા ઘેલા બની ગયા કે ન્હે તો પાંચ સાત વખત એ ગાયન તેની પાસે તેમણે રીપીટ કરાયુ હોસે. તે ગાયનના બોલ બી બહુ મીઠ્ઠા ઉતા—

“મેરા પારની ખડા મૈંયાવાલા બેલી એ-”

“એવું બોલતો. મેં તે ‘મૈંયાંવાલા’નો મીનીગ પુછિયો તો માલમ પરિયું કે ભેંસવાલો આપરે તો તેને ભલાંમન કીધી કે, સિપાઇગીરીની નોકરી છોરીને કોઈ નાતકમાં જોરાઇ જા-ખાસ્સો પગાર મલસે! એમ મોઝ મઝા કરતા ગલ્ફ ઓફ સિયામ વેર તો અમે લોકો સહીસલામત પહોંચિયા સ્ટીમર કવાઇટ ન્યૂ ઉતી ચાલમા બી ગની જ ફાઇન-જાને દરિયાની પીઠપર ચક્કર ચક્કર નાચ નાચી રહીતી. ચીનાઈ દરિયામા દાખલ થતાની સાથે જ હવાએ રૂપ બદલિયું, આસમાનપર વાદલનો ઘેરાવો થયો અને થોરા જ વખતમાં કારુ અધારું છવઇ ગિયુ. વાવિજોરુ શરુ થયુ પવને આસ્તે આસ્તે જોર પકરિયું, મોજાંઓએ પોતાના પહાડી રૂપમાં એકસ્ટ્રા ઓર્ડીનરી ફેરફાર કીધો જોત જોતામાં સ્હરના કપડામાં ચીરા પડવા લાગા કેપ્ટન, માલમ, સરગ અને ખલાસીઓ જીવ તોડીને મહેનત કરવા લાગ્યા. સ્હર ઉતારી નાંખિયા. પાની ક્હારવાના પપોપર માનસ દોરિયાં, દોરદાં એમથી તેમ છોરિયાં, બાધિયાં, કેપ્ટન પળે પળે ટેલિસકોપથી જોતો અને તરેહવાર આર્ડરો આપતો જતો હતો બંગાળીઓ બધાથી પહેલા નંબરમાં ગભરાયા. કૅપ્ટનને સવાલપર સવાલો કરતા અને તે ધીરજવાલો અંગ્રેજ બચ્ચો, કૈં બી ગુસ્સા વગર તે લોકોને જવાબ દેતો આસ્તે આસ્તે પુછનારાઓ વધી પરિયા બિચારા કેપ્ટને સહજ કંટારો ખાઈ કૈં બી ધાસ્તી ન કરવાનો દિલાસો આપીને બધાને પોતપોતાની

જગ્યાપર જઈ બેસવાની આજેજીથી અરજ કરી અને પોતાનાં માનસોને સાબાશીથી ઉશ્કેરતો, જીવ તોડ મહેનત કરતો અને લેતો રહ્યો. તોફાને વખતના જવા સાથે વધારે અને વધારે ગલીરરૂપ પકરવા માંર્યું ઉપરથી વર્સાદજી પન ધોધમાર પાનીનો માર મારવા લાગિયા સ્ટીમર લગભગ આખી ને આખી એક તરફ લેટી જતી હતી–બધાંનાં મ્હોરાં ફીકાફ્ચ થઈ જતાં હતાં–‘એ ડુબી! એ ગેઈ! યા ખુદા! ઓ ગોડ! હે રામ! યા ગુરુ! ઓ અલ્લાહ!’ વગેરે અવાજો એકી સાથે આવતા ને દરિયાનાં મોજાંની થાપથી ઉથલાતી સ્ટીમર હેરિયાં સહિત પાછી ઉપર આવીને લોકોના ઉરી ગીએલા જીવને સ્હેજ સધિયારો બખ્શતી. સામ્ભે જોવાની કોની મજાલ! એક એક મોજો આસમાનસે સર લગારી જાને સ્ટીમરને આખ્ખીને આખ્ખી ગરી જવા ધસ્તો સામ્ભે આવતો હોયની તેવોજ દેખાતોતો. લોકોના ઈન્તેજાર ચ્હેરા ખોદાયની છેલ્લી યાદ કરીને જાને પોતે જ તે રાખસસી મોજાના મોહરામાં ધસવાને તૈયાર થતાતા કે, પરવરદિગારની રહેમતથી, સ્ટીમર ઉપર ચહરી નીચે પટકાઇ પાછી તરતી થતીતી થોરીવારમા ડોલના મજબુત થભો ભાગીને ટુકરે ટુકરા થેઈ ગિયા વરસાદ તો કેહ જે મારુ કામ! હવા કેહ કે વધિયાજ કરું! અતે કેપ્ટને લાચાર થઈ લાલ વાવટાની ડેંજર સિગ્નલ ચરાવી, બે મિનિટમાં વાવટાના દામન હવાના જાલિમ હાથોએ ચીરી ફારી તાર તાર કરી નાખિયા. સામાન ઉચકી ઉચકીને લોકો બહાર ફેંકવા લાગ્યા કોઈ પણ રીતે સ્ટીમરને હલકી કરવાની કોશેશ કરવામાં આવી. બધા પસેન્જરો પાની કહારવાના પપોપર જાફેસાનીથી મદદે લાગા વાહરે સિખ બચ્ચાઓ! જરાબી ડર વગર તનતોડ મેહેનત કરવામાં જાનો દિલથી લાગેલા હતા ચાર ચાર માનસોથી ન ઉચકાય તેવાં બંડલો એક એક જન ઉચકી ઉચકીને દરિયાને હવાલે સોંપતોતો કપરાં ચિન્દી ચિન્દિ, બદનમાથી લોહી નીકરે, સેંકડો સહરાટા પરી ગિયા–એ જ હાલત લગભગ બધાં માનસોની ઉતી. વન્દે માતરમ્ (અર્થાત્ બગાલીઓ) મ્હોપર કપરાં લપેટીને ઉધા પરિયા પરિયા વોમિટ કરિયા જતાતા એંગ્લો ઇડિયનો ઉજરા પુની જેવા થઈ, ‘ઓ ગોડ!’ ને ‘ઓ ગ્રેશિયસ!’ કરતા સભલાતા હતા, ને હરામખોરીથી બેસી રહ્યાતા એક બે બુઢ્ઢા યુરોપિયનો જોવા જોગ મેહેનત કરતાતા કેપ્ટન, એન્જીનિયરો પાસથી ટુટકમાં ને ટુટકમાંથી ગોડાઉનમાં દોરાદોરી કરતો જનાતોતો, ને લોકોને ધીરજ આપીને ખોદાયની યાદ કરવા કેહતો–જૂદા જૂદા હુકમો આપતો જતોતો કલાકો થેઈ ગયા છતાં તોફાન કમતી ન્હોતુ થતુ બે ચારજન અવારનવાર કામકાજ કરતાં ઉથલાઇ દરિયાને તલિયે જઈ બેઠા ખોદાયને સ્વાધીન જ તે લોકોને સોંપ્યા. કોન કોઇને કહારે ને કોને કોન્ને બચાવે? તેટલાં કેપ્ટને એન્જીયરને પુછ્યુ કે, જો પાંચ કલાક સ્ટીમરનો બચાવ કરી સકો, તો એક અમેરિકન અને એક જાપાની સ્ટીમર મદદે આવતી દેખાયચ, પન તુફાન તે લોકોને નરવામાં બી બાકી નહીં રાખે એન્જીનીયરે બેથી તન કલાકની હામી ભરી છેવટ લાઈફ બોટો છોડી તૈયાર રાખવાનો હોકમ થયો લોકોની બુમાબુમ, બચ્ચાં કચ્ચાંઓનુ પોતાની માતાઓને વરગી પરવું, દુઆઓ માટે હાથો ઉચકાવા, ઉઠતાં બેસતાં ધબાધબ્બ પટકાવું ને

બચાવનાં ફાંફાં મારવાં, એ બધો દેખાવ પત્થરના દિલને બી પીગલીવે તેવો હતો. કોન એવું ઉતું કે જે આ ટાઇમે યજદાનની યાદ કરી યારી ન્હૈં ચાહતું હોય? એવું કયુ પત્થરનું દિલ ઉતું કે, જે ખરા અંત.કરનથી દુઆ ન્હૈં માગતું હોય? પન ફોકટ! લાખો દુઆઓ બે અસર ગઈ. ખોદાયની મરજીમાં કોન્નો અવાજ હોઇ સકે વારુ? ધનીનું ધની જ કોન? એક મોટા પહાડ જેવી સ્ટીમર એક સાધારન મગતરાં પેરે એમથી તેમ ને તેમથી એમ ઉરતીતી મોજાંઓનો એક એક તમાચો તે ભારી જહાજને ઉથલાવી તુચ્છ હલકા લાકડાના કટકા પેઠે દુર ફેંકી દેતો ઉતો. બે તન કલાક એમ આસા અને નિરાસાના તારપર સૌ ઝુલિયાં, પન અતે એન્જીનીયર અને કેપ્ટને નિરાસાની પુરેપુરી નિસાનીઓથી એક મત થઇ, લાઇફ બોટો દરિયામાં ઉતરાવી. સૌથી પેહલાં પેલા બે એંગ્લો ઇંડિયન ધધેડાઓ, વગર પુછ્વે પરછ્વે ધબાધબ કુદી પડિયા કેપટનની આંખમાં તો ખુન ભરાઈ આયુ, પન કટોકટના ટાઇમપર તે અગ્રેજ બચ્ચો—કે જેની રગોમાં ઉચ્યા ખાન્દાનનું બ્લડ ઉછાળા મારતુતુ—તે એક વર્ડ પણ બોલ્યો નહીં. બસ, તે નીચ દોગલાઓની હયવાનીયતપર લોહીનો ધુટ ગરી, બધાં તરફ ફરીને તે બોલિયો કે, 'ગૃહસ્થો! હવે ટાઇમ ખોવો ફોકટ છે હાથોહાથ પહેલાં બચ્ચાં અને બૈરાંને ઉતારો. ત્યારપછી જેજે લોકો પોતાની જિન્દગીને વધુ અગતની જોતા હોવ, તે ઉતરો. ઉતાવર ના કરતા, હજુર એક કલાક સ્ટીમરની જિન્દગી છે' લોકો એવાં તો અકરાત ગભરાતમાં પરિયાંતાં કે હાથોહાથ બૈરાં બચ્ચાં ઉતારી, જેમ તેમ, જેમ ગમે તેમ અંદર બેસવા લાગાં ગભરાયલા બંગાલીઓમાંથી એક બિચારો તો ઉતરવા જતાં સીડીપરથી ટુટી પરિયો ને જોતજોતામાં આંખ આગલથી ગેબ થઈ ગિયો. કેપટનનું એક પુરુ બચ્ચું, તેનો આઠ વરસનો બુચો ઉતરવા જતોતો, પન કેપટને તેનુ પાંખરુ પકરી ઉભો રાખિયો અને લાલ ડોરા કરી કેહ્યુ કે, 'સબર! જગો હોય તો જજે, ન્હે તો મારી સાથે મરજે.' ઓઉ હો! વાહરે હિમત ને પરોપકાર! પેલા પાંચ સિખ્ખ બચ્ચા હરગિજ નાં ઉતરિયા તે લોકો તો બસ એમ જ કહે કે, 'સરદારાં! ગુરૂ મહારાજ કે સરન જાયગે. બચણા હે તો કેપટન કે સગ બચેગે" બે તન ઘરડા યુરોપિયનો અને એક યહુદી, તેમ જ બે હિંદુઓ, પોતાને ખોદાયના સતપર સોંપી, વિનાકારન લાઇફ બોટોને ડુબતી ન કરવાની ઉચ નિસ્તાથી સ્ટીમરમાં બેસી રહ્યા ખોદા સાહેદ છે, સૌથી લાસ્ટ ફક્ત એક જ અરમાનને ખાતર સેવક ઉતરિયો ને કેપટન પાસે તેના જિગરના ટુકરાને એમ કહી માગી લીધો કે, હું મા તરીકે પાલસ ને તેને સીખવસ. તે ભલા અંગ્રેજ બચ્ચાએ, પોતાના પ્યારા બચ્ચાની પેશાનીપર એક કિસ લઇને મારી બગલમાં આપ્યું અને પોતે ગજવામાં હાથ નાંખિયો. હું જેવો મારો કીમતી હવાલો લઈ લાઇફ બોટમાં બેઠો કે, તરત જ ગજવામાંથી પિસ્ટલ કહારી મોનામાં ફોરીને પોતાનો પ્યારો જીવ ખોદાયને હવાલે કીધો. લાઇફ બોટો પાનીનાં મોજાંઓની ખુસીને આધીન તાંતર વાંતર આરીઅવરી ધસરાવા લાગી ખોદાના આસરે જ તે ચાલતીતી, એટલામાં ધુડુમ ધુડુમ એમ બે ચાર હેબતાવી મારનારા અવાજો થયા, ને તે પરી જેવી નવી સ્ટીમર, જોતજોતામાં દરિયાને તલિયે બેસી ગઇ. તે

ગઈ–ગઈ–બસ ફેનાના આસરામાં સદાને માટે બેસી ગઈ, ઉપર પરપોટા, લાકરાં, કચરો અને બધું પાની જ પાની ! એક સપના જેવો સપનો હતો–આંખના પલકારીમાં તે કીમતી જહાજ, કીંમતી માલ અને કીંમતી જીવડાઓ સાથે ગર્કાબ થઈ ગયું.

"જબ તલક અન્જામ બજમે અયશકા જાના ના થા,
શામઅથી ઉમ્મીદે દુનિયાં ઔર દિલ પરવાના થા;
નસઅયે ગફ્લત મગર ઉતરા તો જાહિર હો ગયા;
ખાબ થા જ કુછકે દેખા જો સુના અફસાના થા !"

"તે મોટા પેટના દરિયાએ આટલી મોટી સ્ટીમરને પોતાના પેટાખાનામાં ઉતારી લીધી, પન દેખાવાય ન દીધું કે, તે કહાં હજમ થઈ ગઈ હવે અમારી સરજતમાં જોવાનુ બાકી હતું જે ભયંકર તોફાનમાં એક મોટી સ્ટીમરનો પતો લાગો નહી, ત્હાં અમારાં કોટિયાઓ સું બિસાદમાં ? તેમાં પાછાં બધાં ચલાવવામાં મારા જેવા હુસિયાર ! એક મોજાની થાપ પુરવ લૈ જતી, તો બીજી ઉચકીને ઉતરમાં ફેકતી ન હોકાયંત્ર, ન કુતુબનુમા, ન કંપાસ, કે ટેલિસ્કોપ–બસ ખોદાયની બાંયધરી નીચે છોડેલી તે હોડીઓ એકાદ બે કલાક સુધી તો અવારનવાર એકમેકને દેખાતી, પન પછી આંખથી ઓઝલ થઈ ગઈ ! પરવરદિગાર જાને કહાં ખેચાઈ તનાઇ ગઈ હોસે ! તોફાન આસ્તે આસ્તે આટલો ભોગ લઈ સાંત પરવા લાગું અમારી લાઇફ બોટમાં આઠ બૈરીઓ, દસ મર્દો અને છ બચ્ચાં ઉતાં બે રાત ને બે દહારા ભુખે તરસે ગમ ખાઈ અને આંસુ પી અમે કાપિયા ઉઠી, બીક અને નિરાસીની મારી બે બાઇઓ–એક યુરોપીયન અને એક હિન્દવાનીએ–તીજે દહારે પોતાનો જીવ છોરિયો યા યજદાન ! કેવો તંગ ટાઈમ ઉતો ! કોન્ને કહેવું ? બસ–તે કરીમેકાર્સાજની સુન્સરીને તાબે થઇને તે જાન વગરનાં બદનો અમે દરિયાની ગોદમાં સોંપી દીધાં. હવે તે બન્ને મરનારીઓનાં કુમરાં બચ્ચાંઓ, ઓ મા રે ! માડી રે ! ઓ ડીયર મમ્મા ! વગેરેના અવાજોના તીરથી સૌના કાનો અને દિલો, તેની આરપાર સુધી વીધાવા લાગ્યાં બધાં ભુખાં તરસાં, થાકેલાં, બદનપરનાં કપરાં ભીનાં ! બેરહમ મોજાંઓ આવી આવીને પાનીનો માર મારતાં જતાંતાં જેનામાં જરાબી તાકત હતી, તે પાની ખાલી કરતાંતાં–ને બાકીનાં લગભગ બેભાનીની આલમમાં ઝોકાં ખાતાં નજર પરતાંતાં હું મારી અમુલી અનામતની દિલોજાનથી તકેદારી, તેમ જ સભાળ રાખતોતો ને પેલી બે મરનાર બાઇઓનાં બચ્ચાંઓને પસવારતો, ધીરજ દેતો, સંભાલતોતો એકેએક જન કિરતારનું નામ લેતાં, ચારે પાસે આસા ભરી નજરે નાચતાંતાં કે કેથે કિનારો દેખાયચ, યા કોઈ સ્ટીમર, વ્હાન કે બીજી કોઈ આસાની દોરી નજરે આવેચ ! પન ફેકટ ઉપર આભ ને નીચે આબ ( પાણી ) ! એક બીજો દહારો ને રાત વીતાં કે અમારી બદનસીબ આંખોએ લગભગ બેભાનપનામાં મીચાઈ જતાં તન બચ્ચાં અને એક બૈરીની લાસને સેજદો કીધો ! પથ્થરનાં દિલ કરી તે લોકનેબી પાનીની અજાની ગોદમાં મચ્છીઓની ખુરાક માટે છોરવાં પરિયાં હવે મારીપર એક નવા દુ:ખનું વાદલ તુટ્યું.

મરનાર કેપટનનું મનમોહક બચ્ચું ભુખમરા અને પાનીના મારાથી ભીન્નઈ તાપે પરિયુ. હું, સ્ટીમરપરની મેહેનત અને ચાલુ ભુખમરો, હેજગારી અને જેમહતથી તદ્દન લાચાર થૈ ગિયો તો, પન તે બહુબોલકા પ્યારા પોપટની સારવાર વાસ્તે ઘસરાઈ ફસરાઈ ખરો થયો. પન સું કરું? બસ માથું દાબવા, પસવારવા, પુચકારવા ને ખોટી ધીરજ દેવા સિવાય બીજો કોઈબી ઉપાય, ઇલાજ કે તદબીર ઉતીજ નહીં અરે પન હાય! જાલિમ મોતના ક્રુર પન્નએ તે નિરદોસ ગુલાબના ફુલના દામન તરફ પોતાના કાતિલ નખો પસારિયા”

આ શબ્દો બોલતાં માણેકજીનુ હૃદય ભરાઈ આવ્યું, અને તે ચોધાર આસુ સારતો ગદ્‌ગદ્ કંઠે બોલવા લાગ્યો:—

“મને તે બચ્ચાંપર બેહદ પ્યાર થઈ ગયોતો જો કે મારામાંબી હાથ પગ હીલવવાની તાકાત નહોતી, પણ હુ જેમ તેમ મારી ગોદમાં તે બુઝતા દીવાનુ માથુ લઈ, બોટની બાજુને પાટિયે અઠંગી બેઠો ઉતો. બે તન જન હોંશ ભુલીને પડિયા પડિયા ભલતો બકબકારો કરતા હતા, કેટલાંક દુઆનો એક જ બોલ, જે મોરે ચરી રહેલો તે બોલી રહ્યાં ઉતાં ને મારા પ્યારા ભાઈ અથવા બચ્ચાએ, જેને હું મારા જીવને બદલે જીવરાવા ચાતોતો તેણે ‘પપ્પા માનેક! ડીયર માનેક! આય ડાય—આય—આય—ડાય—ગો!’ એમ કહેતાં કહેતાં જહાંપનાહની પનાહમાં પનાહ લીધી હું ફાટ ફાટ થતી છાતીએ આંખ ફારી તે ઉડી ગીએલા પોપટનું ખાલી પીંજરું જોયા કરતોતો મેં ડાકટરીનો અભિયાસ કીધોચ, સેકરો બલકે હજારો મુદદાં જોયાંચ, ચીરિયાંચ ને કાપિયાંચબી ખરાં, પણ આય બોલતા પોપટે તો મારા હોશ જ ઉરાડી દીધા જો કે તે ચાલી ગીયોતો—ઓ તે દગો દઈ ગીયો તો—પણ મારી ખાતરી ન હોતી થતી હું હજુરબી ખોદાય તેને પાછો ઉઠારસે એમ સમજતો, તેના લાકરા જેવા, પાનીથી ચિમરાયલા ગાલોપર ચુમીઓ લેયા કરતોતો હાય! તેટલાં પાછો પેલો જ દેખાવ! તે જ તોફાની પવન, તે જ રાખસસી મોજાં, તે જ અંધકાર, તે જ વરસાદ, બેરહમ તોફાનના ફરિસ્તાએ વરી અમારો પીછો પકરિયો મે ફસડાઇ બેઠકના એક પાટિયામાં એક હાથ ભરાવી બીજે હાથે પેલી પ્યારી લાશ ખેચી, છાતી સાથે દબાવી એટલામાં એક ખડક પાસે અમારી બોટ ખેચાતી મને દેખાઇ અને એક ભારી મોજાની સંગદિલ અછાતે, અમારી લાઇફ બોટને ઉચકી તે પથ્થરના બેરહમદેવની છાતી સાથે અફાળી ટુકડે ટુકડા કરી નાંખ્યા બસ હું બેહોશ—”

એક ચીસ! બધાંનું ચમકીને ફરવું અને એદલજીની જરનું મૂર્ચ્છિત થઇ, ધડાક દઇને ભૂમિપર પડી જવું એ બનાવ એક આંખના પલકારામાં બની ગયો—વાત વાતને ઠેકાણે રહી અને ગભરાટ તથા દોડધામથી આખો બાગ ધમધમી ગયો પણ તેના ધનવંતરીએ અથવા લુકમાને વધારે વખત ફોકટ જવા દીધો નહી પોતાના પ્યારા બીમારની સારવાર માટે બીજા કોઇને હાથ લગાડવાની ના પાડી, એક એકાંત રુમમાં તેને તે પોતે ઉચકીને લઇ ગયો તે પોતે ડાકટર હતો, એટલે

બીજાઓને ધીરજ હતી. ન કાદો કે ન કોરનવોટર, ન સ્મેલિંગ સોલ્ટ કે ન બીજી કોઇ એવી દવા! બસ એક આલિંગનની ગરમી અને એક ચુંબનના સોગંધે તેણે બેહોશ **જરને** હોસમાં લાવી નાંખી પા કલાકમાં પાછી તેજ ખુશહાલી અને લગ્ન વિવાહની વાતો ચાલવા લાગી.

છૂટા પડતી વેળાએ **માણેકજીની** માતાએ **જરની** માતા અને પોતા વચ્ચેની દુરની સગાઇ દેખાડીને, બીજે દિને જમણ પોતાને ત્યાં લેવા આગ્રહથી નોતરું આપ્યું. **જરબાનુએ** તરતજ તે નોતરું સ્વીકાર્યું. કેમ ન સ્વીકારે?—'ભાવતુ હતું ને વઇદે બતાવ્યુ'

"ભાયા મરીજ કો, વહી તબીબને કહા"



## પ્રકરણ ૪૩ મું.

## સૌ સૌની ગતમાં!

બીજે દહાડે **જર** સકેત પ્રમાણે **માણેકજીને** ત્યા જમવા ઉતરી પડી હતી **માણેકજીની** મા જ્યારે સવારના પહોરથી તરખડમાં પડી હતી, ત્યારે તેણે સાધારણ રીતે પૂછ્યું; "માયાજી! આજે શું ખતરાકમાં પરિયાંચ? કોઈ રાજા બાસ્સાને જમવા નોતરિયોચ કે સું?"

"અરે જો, જોની મરી જાઉ!" હરખાઇ જતાં **નવાજબાઈ** બોલ્યાં "એક જન્નતની હુરીને આજે આપરે ત્હાં સપ્પર લેવા તેરીચ પાકદાદાર આમીન કરે! હું બી મ્હારા દહારેવારેના દીકરાને પન્નાવસ!"

"મને માયજી?" **માણેકે** અચરજ પામી પૂછ્યું

"હારે માયનાજી, તુને, બદ્ધા!" **નવાજ** ડોસાએ સરગવાની ઘરડી સીંગો જેવી આંગળીઓથી ઓવારણાં લઈ કડાકા ફોડ્યા "તુ જોજે તો ખરો, નકરી જાને ઇનદરની અપસરા કે બેહેસની હુર! મરી જાઉ મારા ખોદાયજીપરથી! તે મારા મનની મોરાદ બર લાવે!! બસ તારે જ લાયકની"

"પન–માયજી! એ તમે બધી સું સેખચલ્લીના વિચારો બાંધી બેથાંચ?" **માણેકે** ગભરાઇને સવાલ કર્યો "મારો હાલમાં પનવાનો વિચારજ કહાં છે જે? બે ફદિયાં પેદા કરવાનાં તો આપરાં ચેકાના ન્હેં મલે, ને તેમાં વરી ગરે તોક ઓરતીને કહાં જોઉ? તે હાથની ધરતી ખાય કોના હાથ પગ?"

"ઓવાય! ત્ય–એ સું અવર વાની!" **નવાજ** ડોસાં છછણ્યાં "હાથ પગ સુવા કોઈ જુંદા દુસ્મેનના ખવાય! જા બા **માનેક**! તુ તો કંઈ સમઝતો ન્હેં જો ખોદાય રાખે–ભનેલો ગનેલો, લાત મારીને રોજી પેદા કરે તેવો તું જીનરે ભરિયો, વરી હાથની ધરતીનું પેટ ભરવાની સાની ફિકર કરેચ?"

"ન્હૈ–ન્હૈં–માયજી !" **મા**ણેકે લગાર હઠથી કહ્યું. "એમ એકાએક ને અચબુચર્ મને પૂછિયા વગર કૈં ભાંગરો નાં વાટી બેસ્તાં હાં ! કોઈ અભન અપ્પક—"

"અરે મૂગો રેહ–મૂગો !" **ન**વાજ ડોસાં અભિમાનથી અણકો કરી બોલ્યાં. "જાને મોટો ડાહિ માયનો દીકરો તો પોતે જ થૈ ગિયો! તું જોતાની સાથે જ ઘેલો બની જઇ, તેનાસે પનવા માગસે ને પછી હું બી તો ખરી કે તારી પાસ કાલા-વાલા કરાઉ ને તુને તરસાવી તરસાવી પન્નાઉ"

"મારા સમ જો માયજી !" **મા**ણેક ગેલથી પોતાની માને હસ્તો બોલ્યો. "વરી હું ઘેલો બી બની જવસ, ને તમે બધાં લેલામજનુંનાં ફારસ બી જોસો નઇ? હા–હા–હા–હા–"

એ પછી **ન**વાજબાઈ કામે કાજે લાગ્યાં અને **મા**ણેકે ઉતાવળમાં એક ચિઠ્ઠી લખી નોકર સંગાથે **જ**રપર મોકલાવી. તેને સ્વપ્ને પણ જાણ ન્હોતી કે, તેની માતાએ તેની ભવિષ્યની ભાર્યાને જ આંખમાં ઘાલી છે. તેણે તો ભોળે ભાવે નીચે લખ્યા પ્રમાણે એક ચિઠ્ઠી ચીતરી દીધીઃ—

"**મા**નેકના મનની માનેતી મોહોરદાર.

માયા, મમતા, મોહબ્બત ને મીઠાસના એખલાસ ભરિયા પ્યાર પછી લખ-વાનું કે આજ રોજે મારાં ભોલાં માયજીએ મારેવરે એક બૈરી સોધી રાખી, મારી પસંદગીને ખાતર તેણીને ઘેરમાં જમવાને મસે તેરીચ. રખેને કોઈ ફેશનની શીસી-યારીવાળી ચસ્કેલી સુધરેલી આવી મારાં ગેરવે ! કદાચ કોઈ સાન સલુકની હોય તો તો ખેર ! પન કોઈ બી હોય–આપરે મન તો નકામી છે તુ જિગર આજે સાઉ આપરે તે દહારવાલે થેકાને છ થી સવા છ વાગા વેરમાં મલજે હું ત્હાં બધો બનાવ બયાન કરસ હાલ એ જ

લી० હુ છુ તારા દીદારનો ઈન્તેજાર,

**માનેક**"

નોકરે **જ**રને ચિઠ્ઠી આપી. **જ**ર વાચીને ખૂબ હસી, અને પછી નીચે પ્રમાણેનો જવાબ લખીને તે જ નોકરને આપ્યોઃ—

"**જ**રના જિગર !

એતેફાકની વાત છે કે, ગેઇ કાલના લગનમાંની ધામધૂમમાં મારાં બેહસ્તન માયજીનાં એક સહીએ પોતાને ઘેર મને જમવા તેરીચ. લાચારીએ મેં હા કહુચ, એટલે જવું તો પરસેજ. રખે તે ડોસાને બી કોઈ પોરિયો હોય ને તમારાં માયજીની કાની તેઓએબી મને પસંદગીને ખાતર જમવાને મસે તેરી હોય ! હોસે, જો પોરિયો સાન સલુકનો હોસે, તો આપરે બી જે વાત ઈન્સાનીયતની કરસું–નહી તો કોઈ ચેરો ચિબાવલો હોસે, તો નોકોઠા કરસું આજે ત્હાંથી આવી મલવુ મુશ્કેલ છે, જેથી આપરી મુલાકાત કાલપર મુલતવી રાખી રજા લેઉંચજી.

લા० તમારી જ સદાની દિલબર **જ**ર"

"એ બધેબધ પન્નાપન્નીનો પવન કેમ ફુકાવા લાગોચ? એ કેરીની ફસલની કાની પનવાનીબી આય મોસમ ઉભરૈ નીકરીચ કે શું? ને વરી બુઢ્ઢાં ડોસાં જવાન છોકરીઓને જ નોતરવા લાગાંચ! એ કેવો ઓચંબા ભરિયો બનાવ! આય તો એક ઉખિયાતું થઈ પરીયું! ચાલો–ખોદા ખેર! કરે તે ખરું!!"

નેત્રો તણાવી તણાવી ભોજન વેળા થવા આવી, કંપાઉંડમાં ગાડીનો ગડગડાટ થયો ને **નવાજ** ડોસાં સામૈયે દોડ્યાં **માણેક** ડોક કહાડી ગાડીભણી જોયું, પણ ખોચરી **જર** પ્રથમથી જ તેને જોઇને મુખ ફેરવી લીધું, અને ચાલ બદલી આડું જોઈ **નવાજ**બાઈ સાથે ઘરમાં ગઈ **માણેક** વિશેષ ગુંચવાડામાં પડ્યો–તે ઘડીમાં '**જર** છે' એમ, અને ઘડીમાં 'તે નથી,' એમ બબડતો પોતાના ઓરડામાં આંટા ફેરા ખાવા લાગ્યો અતે ટેબલ પાથરવામાં આવ્યું અને સૌ જમવાના ઓરડામાં એકઠાં થયાં. ચાર આંખો મળી **જર** તો પ્રથમથી જ જાણતી હતી, એટલે તે બીજી રીતે, અને **માણેક** પોતાની ચીઠ્ઠીને યાદ કરી બીજી રીતે–એ રીતે બંને જણ મનમાં ને મનમાં જ હસવા લાગ્યાં. બનેનાં મન એ વેળાએ આનંદનો કેવો અનુભવ લઈ રહ્યાં હતાં, એ તેમનાં મુખનું દર્શન કરવાથી જ જાણી શકાય–જિહ્વા અને શબ્દોમાં એનું સંપૂર્ણ દર્શન કરાવવાની શક્તિ નથી જ. ખાવાપર પરસ્પરની ઓળખાણો કરાવવામાં આવી અને આડી અવળી અનેક વાતો નીકળી પણ તેમાં

પણ જાણવા જેવું નથી આપણે જમી રહ્યા પછીની **જર** અને **નવાજ** ડોસાંની વાતો સાંભળીશું, તો કાંઈક ગમ્મત આવશે ખરી.

"તારે હું એમ પુછું, માય **જરાં**!" ડોસાંએ છીબાં થઈ પોતાના મતલબની વાત છેડી "સું તારા બાવાજી તુને અખ્ખે રહીને ઘેરમાંથી બહાર કાઢવાના જ નથી કે?"

"હું કેમ મારા બાવાજીના પેટની વાત જાનુજી?" **જરે** ભોળી ભાળી બની મ્હોં ઠેકાણે રાખી વાતમાં રસ લેવા માંડ્યો. "તેવનને કોઈ સલાહ આપનાર જ નહૈં મલે, તો પછી તેવન બિચારા, પોતાના કામકાજમાં વરી મારી ફિકર તે ક્યાંથી કરે?"

"પન દીકરી! તારી પોતાની સું મરજી વારુ?" ડોસાંએ ચોખો ચાંપ્યો. "ખોદાય સલામત રાખે–બાપનું બાસ્સાહી ઘેર તો જો કે સુખ ભરીયું હોય જ, પન તોબી સાસરેનાં સુખ તો, દીકરી! જુદાં જ જો જીભરાયો ધની બે ગારબી દિયે કઈ બાપની દુઆથી કમ નહૈં ની!"

"તમે દરેબસ કેહોચજી!" **જર** મનથી મલકાતી બોલી.

"વારુ હું એમ પુછું દીકરી! કે તુને પનવા ગમેચ કે! હેં? સરમૈ ગઈ? વરી એમ લાલ લાલ સાની થઈ ચાલી? બોલની, જોઉં;" ખંધાં ડોસાંએ **જરને** પસરાવવાની કોશેશ કરી "તુને કેવો વર ગમેચ વારુ?"

"જેવો ખોદાએ નસીબે લખ્યો હોય તેવો!" **જરે** અખાડા કરતાં કહ્યુ

"એમ હોય વરી?" ડોસાંએ બોખું મ્હોડુ હસ્તુ કરીને કહ્યુ "ખુદાયપરથી મ્હરુ બદ્ધી તે–તે તો ઇન્સાન ચાહે તે ખુશીથી હજાર હાથે આપવા તૈયાર છે. પેલી કેહતી છેની કે, ચહાવું ઇન્સાનનું ને બખ્સવું યજદાનનું!"

"જો ખોદાય આપે તો બા મને તો કોઈ દેખાવલો, કદાવર, ભનેલો ગનેલો ને સાલેસ ધની મેલવવાની હોંસ છે." જરે, ડોસાંના મનનો ભાવ પામેલી હોવાથી જાણી જોઈ સ્થાણેકનાં લક્ષણો વર્ણવવા માંડયાં. "મઝેનો ડોકટરી પાસ કીધેલો હોય, સેકરો હજારો બીમારો જેને ઘેર સારાં થવાની આસાએ ફેરા ખાતાં હોય, સિવિલ સરજ્યન થયો હોય ને સારા અંગ્રેજ અમલદારો પન તેના ઓસીયારા થઈ મ્હોંનું જોયા કરતા હોય, તો હું તેવા જીભરાયા વરપરથી ઓવરૈ પોવરૈ જાઉં!!"

"મને તું સોપેચ?" નવાજ ડોસાં હર્ષથી કોચપર કુદકો મારીને બોલી ઉઠયાં. "હું તારે વરે તારા દિલને લાયક ડાકટરીમાં પાસ થએલો, ખુબસુરત, સાલેસ, બાહોશ, વગવારો, સુધરેલો ને સરકારી નોકરીવારો મજેનો વર સોધી કહારું",

બંધી જરે ધીમે રહીને ડોસાંજીના ઉછાળા ટાઢા પાડવાને એક પેસો કહાડયો. "હાજી–પન તે સ્ટીમરપર નોકરીએ જતો ન્હૈં હોવો જોઇએ!" ડોસાનું મુખ નિસ્તેજ થઈ ગયું

"કાંય, કાંય–વરી એ કેવી સરત દીકરી!" ડોસાએ ફાળ ખાઇને કહ્યું.

"જોવની તમારા માનેકજી. જીભરાયા ખોદાયે બચાવિયા ત્હારે ની? તેવનની હાથ ધરતીના સ્ટીમરની ખબર વાંચીને સું હાલ થયા હોસે? કેવી બીચારી રોજ રરી રરીને મરી ગેઈ હોસે! કેમ દારા કહારીયા હોસે!"

"પન મારો માનેક કંઈ પનિયો નથી;" નવાજ ડોસાંએ વાતને વચમાંથીજ કાપી નાંખી

"એમ કે જી?" જરે જાણી જોઇને અજાણપણું દેખડાવ્યું "એબી ઠીકજ થયું હું તો તેવન અખ્ખૈ રહ્યાને પન્નેલા સમઝતીતી પન ખરું કેહજો નવાજબઈ માય! એવા જોખમભરી જિન્દગીના વર સાથ પનતાં કોઇની છાતી જ કેમ ચાલે? અમથી અમથીબી બૈરીની થતી બ્હી બ્હીને મરી જાય! કેમ ન્હૈ?"

"સાની બ્હીએ, જો ઘેલી પોરી!" ડોસાંએ હિમ્મત આપવા માંડી. "અકસ્માતો તે કંઈ એમ રોજને રોજ જ થાયચકે? બૈરીયો જો એમજ બ્હીયા કરે તો પલ્ટનની નોકરી કરનાર સિપૈ ને સુબેદાર ને મેજરને કર્નલ ને કેપ્ટનો તો બધા અડુખરાંની કાની કુમારાજ ફરિયા કરે ઘેલી પોરી! તારા કરતાં તો મરઘી વધુ હિમ્મતવારી હોયચ!"

"એમ કે નવાજબૈજી?" જરે કાંગલી થઇને પૂછયું. "એવી બીક દિલમાં ન રાખવી જોઇએ કે?"

"પન સાની બીક, જો ચેરી પોરી!" જર વળી ગઈ, એમ ધારીને ડોસાં લેકચર કરવા લાગ્યાં. "દુનિયાંના બધા જ ધંધા જોખમ ભરિયા છે. આપરે ઘેરમાં બેઠાંચ ને ખોદાય ન્હૈં કરે ને ઘેર તુટી પરે તો શું આપુને લોકો એમ કેહ કે જાની જોઇને ઘેર નીચે બેઠાં! ત્હારે શું મેદાનમાં જનમ ગારિયે કે? એ બધા ખોતા વિચાર છે, ખોત્તા."

"બરાબર છેજી–તમારૂં કેહેવું." જરે માથું ધુંણાવીને કહ્યું, ને ડોસાં મગન મગન થઈ ગયાં. "ખરેખર જોવની મોટા મોટા પ્રિન્સો સ્ટીમરોની મુસાફરી કરેચ તો વરી આપરે બિચારાં કોન ? મચ્છીકી જાત ઝિંગા !"

"ત્હારે દીકરી જર !" ડોસાંએ પાસા નાંખ્યા. "જો મારા માનેકજી સાથ તુને જોરાવાની ભલામન કરૂં તો તેમાં હું આપમતલબી તો ન્હે કેહવાઉ ? ખોદાય રાખે, બધી રીતે લાયક છે, દીવો લૈને સોધવ મરવો મુસ્કેલ છે. જો તુને અરચન ન હોય તો તેને અહીં બોલાઉં ? હું ? બે વાત તો કર. તું બી દાદારની દયાથી સીખેલી ભનેલી છે. એનેબી *મદૈની માયની તાલકી ભનવા પાછળ ઘસી પીસી નાંખીચ જરા પરીક્સા તો લે."

જરે જરા આનાકાની કરી, પણ ચીવટ ડોસાં માણેકને બોલાવીને જ જંપ્યાં. જર અને માણેકને વાતોમાં મૂકીને પોતે ચાહ લેવા ગયાં અને એક કલાકે તે ચાહતાં જોડાં માટે ચાહ લઈ આવ્યાં. ચાહ પીને થોડીકવારે જરે રજા માગી અને તે ઊતારે ગઈ. ડોસાં માણેક પાસે જઈ બેઠાં ને વાત કરવા લાગ્યાં.

"કાંયરે દુકતા ! ના કેહની જોઉ ? બોલ તો બોલ કે ન્હૈં પન્નું ? બસકે ? મુગો મંતર કેમ થેઈ ગિયો ? કેહની !' માયજીએ ભાંગરો વાતિયો

"ન્હૈંરે માયજી ! પોરી તો ઘેર સોભવે તેવી છે. ઇંગ્લિશ કેવું ફાઇન બોલેચ, ને આઇડિયા જ કેવા હાઇ છે ? મઝેની છે, જો એનાં માયબાપ મંજુર કરે તો." માણેકજીએ તાલમેલથી પોતાનો વિચાર જણાવ્યો.

"અરે જારે જા લુચ્ચા !" ડોસાંએ બે આંગળીઓ માણેકના ગાલપર મારીને કહ્યું "તુને ગામરિયાના ગમારને એ સુધરેલી છોકરી સાથ કોન પન્નાવે ?"

એ પછી નવાજબાઇએ માણેકના પિતાને બધી વાત કહી અને તેઓએ મંચેરશાહ છાપગરને મળીને એક કાગળ જરના માગાંનો લખાવ્યો. માણેકની છબી સાથે મોકલી અને જરની પણ થોડી ઘણી ઇચ્છા છે, એમ જણાવ્યું.



## પ્રકરણ ૪૪ મું.

## જાપાની જોડું.

માણેકજી સાથે તો આપણે મોહમયીમાં મનમાનતી રીતે મળ્યાં, મહાલ્યા, લગ્ન ખાધાં, દરિયા કિનારે ભેટ્યાં, ઘરમાં મળ્યાં અને લગ્નનું માગું પણ જતું જોયું; પણ આપણા માણેકચંદ ઉર્ફે ઈન્તેહાનચંદ બહાદરની જાપાનમાં શી દશા છે, એ

* આ શબ્દ ફારસીના ઉપવનમાંથી પારસણોએ ખાસ છોલી છાંલીને ઘડ્યો છે. અસલ 'મુદાઇ' શબ્દ છે, ને તેનો વેરી અથવા શત્રુ, અર્થ થાય છે. ભાષાની સુધારણામાં એવા સહસ્રાવધિ શબ્દોપર પારસી પારસણોના અનેક આભારો અને ઉપકારો થએલા છે !

તો ચાલો હવે જોઇએ હવે કંઈ મુફલસીનો ક્રૂર હાથ તેના દામનને અડકી શકે તેમ તો નથી જ. દરિદ્રતાનો દુ:સહ ફાંસો તેના ગળાને દબાવવાનું સાહસ કરી શકે તેમ નથી. હવે તો તે ધનના ઢગલાપર **માણેકચંદ** બેસી ગયો છે; લખપતિ બની બેઠો છે !!

એક તાજા ખબર સુનો યારો !
તુમભી અચરજ કરોગે સુનસુનકે;
કલથી ફાકેકી જિનકે ઘર નૌબત–
આજ તો હુન બરસ ગઈ ઉન્કે !

પેલી તરફ **જર** લાહોરમાં બાપ પાસે જઈ બેઠી છે **એદલજી** તેના લગ્નની તૈયારી કરી રહ્યા છે, જરનું હૃદય આનંદથી ઉછાળા મારી રહ્યુ છે; **માણેકજી** મલકાઈ રહ્યો છે. અહીં લાખોની સ્થાવર અને જંગમ મિલકત પાણીને મુલે વેચાઈ રહી છે, સાટાં થઈ રહ્યાં છે, રૂપિયા ગણાઈ રહ્યા છે, હુંડીઓ લખાઈ રહી છે, ચ્હાંદ બહાદરે શરીર ખડકવા માંડયું છે, શોક વિસરાઈ ગયો છે. ફિકર ફકીરને ને ચિંતા ચતુરને. રડે રૂવાળો ને પીટે પીંજારો ! બબ્બે ઘોડાની ગાડીઓ જોડાય છે, મિલકતો તપાસાય છે, ખાવું પીવું, પહેરવું, ઓઢવું કશાની કમી નથી. **માણેકચંદની** એવી ઈચ્છા છે કે, ધીરે સાંસ્તે બધું વેચાય તો મન માન્યા ટકા એકઠા થાય. **કોમરાસ્કીની** એવી ઝંખના છે કે, ક્યારે બધામાં લાહ્ય લાગી જાય, ક્યારે હિન્દ જવાય, ક્યારે કરોડ રૂપિયાનું ઉઘરાણું થાય અને ક્યારે **માણેક** સાથે લગ્નનો શુભ દિન દેખાય !

પોસ્ટમેને પત્રો લાવી આપ્યાં. એકમાં **એદલજી** તરફની કંકોત્રી અથવા ઇન્વીટેશન કાર્ડ હતો અને સાથે તે ગ્રહસ્થ પારસીની આગ્રહપૂર્વક મુંબઈ આવવાની માંગણી હતી; બીજું પત્ર **જરના** હાથનું હતું તેમાં પણ ઘણી ઘણી જાતના કાલાવાલા અને આજીજીઓ હતી પણ બાપડા **માણેકે** જે દહાડે ઉપડવાનું નક્કી કર્યું હતું, તે જ દિવસ દુર્દૈવવશાત **જરના** લગ્નનો હતો; એટલે લગ્નના અવસરે પહોંચવું તો સર્વથા અશક્ય જ હતુ **કોમરાસ્કીને** તેણે એ પત્ર બતાવ્યું; અને પોતાપર થએલા તે બાઈના ઉપકારોનું પણ વર્ણન કરી સંભળાવ્યું. ઉમરાવજાદી **કોમરાસ્કીએ** ઝટ પોતાનો જવાહેરાતનો બોકસ ઉઘાડી એક હીરાની વીંટી, જે આસરે ત્રણેક હજારની હશે તે કાઢી આપી અને **માણેકે** ઉપકાર સહિત તે લઈ **જરપર** લગ્નની ભેટ તરીકે પારસલ કરી મોકલી વાહરે **માણેકચંદનું** ભાગ્ય ! **એદલજી**, **જર** અને **માણેકજી** આ બહુ મુલ્ય મુદ્રિકાને જોઇને શું ધારશે?

શું ધાર્યું? **માણેકે** જ્યારે હિંદના ભવિષ્યની ખીલવણી માટે એક અલગ યુનિવર્સિટી સ્થાપવા પચ્ચીસ લાખની મોટી રકમ માગી હતી, ત્યારે તમે **કોમરાસ્કી** શું ખાશે, એની ચિંતામાં પડ્યા હતા કેમ ખરું છે ને? લ્યો સાહેબ ! જે દિવસે મુંબઈમાં આપણી વાર્તાનું મુખ્ય જોડું **આલબ્લેસ** બાગમાં પરણે છે, તે જ દિવસે બીજું પીળું કાળું રંગબેરંગી જોડું પિસ્તાળીસ લાખની બાદશાહી રકમની હુંડીઓ,

નોટો, ગીનીઓ અને બેન્કના ચેકો, તેમ જ વીશથી બાવીશ લાખનું જવાહેરાત અને દાગીના લઈ, સાઠ પાંસઠ લાખની નાદીરશાહી લૂટ લઈ, મુંબઈ આવવા ઉપડે છે. દાદાભાઈ મામાના લગ્ન વેળાએ બે મહિનાની વાતપર આપણે મુંબઈમાં હતાં અને ત્યાંનો તમાસો આપણે સારી રીતે નિહાળ્યો છે, એટલે જર અને માણેકના લગ્નની છતી કંકોત્રીયે પણ આપણે ત્યાં જઇયે તેમ નથી. ચાલો આપણી તેમની સાથની બહોળી ઓળખાણના પરિવર્તનમાં શુભાશીર્વાદ આપીને તે જોડું અમર રહો–પુત્રપરિવારવાળું થાઓ અને દીર્ઘાયુ થઇને સંસારના સમસ્ત સુખો ભોગવો, એવી મંગળ ભાવના કરીને, આપણે ચંદ બહાદુરને સ્ટીમરપર સવાર કરવા જઇયે.

બાસઠ ત્રેસઠ લાખની નગદી અને માલમતા ઉપરાંત પચ્ચીસ ત્રીસ ગાડાં ભરીને અટાલો કટાલો, એક રાજા જેવા ઠાઠમાઠથી આપણું દ્વિરંગી જોડુ ઘરમાંથી બહાર પડ્યું જમણી બાજુ એક કાગડી બોલી, એક બીલાડી આડી ઉતરી અને એક છોકરી છીંકી, પણ દોડાદોડીમાં કોઈનું ધ્યાન ખેંચાયું નહિ. ઘોડાગાડીઓની હારની હાર, જાણે વરઘોડો નીકળ્યો હોય તેમ, માર્ગમાં નીકળી; કારણ કે કોમરાસ્કીએ પોતાના મિત્રવર્ગ અને ઓળખીતા પાળખીતાઓને એક છેવટનું ભોજન આપ્યું હતું અને તે કુળવતી ધનાઢ્ય બાળાને છેલ્લીવાર મળવા માટે મોટા મોટા ધનિકો, જાગીરદારો, તેમ જ ઓહ્દેદારો પધારેલા હતા મોટો ભાગ કોમરાસ્કીને ગાંડી અથવા માણેકચંદને જાદુગર ધારતો હતો, પણ 'મિયાં બીબી રાજી, વહાં ક્યા કરે કાજી?" કેટલાકો તે દૃઢ ચિત્તવાળી પ્રેમમૂર્ત્તિની પ્રશંસા કરતા હતા, તો કેટલાકો માણેકચંદની જિત માટે બળીજળીને રાખ થતા હતા. પાઠકોમાંથી પણ યથેષ્ટ ભાવ રાખવાની સર્વને સ્વતંત્રતા છે. આપણે તો પાછળ પાછળ રામણદીવો લઇને નીચલી લીટી લલકારીયે છીયે—

"અમે ઇડરિયો ગઢ જીત્યાં રે આનંદે ભલા."

સંયોગની વાત છે માણેકજી પોતાની પ્યારીને મેળવવા દરિયા ડોહળીને ગયો, ત્યારે માણેકચંદ દરિયાપારથી એક ધરૂણીતરૂણી જિતી ન જાય? અંતર તો માત્ર જી અને ચંદનો જ છે કે કંઈ બીજું? ડાકટર શમ્દા અને મિસ કુવડાની આંખોમાં અશ્રુની ધારાઓ વહેતી દેખાય છે. કોમરાસ્કી તેમને બે વર્ષ પછી એકવાર જાપાન આવવાનો વાયદો કરી હસિતવદને ધૈર્ય આપી રહી છે. ગાડીઓ ગડગડી હુર્રૈના પોકારો થયા, દરિયાનો કિનારો આવ્યો, હાર ફુલના ઢગલા લાગી ગયા ટુંકમાં અનેક પ્રકારની આગતા સ્વાગતા, સેરીમની અને તકલ્લુફ પછી સ્ટીમરે લંગર ઉપાડ્યું કોમરાસ્કીનાં નેત્રો જન્મભૂમિને અંતિમ પ્રણામ કરતાં સજળ થયાં કેમ ન થાય? વતન આખિર વતન જ છે. કહ્યુ જ છે કે:—

"ગંદુમ હય સીના ચાક ફિરાકે બિહિશ્તમેં;
આદમકો ક્યોં ન હોવે મહબ્બત વતનકે સાથ."

કહે છે કે, જ્યારે બાવા આદમને બિહિસ્તમાંથી જિલા વતન–દેશપાર–કરવામાં આવ્યો, ત્યારે તેની સાથે ગંદુમ–ઘઉં–ને પણ વતન છોડવાની આજ્ઞા થઈ.

વતનના વિયોગથી તેની છાતી ફાટી ગઈ–અદ્યાપિ ઘઉની છાતીમાં ફાટ છે, કારણ કે, તે વતનના વિયોગના શોકમાં પડેલો છે. ત્યારે મનુષ્યને માતૃભૂમિ માટે પ્રેમ હોય તેમાં નવાઇ જ શી? તેમાં આશ્ચર્ય જ શું? અંગ્રેજીમાં એને મળતી જ એક યુક્તિ છે કે.–

"I would not change my native land
For rich Peru with all' her gold;
A nobler prize lies in my hand
Than East or Western Indies hold."

WATTS.

કોમરાસ્કીએ મુખ ફેરવીને **માણેકચંદ** ભણી જોયું અને ઝટ આંસુ લુછી નાંખ્યાં. બંને જણ પોતા માટે રિઝર્વડ કરાવેલી ફર્સ્ટ કલાસ કેબિનમાં ગયાં, ચાર ચાકર સાથે લીધા હતા અને એક દાસી ખાસ કોમરાસ્કી માટે અલગ હતી. પડતો શબ્દ ઉચકી લેવાતો હતો બને જણ ભારતવર્ષમાં જઈ શું કરવું અને કેમ રહેવું, એ વિશેના વિચારો કરવામાં જ સર્વથા લીન અને નિમગ્ન બની ગયાં!

પેલી તરફ **માણેકજી** અને **જરનું** જોડું હનીમુન ભોગવવા માટે **મહાબળેશ્વર** તરફ ઉતરી પડયું. **માણેકચદની** વીંટીપર બને જણ અનેક તર્ક વિતર્ક કરતાં અને થોડા દિવસમાં બધો રંગ જોવા મળશે, એમ કહી હસ્તાં હતાં. એક જોડું તો આમ નિર્વિઘ્ને જોડાયું, પણ બીજા જોડાને પ્રસ્થા વેળાએ અપશકુનો થયાં છે. ઈશ્વર તેમને સહીસલામત ભારતમાં લાવી ઉતારે, એટલી જ તે જગન્નિયંતાને આપણી અનન્ય ભાવે અભ્યર્થના! ચાલો ત્યારે વાંચકો! તમે પણ અમારી સાથે નીચેની પ્રાર્થનામાં સામેલ થાઓ—

"દીનાનાથ! વિશ્વાસ તમારો–
તારો, નૌકા ને પાર ઉતારો!"



## પ્રકરણ ૪૫ મું.

### 'મેલ કરવતિયા કરવત, કે મોચીડાના મોચીડા!'

"અભાગિયા જાઇશમાં બેઠો રહેજે ભારમાં;
તુ જઇશ રેલમાં તો, હું પહોંચીશ તારમાં"

એમ. એ. ના વાંચકો! **માણેકચંદનું** પહેલા પ્રકરણમાં ચિતારેલું ચિત્ર યાદ કરો જેને ત્યાં દુધ લેવા જાય, તેની ભેંસ મરી જાય; જેને ત્યાં દીવો કરવા જાય છે, તેનો કુળ દીપક ઓલવાય; જેના આશ્રયમાં જવાની ઇચ્છા કરે, તેનું ઘર બળે; અને જે વૃક્ષની છાયા તળે બેસે, તેનાં પાંદડાં ખરી પડે! **જર** આગળ પોતાના દુર્ભાગ્યનું વર્ણન કરતાં તેણે નીચલો અશઆર (શેરો) કહ્યો હતો;–

"મૌત માંગું તો રહે આર્જૂએ ખાબ મુઝે;
ડૂબને જાઉં તો દરિયા મિલે પાયાબ મુઝે;
મેરી ઇજા કે લિયે મુર્દેમેં જાન આતી હય;
કાટને દૌડતી હય મહીએ બેઆબ મુઝે."

તે દુર્દૈવ પીડિત **માણેકચંદ**, તે ભાગ્યદેવીના કોપાનળનો પતંગ **માણેકચંદ**, **ભારત**ના ભદ્ર માટે લક્ષાવધિ મુદ્રાનું ઉઘરાણું કરવાની હોંસમાં ઉછળતો **હતો**! પણ તેના દુર્ભાગ્યથી એ દેખીજ કેમ શકાય? તેમાં વળી ભારત–હીનભાગ્ય **ભાર**તના દુષ્ટ દિવસોની–**ભારત** દુર્દશાની સંમિલનતા થઈ, એટલે તો પછી પૂછવુંજ શું? કારેલાનો વેલો લીંબડે ચડચો, એટલે પછી કડવાસમાં શી મણા રહે વારુ? તે હીનભાગ્ય ભારત, કે જેને માટે કુમ્ભકરણ અસુરે વિલાયતમાં **કર્ઝન** અવતાર ધારણ કરીને પુણવામાં ન્યૂનતા ન કરી; તે ભાગ્યહીન **ભારતવર્ષ**, કે જેને માટે કસાસુરે કુલરાવતારમાં ફાલી ફોલ્લા ફોડવામાં કમી ન કરી તે દૈવ દામેલું **હિન્દ**, કે જેને માટે કૈયાકીચકે **એમર્સન**નું રૂપ ધાર્યું ને બદનસીબ **હિન્દુસ્તાન**, કે જેની ત્રીસ કરોડ તેજ સમાન પ્રજા સામે બ્રિટીશ સિંહની ધ્વજા તળે અન્યાયી જનો બદેખા, મઝાથી વાંકના બદલામાં મોટે ઓહદે ચઢે જાય છે! તે કમ્બખ્ત **હિન્દ**, કે જેની રસાળ ભૂમિને વિદેશી તુરંગી અને તોફાની તોરીઓની ટાપોએ ખોદી ખણી ખરાબ ખસ્તા કરી હણી નાખી છે! **તે** સિયાહ બખ્ત મુલ્ક, કે જે વિદેશીઓની ઝેરી નજરથી નજરાઇને અસાધ્ય જ્વરથી પીડાઈ રહ્યો છે, તે **ભારત**વર્ષના શુભની ઇચ્છા? હરિ હરિ કહો! નારાયણ નારાયણ જપો! જેના ઉદ્યોગની ખીલવણીના બે બોલ બોલનાર વ્યકિત ભયંકર અપરાધી ગણાય, દંડાય, હીણાય અને ફજેત થાય, તેના માટે એક કરોડનું ફંડ, અને તે પણ વળી અભાગિયો **માણેકચંદ**, એકઠુ કરવાની ધારણા ધરે? જે દેશની સ્તુતિ સાંભળનારના કાન બ્હેર મારી જાય, દુઆ માગવા હાથ ઉચકનારના હાથ ખરી પડે, હેતનાં આંસુ પાડનાર આંધળો બની જાય, તે દેશની ઉન્નતિ કરનારનો બેડો (વ્હાણ–જહાજ) પાર કયાંથી ઉતરે? શું સમુદ્ર સુકાઇ ગયો છે? મોજાં મટી ગયાં છે? બાદે મુખાલિફ–વિપરીત વાયુના દેવતાએ ચુડીયો પહેરી છે? ના ના–બને જ કેમ?

લ્યો–**ભારત**ના ભદ્રેચ્છુ વીરો! શોકથી અશ્રુપાત કરો. સ્ટીમર ઉપડી, **કોમ**રાસ્કી ગળે લાગેલી છે, રત્નાકર થનથન કરી રહ્યો છે, **માણેકચંદ** હર્ષથી થનથન કરે છે, અનુકુળ વાયુ વહાય છે, ફુફાટા મારતો **સમુદ્ર**અશ્વ દોડયો જાય છે, સ્ટીમરના પ્રવાસી ખાસ્સી મઝા કરે છે તેવામાં વાયુ વિફર્યો કે **માણેકચંદ**નું ભાગ્ય પણ વિફર્યું આકાશ ગાજી ઉઠયું, સ્ટીમર ડોલવા લાગી–પાણીમાં પેસવા લાગી, નાવિકો મથ્યા, પણ સઘળું અવરથા! **માણેકચંદ**ની સ્ટીમર તો ભાગીને ભૂકો થઈ ગઈ! દરિયાનો દોઝીલો દેવ પોતાના તળિયામાં હિંદ માટે આવતા ધન અને તેની આપનારી ઉપરાન્ત અનેક જીવડાને ગર્કાવ કરી, ડકાર પણ નથી કરતો! દીન **કોમરા**સ્કીના મનની અભિલાષા મનમાં જ લઇને સદાને માટે સમુદ્રની છોળો તળે છૂપાઈ

ગઈ!!! નિરાશાના વાયુના થપેડાઓએ રેતીના રણમાં પડેલાં પગલાં જેવાં તેના નામનાં ચિહ્ન ઉપર ધૂળના ઢગલા વાળી નાંખ્યા! અસ્તિત્વના પાનાપરથી તે પ્રેમમૂર્ત્તિનું નામ દગ્ધાક્ષર પ્રમાણે છેકાઈ ચેહરાઈ ગયું! માર્ગમાં દરિયાઈ તોફાને ઍપોલો પેઠે આ ધૂમ્ર બોટના ગોટનો પણ નાશ કર્યો અને તે એટલો જલદી કે કોઇને બચવા બચાવવાના પ્રયત્નો કરવા જેટલી પણ તક ન આપી! એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ પણ નથી. એનું જ નામ પલકદરિયાવ! અને એનું જ નામ આસ્માની સુલ્તાની! નરસુ કાંઈ ઢોલ વગાડીને નથી થતું. આવી જ બને છે, ત્યારે હાથનાં હથિયારો હેઠાં પડે છે. મનુષ્યની શક્તિ જ કેટલી! બચાવ કરનારનું બળ જુવો અને બોલવા બેઠેલાનું પ્રાબલ્ય નિહાળો! જ્યાં ઈશ્વર જ વિમુખ થયો, ત્યાં અધુરા શોધપર મેંટ કરનાર તુચ્છ મનુષ્યોના ભાર જ શા? રશિયન દરિયાઈ કાફલાને જાપાનીઓએ દરિયા બુર્દ ન્હોઉ કર્યું ત્યાં સૂધી કોણ જાણતું કે, બાલ્ટિક કાફલાના પહાડી પોતો, કુવામાં બાલ્ડી પેઠે બૂડી જશે? કોઈ પણ ઉપાય યોજવા જેટલો સમય ન આપતાં અડધા કલાકમાં તો માણેકચંદના તે પહાડી વહાણે, હેઠ તળિયે જ જઇને દમ લીધો, પણ તે છતાં એક લાકડાના કટકાએ એક હઠીલી જિન્દગીના પુરુષને ઉગાર્યો, અને તે કોણ હતો? માણેકચંદ એમ એ.

હાય! હાડમારીને હેલે હુલળી રહેલા ભાગ્યહીન રાજપૂત બચ્ચા! તારી આ કેવી દુર્દશા!!

"અગર કુન્દન ઉઠાતા હય, તો મિટ્ટી હાથ આતી હય!;
કભી રસ્સીકો છૂટા હય, તો વોભી કાટ ખાતી હય!!"

બચાવનાં અનેક સાધનો છતાં જે તોફાનમાંથી કોઈ પણ બચવા ન પામ્યુ, તેમાંથી એક-માત્ર એક જ માણેકચંદ ઉગર્યો, એ પણ એક ઈશ્વરી લીલા જ તો. એક લાકડાના મોટા બીમ સાથે તેણે બાથ ભીડેલી હતી. સમુદ્રના મદોન્મત્ત તરંગો તેને આમથી તેમ ઉછાળી રહ્યા હતા પોતાના દુર્દૈવ માટે અનેક પ્રકારે શોક કરતા તે ક્ષત્રિય પુત્રે ઘણીકવાર ઇચ્છ્યું કે, બાથમાંથી લાકડુ છોડી દઇ પોતાની કંટાળા ભરેલી નકામી જિન્દગીનો પોતાના હાથે જ અંત આણું! અને તે તેમ કરવા જતો પણ હતો! પરતુ ખેલાડણ પ્રકૃતિએ તેને તેમ કરવા પૂર્વે માણેકજીનું સ્મરણ કરાવ્યું આશાના એ ઝીણા તાંતણાએ બંધાઇને તેણે એવો વિચાર કર્યો કે, "આમે મરેલો તો છૂં જ. છતાં આ હઠીલું જીવન શા તમાસા દેખાડે છે, તે જોઇને સ્વાભાવિક મરણથી જ મરવું વધારે સારું છે કદાચિત્ માણેકજી પ્રમાણે સમુદ્રની લહરી તીરે લઈ જઈ નાંખે, તો ધણીની મોજ!" ને તેમ જ થયું—

"ઉસે દજલ કરતે નહીં હોતી બાર;
ન હો ઉસ્સે માયુસ ઉમ્મીદવાર!"

એક રાત અને એક દિવસ સુધી તે પોતાની જીન્દગી પેઠે છોળોના ધક્કાથી ઠેલાતો રહ્યો. બીજે દિવસે લગભગ અર્ધ મૂર્ચ્છિત દશામાં જાપાન જતી એક

સ્ટીમરે તેને ઉચકી લીધો. સારવારમાં તો કોઇ પણ કસર શાની કરે ? છતાં તેના સદ્ભાગ્ય યોગે તે સ્ટીમરમાં સ્વામી **રામ**તીર્થ એમ. એ, જેઓ **જાપાન** જતા હતા, તેમણે દયાથી અત્યંત પરિશ્રમ કર્યો; અને **જાપાન**ના કિનારે પહોંચવા પહેલાં **માણેક**ચંદ વાતચીત કરતો થયો સ્વામીજી એક દેવતાઈ મૂર્ત્તિ—કદાચિત્ વાંચનારમાંથી કોઇને તેમના દર્શનનો લાભ પ્રાણ મળ્યો જ હશે ચિકિત્સા અને બોધ બન્નેનો તેને સાથે જ પ્રસાદ આપવા લાગ્યા. **માણેક**ચંદે સાજો થઈ સ્વામીજીને આપ વીતી બધી વાત વર્ણવી સંભળાવી. એ સાંભળીને દયાળુ દેવ ખડખડ હસી પડયા. **માણેકે** તેમનાં ચરણ પકડી લીધાં અને દીક્ષા માગી ! **જાપાન**માં ઉતરીને **રામે** તેને કાષાયવસ્ત્રો પરિધાન કરાવ્યાં—તે સંન્યાસી થયો !

**માણેક** માટે રામ રામ જ મળ્યા. અન્યથા **જાપાન**ના કિનારાપર પાછો આવતાં તે વ્યતીત વૈભવોનું સ્મરણ કરી કદાચિત્ વિક્ષિપ્ત પણ થઈ જાત ! પણ **રામ** પ્રતાપે હવે તો તે એવા તુચ્છ વૈભવોને ઠોકર મારવા લાગ્યો ! હા—કોમરાસ્કીનો નિર્દોષ પ્રેમ કોઈ કોઈવાર તેનાં નેત્રોમાં ઝળઝળિયાં લાવતો અને તે વેળાએ દયાળુ **રામ** કહેતા કે—

"મેરે પ્યારે ! તુ સ્વયં **કોમરાસ્કી** બન જા. વો તુહી તો હય—બસ

તુકો ઇતના મિટા કે તુ ન રહે;
ઔર તુઝમે દુઇકી બુ ન રહે!"

"સ્વામીજી !" **માણેકે** આંસુ લુંછીને કહ્યુ "મુઝકો વિશેષ શોક ઇસ બાતકા હય કે, મેરી દેશ સેવા મેં વો બડી સહાયક હોનેવાલીથી"

"મેરે પ્યારે ! દેશ સેવા તો તું પ્રથમહી કર ચુકા હય;" સ્વામીજીએ હસિત વદને કહ્યુ. "જિસને આત્મસેવા ન કી ઉસને કુછ ન કિયા. તું અગર એમ. એકી ડિગ્રી ન પાતા, તો તેરે મનમેં અનેક અભિલાષા હોને પરભી તું કુછ દેશસેવા ન કર સકતા. જો તુમ દેશ ભરકો હિલા દેને કી ઈચ્છા રખતે હો, તો દેશકા વો ભાગ, જો સર્વથા તુમ્હારે નિકટ હો, ઉસે હિલાના આરંભ કરો; અર્થાત્ તુમ અપને આપકો દેશકા એક ભાગમાંનો, ઔર સ્વયંમ અપનેકો હિલાવ. યદિ અપનેકો પૂર્ણ રૂપસે હિલાવગે, તો દેશ આપહી આપ હિલ જાયગા. એક યુનાની રેખા શાસ્ત્રી થા, ઉસકા યહ કથન થાકે અગર મુઝકો એક સ્થાનપર સ્થિત હોને જિતના સ્થલ (લીવર) પ્રાપ્ય હો, તો મયે એક છોટાસા પ્રાણી, સમસ્ત સૃષ્ટિકો હુલા સકતા હું હાય ! ઉસ દીનકો કોઈ સ્થાન ન મિલા ! મેરે પ્યારે ! વો સ્થલ—વો મધ્યબિન્દુ, જિસપર ખડે હોકર તુમ સૃષ્ટિ ભરકો હિલા સકતે હો, વો તુમ્હારા આત્મા હય—સબ વહી દૃઢ હોકર, અપને સ્વરૂપમેં સ્થિત હોકર, ફિર ગતિ દો—દેશ તો ક્યા—અખિલ બ્રહ્માંડકો હિલા દોગે !

"મેરે પ્યારે ! **રામ**નેભી દેશોન્નતિપર કમર કસી હય. ઇસી કારણ **જાપાન** આયા હય—યહાંસે **રામ અમેરિકા** જાયગા, ઔર વહાંસે **ભારતવર્ષ**કો લૌટેગા. તબ-

તલક સાથ રહો હમ તુમ સંગઠી દેશોદ્ધારકે પ્રયત્ન કરેંગે. રામ તેરી કોમરાસ્થિ હય, રામસે લગન લગા લે. મેરે પ્યારે ! પ્રેમ પયદા કરો, પ્રેમમય હો જાવ, ઔર પ્રેમમેં લીન હો જાવ. પ્રત્યેક બાતમે રસ ભરદો, ઍસ પયદા કરો-તલ્લીન હો-મહત્ હોજાવ-

'નેમ રહે યા નાં રહે, 'પ્રેમ રહે ભરપૂર;
નિર્ભય સુખકા પંથ હય, હઠકી કહા જરૂર?'

"તુમ સબ કુછ હો, જો ચાહો સો કર સકતે હો-મગર પ્રેમસે કરો તો. હમારા ભાગ્ય અચ્છા નહીં. ઇશ્વરેચ્છા, કોઈ ગુરૂ અચ્છા નહીં મિલ્તા, સતસંગત નહીં હોતી, ઇત્યાદિ ચિ[illegible]કો છોડ દો-ઇસ્સે ચિત્ત આલસ્ય શીખતાં હય.

સ્ટીમરે તેને ઉચકી લીધો. સારવારમાં તો કોઇ પણ કસર શાની કરે? છતાં તેના સદ્‌ભાગ્ય યોગે તે સ્ટીમરમાં સ્વામી **રામ**તીર્થ એમ. એ, જેઓ **જા**પાન જતા હતા, તેમણે દયાથી અત્યંત પરિશ્રમ કર્યો; અને **જા**પાનના કિનારે પહોંચવા પહેલાં **મા**ણેકચંદ વાતચીત કરતો થયો. સ્વામીજી એક દેવતાઈ મૂર્તિ–કદાચિત્ વાંચનારમાંથી કોઇને તેમના દર્શનનો લાભ **મ**ણ મળ્યો જ હશે. ચિકિત્સા અને બોધ બન્નેનો તેને સાથે જ પ્રસાદ આપવા લાગ્યા. **મા**ણેકચંદે સાજો થઈ સ્વામીજીને આપ વીતી બધી વાત વર્ણવી સંભળાવી. એ સાંભળીને દયાળુ દેવ ખડખડ હસી પડયા. **મા**ણેકે તેમનાં ચરણ પકડી લીધાં અને દીક્ષા માગી! **જા**પાનમાં ઉતરીને **રા**મે તેને કાષાયવસ્ત્રો પરિધાન કરાવ્યાં–તે સંન્યાસી થયો!

**મા**ણેક માટે રામ રામ જ મળ્યા. અન્યથા **જા**પાનના કિનારાપર પાછો આવતાં તે વ્યતીત વૈભવોનું સ્મરણ કરી કદાચિત્ વિક્ષિપ્ત પણ થઈ જાત! પણ **રામ** પ્રતાપે હવે તો તે એવા તુચ્છ વૈભવોને ઠોકર મારવા લાગ્યો! હા–**કો**મરાસ્કીનો નિર્દોષ પ્રેમ કોઈ કોઈવાર તેનાં નેત્રોમાં ઝળઝળિયાં લાવતો અને તે વેળાએ દયાળુ **રામ** કહેતા કે—

"મેરે પ્યારે! તુ સ્વયં **કો**મરાસ્કી બન જા. વો તુહી તો હય–બસ.

તુકો ઇતના મિટા કે તુ ન રહે;
ઔર તુઝમે દુઇકી બુ ન રહે!"

"સ્વામીજી!" **મા**ણેકે આંસુ લુંછીને કહ્યું. "મુઝકો વિશેષ શોક ઇસ બાતકા હય કે, મેરી દેશ સેવા મેં વો બડી સહાયક હોનેવાલીથી"

સોચા તો [illegible] મેરે પ્યારે! દેશ સેવા તો [illegible] **વૉ**ટિંગટન કે નામ બહોતસા ધન કર દિયા. વહ અપને ચાતુર્યસે ઉસ ધનકો બઢાતે બઢાતે અંતમેં એક દિન લૉર્ડ **મેયર** ઓફ્ **લં**ડન બનહી ગયા યહ મનોભાવ ઔર સાહસકા પરિણામ હય. જબ અયસા એક સાધારણ બાળક, ઈસ પ્રકાર મનોકામના પૂર્ણ કર ગયા, ઔર હમ લોગ દેશોન્નતિ કરનેમેં હતાશ હો, યહ કથસે હો સકતા હય? મેરે પ્યારે! ઇચ્છા કરો–દૃઢ સંકલ્પ કરો, પ્રેમસે પ્રત્યેક વસ્તુ કરો–પ્રેમમય બનો—

"કિસ કદર અચ્છા હય યે **વિક્ટર હ્યુગો**કા ખિયાલ;
સંગ હો તો સંગે મક્નાતીસ કી સુરત બનો,*
નખ્લ ખર્ચે હો તો લજવંતીસી દિખલાવો બહાર,†
ઔર અગર ઇન્સાન હો તો ઇશ્કકી મૂરત બનો!"

---

* તમે પત્થર હો, તો લોહ ચુંબક બનો.

† છોડવા હો, તો લજામણી સમોળ ઝાડ જેવાં થાઓ.



## પ્રકરણ ૪૬ મું.

### પાછા જન્મભૂમિમાં.

હવે માણેકચંદ, માણેકચંદ નથી, ફત્તેહાનચંદ નથી, પણ સ્વામી રામતીર્થના પ્રતાપથી સ્વામી રામભજન એમ. એ. ના નામથી ઓળખાતા એક સાધુ મહાત્મા છે. તે કાશ્મીર ભૂમિમાં ઉત્પન્ન થયેલા મનના તરંગો, અને તે જાપાનના કિનારાવાળા બધા ઉમગો, જડમૂળથી ધોવાઇ ગયા છે, યુનિવર્સિટી સ્થાપવાની કલ્પનાઓપર પાણી ફરી વળ્યું છે. હવે તો દેશોદ્ધારનો હેતુ માત્ર ધર્મ જ છે અને તેટલા માટે સત્યધર્મનો પ્રજામાં પ્રચાર કરવો, એ જ સ્વામી રામભજનનો પ્રિય વિષય થઈ પડયો છે. ગુરુના પ્રસાદથી જે કાંઇ મળ્યું છે તેનો આર્ય પ્રજાને લાભ આપવા માટે જ પોતે કમર કસીને ઉભા થયેલા છે. આપણે ગુરુ શિષ્યને જાપાનમાં જોયા હતા, તેને પૂરાં બે વર્ષ વીતી ગયાં છે. બે મૂર્તિઓ જાપાનથી અમેરિકા અને અમેરિકાથી યુરોપમાં ભ્રમણ કરીને ભારતવર્ષમાં પધારી ચૂકી છે. કલકત્તા અને કાશી (બનારસ)ની યાત્રા કરીને પોતાનાં વ્યાખ્યાનના મતથી પ્રજાજનોના કર્ણ પવિત્ર કરી, ગુરુશ્રી રામતીર્થ સાથે રામભજનજી મહાત્મા પોતાની જન્મભૂમિમાં પધાર્યા છે, અને તુલારામ પટવારીજીના સ્થાનમાં ઉતારો લીધ. તુલારામજી પણ ભગવાં કરીને કાષાય વેષમા વિરાજેલા છે! પણ એ કેવી રીતે થયુ? તુલારામ સાધુ થયા? વિશ્વયોષિતા પતિવ્રતા!!! હા—એમ થયુ છે તો ખરુ! બ્રહ્મબીજ પલટે નહિ તુલારામજી દારુની કેફમાં એક દિવસ નિ:સરણીપરથી લપસી પડ્યા. છેક ઉપરના પગથિયેથી પડીને ધરતી માતાને નાકથી નમસ્કાર કર્યા. જમણો પગ થાપામાંથી ભાગી ગયો ચાર મહીના સુધી લાહોરની ગવર્નમેન્ટ હોસ્પિટલમાં રહ્યા અને ખાટલો સેવ્યો. ખાવામાં લુખા ભાતના ડુચા અને ભંગિયાના ધક્કા, પીવામાં પાણી અને આંસુ. એ ચાર માસની સેલઘાહે ચિત્તપર પૂરેપૂરો પ્રભાવ નાંખી દીધો. તુલારામે પોતાની કુચાલો માટે વિચાર અને પશ્ચાત્તાપ કરી, ભુલ્યા ત્યાંથી ફરીથી ગણવાનો નિશ્ચય કરીને ભગવાં ધારણ કર્યાં. એમનો પગ હજી ખોડાય છે. માણેકચદના આવવાની, જાપાન, અમેરિકા ને યુરોપની જાત્રાની, કાષાયવસ્ત્ર ધારણ કરવાની ગામમાં ચારેમેર ચર્ચા ચાલી રહી છે અને લોકો દર્શને આવ્યા કરે છે. ગોવિન્દરામ હોકો ભરીને સામો બેઠો છે. અવારનવાર પુત્ર સમક્ષ દૃષ્ટિ કરીને તે માયાના બંધમાં બંધાયલો વૃદ્ધ પિતા, અશ્રુપાત કરતો જોવામાં આવતો હતો. બ્હેન બીજી બાજુએ વાળ વીંખતી બેઠી હતી.

“પિતાજી!” રામભજને ગંભીર મુદ્રા અને વિનીત ભાવથી કહ્યુ; “આપ શા માટે રડો છો? બ્હેન! શાને આમ કલ્પાંત કરે છે? મે ચોરી નથી કરી, ખૂની નથી થયો કે બંદીવાન નથી બન્યો! ઉલટો આ અસાર સંસારનાં બંધનોને સુતરના તાર પેઠે તોડી નાંખીને બંધનમુક્ત થએલો છું. માટે હસો, મુદિત થાઓ ને ખુશી મનાવો!”

"ઓ ભુંડા બાપ!" ગોવિન્દે કપાળે હાથ મારીને કહ્યું. "તારી મા જીવતી હોત, તો અત્યારે ન કરત તે થોડું!"

"તે મરી ગયાં એમાં પણ રડવા જેવું કશુંય નથી, આપણા રામનો તો એજ નિશ્ચય છે કે તે સંસારી ન બનશે 'ઘરકો જલા તમાશા દેખા' એમ રડવાથી કાંઈ મારાં જનેતા પાછાં કરવાનાં નથી, તેમ તેમનો પુત્ર પણ પાછો સંસારી થવાનો નથી" એમ કહીને તેણે નીચેનો દોહરો કહ્યો–

"સનમ કાહકો રોઇયે, હસિયે કાહિ બિચાર!
ગયો ન પાછો આવનો, રહ્યો સો જાવનહાર"

ગામના બીજા પણ અનેક પુરુષો તુલારામના મઠમાં આવ્યા હતા. કેટલાંક બૈરાં પણ દર્શને આવ્યાં હતાં એક વૃદ્ધ સ્ત્રી ભ્રૂપર હાથ રાખીને બોલી ઉઠી કે– "હાય હાય અલી! આ તો ગોવર્ધાનો મોણચકો!"

ચેલાએ પ્રથમ હસીને ગુરુ સામું અને પછી સહજ લજ્જાથી ધરતી સામું જોયું રામ હસીને બોલ્યા, "બેટા! યે જન્મભૂમિ હય તુમ કયા, મહાત્મા તુલસીદાસ ગોસ્વામી રામાયણ લિખનેકે અનંતર અપની જન્મભૂમિમેં ગયેથે. તબ વહાંકે લોગ ભીયોંહિ કહતે થેકે, તુલસિયા આયા, તુલસિયા આયા ગોસ્વામીજીને તબ એક દોહા કહાથા–

"તુલસી વહા ન જાઇયે, જહાં બાપકો ગાંવ;
દાસ ગયે તુલસી ગયે, રહ્યો તુલસિયા નાવ

"વારુ–એદલજી શેઠના કેવા સમાચાર છે? પિતા રામ!" માણેકચંદ અથવા રામભજને થોડીવાર રહીને બાપના શાંત થવા પછી પૂછ્યું

"બચારા બે મહિના થયાં ગુજરી ગયા! લાખેણો મોણહ! વાહરે વાહ! આદલજી શેઠ જેવા લોક પેદા થનાર છે! બ્રમ્મા જેવો પુરખ!"

"તેમની પુત્રી અને તેનો વર તો સુખી છે ને?" માણેકે આગલી વાતોના સ્મરણથી એક દીર્ઘ નિશ્વાસ નાંખીને પૂછ્યું

"જડીબા ને ઈનોવર બે તે બે જણ લાહોરમાં ખુશી છે. આદલજી જીવતાં જ પંદર રૂપિયા મ્હૈનો મને બાંધ્યો તો. ઇમના મુવા પછે બૈ હપાતર છે તે વીહ રૂપિઆ મોકલે છે;" ગોવિન્દે કહ્યું

એ સાંભળીને માણેકનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં. બે દિવસ અમોટામા રહીને પિતા તથા ભગિની પાસેથી વિદાય થઇને ગુરુ ચેલો લાહોર ઉપડી ગયા. ગુરુની આજ્ઞા લઈ માણેકચંદ એકવાર જરનાં દર્શન કરવા ગયો. નોકરદ્વારા નામ લખી મોકલીને રજા મગાવી તે ઘરમાં દાખલ થયો જર, માણેકચંદને સાધુના વેશમાં જોઇને હેબતાઈ ગઈ. માણેકચન્દે જરબાનુ અને માણેકજી આગળ

બધી આપવીતી કહી સભળાવી. જર બહુ જ રડી પડી. માણેકચદે તેને ધીરજ આપી અને જો લાહોરમાં આગમન થશે, તો અવશ્ય મળવાનો વાયદો કરીને જવાની રુખસત માંગી.

તેના ઉઠતી વેળાએ શ્રદ્ધાળુ જરે હર્ષ અને લજ્જાથી પોતાનાં એક વર્ષની વયના બાળકને તેનાં ચરણોમાં મૂક્યું અને રામભજને તેને અત:કરણપૂર્વક આશીર્વાદ આપ્યા.

## પ્રકરણ ૪૭ મું.

### લાહોરમાં લેકચર.

માણેકચન્દના આગલા વિચારો રહ્યા નથી હવે સાધુવેશમાં દેશોદ્ધારનો મુખ્ય ઉપાય ધર્મની ઉન્નતિ છે, એમ તે માનવા લાગ્યો છે. તે જ માણેકચદ કે જે ધર્મની વાતમાં માથુ મારવામાં બહુ જ કટાળી જતો હતો, તે આજે લાહોરમાં એક મોટા મેળાવડા સમક્ષ, 'નગદ ધર્મ'–રોકડો ધર્મ, એ વિષયપર એક જાહેર ભાષણ–વ્યાખ્યાન આપનાર છે. ચાલો, ત્યારે પ્રિય પાઠકો! જે માણેકચદને આપણે એકલો અટુલો અનારકલીના એક કાતરિયામાં ધંધા માટે ઝૂરતો પ્રથમ જોયો હતો, તેને એક મોટા જન સમુદાયમા પોતાની વક્તૃત્વશક્તિનું દર્શન કરાવતો છેલ્લો નિહાળી નિરખી લઇયે

મંડપ શ્રોતાઓથી ભરપૂર છે. કેળવણી માટે પૂરતો પરિશ્રમ કરનારા પજાબીઓ કેટલા બધા ઉત્સાહી અને કેવા ધાર્મિક વિષય સાંભળવાના ભુખ્યા છે, તે આ મળેલી મેદિનીને જોઇને જાણી શકાય છે પ્રમુખસ્થાને ભારતહિતૈષી લાલા લજપતરાય શોભી રહ્યા છે, પાસે જ સ્વામીજી શ્રી રામતીર્થ મહારાજ વિરાજમાન છે, તેમ જ બીજા વકીલ, બેરિસ્ટર, જજો અને નગરના સભાવિત ગૃહસ્થો, કે જેમાં સેંકડોના પ્રમાણમાં સ્વામીજીના અનુયાયી છે તે, અને અન્ય ધર્માવલબી શ્રોતાઓની ઠઠ્ઠ જામેલી છે. પ્રમુખે સમયાનુસાર બે બોલ કહ્યા અને આપણી નવલકથાના નાયકની ઓળખાણ કરાવી ત્યાર પછી માણેકચદ ઉર્ફે રામભજનાનંદ સ્વામી, એમ એ ઉભા થયા અને પોતાના વિષય 'નગદ ધર્મ'પર નીચે પ્રમાણે વક્તૃત્વનો આરભ કર્યો.

"મારા વ્હાલાઓ! રામ તમારો છે અને તમે રામના છો! જેવા પ્રેમથી તમે અહીં વ્યાખ્યાન સાંભળવા પધાર્યા છો, તેવા જ પ્રેમથી રામ બોલવા ઉભો છે. જેવા સ્નેહથી રામ બોલે છે, તેવા જ પ્રેમથી તમે સાંભળજો રામ પૂર્ણ પ્રેમથી બોલશે ખરો, પણ ખુશામત નહિ કરે–સરોપરો નહિ રાખે, પ્રેમ તાકીદ કરે છે કે શ્લાઘા ન કરો પ્રત્યેક ધર્મ પોકારી પોકારીને કહે છે કે, સત્યનો જય છે અને પ્રપંચનો પરાજય છે. સાચકો આંચ નહીં–દરોગ કો ફ્રોગ નહીં–

"સાચ સમાના તપ નહી, ઝુઠ સમા નહિ પાપ;
જાકે હિરદે સાચ હય, વાકે હિરદે આપ.

"ગુરુ પ્રતાપે રામ બેવાર જાપાનમાં જઈ આવ્યો છે, અને તડકા છાંયડા જોયા છે અમેરિકા ગયો અને યુરોપના કેટલાક દેશોમાં પણ વિચર્યો; પરંતુ સર્વત્ર સત્યનો જ વિજય જોવામાં આવ્યો: પ્રપંચ અને પાખંડનો નહિ.

"ઈશ્વર કોઇનો દબાયલો નથી, તેને કોઇની શરમ નથી નડતી અને તે કોઇનો પણ પક્ષ નથી કરતો ભાગ્ય કાંઇ ભૂગોળની સીમાનું બંધનવાન નથી જે લોકો, યુરોપ અને અમેરિકા આદિની ઉન્નતિનો ત્યાંના શરદ્ઋતુ સાથે સંબધ છે એમ જણાવે છે અને બીજા દેશોની વસતિને ત્યાંની અમુક દિશાઓમાં મર્યાદિત બનાવી નાંખે છે, તે લોકોની આ મોટામાં મોટી ભૂલ છે. એ વાતને તો હજી હજાર વર્ષ પણ પૂરાં નથી થયાં કે, ઇંગ્લિસ્તાનના લોકો રુસ ઇત્યાદિ દેશોમાં ગુલામ તરીકે વેચાતા હતા આજે તે જ દેશ, કેવું અને કેટલું મોટું રાજ ચલાવે છે, તે આપણે નજરે નજર જોઇએ છિયે. ત્યારે શું યુરોપ સીમાને છોડી ક્યાંય બીજે નીકળી નાઠું, તેથી તેનો આવો ઉદય થયો? અત્યારે પણ અમેરિકાની ભૂમિ તેજ છે કે, જે પૂર્વે પણ હતી પાંચસો વર્ષમાં ત્યાંના નિવાસીજનો ક્યાંથી ક્યાં જઈ લાગ્યા, તે જુઓ. રોમ, મિસર, યુનાન અને અસ્પહાન ત્યાંના ત્યાં જ વસેલાં છે, કે જ્યાં તે પૂર્વ કાળમાં હતાં; અને તે વેળાએ અખિલ બ્રહ્માંડના લોકોમાં તેમની વિદ્યા, કળા અને લક્ષ્મીનો અખંડ ડંકો વાગી રહ્યો હતો. ઉન્નતિ, સુખ, આનદ, સંપ અને વૈભવો કાંઈ કોઈ દેશ કે મનુષ્યનું મોઢુ રાખતા નથી. તે કોઇની લાજ, શરમ કે ઓશિયાળમાં જઇને રહેતાં જ નથી કેવળ સત્ય, રાસ્તી અને અદલપર જ વિજય એટલે ફતેહનો આધાર અવલબી રહ્યો છે. સત્ય ધર્મના માર્ગમાં વિચરનારનો જ જય થાય છે.

"ધર્મ બે પ્રકારના છે. એક રોકડો—નગદ અને બીજો ઉધાર છે. એક દંતકથા છે કે, એક ડોસાએ અમુક પ્રમાણમાં ધન એકઠુ કરીને પૃથ્વીમાં દાટયુ હતું તેના પુત્રે તે ખોદી કાઢીને તે સ્થળમાં તેટલા જ તોલના પથરા દાટી દીધા અને ધન વાવરી નાંખ્યું થોડા દિન પછી તે વૃદ્ધે ભોંય ખોદી તો માંહીથી સાલિગ્રામ જ સાલિગ્રામ!! ઘરડો માથુ કુટીને રડવા લાગ્યો, એટલે છોકરાએ કહ્યુ કે, 'બાપા! શા માટે રડો છો? તમારે કાંઈ તે ધન વાવરવું તો નહોતુ જ માત્ર દાટી રાખવા માટે હતું, તો તેટલા જ વજનના પથરા હાજર છે–બરાયે નેહાદન્ ચે સંગો ચે જર–દાટી રાખવા માટે તો પાષાણ અને ધન ઉભય એક સમાન જ છે.'

"ધર્મ માટે જે મારામારીઓ અને બખેડાઓ થાય છે, તે બધા રોકડા ધર્મ માટે નહિ, પણ માત્ર ઉધાર ધર્મ માટેની જ છે. નગદ ધર્મનો દૃઢ વિશ્વાસપર આધાર છે. ઉધાર ધર્મનો આધાર શ્રદ્ધાપર અવલબેલો છે. રોકડો ધર્મ રહેણીનો છે અને ઉધાર ધર્મ કહેણીનો છે. ધર્મનો તે ભાગ, કે જેની રોકડમાં ગણના છે,

તેમાં પ્રત્યેક ધર્મવાળાઓ એકમત છે. સત્ય બોલવું, સ્વાર્થથી અલગા રહેવું, પારકી મતાપર ડોળો ન રાખવો, માયાની જાળમાં ફસી પરમાર્થથી દૂર ન જવું. પોતાના શરીરને વિદ્યા અને વ્યાયામવડે ખીલવવું અને શોભાવવું, દૃઢ નિશ્ચય રાખવો, અંધ દુરાગ્રહ ન રાખવો, દયા, દેશાભિમાન અને મનુષ્ય માત્રમાં પ્રેમ રાખવો, તેમ જ ભેદભાવનો પરિત્યાગ કરવો ઈત્યાદિ રોકડા ધર્મનાં મુખ્ય લક્ષણો છે. એ રોકડા ધર્મ સંબધી કોઈ પણ સ્થાને વિરુદ્ધ મત આવીને નડશે નહિ. ઝગડા બખેડા માત્ર તેજ ધર્મમાં થાય છે કે, જે ધર્મને દબાવી છૂપાવીને ગુપ્ત રાખવામાં આવે છે. એ ઉધાર ધર્મ, ધર્મની દુકાનો લગાડી બેઠેલા (વ્યાપારી આચાર્યો)ને સોંપીને, જે આન્તરિક સત્યતાપર પ્રાણ વારે છે, તેજ વ્યક્તિ ખરેખરી ઉન્નતિ પ્રાપ્ત કરી શકે છે. આ વાતનો જો પૂરેપૂરો અનુભવ લેવો હોય તો દેશાન્તર કરી જુઓ; એટલે એની પૂર્ણ સત્યતા તત્કાળ જાણવામાં આવી જશે. સાંભળવા અને વાંચવા કરતાં પોતાનો અનુભવ વધારે ઉત્તમ વસ્તુ છે.

"ધર્મમાં બે પથ છે. નગદ ધર્મ-રોકડો ધર્મ ને ઉધાર ધર્મ, તેમ જ ઈશ્વર પ્રત્યે ધર્મ ને માનવ જાતિ પ્રત્યે ધર્મના બે ભેદ છે-પણ આખરે તે એક જ છે તે Love-પ્રેમને નામે પિછાણાય છે. ઈશ્વર પ્રત્યે, તેમ માણસ જાત પ્રત્યે પ્રેમ રાખવો એ એક જ છે-એવો પ્રેમ કરવો એ સર્વનો ધર્મ છે. પ્રેમ હશે તો સારા પરિણામ ઉત્પન્ન થશે. જેનામાં પરમેશ્વરનો પ્રેમ છે, તે માનવપર-દેશપર-પશુ પંખીપર-પ્રેમ કરશે-તેને જ પરમેશ્વર પોતાનો ગણશે. માનવ પ્રતિ-દેશ પ્રતિ, પશુ પંખી પ્રતિ જેને પ્રેમ નથી, તેના હૃદયમાં પરમેશ્વરપર પ્રેમ જાગતો નથી, તે વિનાનો પ્રેમ સાચો નથી જાતિભાઇપર જે પ્રેમ રાખે છે તેજ પરમેશ્વરપર પ્રેમ રાખી શકે છે. પ્રત્યક્ષપર જેને પ્રેમ નથી તેનો પરોક્ષરપર પ્રેમ ઠરશે? **અબુ બેન એઢમના** ઉદાહરણથી એ વાત તમે જાણશો. એ કવિતા સુંદર છે, તેનું રહસ્ય તમારા હૃદયમાં ઘટાવો, તેથી પ્રત્યક્ષ ને પરોક્ષ ધર્મનું સ્વરૂપ જાણશો

Abou Ben Adhem (may his tribe increase)
Awoke one night from a deep dream of peace,
And saw within the moonlight in his room,
Making it rich, and like a lily in bloom.
An angel writing in a book of gold:—
Exceeding peace had made Ben Adhem bold,
And to the Presence in the room he said,
'What writest thou?'-The vision raised its head,
And, with a look made of all sweet accord,
Answr'd, 'The names of those who love the Lord
'And is mine one?' said Abou, 'Nay, not so,'
Replied the Angel. Abou spoke more low,

But cheerly still; and said, 'I pray thee, then,
Write me as one that loves his fellow-men.'
The angel wrote and vanished. The next night,
It came again with a great weakening light,
And show'd the names whom love of God had blessed,
And lo! Ben Adhem's name led all the rest.

LEIGH HUNT.

"ભાવાર્થ–**અબુ બેન એઢમ**ની જાતિના માણસોની વૃદ્ધિ થાઓ! તે એક રાતે શાંત નિદ્રામાંથી જાગ્યો, અને તેણે પોતાના ચંદ્રપ્રકાશથી સુશોભિત ઓરડામાં વિકસિત કમળ જેવા એક દેવદૂતને સોનાના પુસ્તકમાં કાંઇક લખતો જોયો. તે સ્થળે વ્યાપી રહેલી અત્યંત શાન્તિથી **બેન એઢમ**ને બોલવાની હિમ્મત આવી, અને પોતાને પ્રત્યક્ષ દેખાતા તે દૂતને તેણે પૂછ્યુ કે, "તું શું લખે છે?" તે દૂતે મોં ઊંચુ કર્યું, અને પ્રસન્ન દૃષ્ટિથી **અબુ**ના સામું જોઇને ઉત્તર આપ્યો કે "ઈશ્વર ઉપર જે માણસો પ્રેમ રાખે છે તેમના નામ હું લખું છુ" **અબુ**એ પૂછ્યુ કે "તેમાં મારું નામ છે?" દેવદૂતે જવાબ દીધો કે "ના, નથી." **અબુ** હવે ધીમા અવાજથી બોલ્યો–પણ હજુ બોલતી વખતે તેનું મન આનંદથી પૂર્ણ હતું; અને તેણે કહ્યુ કે "હું તને અરજ કરું છુ કે, પોતાના જાતિભાઇઓ ઉપર પ્રેમ રાખનાર માણસોની પંક્તિમાં મારુ નામ લખ' દૂતે એનું નામ લખ્યું અને અંતર્ધાન પામ્યો બીજે દિવસે રાતે પેલો દેવદૂત ફરીને આવ્યો, એટલે તેના મહાન પ્રકાશથી **અબુ** જાગ્યો, અને તે દૂતે પરમેશ્વર ઉપર પ્રેમ રાખનાર માણસોનાં નામ તેને બતાવ્યાં. અને **અબુ**એ તે યાદમાં જોયું તો પોતાનું નામ સઉથી પહેલું દીઠું)

"**ભારત**વર્ષ અને **અમેરિકા**માં શો અંતર છે? અહીં દિવસ તો ત્યાં રાત્રિ અને અહિ રાત તો ત્યાં દિવસ જ્યારે **ભારત**ની ઉન્નતિનો ડંકો વાગી રહ્યો તો, ત્યારે **અમેરિકા**ને કોઈ જાણતું પણ ન હોતું આજે **અમેરિકા**નો ચઢતો દિવસ છે અને **ભારત**વર્ષને કોઈ પૂછતુંય નથી **હિંદ**માં ચાલવું અને ગાડી હાંકવી ઇત્યાદિ ડાબા હાથપર છે અને **અમેરિકા**માં જમણા હાથપર છે. પૂજાપાઠ, ભકિત અને સ્તુતિની વેળાએ અહીં જોડા ઉતારવામાં આવે છે અને ત્યાં ટોપી ઉતારવામાં આવે છે અહીં ઘરનો કર્ત્તા હર્ત્તા પુરુષ હોય છે, અને ત્યાં બધો કાર્યભાર સ્ત્રીના શિરે પડેલો હોય છે અહીં જેમ વિધવાઓની વૃદ્ધિ છે, તેમ ત્યાં કુમારિકાઓનો વધારો છે. અહીવાળાઓ ગધેડો અને ઘુવડ (ઉલ્લુ) મૂર્ખને કહે છે, ત્યાંવાળાએ જ જાનવરોને ભલાઈ અને બુદ્ધિયુકતતાનું ચિહ્ન માને છે. આ દેશની ઉત્કૃષ્ટ ગ્રંથ રચનામાં જો અર્ધે કરતાં વિશેષ ભાગમાં ભૂતકાળના મહાત્માઓનાં પ્રમાણો અને દૃષ્ટાંતો ન લખાયાં હોય, તો તેની જોઇએ તેવી પ્રતિષ્ઠા થતી નથી, અને ત્યાં આખો વિષય જ નવો ન હોય, તો તેની લેખમાં ગણના નહિ અહીં જો કોઈ

શોધ કરે, તો તેને બનતાં પ્રયત્ને તે છૂપાવવાની જ વેતરણ કરવાનો અને ત્યાંની ભૂમિનો શોધક ત્વરિત જ પોતાના શોધનો વર્તમાનપત્રોદ્વારા લોકોને બોધ કરાવી દેવાનો. અહીં ધર્મનો ડોળ ઘાલીને ફરનારા લોકોની વિપુલતા જોવામાં આવે છે, ત્યારે ત્યાં નગદ ધર્મનો જ પ્રસાર વધારે પ્રમાણમાં થએલો છે. અહીંવાળાઓ વિદેશીય અને વિધર્મીઓથી વિરક્ત રહેવામાં જ ધાર્મિકતા ધારે છે અને ત્યાંવાળાઓ બીજા સાથે મળી જવામાં જ ધર્મનું મંડન માને છે. અહીયાં પરમેશ્વર પ્રતિના પ્રેમની વાતો છે, ત્યાં માનવ જાતિપર પ્રેમની પ્રનાલિકા વહે છે. ભારતવર્ષીઓ વિદેશીય ભાષા ભણે તો ભ્રષ્ટ થઈ જાય છે, તેથી જ તેઓ 'न पठेत् यावनी भाषाम्' એવાં અનેક સ્તોત્રો ગાય છે, અમેરિકનો જેમ વિદેશીય ભાષામા વધારે પ્રવીણ હોય છે, તેમ તેમ તે વધારે વિદ્વાન્ અને વધારે માનનીય મનાય છે.

"જ્યારે ગુરુ સાથે રામ જાપાનમાં હતો, ત્યારે એક અમેરિકન વૃદ્ધ પ્રોફેસર સાથે મુલાકાત થઈ હતી. તે વૃદ્ધ પુરુષ રશિયન ભાષાનો અભ્યાસ કરતો હતો વાતપરથી વાત નીકળતાં તે બીજી અગિયાર ભાષાનો પંડિત હતો, એમ જાણવામાં આવ્યુ. આપણા રામે પૂછ્યું કે, મહાત્મન્! આટલી આટલી ભાષાઓપર કાબુ ધરાવો છો, છતાં વળી આ નવી આપદા શા માટે વ્હોરો છો? 'મરને સોઇ તબ બુરે ખાબ આય!' હવે કાંઇક ઇશ્વર સ્મરણ કરો, હવે આ 'હુરૂર્ ફરણે'-કરવાથી શો લાભ થવાનો છે? પરતુ એનું, તે દૃઢ નિશ્ચયી અને સાહસી દેશભક્તે ઉત્તર આપ્યું કે, 'મનુષ્ય સેવા તેજ ઈશ્વરસેવા છે જો આ કાર્ય કરવાથી હું નરકમાં પણ જાઉં, તોપણ તેની મને પરવા નથી. નરકમાં મને દુઃખોનો અનુભવ મળશે, તેને પણ હું સ્વીકારું છુ. પરંતુ મારા તે દુ.ખો સહન કરવાથી મારા સ્વદેશીય બંધુઓને કાંઈ પણ લાભ થવો જોઇએ, તેમનું કાંઈ પણ, શ્રેય થવું જોઇએ, મરણ પછીના સંકટોના ભયથી ડરીને વર્ત્તમાન લોક સેવાના આનંદનો-માનવ ધર્મનો, પરિત્યાગ કરું, એમ મારું હૃદય મને કહેતું નથી. જે મનુષ્ય, મનુષ્ય સેવાના આનંદમાં લીન થઈ નથી શકતો, તે ઈશ્વર સેવાનો માત્ર દંભ જ કરે છે, એવો મારો અભિપ્રાય છે.-

"ગર કિસી ઇન્સાન કો ઇન્સાનકી ઉલ્ફત નહીં;
અયસે ના ફરમાન કો સુબહાનકી ઉલ્ફત નહીં;
બાગબાંકી કયા હો, જબ બુસ્તાનકી ઉલ્ફત નહીં;
ગર રેઆઇયતકી નહીં સુલ્તાનકી ઇલ્ફત નહીં."

બસ એનું જ નામ રોકડો-નગદ ધર્મ. ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણચંદ્ર પણ કહે છે કે, 'કામ કરતા રહો, પણ ફળની આશા રાખીને નહિ. 'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन.' લૉર્ડ મેકોલે સદા સર્વદા એમ જ કહેતો હતો કે, 'મરું તો મારી લાયબ્રેરીમાં જ મરું.' વાહરે પ્રેમ! એવા ખંતીલા પુરુષો જ વિશ્વમાં કાંઈ પણ કરી શકે છે.

"દફ્‌ન કરના મુઝકો ક્યે ચારમેં;
કયું બુલ્બુલકી બને ગુલ્જારમેં"

"મરવું તો છે જ' ત્યારે કાઠાવાજીયા શા કરવા? પોતાનુ કર્ત્તવ્ય પૂર્ણ કરતાં કરતાં જ શા માટે ન મરવું? બસ શસ્ત્રથી મરવામાં જ શૌર્ય સમાયલું છે? સાહસથી આનદાવસ્થામાં રણક્ષેત્ર મધ્યે પ્રાણ અર્પનારનું જ જીવન ધન્યવાદને પાત્ર છે? ના-

"જનની જણ તો હરિભગત, કાં દાતા કાં શૂર!

"જ્યારે રામ ગુરુ સાથે જાપાનથી અમેરિકા જતો હતો ત્યારે તે જ સ્ટીમરમા લગભગ દોઢસો છોકરા જાપાનીસ હતા. તેમાંના ઘણાક ધનાઢચોના કુળદીપકો હતા અને કેટલાક નિર્ધન જનના તનયો પણ હતા. પણ તેમનામાં એવો કોઈ વિરલ જ હશે કે, જેણે સ્ટીમરના ભાડા તરીકે ગાંઠના ગોપીચંદ વાપર્યા હોય, તેમ જ ત્યાં જઇને પોતાના નિર્વાહ માટે પણ કોઇએ પાંચ પૈસા ગાંઠે બાંધ્યા નહોતા ધનાઢચોના છોકરાઓ તો સ્ટીમરપર મજુરી કરતા હતા, અને નિર્ધનોનાં બાળકો ઉતારુઓના બુટ અને જોડા સાફ કરવાના કામમાં લાગેલા હતા એવી રીતે તેઓ પોતાના ભાડા અને નિર્વાહનાં સાધનોનું ઉપાર્જન કરતા હતા વાતચિતથી જણાયું કે, વિદેશીઓને પોતાના દેશનો પૈસો આપવા કરતાં 'યેન કેન પ્રકારેણ' તેમના પૈસા ખેંચીને વિદ્યાભ્યાસ કરવો, એવા વિચાર અને એવા નિશ્ચયથી જ તેઓ અમેરિકા જતા હતા અમેરિકા ઉતર્યા પછી તેમાંના કેટલાકો અમીરોના ઘરોમાં અને કેટલાકો હાટ બજારોમાં સડક સમારવાના કામમાં લાગી ગયા એમ પેટનો ખાડો પૂરતા, નાઇટ્ સ્કુલોમાં ભણતા, તેઓ પોતાનો સ્વાર્થ સાધવા લાગ્યા આમ સાત આઠ વર્ષ શારીરિક અને માનસિક પરિશ્રમ કરીને, અમેરિકાની વિદ્યા કળાથી પોતાના મસ્તિષ્કને અને પૈસાથી ગજવાને ભરી તેઓ–જાપાનીસો–સ્વદેશમાં પાછા ફરે છે. સ્ટીમરે સ્ટીમરમાં આવા અભ્યાસીઓ જતા જોવામાં આવે છે. હજારો, બલ્કે લાખો જાપાનીસો આ પ્રમાણે અમેરિકા અને જર્મનીમાં જઇને વિદ્યાકળાથી વિભૂષિત થઇને પાછા પોતાના દેશમાં પધારે છે, જેનું પરિણામ આજે આપણે જોઇએ છિયે તેમ પચાસ વર્ષપર જાપાન, આપણા ગુલામ હિંદુસ્તાન કરતાં પણ અધમ અવસ્થામાં હતું, તે આજ યુરોપ સમાન બની ગયું છે જાપાનમાં બાપદાદાને પૈસે દીકરાજી તાગડધિન્ના કરતા નથી; પરદેશમાં જઈ મૌજ ઉડાવતા નથી, પણ રોકડો ધર્મ પાળે છે તમારો હાથ ઘણો જ ઉજ્જવળ છે અને તેમાં વહેતુ લોહી પણ સ્વચ્છ અને લાલ છે, છતાં પણ જો તમે હાથને મજબુત પાટો બાંધી દેશો, તો રક્તનું અવશેષ અગમાં વહન થઇ શકશે નહિ' રક્ત બગડી જશે, હાથ સુકાઇ જશે અને શરીર નિરૂપયોગી થઈ જશે સારાંશ કે, જે દેશ એવું અભિમાન રાખે છે કે, અમે સારા છિયે, પરિપૂર્ણ છિયે અને સર્વ શ્રેષ્ઠ છિયે, માટે અમારે મ્લેચ્છો અને કાફરો સાથે સંબંધ રાખવાનુ શુ કારણ છે, તે દેશ પોતે પોતાના રૂપાળા અને ઉપયોગી હાથપર જાણી જોઇને પટ્ટી બાંધી તેને સદાનો નિરૂપયોગી બનાવે છે. કહેવત છે કે.–

"બહતા પાની નિર્મલા, ખડા સો ગન્દા હોય!"

"જો વિચાર કરીને જોશો તો જણાઈ આવશે, કે જે જે દેશોએ ઉન્નતિ મેળવી છે, તે ગતિમાન્ રહેવાથી જ, નહિ કે સ્વસ્થ અને આલસ્યમાં રહેવાથી આપણામાં પણ એક કિંવદંતી છે કે, 'ફરે તે ચરે અને બાંધ્યો ભૂખે મરે!"



## પ્રકરણ ૪૮ મું.

### લાહોરમાં લેક્ચર-સ્વાત્માર્પણ કરો!

માણેકચંદ તે હાલના આપણા રામભજનાનંદે આગળ ચલાવ્યું:—

"પ્રિય બંધુઓ! જો વિચાર કરીને જોશો તો જાણવામાં આવશે કે, જે જે દેશોએ ઉન્નતિ પ્રાપ્ત કરેલી છે, તે ગતિમાન્ રહેવાથી જ કરેલી છે ઉદાહરણાર્થ અમેરિકનોને લ્યો લગભગ પીસ્તાળીસ હજાર અમેરિકનો હરહમેશ પેરિસમાં જ વસે છે-તેમના સમૂહો ત્યાં આવે છે અને જાય છે. કોઈ પણ જરા પણ નવીનતા અથવા નવા શોધો ફ્રાંસમાં થયેલા જુએ છે, તો તેને તે તત્કાલ પોતાના દેશમાં પહોંચાડી દે છે જુની કળાઓ અને જુના કૌશલ્યના શીખવામાં પણ તેઓ કાંઈ કચાશ રાખતા નથી. પ્રત્યેક મોસમમા લગભગ એંસી હજાર અમેરિકનો મિસરમાં આવે છે. ત્યાંના પીરેમિડસ જુએ છે, નવું શોધે છે સેંકડે ચાળીસ અમેરિકનો સમસ્ત વિશ્વનો પ્રવાસ કરી ચૂક્યા છે એવી રીતે એ લોકો જ્યાં પણ વિદ્યાકળા તેમના જોવામાં આવે છે, ત્યાંથી લાવીને પોતાના દેશમાં પહોંચાડી દે છે જર્મની-વાળાઓની પણ એ જ રીતિ છે. અમેરિકાથી આવતી વેળાએ રામ, જર્મન સ્ટીમરમાં સવાર થએલો હતો તેમાં લગભગ ત્રણસો ફર્સ્ટ કલાસ મુસાફરો હતા. તેઓમાં પ્રોફેસર ડયુક, બેરન અને બીજા સોદાગરો પણ હતા દિવસની વેળાએ સ્ટીમ ટોપ ડેકપર જઇને ઘણુ કરીને રામ બેસતો હતો. ત્યાં એકાંતમાં વાંચવામાં, લખવામાં કે ધ્યાન વિચારમાં તે પોતાની વેળા વ્યતીત કરતો હતો પરંતુ ત્યાં જર્મન લોકો ચઢીને રામને નીચે લઈ આવતા હતા અને રામનું વ્યાખ્યાન સાંભળતા હતા રામને એક વિદેશીય આત્મા જાણીને તેને તેઓ મ્લેચ્છ અથવા કાફિર કહીને ધિક્કારતા નહોતા, કિંતુ તેમની એ જ ભાવના હતી કે, આ વિદેશીય પાસેથી જે કાંઈ પણ જ્ઞાન મળે તે મેળવી લેવું. એ મુસાફરીમાં રામે જે પ્રથમ નગર જોયું તે સિયાટલ વોશીંગ્ટન હતુ ત્યાંની વોશીંગ્ટન યુનિવર્સિટીએ હિંદુ તત્ત્વજ્ઞાનના વિષયમાં એક વ્યાખ્યાન આપવા માટે રામને નિમંત્રણ કર્યું વ્યાખ્યાનની સમાપ્તિ પછી એક જવાન પ્રોફેસર સાથે રામની મુલાકાત થઈ. તે તરતનો જ જર્મનીથી પાછો ફરેલો હતો. રામે સવાલ કર્યો કે, 'જર્મની શા માટે ગયા હતા?' તેણે કહ્યુ કે, કૃષિકર્મ વિદ્યા અને કીમિયાની કળામાં હું મારી યુનિવર્સિટીનો જર્મન યુનિવર્સિટી

સાથે મુકાબલો કરવાને ગયો હતો. તેણે પોતાના ત્યાં રહેવાનું પરિણામ સભળાવ્યું કે, 'દશ વર્ષ પહેલાં જર્મનો અમારાથી એ વિદ્યાઓમાં ચઢતા હતા, પણ હવે આજે અમે તેમનાથી ઉતરતા અથવા ન્યુન જ્ઞાનવાળા નથી.' બીજાને આદર આપીને અને પોતાના પ્રાણને પણ જોખમમાં નાંખીને, તેમણે બીજાઓ પાસેથી વિદ્યા પ્રાપ્ત કરી છે અને પછી તેની ઉન્નતિ કરેલી છે. અમેરિકાના લોકો ડાલરના ગુલામ છે, એ વાત સાચી નથી—બલ્કે વિદ્યાની પાછળ પૈસો પોતાની મેળે દોડતો જ આવે છે. જે લોકો અમેરિકાવાળાને શિરે એ કલગ લગાડે છે કે, તેમનો ધર્મ તે રોકડો ધર્મ નથી, કિન્તુ રોકડિયો ધર્મ છે. તે કહેનારાઓ યા તો અમેરિકાની આતરિક સ્થિતિના જ્ઞાતા નથી, યા તો સર્વથા અન્યાયી છે. કેલિફોર્નિયામાં એક સ્ત્રીએ અઢાર કરોડ રૂપિયા આપીને એક યુનિવર્સિટીની સ્થાપના કરેલી છે. એવી રીતે વિદ્યાની વૃદ્ધિ અને પ્રચાર માટે નિત્ય કરોડો રૂપિયાનું દાન આપવામાં આવે છે. ત્યાં વિદ્વાનની એટલી બધી મહત્તા છે કે, જેટલા વિદ્વાન્ ત્યાં મળી આવે છે, તેટલા વિદ્વાન્ હિન્દુસ્તાનમાં નથી પરંતુ—જો-કે તેમણે વિદ્યા અને કળાને પૂર્ણ રીતે પોતાના શરીરમાં શમાવી દીધી છે, પણ તેઓ હિંદુ બની ગયા નથી તેવી જ રીતે આપણે પણ તેમની વિદ્યા કળાને સારી રીતે લઈ લેવા છતાં, પોતાના હિન્દુત્વને કાયમ રાખી શકિયે એમ છે. વૃક્ષ બહારથી ખાતરનું ગ્રહણ કરે છે, પણ તે પોતે ખાતર બની જતું નથી. તે બહારની માટી, પાણી, હવા અને પ્રકાશને, ખાઇને હજમ કરે છે, પણ તે પોતે પાણી, માટી, હવા ઇત્યાદિ બની નથી જતું તેવો જ પ્રકાર વિદ્યા અને મનુષ્યનો છે. જાપાનીઓએ યુરોપ અને અમેરિકાની વિદ્યા કળા તો લીધી, પણ રહ્યા જાપાનીઓના જાપાની જ. દેવતાઓએ પોતાની બુદ્ધિના બળથી રાક્ષસો પાસેથી સંજીવની વિદ્યા શીખી લીધી ખરી, પણ તે પોતે કાંઈ રાક્ષસ થઈ ગયા નહિ. એવી જ રીતે તમે યુરોપ અને અમેરિકા જઇને તેમની વિદ્યાકળા શીખવાથી કાંઇ મ્લેચ્છ કે અનાર્ય થઈ શકો તેમ નથી—જો તમારામાં તમારું સત-આત્મિક બળ હોય તો તમે આર્ય તે આર્ય જ રહેશો. જે લોકો વિદ્યા કળાને ભૂગોળની સીમામાં બદ્ધ કરી નાંખે છે—એટલે કે, એમ કહે છે કે, આ અમારી વિદ્યા છે, અને આ બીજાઓની વિદ્યા છે—અને બીજાઓની વિદ્યા અમારે ત્યાં આવશે તો મહા અનર્થ થશે—તેમ જ અમારી વિદ્યાઓ બીજાઓ શાને લઈ જાય—તે લોકો જ—એવા વિચારના લોકો જ—પોતાની વિદ્યાને અવનતિની દશામાં લાવી નાખે છે.

"આ ઓરડામાં દિવસનો પ્રકાશ પ્રસરેલો છે આ પ્રકાશ અત્યંત મનોહર અને શોભાયમાન છે. જો આપણે એમ કહિયે કે, આ અમારો પ્રકાશ છે—આ અમારો પ્રકાશ છે, માટે તે કયાંક બહારના પ્રકાશથી મળીને અપવિત્ર થઈ ન જાય ! એવા વિચારોથી જો આપણે આપણા પ્રકાશનું રક્ષણ કરવા માટે પડદા નાંખી દઇયે, દરવાજા બંધ કરી લઇયે, બારીઓ વાસી દઇયે અને અજવાળિયાંને અટકાવી દઇયે, તો અમારો પ્રકાશ એકદમ બંધ થઈ જશે અને સર્વત્ર અંધકાર

"બહતા પાની નિર્મલા, ખડા સો ગન્દા હોય!"

"જો વિચાર કરીને જોશો તો જણાઈ આવશે, કે જે જે દેશોએ ઉન્નતિ મેળવી છે, તે ગતિમાન્ રહેવાથી જ, નહિ કે સ્વસ્થ અને આલસ્યમાં રહેવાથી આપણામાં પણ એક કિંવદતી છે કે, 'ફરે તે ચરે અને બાંધ્યો ભૂખે મરે!"



## પ્રકરણ ૪૮ મું.

### લાહોરમાં લેકચર-સ્વાત્માર્પણ કરો!

માણેકચંદ તે હાલના આપણા રામભજનાનદે આગળ ચલાવ્યું:—

"પ્રિય બંધુઓ! જો વિચાર કરીને જોશો તો જાણવામાં આવશે કે, જે જે દેશોએ ઉન્નતિ પ્રાપ્ત કરેલી છે, તે ગતિમાન્ રહેવાથી જ કરેલી છે ઉદાહરણાર્થે અમેરિકનોને લ્યો લગભગ પીસ્તાળીસ હજાર અમેરિકનો હરહમેશ પેરિસમાં જ વસે છે-તેમના સમૂહો ત્યાં આવે છે અને જાય છે. કોઈ પણ જરા પણ નવીનતા અથવા નવા શોધો ફ્રાંસમાં થયેલા જુએ છે, તો તેને તે તત્કાલ પોતાના દેશમાં પહોંચાડી દે છે જુની કળાઓ અને જુના કૌશલ્યના શીખવામાં પણ તેઓ કાંઈ કચાશ રાખતા નથી. પ્રત્યેક મોસમમા લગભગ એંસી હજાર અમેરિકનો મિસરમાં આવે છે ત્યાંના પીરેમિડસ જુએ છે, નવું શોધે છે સેંકડે ચાળીસ અમેરિકનો સમસ્ત વિશ્વનો પ્રવાસ કરી ચૂક્યા છે. એવી રીતે એ લોકો જ્યાં પણ વિદ્યાકળા તેમના જોવામાં આવે છે, ત્યાંથી લાવીને પોતાના દેશમાં પહોંચાડી દે છે. જર્મની-વાળાઓની પણ એ જ રીતિ છે. અમેરિકાથી આવતી વેળાએ રામ, જર્મન સ્ટીમરમાં સવાર થએલો હતો તેમાં લગભગ ત્રણસો ફર્સ્ટ ક્લાસ મુસાફરો હતા. તેઓમાં પ્રોફેસર ડયુક, બેરન અને બીજા સોદાગરો પણ હતા. દિવસની વેળાએ સ્ટીમ ટોપ ડેકપર જઇને ઘણું કરીને રામ બેસતો હતો. ત્યાં એકાંતમાં વાંચવામાં, લખવામાં કે ધ્યાન વિચારમાં તે પોતાની વેળા વ્યતીત કરતો હતો. પરંતુ ત્યાં જર્મન લોકો ચઢીને રામને નીચે લઈ આવતા હતા અને રામનું વ્યાખ્યાન સાંભળતા હતા. રામને એક વિદેશીય આત્મા જાણીને તેને તેઓ મ્લેચ્છ અથવા કાફિર કહીને ધિક્કારતા નહોતા, કિંતુ તેમની એ જ ભાવના હતી કે, આ વિદેશીય પાસેથી જે કાંઈ પણ જ્ઞાન મળે તે મેળવી લેવું. એ મુસાફરીમાં રામે જે પ્રથમ નગર જોયું તે સિયાટલ વોશીંગ્ટન હતુ ત્યાંની વોશીંગ્ટન યુનિવર્સિટીએ હિંદુ તત્ત્વજ્ઞાનના વિષયમાં એક વ્યાખ્યાન આપવા માટે રામને નિમંત્રણ કર્યું. વ્યાખ્યાનની સમાપ્તિ પછી એક જવાન પ્રોફેસર સાથે રામની મુલાકાત થઈ. તે તરતનો જ જર્મનીથી પાછો ફરેલો હતો. રામે સવાલ કર્યો કે, 'જર્મની શા માટે ગયા હતા?' તેણે કહ્યુ કે, કૃષિકર્મ વિદ્યા અને કીમિયાની કળામાં હું મારી યુનિવર્સિટીનો જર્મન યુનિવર્સિટી

સાથે મુકાબલો કરવાને ગયો હતો. તેણે પોતાના ત્યાં રહેવાનું પરિણામ સંભળાવ્યું કે, 'દશ વર્ષ પહેલાં જર્મનો અમારાથી એ વિદ્યાઓમાં ચઢતા હતા, પણ હવે આજે અમે તેમનાથી ઉતરતા અથવા ન્યુન જ્ઞાનવાળા નથી.' બીજાને આદર આપીને અને પોતાના પ્રાણને પણ જોખમમાં નાંખીને, તેમણે બીજાઓ પાસેથી વિદ્યા પ્રાપ્ત કરી છે અને પછી તેની ઉન્નતિ કરેલી છે. અમેરિકાના લોકો ડાલરના ગુલામ છે, એ વાત સાચી નથી—બલ્કે વિદ્યાની પાછળ પૈસો પોતાની મેળે દોડતો જ આવે છે જે લોકો અમેરિકાવાળાને શિરે એ કલંગ લગાડે છે કે, તેમનો ધર્મ તે રોકડો ધર્મ નથી, કિન્તુ રોકડિયો ધર્મ છે તે કહેનારાઓ યા તો અમેરિકાની આંતરિક સ્થિતિના જ્ઞાતા નથી, યા તો સર્વથા અન્યાયી છે. કેલિફોર્નિયામાં એક સ્ત્રીએ અઢાર કરોડ રૂપિયા આપીને એક યુનિવર્સિટીની સ્થાપના કરેલી છે. એવી રીતે વિદ્યાની વૃદ્ધિ અને પ્રચાર માટે નિત્ય કરોડો રૂપિયાનું દાન આપવામાં આવે છે. ત્યાં વિદ્વાનની એટલી બધી મહત્તા છે કે, જેટલા વિદ્વાન્ ત્યાં મળી આવે છે, તેટલા વિદ્વાન્ હિન્દુસ્તાનમાં નથી. પરંતુ—જો-કે તેમણે વિદ્યા અને કળાને પૂર્ણ રીતે પોતાના શરીરમાં શમાવી દીધી છે, પણ તેઓ હિંદુ બની ગયા નથી. તેવી જ રીતે આપણે પણ તેમની વિદ્યા કળાને સારી રીતે લઈ લેવા છતાં, પોતાના હિન્દુત્વને કાયમ રાખી શકિયે એમ છે. વૃક્ષ બહારથી ખાતરનું ગ્રહણ કરે છે, પણ તે, પોતે ખાતર બની જતું નથી તે બહારની માટી, પાણી, હવા અને પ્રકાશને, ખાઇને હજમ કરે છે, પણ તે પોતે પાણી, માટી, હવા ઇત્યાદિ બની નથી, જતુ તેવો જ પ્રકાર વિદ્યા અને મનુષ્યનો છે જાપાનીઓએ યુરોપ અને અમેરિકાની વિદ્યા કળા તો લીધી, પણ રહ્યા જાપાનીઓના જાપાની જ, દેવતાઓએ પોતાની બુદ્ધિના બળથી રાક્ષસો પાસેથી સંજીવની વિદ્યા શીખી લીધી ખરી, પણ તે પોતે કાંઈ રાક્ષસ થઈ ગયા નહિ. એવી જ રીતે તમે યુરોપ અને અમેરિકા જઇને તેમની વિદ્યાકળા શીખવાથી કાંઇ મ્લેચ્છ કે અનાર્ય થઈ શકો તેમ નથી—જો તમારામાં તમારું સત—આત્મિક બળ હોય તો તમે આર્ય તે આર્ય જ રહેશો જે લોકો વિદ્યા કળાને ભૂગોળની સીમામાં બદ્ધ કરી નાંખે છે—એટલે કે, એમ કહે છે કે, આ અમારી વિદ્યા છે, અને આ બીજાઓની વિદ્યા છે—અને બીજાઓની વિદ્યા અમારે ત્યાં આવશે તો મહા અનર્થ થશે—તેમ જ અમારી વિદ્યાઓ બીજાઓ શાને લઈ જાય—તે લોકો જ—એવા વિચારના લોકો જ—પોતાની વિદ્યાને અવનતિની દશામાં લાવી નાંખે છે.

"આ ઓરડામાં દિવસનો પ્રકાશ પ્રસરેલો છે. આ પ્રકાશ અત્યંત મનોહર અને શોભાયમાન છે. જો આપણે એમ કહિયે કે, આ અમારો પ્રકાશ છે—આ અમારો પ્રકાશ છે, માટે તે ક્યાંક બહારના પ્રકાશથી મળીને અપવિત્ર થઈ ન જાય! એવા વિચારોથી જો આપણે આપણા પ્રકાશનું રક્ષણ કરવા માટે પડદા નાંખી દઇયે, દરવાજા બંધ કરી લઇયે, બારીઓ વાસી દઇયે અને અજવાળીઆને અટકાવી દઇયે, તો અમારો પ્રકાશ એકદમ બંધ થઈ જશે અને સર્વત્ર અંધકાર

અને અંધકાર જ પસરી જશે. આપણે હિંદુસ્તાનમાં આ હાનિકારક પોલીસીનો શા માટે સ્વીકાર કર્યો હશે-કોણ જાણે!

''હુબ્બુલ્વતન અજ મુલ્કે સુલયમાં ખુશ્તર;
ખારે વતન અજ સુમ્બુલો રહાં ખુશ્તર.'

"આમ કહીને પોતે ખાર-કાંટા થઈ જવું અને દેશને પણ વેરાન કરી નાંખવો-પરાઇ ગુસરીમાં રાખવો-એ દેશાભિમાન કે સ્વદેશ પ્રેમ નથી. જે વેળાએ અને જે સ્થાને એક જ જાતિનાં વૃક્ષો, સમૂહના રૂપમાં ઉગી નીકળે છે, તે બહુધા બધાં જ નિર્બળ હોય છે. તેમાંથી એકને જો જૂદા જ સ્થાને રોપવામાં આવે, તો તે બહુ જ બળવાન્ થાય છે. કોમો-(જાતિઓ)નો પણ એ જ હાલ છે કાશ્મીરના વિષયમાં કહેવામાં આવે છે કે;-

"અગર ફિર્દોસ બરરૂહે જમીનસ્ત.
હમીનસ્તો હમીનસ્તો હમીનસ્ત.'

(ભાવાર્થ-"જો કોઇ સ્વર્ગ ભૂતળમાં હોય, તો તે આ છે, આ છે, આ જ છે.")

"પરંતુ તે જ કાશ્મીરના લોકો કે જેઓ પોતાના સ્વર્ગને છોડવામાં પાપ માને છે, તેઓ નિર્બળતા, નિર્ધનતા અને અવનતિના ઉદાહરણ રૂપ જ બની રહ્યા છે. એક સમયના બહાદુર કાશ્મીરી પંડિતો-જે એ સ્વર્ગથી બહાર નીકળ્યા છે, તે ખરેખર સ્વર્ગમાં આવી ગયા છે. તેમણે જ્યાં ગયા ત્યાં હિન્દુસ્તાનીઓને દરેક વાતમાં મહાત કરી નાંખ્યા છે. તેમનામાંના ઘણાખરા મોટા મોટા દરજ્જાઓપર અત્યારે વિરાજમાન છે. જ્યાં સૂધી જાપાનીઓ જાપાનમાં જ ગોંધાઇ રહ્યા હતા, ત્યાં સુધી તેમના જેવા નિર્બળ અને હતવીર્ય કોઈ પણ હતાં નહિ. પણ જ્યારથી તેઓ બહાર જવા માંડ્યા, ત્યારથી જ બીજા દેશોની હવા લાગતાં બળવાન્ અને મજબુત બની ગયા. યુરોપના ગરીબ અને નાદાર યાને લો ક્લાસ પીપલ-વહાણોમાં બેસીને અમેરિકામાં જઈ વસ્યા. અત્યારે તેઓ સૃષ્ટિના બીજા બધા લોકોથી વધારે બળવાન્ અને વધારે ધનવાન્ ગણાય છે. થોડાક હિન્દુસ્તાનીઓ પણ બહાર ગયા છે, તેઓ જ્યાં સૂધી પોતાના દેશમાં હતા, ત્યાં સૂધી તેમને કોઈ પૂછતુ પણ નહોતું, પણ જ્યારે તેઓ વિદેશમાં વિચર્યા, ત્યારે જ તેઓ ઉન્નત થયાં. ત્યાંના આગળ પડેલા લોકોમાં પણ તેઓ અગ્રભાગે આવ્યા, અને પોતાના દેશમાં પણ વખણાયા.

"પાની ન બહે તો બુ આયે;
ખંજર ન ચાલે તો મોરચા આયે;
ગર્દિશસે બાહડા મેહરોમાહકા પાયા;
ગર્દિશસે ફલકને ઔજ પાયા.

"જેવી રીતે વૃક્ષ જમીનમાંનાં બધાં રોકાણોને ખસેડીને પોતાનાં મૂળયાંને પાણીવાળા ભાગ સૂધી લંબાવી જાય છે, તેવી જ રીતે અમેરિકા, જર્મન, જાપાન, ઈંગ્લંડ, આદિના લોકો સમુદ્રોને ઉલ્લંઘીને, પર્વતોને ભેદીને અને ધનને બગાડીને;

અર્થાત્ પ્રત્યેક પ્રકારના શ્રમ વેઠીને, ત્યાં ત્યાં પહોંચી ગયા છે, કે જ્યાંથી થોડો ઘણો પણ હુન્નર અને વિદ્યા તેમને મળી શકવાની આશા હોય. એ જ એ દેશોની ઉન્નતિનું એક મુખ્ય કારણ છે હવે બીજી એક વાત સાંભળો–

"એક જાપાની સ્ટીમરમાં કેટલાક ભારતવર્ષીય વિદ્યાર્થીઓ ચઢેલા હતા સ્ટીમરમાં તેમના કલાસવાળા મુસાફરોને જે ખાવાનું મલ્યું, તે ખાસ કરીને તેમણે લીધું નહિ. એ એક ગરીબ જાપાની તરુણે જોયું. તેના મનમાં આવ્યું કે, 'આર્યજનનીનાં આ સંતાનો નિરાહાર છે,' એટલે તે બધાં માટે દુધ અને ફળો વેંચાતા લઈ આવ્યો અને તે બધો સામાન તેમના સામે મૂક્યો ભારતવર્ષીયોએ પોતાના નિત્યના નિયમ પ્રમાણે પ્રથમ તો તે સ્વીકારવાની ના પાડી, પણ આગ્રહ થયે ફલાહાર કરી લીધો. જ્યારે તેઓ સ્ટીમરમાંથી ઉતરવા લાગ્યા, ત્યારે આભાર સહિત તે સામાનનું મુલ્ય તે જાપાની તરુણને આપવા લાગ્યા; પણ જાપાનીએ તે ન લેતાં, રોઇને તે પ્રાર્થના કરવા લાગ્યો કે, 'જ્યારે તમે આર્યાવર્તમાં જાઓ, ત્યારે કૃપા કરીને આ વાત ત્યાં ફેલાવશો નહિ કે, જાપાની સ્ટીમરોમાં ત્રીજા કલાસના ઉતારુઓ માટે ખાવાપીવાની સારી વ્યવસ્થા નથી' જરા વિચાર કરો કે, એક ગરીબ મુસાફર બાળક, કે જેનો સ્ટીમર સાથે કશો પણ સબંધ નહોતો, તે પોતાના પૈસા ખર્ચે કરીને ખુશામત કરવા લાગ્યો– એટલા માટે જ કે, તેના દેશની સ્ટીમરવાળાઓને કોઈ ખરાબ ન કહે એ બાળક પોતાના અસ્તિત્વને ભિન્ન અસ્તિત્વ માનતો નહોતો, કિન્તુ આખા દેશના અસ્તિત્વ-ને જ પોતાનું અસ્તિત્વ માનતો હતો કેવો પ્રેમ અને કેવો સ્નેહ ! એ જ સાચો સ્વદેશ પ્રેમ અને એ જ ખરુ દેશાભિમાન ! રોકડો ધર્મ પણ એ જ છે આવા પ્રેમ અને આવી ભાવના વિના દુનિયામાં સારાં ફળની આશા જ નથી–

"મરના ભલા હય ઉસકા જો અપને લિયે જિયે;
જીતા હય વો જો મર ચુકા ઇન્સાનકે લિયે'

"આપને સ્મરણ હશે કે, જાપાનમાં જ્યારે એવી જરૂર પડી કે, રશિયનોના ધસારાને રોકવા માટે કેટલીક મનવારોને દરિયામાં ડુબાવી દેવી જોઇએ. ત્યારે મિકાડોએ કહ્યુ કે, 'હું રઇયતમાથી કોઇને આમ કરવાની ફરજ નથી પાડતો પરંતુ જેમને એવી સ્ટીમરો સાથે ગર્ક થવું મન્જુર હોય, તે પોતે વોલટિયર થઇને અરજીઓ આપે' એ વાક્યો સાભળતા જ એકદમ હજારો અરજીઓ–જરૂર ન કરતાં વધારે પ્રમાણમાં આવી ગઈ. હવે વિચાર થઈ પડચો કે, કોની અરજીઓ બહાલ રાખવી અને કોની નહિ ? એટલે જાપાની યોદ્ધાઓએ શરીરમાંથી લોહી કાઢીને તે લોહીની લખેલી અરજીઓ મોકલાવી કે, જેથી તે સત્વર મન્જુર થઈ જાય. અંતે એ લોહીથી લખેલી અરજીઓ કબુલ કરવામાં આવી જ્યારે એ લોકો સ્ટીમરો સાથે દરિયામાં ડુબતા જતા હતા, તેવામાં જો ઇચ્છત તો બે ત્રણ કેપ્ટનો પોતાના જીવ બચાવી શકે એમ હતુ કોઇએ કહ્યુ કે, 'કેપ્ટન સાહેબ ! તમે કામ તો બજાવી ચૂકયા છો, માટે હવે જીવ બચાવીને પાછા જાપાન ચાલ્યા જાઓ.' એટલે મરણનો

ઉપહાસ કરતાં તિરસ્કારની દૃષ્ટિથી કેપ્ટને જવાબ આપ્યો કે, 'શું મે જાપાનમાં પાછા જવા માટે જ અહીં આવવાની અરજી આપેલી હતી કે?'

"ઇન્જા જજા નેકે જંબાસિપાહ રિન્દ ચારા નેસ્ત.'

એ મર્દાનગીનો દરજ્જો નથી કે, પાછા ફરવું–

"શેર સીધા તયરતા હય વક્તે રફ્તન આબમેં

એ જ શેકડો ધર્મ છે, એ જ સ્વદેશ સ્નેહ છે અને એ જ ખરું અને પવિત્ર દેશાભિમાન છે–

"नैनं छिदाति शस्त्राणि नैनं दहति पावकः'

"મુઝકો કાટે કહા હય વો તલવાર?
દાગ દે મુઝકો હય કહાં વો નાર?
ગર્ક મુઝકો કરે કહાં પાની?
બાલમેં તાબ કબ સુખાનેકી–
મૌત કો મૌત આ ન જાયેગી,
કસ્દ મેરા જો કરકે આયેગી'

"એક વખત અમેરિકામાં વિદ્યાની ખાત્રી માટે મનુષ્યની છાતી ખોલી જોવાની–એટલે કે, જીવતા મનુષ્યની છાતી ચીરવાની આવશ્યકતા પડી. આ વિચાર જાણવામાં આવતાં જ કેટલાક નવજવાનો આવીને પોતાની છાતી ખોલીને ઉભા રહ્યા અને કહેવા લાગ્યા કે, 'કાપો–ચીરો–ઇંચ ઇંચ કાપવાથી અમારા પ્રાણ જાય, અને અમારા જિગરના ટુકડે ટુકડા થાય, તો તેની ચિન્તા નથી–જો એમ કરવાથી વિદ્યાની વૃદ્ધિ થતી હોય અને બીજાઓને લાભ થતો હોય તો' હવે આપણે એ કૃત્યને પ્રેમ કહીએ કે બહાદુરી? ખરી રીતે જોતાં તો એ સ્વદેશાભિમાન–શેકડો ધર્મ જ છે.

"અમેરિકાના પ્રેસીડેન્ટ એબ્રાહમ લિંકન વિશે એક વાત ચાલે છે કે, એકવાર તે પોતાને ઘેરથી દરબારમાં જવા નીકળ્યો હતો. તે વખતે માર્ગમાં એક સૂકર ગારામાં ફસાઇને અધમુઓ થએલો તેના જોવામાં આવ્યો. તે ઘણુંય બળ કરતો હતો, પણ ગારામાંથી બહાર નીકળી શકતો નહોતો તેને બહુ જ દુખ થતું હતું, તેથી બૂમો પાડયા કરતો હતો તેનું એ દુઃખ લિંકનથી દેખી ન શકાયું–એટલે તે પોતાની ગાડીમાંથી નીચે ઉતર્યો અને સૂવરને ગારામાંથી કાઢી તેનો જીવ બચાવ્યો. એથી લિંકનના બધાં વસ્ત્રોપર ગારાના છાંટા ઉડયા, પણ તેની પરવા ન કરતાં તે વેશમાં જ તે દરબારમાં આવ્યો. જ્યારે લોકોએ પૂછ્યુ, ત્યારે ઉપલી વાત તેમના જાણવામાં આવી. એટલે બધાએ પ્રશંસા કરી કરીને કહ્યુ કે, 'તમે ઘણા જ દયાવાન્ અને પ્રભુના ભક્ત છો' પ્રેસીડેન્ટે કહ્યુ, 'બસ–બસ–વધારે ન બોલો! મે દયા બયા કાંઇ પણ દેખાડી નથી તે સૂવરના દુખે મારા હૃદયમાં દુઃખ ઉત્પન્ન કર્યું અને તેથી મારું દુઃખ

મટાડવા માટે જ મેં તે સૂવરને ગારામાંથી બહાર કાઢયો.” કેવો પ્રેમ ! કેવી સમ-દુઃખતા ! ધન્ય છે એવી હમ્દર્દીને ! જો પ્રત્યેકના મનમાં એવી જ લાગણીનો વાસ સદા સર્વદા રહેતો હોય તો પછી કોઇને કાંઇ પણ દુઃખ થવાનો સંભવ જ નથી.

“ખું રગેમજનુંસે નિકલા ફસ્દ લયલાકી જોલી,
“પત્તીકો ફુલકે લગા સદમા નસીમકા;
શબનમકે કતરે આંખસે ઉસકે ટપક પડે !

“જીવતો ધર્મ અથવા જેને રામે રોકડા ધર્મ તરીકે ઓળખેલો છે, તેનું મૂળ એ જ છે—તેનું ઉત્પત્તિનું કારણ પણ એ જ છે કે, તમે આખા દેશના આત્માને પોતાનો જ આત્મા સમજો ધર્મ—કર્તવ્યનો વિચાર કરો એવો જીવ જે દેશોમાં જીવતો છે, તે ઉન્નતિના માર્ગમાં વિચરે છે, અને જે દેશોમાં એનો અભાવ છે, તે દેશો અવ-નતિના ખાડામાં પડી ગયા છે, પડતા જાય છે ને પડશે. સત્યને સેવો, ભક્ત બનો—હું બીજા ભક્તની વાત નથી કરતો, બગભગતના તો ટોળેટોળાં છે, ઠગ ભગતો રોડા માફક અથડાય છે, ખગ ભગતો ઉંચે ઉડે છે ! રાંડીયા ભગતો મંદીરે મંદીરે મરી ફીટી છે ! સાંઢીયા ભગતો પાણીના ઘાટ ઘાટપર ગબડે છે ! તેની રામને પરવા નથી—હરગીજ રામ તે સામું જોતો નથી. રામ દેશભગતને જ રામભગત, કીસ્ન-નભગત, રાધાભગત જોય છે તેને નમે છે દેશની કીર્તિ માટે અસતને તજો; સદા દેશભગત રહો—દેશને બચાવો—વધારો—ગમે તે ભોગે દેશપ્રેમી બનો.

“જાપાનમાં એક હિન્દુસ્તાનનો તરુણ વિદ્યાર્થી અભ્યાસ કરતો હતો. એન્જી-નીયરીંગ વિદ્યાનું એક પુસ્તક તે લાયબ્રેરીમાંથી વાંચવા લઇ આવ્યો બીજા વિષયો અને તેની મતલબને તો તેણે પોતાની બુકમાં ઉતારી લીધા, પણ મશીનોનાં ચિત્રો ઇત્યાદિની તે કોપી કરી શક્યો નહિ તેણે એ વિચાર ન કર્યો કે, બીજા વિદ્યા-ર્થીઓ પણ એ ગ્રંથનો લાભ લેવાના છે એ વિચાર ન કર્યો કે, આવી હરકત કરવાથી મારો દેશ બદનામ થશે તેણે તો પોતાના જ લાભનો વિચાર કર્યો—અને આકૃતિવાળાં પૃષ્ઠો ફાડી લીધાં અને પુસ્તક લાયબ્રેરીમાં પાછું આપી આવ્યો પુસ્તક મોટું દળદાર હોવાથી તત્કાળ તો ભેદ ખુલ્લો ન થયો. કેવી રીતે ચોરી છુપે ? સચ્ચાઈ કોઈ દિવસે છુપે ખરી ? એક દિવસ એક જાપાની વિદ્યાર્થી તે ઇંડીયન વિદ્યાર્થીના ઓરડામાં આવ્યો, અને તેના ટેબલપર તે પુસ્તકનાં આકૃતિવાળાં પાનાં પડેલાં જોઇને તેણે એ વાતની પોતાના પ્રોફેસરને ખબર આપી એટલે ત્યાં એવો કાયદો કરવામાં આવ્યો કે, હવે પછી કોઇ પણ હિન્દુસ્તાની વિદ્યાર્થીને પુસ્તક ઘેર વાંચવા માટે આપવામાં ન આવે. એ એક ડુબી મરવા જેવી વાત છે. તમે, જે જાપાની વિદ્યાર્થી, હિન્દુસ્તાની વિદ્યાર્થીઓ માટે આગબોટમાં દુધ અને ફળ લાવ્યો હતો તેની વાત પણ સાંભળી અને આ હિન્દુસ્તાનના આર્ય પુત્રનો વૃત્તાંત પણ જાણ્યો ! જાપાની પોતાનું બધું આપવાને એટલા માટે જ તૈયાર હોય છે કે, રખેને તેમ ન કરવાથી દેશને ડાઘ લાગી જાય ! અને હિન્દુસ્થાનીઓ માત્ર પોતાનો સ્વાર્થ સાધ-વામાં જ તત્પર હોય છે. તેથી જો દેશની બદનામી થતી હોય, તો તેની તેમને લેશ માત્ર પણ પરવા હોતી નથી.”

## પ્રકરણ ૪૯ મું.

### લાહોરમાં લેકચર-અમેરિકનોનો સુધારો ને શિક્ષણ

ક્ષણભર સ્થંભી મી૦ આણેકચંદ, તે હાલના રામભજનાનંદે આગળ લંબાવ્યું,-“બન્ધુ જનો! હાથ એમ કહી શકતો નથી કે, ‘હું એકલો અથવા ભિન્ન છું.-મારું લોહી બીજું છે અને આખા શરીરનું લોહી જુદું છે’ જો તેનામાં એવો ભેદભાવ હોય, તો તેથી તેની એવી ભાવના થઈ જવાનો સંભવ છે કે, ‘હાયરે! કમાવું હું અને ખાઈ જાય બીજા, શા માટે?’ એ શંકાને નિવારણ કરવાનો માત્ર એક જ માર્ગ છે, અને તે એ કે હાથે કમાવેલો રોટલો મોઢામાં નાંખવાને બદલે તે પોતાની હથેળીમાં બાંધી લે અથવા નખોમાં ગ્રહણ કરી લે. પણ શું એ સ્વાર્થપરાયણતાનો વિચાર કોઈ કાળે પણ અમલમાં આવી શકે એવો છે ખરો? અલબત-એના માટે એક બીજો ઉપાય પણ છે. જેવી રીતે મધુમક્ષિકા પાસેથી હાથ પોતાની જ આંગળીઓ ડસાવી લે તો તેથી હાથ સુજીને ભારી થઇ જશે, એટલે બીજા શરીરના પ્રમાણમાં જોતાં માત્ર હાથ જ મોટો દેખાશે. પણ એ મોટાપણું તે તેનાપર આવેલી સુજનું જ કારણ હોય છે.-એક પ્રકારનો એ રોગ જ છે તે કલ્યાણકારી રોગ નથી એ પ્રમાણે જે લોકો પોતાની આખી જાતિના ભલાને પોતાનું ભલું નથી સમજતા, પોતાના શરીરને જાતિરૂપી આત્માથી ભિન્ન માને છે તેવા સ્વાર્થસાધુઓને સોજા જેવી બીમારીઓ વિના બીજું વધારે કાંઇ પણ હાથ આવતુ નથી. તે જ હાથ મજબૂત અને બળવાન્ થાય છે કે, જે કાન, નાક, આંખ અને પગ વગેરે આખા શરીરના અવયવોને-આત્માને પોતાનો જ આત્મા માનીને તે પ્રમાણે વર્તન કરે છે; અને તે જ મનુષ્ય વધારે ફૂલે છે અને ફળે છે કે, જે પોતાની આખી જાતિના આત્માને પોતાનો જ આત્મા માને છે.

“અમેરિકામાં આ રામને પ્રથમ આશ્ચર્યકારક ઘટના એ જોવામાં આવી કે, એક ઘરમાં પતિ પ્રોટેસ્ટંટ ધર્મનો પાળનારો હતો અને તેની સ્ત્રી રોમન કેથોલિક ધર્મને માનનારી હતી એ બનાવ જોઇને રામના મનમાં એક વિચાર આવ્યો કે, આર્યાવર્તમાં તો બે જૂદા જૂદા મતવાળાઓ-જેવા કે બ્રહ્મસમાજવાળા અને સનાતનધર્મવાળાઓ એક મોહલ્લામાં પણ કઠિનતાથી દિવસો કાઢી શકે છે, અને આ બે જૂદા મતને માનનારાં પતિપત્નીનો એક જ ઘરમાં કેવી રીતે વર્તાવ થતો હશે? એ વિશે પૃચ્છા કરતાં જાણવામાં આવ્યુ કે, તેઓ બહુ જ પ્રેમ અને સંપથી રહેતાં હતા રવિવારે તેનો પતિ પોતાની સ્ત્રીને પ્રથમ રોમન કેથોલિક ચર્ચમાં પ્રાર્થના કરવાને મૂકી જતો હતો અને ત્યાર પછી પોતે પોતાના ચર્ચમા જતો હતો. એ પતિથી વાતચિત થતાં તે કહેવા લાગ્યો કે, ‘મારી સ્ત્રી અને તેના ધર્મનો સવાલ તેના અને ખુદા (ઈશ્વર) વચ્ચે છે, એટલે મારે તે વિશે પૂછવાનો કશો પણ અધિકાર નથી મારી સાથેનો એનો પ્રેમ સર્વથા પવિત્ર છે, ઈશ્વર સાથેના તેના વ્યવહારની વાત તે જાણે’

"અમેરિકામાં સ્વદેશાભિમાન સમક્ષ ધર્માન્ધતાની કશી પણ કીંમત નથી. હિન્દુસ્તાનનો આર્યસમાજી હોય, સીખ હોય, મુસલ્માન હોય કે ક્રિશ્ચિયન હોય, પણ અમેરિકામાં તો તે જ હિન્દુ કહેવાય છે કે, જે હિન્દુસ્તાનનો નિવાસી હોય. તેમના મનમાં સ્વદેશાભિમાન એટલા બધા બળથી પ્રસરેલું છે કે, તેઓ આપણા દેશના એવા સ્વદેશાભિમાનહીન, પણ ધર્માન્ધ જનોને તત્કાળ તિરસ્કારની દૃષ્ટિથી જોવા માંડે છે. જો એવા જૂદા જૂદા ધર્મ માનનારા હિન્દુસ્તાનીઓના જાણવામાં આવ્યુ હોત, કે બીજા દેશમાં આપણે માત્ર 'હિન્દુ' નામથી જ ઓળખાવાનું છે, તો તેઓ 'હિન્દુ' શબ્દ માટે આટલો બધો વિગ્રહ કરત નહિ, અને પોતાને 'હિન્દુ' નામથી એટલા બધા લજવાયલા ન માનત

"પાશ્ચાત્ય દેશને પ્રબળ થવાનું બીજું એક એ પણ કારણ છે કે, ત્યાં બ્રહ્મચર્યનો સારો પ્રભાવ છે તેઓ અપરિપક્વ દશામાં જ વીર્યનો નાશ નથી થવા દેતા. બહુધા વીસ એકવીસ વર્ષ પર્યંત તો ત્યાંના છોકરા છોકરીઓને એનો વિચાર માત્ર પણ હોતો નથી કે, વિવાહ કે લગ્ન શી વસ્તુ છે! ધ્યાનથી જોતાં એનું કારણ એ જણાયું કે, છોકરા અને છોકરીએ બાલ્યાવસ્થાથી એક સાથે ખેલતાં, કુદતા અને એક જ નિશાળમાં ભણતાં શીખતાં તથા સાથે જ વસતાં જોવામાં આવે છે પછી સાથે જ કોલેજોમાં અભ્યાસ કરે છે–એટલે સ્વાભાવિક રીતે તેમનામાં ભાઈ બહેનનો સંબંધ બધાઈ જાય છે, અને તેમનાં હૃદયો પ્રેમ અને પવિત્રતાથી ભરેલાં થઈ જાય છે ત્યાંની છોકરીઓનાં શરીરો પણ છોકરાનાં શરીરો જેવાં જ પુષ્ટ અને બળવાન્ થાય છે; એટલે તરુણાવસ્થામાં તેમની પ્રજા પણ તેવી જ બળવતી ઉત્પન્ન થાય છે. જો પુરુષ બળવાન્ હોય અને સ્ત્રી નિર્બળ હોય તો તેનું અર્ધ પરિણામ સંતતિના શરીરમાં પણ ઉતરે છે

"એક વખતે લેક જીનવા નામની નદીના તીરે રામ વસતો હતો એવામાં તેર વર્ષની વયની એક બાળા નદીમાં તરતી તરતી લગભગ ત્રણ માઇલ સૂધી તરી ગઈ હોડી તેની પાછળ પાછળ ચાલતી હતી, તે એટલા માટે કે, જો તે છોકરી ડુબવા માંડે તો તેને સહાયતા કરી શકાય પણ ક્યાંય સહાયતાની જરૂર પડી નહિ જ્યારે ત્યાંની છોકરીઓની આવી સારી સ્થિતિ છે, ત્યારે તેમની સંતતિ બળવતી થાય, એમાં સશય જ શાનો હોય? જ્યાં શરીરમાં બળ અને શક્તિ છે, ત્યાં હૃદયમાં પણ બળ અને પવિત્રતા શાને ન હોય? એમના બ્રહ્મચર્યનું એ પણ એક કારણ છે કે, તેઓ પરાપૂર્વથી એ નિયમનું પાલન કરતા આવ્યા છે નિર્બળતાથી પાપ થાય છે, અપચાથી અપવિત્રતા થાય છે, શરીર–કોઠો–બળવાન્ ન હોય તો ચિંતા અને શોક થયા કરે છે, જ્યાં વીર્યનું બળ નથી–ત્યાં વાત વાતમાં ક્રોધ આવી જાય છે. વેદમાં લખેલું છે કે, નિર્બળ મનુષ્ય આત્માને જાણી નથી શકતો.

"नायमात्मा बलहीनेन लभ्यः

"નિર્બળ મનુષ્યનો ઈશ્વરને ત્યાં પણ ઉપાય ચાલી નથી શકતો જેનામાં શારીરિક અને આત્મિક બળનો અભાવ છે, તે બ્રહ્મચર્યને દૃઢતાથી પાળી નથી શકતો.

ત્યાંની કોલેજોમાં એવી સ્થિતિ છે કે, બી. એ, એમ એ અને તન મન બળની ડીગ્રી સૂચીનો અભ્યાસ સાથે જ ચલાવવામાં આવે છે–શારીરિક શિક્ષણ સાથે જ આપવામાં આવે છે. એમાં યુદ્ધ શિક્ષણ, કૃષિ કર્મવિદ્યા, લુહાર, સુતાર અને કડિયાનું કામ પણ શિખવવામાં આવે છે.

"અમેરિકામાં સાધારણ રીતે યુનિવર્સિટીના શિક્ષણનો ઉદ્દેશ અને હેતુ એટલો જ હોય છે કે, દેશની વસ્તુઓ ઉપયોગમાં લાવવી જોઇએ. જમીન, ખાણો, ઉદ્ભિજ્જ વસ્તુઓ અને બીજી વસ્તુઓ ઇત્યાદિ વસ્તુઓના ઉપયોગનું અને તેને વધારે મૂલ્યવાન્ બનાવવાનું જ્ઞાન મળવું જોઇએ. જેટલી વિદ્યા અને કળાઓ ત્યાં શીખવવામાં આવે છે, તે સસાર વ્યવહારમાં સર્વથા ઉપયોગી અને હેતુને સિદ્ધ કરનારી હોય છે. કોઈ પણ વિદ્યાર્થી, ઉદ્દેશ અને હેતુ વિના રસાયનશાસ્ત્ર–કેમીસ્ટ્રીનો અભ્યાસ કરતો નથી, એટલે કે કીમીયાની કળાને વ્યવહારમાં લાવવાનો અને કેમીકલ ઇન્જિનીયરીંગનું કામ કરવાનો તેનો મનોભાવ ન હોય, તો તે વ્યર્થ કેમીસ્ટ્રીના અભ્યાસમાં વખત વીતાડતો નથી.

"એક ધાર્મિક કોલેજમાં રામનું વ્યાખ્યાન થયું વ્યાખ્યાન પૂરું થવા પછી લોકોએ પોતાની લશ્કરી કવાયદ દેખાડી અને કોલેજના વિદ્યાર્થીઓએ, જગી અવાજથી વ્યાખ્યાન માટે ઉપકાર માન્યો રામે પૂછ્યું કે, 'આનો શો ઉદ્દેશ?' આ કોલેજ તો ધર્મના શિક્ષણ માટેની છે, અને તેમાં આવું યુદ્ધનું શિક્ષણ આપવામા કાં આવે છે?' એટલે પ્રીન્સીપાલ સાહેબે જવાબ આપ્યો કે, 'ધર્મનો એ જ હેતુ અને તેનું એ જ તાત્પર્ય છે કે, શરીર અને શરીરના અસ્તિત્વને શૂળીપર ચઢાવી દેવું–અહકારનો નાશ કરવો, અને પ્રાણને દેશના લાભ માટે હાથમાં રાખીને ફરવું એ બહાદરી ને જાનીસારીનુ તત્ત્વ માત્ર યુદ્ધના શિક્ષણથી જ મનુષ્યના હૃદયમાં પ્રવેશ કરે છે.'

"હવે નમ્રસ્વભાવ અને અત કરણની શુદ્ધિના શિક્ષણનો કેવો ક્રમ છે, તે સાંભળો એક યુનિવર્સિટીમાં રામનું ગમન થતાં ત્યાં નવો જ દેખાવ જોવામાં આવ્યો એ યુનિવર્સિટી, વિદ્યાર્થીઓ અને શિક્ષકોનાં સાહસથી ચાલતી હતી ત્યાં વિદ્યાર્થીઓ ફી વગેરે કાંઈ પણ આપતા નથી, અને બીજા શિક્ષણ ઉપરાંત પ્રોફેસરોના હાથ તળે તેઓ કોલેજની જમીનપર અથવા મશીનોપર કામ કરે છે પ્રોફેસરો નવા શોધો કરે છે અને તેમનું પોતાના, વિદ્યાર્થીઓને શિક્ષણ આપે છે. જમીનમાથી જૂદા જ પ્રકારની અને સારી પેદાશ અને નવી કારીગરોની કમાઇથી કોલેજના બધા ખર્ચો ચાલ્યા કરે છે રામ ત્યાં હાજર હતો, તે વખતે એક ઓરડામા વિદ્યાર્થીઓમા, પોતપોતામા કાંઇક વાતની તકરાર થઇ અને મુકર્દમો પ્રિન્સીપાલ પાસે ગયો પ્રિન્સીપાલે એ ઓરડામાનુ બધુ કામ બંધ કરાવી દીધું અને પીઆનો વગાડવાનું શરુ કરી દીધુ પદર મીનીટમાં તકરારનો ફેસલો થઈ ગયો–એટલે તેમના પોતપોતામાં જ પાછી સલાહ થઈ ગઈ વાહ–જેના અત-કરણમાં શાતરસ ઓતપ્રોત ભરેલો છે, તેમને વાજીત્ર અને ગાયન ઇત્યાદિ, તેમના

અંતરની શાંતિ અને સંપને ઉભરાવવાનું સમર્થ સાધન થઈ પડે છે. જુઓ તો ખરા કે, કેવો ચમત્કાર? વાયુમાં સત્વ ગુણ ભરી દીધો કે, બધાના હૃદયમાં આપો આપ જ શાંતિનો પ્રભાવ થઇ ગયો

"ચીકાગો યુનિવર્સિટીના એક અંડર ગ્રેજ્યુએટે રામના તત્ત્વજ્ઞાનનાં વ્યાખ્યાનોની કેટલીક નોટસ કરી લીધી અને થોડા દિવસમાં પોતા તરફથી કાંઈક વધારા ઘટાડા સાથે તેનું એક પુસ્તક લખીને યુનિવર્સિટીમાં સાદર કર્યું. એ વિદ્યાર્થીને એથી એક ક્લાસ ઉપર ચઢાવવામાં આવ્યો એ વખતે, એ વિદ્યાર્થીએ મિલ અને હેમિલ્ટન ઈત્યાદિના પુસ્તકોનુ જ્ઞાન પોતાના મગજમાં ભર્યું છે કે નહિ, એનો જરા પણ વિચાર કરવામાં આવ્યો નહિ બેશક, ખરા શિક્ષણની કસોટી એ જ છે કે, આપણે અંદરની વિદ્યાને કેટલા પ્રમાણમાં અને કેવી રીતે બહાર કાઢી શકિયે છિયે. બહારથી ગમે તેટલી વિદ્યા અંતરમાં ઉતારી હોય, પણ જો વિદ્યાનો પ્રભાવ ન નીકળી શકે, તો પછી તે વિદ્યા નકામી જેવી જ.

"રામ એકવાર ત્યાંના પહાડી અને ઘોર જંગલોમાં રહેતો હતો. એટલામાં ત્યાં કેટલાક મનુષ્યો મળવાને આવ્યા તેમની સાથે એક બાર વર્ષની વયની એક છોકરી પણ હતી સર્વ રામના ઉપદેશને ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યા, પણ થોડીવાર માટે તે છોકરી અલગ જઇને બેઠી જ્યારે તે પાછી આવી, ત્યારે તેણે એક કાગળ રામને આપ્યો એ કાગળ શાનો હશે? રામના આખા ઉપદેશને તે અંગ્રેજી ભાષાની કવિતામાં ગુંથી લાવી હતી ત્યાર પછી એ કવિતા ત્યાંનાં વર્તમાનપત્રોમાં પ્રકટ પણ થઈ ગઈ બાળકોની એવી દક્ષતા અને યોગ્યતા તે તેમને સ્વતંત્ર રાખવાનું જ પરિણામ છે.

"મનુષ્ય નાનું હોય કે વૃદ્ધ હોય, પણ તે બુદ્ધિમાન્ પ્રાણી કહેવાય છે હવે એ બુદ્ધિ સવાર છે, અને પ્રાણી તે સવારીનો ઘોડો છે. બાળકોની શક્તિને–જ્ઞાન શક્તિને–આપણે પ્રેમથી વધારવાની કોશિશ ન કરિયે, અને તેને ધમકી, માર તથા ગાળગળોચ કરવા માંડિયે, તો હેવાનીયતના ઘોડાને લાકડીના જોરથી સવાર તળેથી એકદમ કાઢી જવા જેવું બને છે એવી સ્થિતિમાં બાળકના આંતરિક ભાવને કોપ કેમ ન થાય વારુ? બાળકોને ધમકાવવાં, તે તેનામાં જેનાથી મનુષ્ય પૂજ્ય ગણાય છે, તેવાં તત્ત્વો રહેલાં છે તેનો નાશ કરવા બરાબર છે. તેનાપર બળાત્કાર કરવો, તે તેમનામાંના પૂજ્ય અને સગ્રાહ્ય તત્ત્વનો નિરાદર કરવા જેવું જ છે. સમજાવ્યા વગર અથવા કારણ બતાવ્યા વગર, બાળકોપર હુકમ ચલાવવો, કે આમ ન કર, તેમ ન કર, એટલે એ તો ઉલટું તેને તે કામમાં ખેંચાણ કરવા જેવું જ છે જ્યારે જગન્નિયંતા જગદીશ્વરે આદમને એવો હુકમ કર્યો કે, 'આ વૃક્ષનું ફળ ખાશો નહિ,' એટલે એ ના પાડવાથી જ તેમણે તે ફળ ખાવાનો વિચાર કર્યો. સ્વર્ગમાં સહસ્રાવધિ પ્રકારનાં વૃક્ષો હતાં, પરંતુ જ્યારે એવો પ્રતિબંધ કરવામાં આવ્યો કે, 'આ ન ખાશો, ને આ ન ખાશો,' એટલે ખાસ કરીને તે ખાવાની જિજ્ઞાસા ઉત્પન્ન થઈ. બહુ જ

જરૂરની જાહેરખબરોનાં વર્તમાનપત્રોમાં એ જ મથાળાં હોય છે કે, 'વાંચશો નહિ,' એટલે વાંચકો તે ટુકડો વધારે ઉત્કંઠાથી વાંચે છે.

"કોઈ મનુષ્યે એક સાધુ પાસેથી મંત્ર લેવાની ઇચ્છા કરી. તે મહાત્માએ મંત્ર બતાવી કહ્યુ કે, 'ત્રણ માળા જપવાથી મંત્ર સિદ્ધ થઈ જશે. પણ એમાં એટલો ભેદ છે કે, માળા જપતી વેળાએ કોઈ વાંદરાનો વિચાર મનમાં આવવો ન જોઇએ.' એ પ્રમાણે થોડોક પ્રયત્ન કરવા પછી તે બિચારો આવીને સાધુને કહેવા લાગ્યો કે, 'વાંદરો આટલા દિવસ મારા ધ્યાનમાં સ્વપ્ને પણ આવતો ન હોતો, પણ તમારા નાપાડવા પછી હવે તો તે મારા વિચારમાંથી ખસતો જ નથી' આવા પ્રકારનો ઉપદેશ અમેરિકાના શિક્ષકો આપતા નથી બાળકોનું શિક્ષણ ત્યાં કિન્ડરગાર્ટન–બાળોદ્યાન–ના ક્રમથી થયા કરે છે. શિક્ષક પોતાના વિદ્યાર્થી બાળકો સાથે ખેલતા, કુદતા અને ગાતા નાચતા તેમને શીખવતા જોવામાં આવે છે બાળકો પણ હસી ખુશીથી પોતાતુ શિક્ષણ મેળવતા જાય છે. જેમકે, બાળકોને સ્ટીમર વિશેનો પાઠ ભણાવવો હોય, તો લાકડાની એક સ્ટીમર દરેક વિદ્યાર્થી બાળકની ખુરસી આગળ રાખવામા આવે છે, અને બાંબુની સળીઓ પણ પાસે પડેલી હોય છે, કે જેથી નવી સ્ટીમર બનાવી શકાય બાળકો સાથે બાળક બની ગયેલા શિક્ષકો અથવા શિક્ષકાઓ, એ વેળાએ બાળકોને કહે છે કે, 'અમે તો આગબોટ બનાવીશું–આજે તો અમે આગબોટ બનાવીશું,' એટલે દેખાદેખી બાળકો પણ કહેવા માંડે છે કે, 'ત્યારે તો અમે પણ આગબોટ બનાવીશુ,' એમ કહીને બધાં સાથે બેસી જાય છે અને જરાવારમાં આગબોટ તૈયાર થઈ જાય છે એકે બનાવી, બીજાએ બનાવી–જો કોઇને બનાવતાં ન આવડે તો શિક્ષકે સહાયતા કરી કે કામ થઇ ગયું. પછી બાળકો ઘણા જ શોખથી સવાલ કરવા માંડે છે કે, 'આ ભાગનુ શુ નામ છે? આ ભાગ કયા નામથી ઓળખાય છે? આ શું છે?' શિક્ષક કે શિક્ષકા સઢ, ડોલ વગેરે બધા ભાગોનાં ભિન્ન ભિન્ન નામો બતાવ્યા કરે છે અને બાળકો સ્ટીમરના વિષયની બધી બાબતો સહજમાં જ શીખી જાય છે. આપણી શાળાનુ શિક્ષણ લો. ત્યાં ખીલો કહ્યો !–ખીલો કરીને બાળકોના માથામાં ખીલો ઠોકાઈ જાય છે, પણ ખીલો શુ છે, એની તેમને ઓળખાણ થતી નથી આપણે ત્યાં વસ્તુના નામનું પ્રથમ જ્ઞાન આપવામાં આવે છે, પણ વસ્તુનું મરણ પર્યન્ત પણ દર્શન ન થાય તો ચાલી જાય. પશ્ચિમમાં બાળકો સવાલ કરે છે કે અમુક કહ્યુ તે શુ?–એમ બાળકોનો સવાલ પૂછવાનો સર્વત્ર કાયદોજ છે–અને શિક્ષક તેમને પૂરેપૂરા જવાબ સમજાવીને આપે છે. આ દેશના મોટા મોટા શિક્ષકોને નાનાં નાનાં બાળકોને સવાલ કરતાં અને તેમને મુંઝાવી નાખતાં શરમ જ નથી આવતી આત્માને આસ્વાદ ન આવે, તે શિક્ષણ જ શાનું? અહીં તો શિક્ષકને જોતા જ બાળકોના ભયથી પ્રાણ જ પ્રયાણ કરી જાય છે! ત્યાં બાળકોનો જેટલો શિક્ષકોમાં સ્નેહ ભાવ હોય છે, તેટલો સ્નેહ માબાપ સાથે પણ હોતો નથી. જે આનંદ તેમને શાળામા મળે છે, તે આનદ ઘરમાં મળી શકતો નથી ત્યાં સ્કૂલોમા દરમાયો લેવામાં આવતો નથી અને વિદ્યાર્થીઓને પુસ્તકો પણ મુફત આપવામાં આવે છે આ દેશકી બાતો સબસે ન્યારી ઔર અકારી હૈ

## લાહોરમાં લેકચર—અમેરિકનોનો સુધારો ને શિક્ષણ.

"હવે અમેરીકાની દુકાનોની સ્થિતિ સાંભળો ચીકાગોમાં રામ એક દુકાને ગયો, અને તે નિમંત્રણને લીધે કે, જે દુકાનનો વિસ્તાર ગાઝીપુર ગામના ત્રીજા ભાગથી ઓછો તો નહિ જ હોય એ દુકાનની નીચે બીજા પચીસ મજલા હતા જે મજલામાં જવું હોય, ત્યાં યંત્રની સહાયતાથી તત્કાળ જઈ શકાતું હતું દરેક મજલામાં નવી નવી જાતનો સામાન ભરેલો હતો ત્યાં રોજ કરોડો ગ્રાહક આવે છે, પણ દુકાનવાળાઓની રાહ રીતિ બધાં સાથે એક સરખી જ હોય છે. કોઇ લાખનો ખરીદદાર હોય કે કોઈ પાંચ પૈસાની વસ્તુ લેવા આવ્યો હોય, પણ તેઓ તો તેને એક નજરથી જ જુએ છે ત્યાં કીંમત પણ જે વસ્તુપર જેટલી લખેલી હોય છે તેટલી જ લેવાય છે—કોડી વધારે પણ નહિ અને કોડી ઓછી પણ નહિ અને તેઓ બધા સાથે હસીહસી અને આદરથી જ વાત કરે છે. જો કોઈ કાંઈ પણ ન ખરીદે અને દશ વસ્તુઓની અમથી કીંમત પૂછીને હેરાન કરે ને ચાલ્યો જાય તોપણ તેઓ કંટાળ્યા વગર તેને દરવાજા સૂધી પહોંચાડવાને જાય છે, અને રીત પ્રમાણે સાહેબ સલામ કરે છે. એ મોટી દુકાનપર જ નહિ, કિન્તુ ત્યાંની સાધારણ દુકાનોમાં પણ એવો જ વિવેક જોવામાં આવે છે

"અમેરિકા, જાપાન, ઇંગ્લંડ, જર્મની ઇત્યાદિમાં પોલીસ બહુ જ લાયકીવાળી અને પ્રજાને તાબે રહેનારી પ્રજારક્ષક છે, પ્રજાભક્ષક નથી ઘણા શ્રોતાઓ કદાચિત્ મારા વ્યાખ્યાનનો છેડો જોવા પણ ઇચ્છતા હશે; અને અમેરિકાના લોકોની પ્રશંસા બહુ થઈ, હવે પૂર્ણાહુતિ કરો, એમ પણ કહેવાને તૈયાર હશે હવે એમનાં ગીત ક્યાં સૂધી ગાતા રહેશો? શું આપ અમને અમેરિકન બનાવવા ઈચ્છો છો? એવી શંકાવાળાઓને રામ કહે છે કે, શું ભારતવાસીઓ અમેરિકન બને? હર! હર! હર!!! જેના મનમાં એવો વિચાર પણ આવ્યો હોય, તે દૂર થાઓ અને એવી આશા જો કોઇએ રાખી હોય તો તેનો પણ લોપ થાઓ રામનો એવો મનોભાવ છે જ નહિ, થયો પણ નથી, અને થશે પણ નહિ ભારતવાસીઓ ભારતવાસી જ રહો! ભારતમાં છે તે કેથે નથી પણ ત્યાં છે તે હાં નથી અલબત, કેટલીક વાતો તો આપણે તેમની પાસેથી જરૂર લેવી જ જોઇએ. આપણે નાશના પાશમાંથી બચવા ઇચ્છતા હોઇએ અને આપણું હિંદુત્વ આપણને કાયમ રાખવું હોય, તો આપણે એમની વિદ્યાકળાનો સ્વીકાર કરવો જ જોઇએ હું તો ગમે તે રીતે મળે તોય એ લઈ લઈશ. રામની તો એવી જ ભાવના છે કે, પોતે હિન્દુસ્તાનીના હિન્દુસ્તાની કાયમ રહીને, અમેરિકા આદિ દેશવાળાઓ કરતાં પણ વધી જાય પણ એ વાત તેમને તિરસ્કારવાથી સિદ્ધ થઈ શકે એમ નથી આજે વીજળી, રેલવે, તાર ઇત્યાદિથી જમીનનો સુફા-સલો અને કાળ એ બન્નેને ખાઈ ગયા છે. વિશાળ સૃષ્ટિ એક નાનો ટાપૂ બની ગઈ છે, જે દેશો સર્વથા ભિન્ન દેશ તરીકે માનવામાં આવતા હતા, તે નગર થઈ ગયા છે, અને આગળનાં નગરો તે ગલીઓ બની ગઈ છે. આ વખતે જો આપણે પોતાને ભિન્ન જ રાખવા માગિયે, અને પોતાને બીજી જાતિઓથી ભિન્ન માનીને

પોતાના જ અઢી ચોખાની ખીચડી રાંધવાની ઇચ્છા રાખિયે, આજે વીસમી સદીમાં આપણે જો આગળના પુરાતન રીતિ રિવાજો જ રાખિયે અને પશ્ચિમના સુધારાને લેવાનું છોડી દઇયે, તેમ જ ઉધારધર્મને છોડીને નગદધર્મને ન સ્વીકારિયે, તો આપણે ફોતરા પેઠેજ ઉડી જવાના કાળ અને પોતાની સ્થિતિને પિછાનો.

"કંચન હોવે કીચમે, બિખમે અમૃત હોય;
બિધા, નારી નીચમે, તીનો લીજે સોય."



## પ્રકરણ ૫૦ મું.

### લાહોરમાં લેકચર-સ્વાત્માર્પણ કરો !

આગળ ચાલતાં શ્રોતાઓના આનંદ ને ઉત્સાહમાં વૃદ્ધિ કરતાં, નવિનજીવનમાં પ્રવેશ કરતાં **શ્રી**રામભજનાનંદ બોલ્યા કે; "પ્રીય આર્યજનો! જ્યારે **રામ** **અ**મેરિકામાં વસતો હતો, ત્યારે માથે પાઘડી **હિ**ન્દુસ્તાનની જ ધારણ કરતો હતો. પરંતુ બનારોમાં બરફ હોવાથી પગમાં જોડા તેજ દેશના ધારેલા હતા લોકોએ પૂછ્યું કે, 'કેમ સાહેબ! જોડા પણ **હિ**ન્દુસ્તાનના નથી પહેરતા?' એના ઉત્તરમાં **રામે** જણાવ્યુ કે, 'માથુ તો હું હિન્દુસ્તાની જ રાખીશ, પણ પગ તમારા.' જ્યારે આર્યાવર્ત્ત પૂર્ણ ઉન્નતિની અવસ્થામાં હતું, ત્યારે તે પોતે આ તળાવોનું દેડકુ થઇ રહ્યુ નહોતું

"જે વેળાએ પુષ્કરમાં યજ્ઞ થયો હતો, તે વેળાએ **હ**બસી, **ચી**ની અને **ઇ**રાની વગેરે જાતિઓને નિમંત્રણ આપવામાં આવ્યું હતું, અને રાજસૂયયજ્ઞ પૂર્વે **ભીમ**, **અ**ર્જુન, **ન**કુળ અને **સ**હદેવ આદિ દૂર દૂરના બીજા દેશોમાં ગયા હતા. **રામ**ચંદ્ર પોતે પણ, **આ**ર્યાવર્ત્તની મર્યાદા મૂકી સેતુ ઉલ્લંઘીને આવશ્યકતા પડવાથી સમુદ્ર પાર ગયા હતા.

"તે સમયમાં **આ**ર્યાવર્ત્ત કોઇ બીજા દેશનું મોહતાજ હતું નહિ પણ આજે તો બીજા દેશોની વિદ્યાકળા શીખવાની એટલી બધી આવશ્યકતા છે કે, તે વિના સર્વસ્વ જવાનો પણ સભવ છે અત્યારે યુરોપ, **અ**મેરિકા, **જા**પાન ઇત્યાદિ અન્ય દેશોની વિદ્યાકળાથી આપણે પોતાને હીન અને દીન રાખવા ન જોઇએ બહારની હવા લાગવાથી આપણા જીવમાં નવિન જીવ આવી જવાનો સંભવ છે અને આપણે ખરેખરા હિંદુ બની જઇશું બહાર નીકળવાથી આપણાં શાસ્ત્રો અને આપણી નીતિ રીતિનું વધારે મુલ્ય અકાશે, અને આપણાં શાસ્ત્રોનો વ્યવહારમાં પણ ઉપયોગ થવા માંડશે પુરાણોમાં સાંભળવામાં આવતું હતુ અને ભણવામાં આવતુ હતું કે, ફલાણા ઋષિના શાપથી ફલાણા મનુષ્યની સ્થિતિમાં આવો આવો ફેરફાર થઇ ગયો યોગવાશિષ્ટમાં પાષાણ સમસ્ત સૃષ્ટિને બનાવી દેવાનું વર્ણન

આવે છે, પણ અમેરિકામાં તો એનાં અનેક ઉદાહરણો પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થઇ ચૂક્યાં છે. યુનીવાર્સિટીનાં મકાનો અને હોસ્પીટલોમાં એવા એવા ચમત્કારો કરવામાં આવે છે કે, સહસ્રાવધિ બીમારોને માત્ર વિચાર અને ધારણાના બળથી જ સારા કરવામાં આવે છે. વિઝર્ડો–જાદુઇ ખેલો કરનારાની સફાઈથી ટેબલની ઘોડી નજરે પડવી, અને સાધારણ મનુષ્યમાં ડાક્ટર પોલનાં દર્શન થવાં, મનુષ્યત્વનું પરિવર્ત્તન થઇ જવું–દૃષ્ટિગોચર વસ્તુઓનું અદૃષ્ટ થઇ જવું-ઇત્યાદિ નજરોનજર જોવામાં આવે છે.

"સંસ્કૃતમાં વેદાંતના વિચારો બહુ જ ગહન અને અવ્યક્ત છે. અવધૂતગીતા, અષ્ટાવક્રગીતા, શંકરાચાર્ય સ્વામીનાં સ્તોત્રો અને કેટલેક ભાગે યોગવાશિષ્ઠ એ વેદાંતના ગ્રંથો છે, અને ફારસીમાં સમ્સત બ્રીજનાં વચનો સર્વથી પ્રબળ વેદાંતના પ્રદર્શક છે એથી ઉતરતી 'મસ્નવી' છે. શેખ અત્તાર અને મગરબી ઇત્યાદિ છે. પરંતુ અમેરિકામાં વાઇટ રેમડના વાક્યોમાં પણ એ જ વેદાંતની દેખાતી મદોન્મત્તતા જે મુક્તિનું ભાન કરાવે છે, તે જોઇને કોઇને પણ આશ્ચર્ય થયા વિના રહે તેમ નથી અષ્ટાવક્રગીતા, અવધૂતગીતા અને શંકરાચાર્યનાં સ્તોત્રો, શમ્સતબ્રીજ અને બુલશાનાં વચનો ખરેખર જ મુક્તિના દ્વારનું દર્શન કરાવનારાં છે.

"ઠટકર ખડા હું ખૌફસે ખાલી, જહાનમે;
તસ્કીને દિલભરી હય મેરે દિલમે જાનમે;
સુધે જબાં મકાંમે મેરે પયર મિસ્લે સગ;
મયેં ક્યસે આ સકું હું યુ ક્યદે બયાનમે?

"હબસી ગુલામોને સ્વતંત્રતા આપવા માટે અમેરિકાના દેશઝગડાની વખતે એ વાઇટ રેમંડ દરેક ઝગડામાં સર્વથી આગળ પડતો ભાગ લેતો હતો બન્ને તરફના ઘાયલ થયેલા યોદ્ધાઓને મલમપટી કરવી, તરસ્યાને પાણી પીવડાવવું, તડફડતા જીવડાને પોતાની સુશ્રુષાથી જીવમાં જીવ લાવવો અને એ જ સમયે પોતાની નવી રચેલી ચોપડીનાં કેટલાંક પ્રસંગને અનુસરતાં કાવ્યો ગાતા ફરવુ, એ બધું તેનું એક સાધારણ કાર્ય હતુ. એ લડાઇ અને યુદ્ધના વખતમાં વાઇટ રેમડ એવો તો મદોન્મત્ત થઇને ફર્યા કરતો હતો કે, જેવી રીતે ભોલાશંકર ભૂત પ્રેતોના સમૂહોમાં અને શ્રીકૃષ્ણ ગોપીઓના મડળમાં ફરતા પુરાણોમાં વર્ણવેલા છે એ પછી એક ચાલતી લડાઈઓમાં અર્ધ મરેલા એવા એક દુ.ખભંજન દેવદૂતનાં દર્શન કરતાં પ્રાણ મુક્ત થયો! તે ખરેખર મુક્ત થઇ ગયો–

"શબ હો પ્યાસ ભૂત હો તુફાં હો છેદ છાડ;
જગલ કે પેડ કબ ઇન્હે લાતે હયે ધ્યાનમે?;
ગર્દિશસે રોજગાર કે દિલ જાય જિસ્કા દિલ;
ઇન્સાંન હો કે કમ હયે દરખ્તોકી શાનમે?

"એવા જ પ્રકારનો એક બીજો બ્રહ્મનિષ્ઠ **અમેરિકામાં હેનરી થ્રો** પણ થયો છે. એ સાચો બ્રહ્મચારી, એકાંતવાસમાં અને જંગલોમાં સંન્યાસીનું જીવન વીતાડતો હતો. તે સૃષ્ટિસેવકસાધુ હતો નહિ. **અમેરિકાનો** સર્વથી મોટો અને જાણીતો નિબંધકાર **એમર્સન**, એ હેનરી થ્રોના સંબંધમાં લખે છે કે, 'મધુ મક્ષિકાઓ એના ખાટલાપર સાથે જ સુઇ રહે છે, 'પણ એ નિર્ભય પ્રેમની પ્રતિમાને દંશનો વિકાર કરતી નથી. જંગલના સર્પો તેના હાથે અને પગે વીંટળાઈ જાય છે, પણ તેમની તેને જરાપણ ભીતિ હોતી નથી. કેવો દયાભૂષણ?' **એમર્સને** એકવાર માર્ગમાં ચાલતાં ચાલતાં તેને પૂછ્યું કે, '**અમેરિકાના** મૂળ વતનીઓનાં તીર મળી શકે છે?" તેણે તત્કાળ જવાબ આપ્યો કે, 'જ્યાં ઇચ્છો ત્યાં.' એટલામાં નમીને તેણે એક તીર ઉપાડીને તેને આપી દીધું વેદોમાં પણ એ જ દૃષ્ટિ સૃષ્ટિવાદનો વારંવાર ઉલ્લેખ કરવામાં આવેલો છે **એમર્સન**, કે જેણે નવી સૃષ્ટિમાં નવો આત્મા પ્રવેશાવી દીધો હતો, અર્થાત્ તેના લેખોથી લોકોમાં એક નવા જ ભાવનો ઉદ્ભવ થયો હતો, એવા એક વિદ્વાનનાં વાક્યો અસત્ય હોય જ નહિ. **ભગવદ્ગીતા** અને બીજા ગ્રંથોનો તે બહુ જ સારો વિદ્વાન્ હતો. તેણે પોતાના લેખોમાં વારંવાર ગીતા અને ઉપનિષદોનાં પ્રમાણો-વાક્યો આપેલાં છે. વળી એના મિત્રોના કથનથી પણ જાણવામાં આવ્યું છે કે, તેના વિચારોમાં ખાસ કરીને ગીતા અને ઉપનિષદોનો ઘણો જ પ્રભાવ પડેલો હતો મહાત્મા **થ્રો** પોતાના એક લેખમાં લખે છે કે, 'હું ઉષઃકાળમાં ઊઠીને **ભગવદ્ગીતાના** પવિત્ર ગંગાજળમાં મારા મસ્તિષ્ક અને હૃદયને સ્નાન કરાવું છું એ એટલો બધો પવિત્ર અને ગહન તત્ત્વજ્ઞાનનો ગ્રંથ છે કે, જગતમાં એનો પ્રચાર થવાને સહસ્રાવિધિ વર્ષો વ્યતીત થઈ ગયાં છે, તોપણ એના જેવી બીજી કોઈ રચના અદ્યાપિ પ્રસિદ્ધિમાં આવી શકી નથી એની સાથે સરખાવતાં આપણી વિદ્યા અને આપણા તત્ત્વજ્ઞાનના ગ્રંથો બિલકુલ આપણને ઉતરતા પ્રકારના જોવામાં આવે છે એ ગ્રંથની જ્ઞાન ગભીરતા એટલી બધી ઉચ્ચ પ્રકારની અને અદ્વિતીય છે કે, એને જોતાં જ એવો વિચાર બંધાઇ જાય છે કે, એ ગ્રંથની રચના કોઈ બીજા જ યુગમાં થએલી હોવી જોઇએ.' એક બીજા પ્રસગે **મિસરના પીરેમિડસનો** ઉલ્લેખ કરતાં **થ્રો** લખે છે કે, 'પાછલા જમાનાની સ્મૃતિ કરાવનારી જેટલી વસ્તુઓ છે, તેમાં **ભગવદ્ગીતાથી** વધારે સારી વસ્તુ બીજી એક પણ નથી.' એ જ **ભગવદ્ગીતા** અને **ઉપનિષદોનું** શિક્ષણ જો વ્યવહારમાં આવી જાય, તો તે જ રોકડો ધર્મ થઈ જાય એને જ પોતાની રગેરગમાં પ્રસરાવીને આજે વિદેશીયો આટલી ઉન્નતિ પ્રાપ્ત કરતા જોવામાં આવે છે. તમારા પાસે પ્રોમીસરી નોટ તો મોજૂદ છે, પણ એ નોટનું ભક્ષણ કરી નથી શકાતું એ ગમે તેટલી કીમતી હોય, તોપણ એથી ક્ષુધા અને પિપાસાનો લોપ નથી થતો, અર્થાત્ એ નોટને વટાવીને તેના રોકડા રૂપિયા મેળવવા જ જોઇએ. આજે તે લોકોએ નોટના રોકડા રૂપિયા આપવાને શક્તિમાન્ છે. આજે તમારી એ હુંડી ત્યાં જ ખરી થઈ શકે એમ છે માટે જાઓ તેમની પાસે.

